સ્વ. શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ-આશ્રિત

તથા

સ્મારક 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' એકાદશ તથા દ્વાદશ પુષ્પ

# બાલવિધવા કલ્યાણી

અથવા

## રાજા કે રાક્ષસ?

પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી

મૂલ્ય રૂ. ૩-૦-૦

## 'હિન્દુ ગૌરવ ગ્રંથ માળા'ના

પ્રકટ થઇ ગયેલાં પુષ્પો (ગ્રંથો)

૧ ગુરૂ ગોવિન્દસિંહ અથવા
ધુરંધર ધર્મસમ્રાટ......પ્રથમ પુષ્પ*

૨ વીર વૈરાગી અથવા બંદા બહાદુર...દ્વીતીય ,,*

૩ હિન્દુસંગઠન અથવા મરણોન્મુખ હિંદુ
જાતિની એકમાત્ર સંજીવની...તૃતીય ,,

૪ દમ્પતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા
નિષ્ફળતાનો વિચાર (પ્ર. ખંડ) ચતુર્થ ,,

૫ સૌભાગ્યરાત્રિ અથવા વહુરાણીને શીખામણ
(પ્રથમ ખંડ) ષષ્ઠ ,,

૬ વીસમી સદીની વસન્તસેના અથવા એક
વિલક્ષણ વારાંગનાની વીરગર્જના (પ્રથમ ખંડ
પૂર્વાર્દ્ધ તથા ઉત્તરાર્દ્ધ) નવમ તથા દશમ પુષ્પ

૭ બાળવિધવા કલ્યાણી અથવા
રાજા કે રાક્ષસ ? એકાદશ તથા દ્વાદશ ,,

* આ બે ગ્રંથો કાચા પૂંઠાના તથા પાકા પૂંઠાના મળી શકશે. એમની કીમતમાં આ પ્રમાણે વધારો કરવામાં આવ્યો છે. સ્થાયી ગ્રાહકોમાટે કાચા પૂંઠાનો રૂ. ૧-૦-૦ અને પાકા પૂંઠાના રૂ. ૧ ૮-૦ અસ્થાયી ગ્રાહકો માટે કાચા પૂંઠાના રૂ. ૧-૮-૦ અને પાકા પૂંઠાના રૂ. ૨-૦-૦ (નવા સ્થાયી ગ્રાહકો આ બે ગ્રંથો મંગાવશે તો તેમની પાસેથી આ પ્રમાણે મૂલ્ય લેવામાં આવશે અને એ બન્ને ગ્રંથોની થોડી નકલો બાકી રહેલી હોવાથી જ્યાં સુધી હશે ત્યાં સુધી જ મોકલવામાં આવશે.

લખો:—વ્યવસ્થાપક,

'હિન્દુ ગૌરવ ગ્રંથ માળા' કાર્યાલય,

નં. ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ, કોટ. મુંબઈ નં. ૧.

'હિન્દુ ગૌરવ ગ્રંથ માળા'ના ઉત્પાદક તથા પોષક



**સ્વ. શેઠ શ્રી મનસુખલાલ છગનલાલ શેરદલાલ**

જન્મઃ- સંવત ૧૯૪૭, વૈશાખ, શુકલા અષ્ટમી.

સ્વર્ગવાસઃ--સંવત ૧૯૮૬, વૈશાખ, શુકલા પ્રતિપદા.

(તા. ૨૯ મી એપ્રીલ ૧૯૩૦ મંગળવાર)

સ્વ. શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ–આશ્રિત તથા સ્મારક
'હિન્દુગૌરવ ગ્રંથમાળા' એકાદશ તથા દ્વાદશ પુષ્પ

# બાલવિધવા કલ્યાણી

અથવા

## રાજા કે રાક્ષસ ?

એક વર્તમાનકાલિક સત્યઘટનાવલંબિની હૃદયભેદિકા
તથા રોમાંચકારિણી રાજકથા

પ્રયોજક :
ઠક્કુર નારાયણ વિસનજી

"He that is hated of his subjects cannot be counted a king." ( R. S. )

"પ્રજાવડે ધિક્કારાયલા રાજાને એક રાજા તરીકે
ગણી શકાતો જ નથી." સ્કૉટિશ લોકોક્તિ

સંશોધિત પ્રથમ સંસ્કરણ

વિક્રમાર્ક ૧૯૮૮ ] [ ઈ. સ. ૧૯૩૨

મૂલ્ય રૂ. ૩-૦-૦



સ્વ. વિપ્રવીર નિર્ભયરામ હરિરામ કાગદી.
સુદામાપુરી (પોરબંદર)

# ગ્રંથોત્સર્ગ

**સ્વર્ગીય સન્મિત્ર વિપ્રવંશાવતંસ**

**શ્રીયુત નિર્ભયરામ હરિરામ કામદી,**

સુદામાપુરી (કાઠીઆવાડ)

ષટ્પદ હરિગીત

સુંદર પુરીબંદર* વિશે નર વિરલ નિર્ભયરામ તું;
હરિરામ નામ સુતાતનો સુત હતો નિજ કુલધામ÷ તું;
છે ધન્ય હીરા માત‡ જેનો તનય નયનવિરામ× તું;
ગુણ કર્મથી તારા સમયનો હતો ભાર્ગવરામ¢ તું!;
દુર્જનવિદારક, સાધુરક્ષક શકિતયો તારી હતી;
તેં સ્વાર્થ ને પરમાર્થમાં સમતા સદા ધારી હતી. ૧
તેં કૈક નર ગર્વિષ્ઠના ગુરુ ગર્વને ગાળ્યા હતા;
નિર્બળ ઉપર થાનાર અત્યાચારને ટાળ્યા હતા;
ઠાર્યાં ગરીબોને તથા બદમાશને બાળ્યા હતા;
ધન મેળવીને બાહુબળથી શુભ દિવસ ભાળ્યા હતા;
તારાં કૃપા ને કોપ બન્ને ઇષ્ટફળદાયક હતાં;
તારાં વચન વર્તન સદા એકત્વપરિચાયક હતાં. ૨
પાપો નિવારીને નિરંતર યોજના હિતની કરે;
ગુણો છુપાવી મિત્રના ગુણરાશિને અગ્રે ધરે;
સંકટસમયમાં મિત્રથી નહિ દૂર કિંચિત્ સંચરે;
થઇને સહાયક મિત્રનો નિજ મિત્રની ચિન્તા હરે;
સન્મિત્રનાં એ લક્ષણો કવિજન કથે છે ભૂતળે;
તે છે સુભાગી મિત્ર જેને વિશ્વમાં આવો મળે! ૩
સન્મિત્ર છે આવા વિરલ, મિત્રો ઘણા છે નામના;
સુખસંગી મિત્ર અસંખ્ય ને છે વિપુલ મિત્રો દામના;ઽ
તાલી ઘણેરા મિત્ર છે ખાનાર માલ હરામના;
મિત્રો ન એ, ગોલા ગણો, કુલદીપકો જ૪ ગુલામના;
છત+ દેખતા એ જ્યાં લગી ત્યાં લગી ફોલી ખાય છે;
દારિદ્રય¶ પડતાં દષ્ટિયે મિત્રો મટી રિપુ$ થાય છે. ૪

---

* પોરબંદર. ÷ કુલનો પ્રકાશ. ‡ માતા હીરબાઇ. × નયનવિશ્રામ.
¢ ભગવાન્ પરશુરામ. ઽ ધન. ૪ પુત્રો. + ધનની વિપુલતા. ¶ નિર્ધનતા, ગરીબી. $ શત્રુ.

[illegible] મિત્ર તું એવો હતો જેનો નથી જોટો અહીં;
[illegible] સમા સન્મિત્રનો પૂરો પડ્યો ટોટો અહીં;
[illegible] ય ગુણ, પૂજાય છોટો કે નહીં મોટો અહીં;
[illegible] સત્ય છે, એમાં ન એકે શબ્દ છે ખોટો અહીં;
આજે ય તારા મરણનો જે શોક હૃદયે થાય છે;
ગંભીર તારા ગુણગણોનો એ અમર મહિમાય છે. ૫
સદ્ભાગ્ય એ મારાં હતાં સન્મિત્ર મારો તું હતો;
આપત્તિમાં સાહાય્ય, સાન્ત્વન આપનારો તું હતો;
નૈરાશ્યમાં* આશા અમર ઉપજાવનારો તું હતો;
'હિમ્મત ન હારો' મંત્ર એ ઉચ્ચારનારો તું હતો;
ઇશ્વર તથા નિજ બાહુમાં શ્રદ્ધા અચલ તારી હતી;
જીવનવિસર્જનમાં+ ય ઋષિ સમ શાંતિ તેં ધારી હતી. ૬
વૈદિક સનાતન ધર્મધારક વીર તું હિન્દુ હતો;
તું વિશ્વવિષના પાત્રમાં પીયૂષનો ઽ બિન્દુ હતો;
નિબિડ નિરાશાની નિશાનો ધ્વાન્તહર÷ ઇન્દુ ॰ હતો;
તું રુદ્રનો અવતાર તેમ જ શાંતિનો સિન્ધૂ હતો;
કીધી પ્રતિજ્ઞા પૂર્ણ કૃષ્ણે યથા કંસધ્વંસની;×
કીધી પ્રતિજ્ઞા પૂર્ણ તેં પણ દુષ્ટવંશધ્વંસની. ૭
જે જે ક્ષણે હું દુઃખથી ને કષ્ટથી મુંઝાઉં છું;
આ સ્વાર્થમય સંસારના આઘાતથી અકળાઉં છું;
આશા-નિરાશાના વમળમાં વિકળ થઇ અટવાઉં છું;
તારાં સ્મરી આશ્વાસનો, ગુણગાન તારાં ગાઉં છું;
તેનું સદા સ્મારક રહે મૈત્રી હતી જે આપણી;
એ ભાવથી સાહિત્યકૃતિ અર્પું તને આ, નરમણી! ૮

મુકુન્દ તા. ૫-૧૨-૩૧
શનિવાર.

તારો નિરંતર ગુણગ્રાહક મિત્ર
ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર.

---

* નિરાશા. + પ્રાણત્યાગ, મૃત્યુ. ઽ અમૃત. ÷ અંધકારહારક. ॰ ચન્દ્ર
× કંસના સંહારની.

# ઉપોદ્‌ઘાત

"...................................King–becoming graces
**Are Justice, Verity, Temperance, Stableness, Bounty**
**Perseverance, Mercy, Lowliness,**
**Devotion, Patience, Courage, Fortitude."**

*Shakspeare.*

આંગ્લ મહાકવિ શેક્સપીયરના કથન અનુસાર "ન્યાયશીલતા; સત્યતા; નિગ્રહ કિંવા સંયમશીલતા; સ્થિરતા કિંવા દઢતા; અતિશય ઉદારતા કિંવા દાતૃત્વ; અનુકંપા, દયા કિંવા કરુણા; નિરહંકારિતા, નમ્રતા કિંવા વિનયશીલતા; ઇશ્વરભક્તિ કિંવા ધાર્મિકતા; સહિષ્ણુતા કિંવા સહનશીલતા; પરાક્રમશીલતા કિંવા નિર્ભયતા અને સાહસિકતા કિંવા પુરુષાર્થ એ સર્વ સદ્‌ગુણો જ રાજાનાં વાસ્તવિક અલંકાર કિંવા ભૂષણ છે." અર્થાત્‌ આ સદ્‌ગુણરૂપ અલંકારો વિના રાજા કદાપિ શોભી શકતો જ નથી અને પોતાના રાજા તરીકેનાં કર્તવ્યોને પાળી શકતો જ નથી એટલે એનું પરિણામ એ જ થાય છે કે આ સદ્‌ગુણો વિના રાજા પોતાનાં કર્તવ્યોથી ભ્રષ્ટ થઇ જાય છે અને કર્તવ્યભ્રષ્ટ થતાં રાજા તરીકેની તેની યોગ્યતા, પૂજ્યતા તથા મહત્તાનો પોતાની મેળે જ લોપ થઇ જાય એ સ્વાભાવિક હોવાથી કેવળ સદ્‌ગુણો સાથે જ સંબંધ ધરાવનારી મહત્તાનો લોપ થતાં ગુણહીન તથા કર્તવ્યભ્રષ્ટ રાજાને લોકો સ્વાભાવિકજ ધિક્કારવા મંડી જાય છે અને પ્રસ્તુત ગ્રંથના મુખપૃષ્ઠમાં ઉદ્ધૃત કરાવેલી સ્કૉટિશ લોકોક્તિ અનુસાર પ્રજાવડે ધિક્કારાયલા રાજાને એક રાજા તરીકે ગણી શકાતો જ નથી ('He that is hated of his subjects cannot be counted a King'). શેક્સપીયરે જે સદ્‌ગુણોને રાજાના અલંકાર-રૂપ દર્શાવેલા છે તે જ સદ્‌ગુણોને અન્ય સર્વ દેશ તથા સર્વ કાળના શાસ્ત્રકારો, વિચારશીલ પુરુષો, વિદ્વજ્જનો, કવિજનો તથા પ્રજાજનોએ પણ રાજાના અલંકારરૂપ માનેલા હોવાથી એ માન્યતાના સંબંધમાં સમસ્ત સંસારની નિરપવાદ એકવાક્યતા છે એ વાર્તા સર્વથા નિર્વિવાદ છે અને આ માન્યતાનો કોઇથી પણ પ્રતિકાર કિંવા અસ્વીકાર કરી શકાય એ વાર્તા સર્વથા અશક્ય તથા અસંભવનીય છે; કારણ કે, રાજ્યકર્તા પુરુષમાં જો આ સદ્‌ગુણોની આવશ્યકતાને અંગીકારવામાં ન આવે, તો પછી લોકો માટે રાજસત્તાના ભારને પોતાના સ્કંધ ઉપર

ધારણ કરવાની, પોતાના શારીરિક તથા બૌદ્ધિક પરિશ્રમથી ઉપાર્જિત કરેલા ધનના ષષ્ઠાંશ, ચતુર્થાંશ કિંવા તૃપીયાંશને રાજકર્તાનાં ચરણોમાં 'રાજકર' તરીકે સમર્પી દેવાની અને રાજાને પૂજ્ય માનીને રાજાનાં ચરણોમાં મસ્તક નમાવવાની આવશ્યકતાજ શી છે વારૂ ? સારાંશ કે, મહામનીષી આંગ્લ વિદ્વદ્રત્ન ડિફો (Defoe) ના કથન અનુસાર "જ્યારે રાજાઓ પોતાની ન્યાયશીલતાના શસ્ત્રને ત્યજી દે છે, એટલે કે ન્યાયને ત્યજીને અન્યાયના શસ્ત્રને પ્રજાના કંઠ ઉપર ચલાવવા માંડે છે ત્યારે તેઓ રાજપદવી તથા રાજમુકુટને ધારણ કરીને રાજસિંહાસન પર વિરાજવા છતાં વાસ્તવિક રાજાઓ રહેતા જ નથી; અર્થાત્ તેમના ઉપાધિયો છાયા સમાન રહી જાય છે, તેમના રાજમુકુટો નિરર્થક વસ્તુઓ તરીકે જ અવશિષ્ટ રહેલા હોય છે અને તેથી એવા નામધારી રાજાઓના અંત કિંવા નિકન્દનમાં જ પ્રજાનું કલ્યાણ સમાયલું છે." (આના મૂળ અંગ્રેજી અવતરણમાટે જુઓ આ નવલકથાનું પૃષ્ઠ ૯ મું). પ્રસ્તુત નવલકથાના ઉપોદ્‌ઘાતના આરંભમાં જ રાજાનાં સદ્‌ગુણ, દુર્ગુણ તથા કર્તવ્યભ્રષ્ટતા આદિકને ચર્ચવાનું પ્રધાન કારણ એ છે કે આપણી પ્રસ્તુત નવલકથામાં ભારતવર્ષના વર્તમાનકાલિક હિન્દુ દેશી રાજાઓમાંના એવા જ એક કર્તવ્યભ્રષ્ટ તથા રાક્ષસોપમ હિન્દુ દેશી રાજાના અન્યાય, ભ્રષ્ટાચાર, અત્યાચાર, વ્યભિચાર અને તે રાક્ષસરાજના નિકન્દનથી જ પ્રજાના થયેલા ઉદ્ધારની સત્યઘટનાવલંબિની રોમાંચકારિણી કથા વર્ણવાયલી છે અને તેથી જ પ્રસ્તુત નવલકથાનું 'રાજા કે રાક્ષસ ?' એ પ્રશ્નાત્મક સાર્થક ઉપનામ રાખવામાં આવ્યું છે. પરંતુ પ્રસ્તુત નવલકથાને સત્યઘટનાવલંબિની તરીકે ઓળખાવવામાં આવી છે તેથી કોઇ પણ પાઠક કિંવા પાઠિકાએ એમ માની લેવાનું નથી કે આ નવલકથા કોઇ એક જ દેશી રાજાને લક્ષ્ય તરીકે નેત્રો સમક્ષ રાખીને લખાયલી છે અથવા તો અમુક એક વિશિષ્ટ દેશી રાજાની અપ્રતિષ્ઠા કરવાના મલિન આશયથી લખવામાં આવી છે; કારણ કે, વસ્તુતઃ પ્રસ્તુત નવલકથાના નાયક મહારાજા ઇશ્વરસિંહના હસ્તથી નિર્દોષ તથા રાજભક્ત પ્રજાના થયેલા પીડનની જે જે ઘટનાઓ વર્ણવાયલી છે તે હિન્દુસ્થાનના વર્તમાન હિન્દુ દેશી રાજાઓના હસ્તથી ભિન્ન ભિન્ન અવસરે થયેલાં તથા થતાં નાનાવિધ પ્રજાપીડન, અન્યાય, અત્યાચાર તથા ભ્રષ્ટાચાર આદિકનો એક સંગ્રહ છે અને અત્યારના બહુસંખ્ય દેશી રાજ્યકર્તાઓ પોતાની રાજભક્ત નિઃશસ્ત્ર તથા અત્યંત સહનશીલ પ્રજા ઉપર કેટલી સીમા પર્યન્ત પૈશાચિક અત્યાચારો કરી રહ્યા છે અને પોતાના વિનાશકાળને પોતે જ કેટલા વેગથી આમંત્રી રહ્યા

છે એ વસ્તુસ્થિતિને દર્શાવવામાટે ભિન્ન ભિન્ન દેશી રાજ્યકર્તાઓના હસ્તથી પોતપોતાની પ્રજાઉપર થયેલા તથા થતા અમાનુષ અત્યાચારોના એ સંગ્રહના સંબંધને પ્રસ્તુત નવલકથાના એક જ કાલ્પનિક નાયક દેશી રાજા સાથે જોડી દેવામાં આવ્યો છે અને એટલામાટે પ્રસ્તુત નવલકથાની વસ્તુસંકલના પણ આદિથી અંત પર્યન્ત કાલ્પનિક છે ને તે કાલ્પનિક જ હોવી જોઈએ એ કોઇ પણ કહી તથા માની શકે તેમ હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા છે પણ નહિ અને હોઇ શકે પણ નહિ. અસ્તુ.

'अति सर्वत्र वर्जयेत' એ નિયમ સાર્વકાલિક, સર્વદેશી તથા સર્વસાધારણ હોવાથી જેવી રીતે સામાન્ય જનતાના સંબંધમાં લાગૂ પડી શકે છે તેવી જ રીતે રાજા, મહારાજા તથા સમ્રાટોના સંબંધમાં પણ લાગૂ પડી શકે છે અને ઇતિહાસમાં એના અનેક દૃષ્ટાન્તો વિદ્યમાન છે; અર્થાત્ જો ધનકુબેરો, રાજકર્મચારીઓ અને રાજા, મહારાજા તથા સમ્રાટો આદિક પોતાના ઉજ્જવલ સમયમાં એવી માન્યતા ધરાવતા હોય કે: "આ 'अति सर्वत्र वर्जयेत'નો નિયમ અમારી કશી પણ હાનિ કરી શકવાનો જ નથી !" તો તેમની એ માન્યતા સર્વથા ભ્રમમૂલક, ઉન્માદમૂલક તથા વિઘાતક છે એમ જગત્નો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ આપણને ભીષણ ઘોષણા કરીને દર્શાવી રહ્યો છે. આપણા અત્યંત પ્રાચીન તથા માનવસંસ્કૃતિના આદિજન્મસ્થાન આર્યાવર્તમાં એક સમય એવો હતો કે જ્યારે પ્રજાની રાજભક્તિ તથા રાજનિષ્ઠા રાજાને સાક્ષાત્ પરમેશ્વર કિંવા વિષ્ણુ ભગવાન્ તરીકે માનવા કિંવા સ્વીકારવા પર્યન્ત પહોંચી ગઇ હતી; માત્ર એટલું જ નહિ, પણ અત્યારેય હિન્દુ પ્રજાની એ ભાવના કેટલેક અંશે અવિચલ રહેલી વારંવાર આપણા જોવામાં આવ્યા કરે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને સંબોધીને કહ્યું હતું કે: "ગજેન્દ્રોમાં તારે મને ઐરાવત તથા મનુષ્યોમાં નરાધિપ (રાજા) તરીકે માનવાનો છે."૧ 'રાજધર્મ' નામક ગ્રંથના નિર્માતાએ કહેલું છે કે: 'રાજા કોઇ એક સામાન્ય મનુષ્ય નથી: કિન્તુ સાક્ષાત્ નારાયણ (વિષ્ણુ) નો જ અંશજ છે અને એટલામાટે રાજ્યકર્તા પ્રતિ કદાપિ અવિનય ન દર્શાવતાં નિરંતર પૂજ્યભાવ દર્શાવ્યા કરવો એ પ્રત્યેક પ્રજાજનનું પરમ

૧ "ऐरावतं गजेन्द्राणां नराणांच नराधिपम्" । भगवद्गीता

નિશ્ચિત કિંવા અનિવાર્ય કર્તવ્ય છે."૨ એ જ ગ્રંથકાર આગળ વધીને કહે છેઃ "પુણ્યા વૈષ્ણવી પૃથ્વી સદા વિષ્ણુ (હરિ)ની પ્રિયતમા હોવાથી નારાયણ (વિષ્ણુ) વિના અન્ય કોણ તેનો પતિ કિંવા રાજા થઈ શકે તેમ છે? (અર્થાત્ રાજા પૃથ્વીપતિ હોવાથી સાક્ષાત્ વિષ્ણુ ભગવાન્ છે!)." ૩ આવાં અસંખ્ય અવતરણો આપણાં ધર્મશાસ્ત્રો, નીતિશાસ્ત્રો તથા અર્થશાસ્ત્ર આદિક ગ્રંથોમાંથી આપી શકાય તેમ છે; પરંતુ 'સ્થાલીપુલાક' ન્યાયથી અહીં આટલાં વાક્યો જ પર્યાપ્ત છે. જે પાઠકો તથા પાઠિકાઓની હિન્દુ રાજભક્તિના સંબંધમાં આવા પ્રકારનાં વિપુલ પ્રમાણોને જોવા તથા જાણવાની જિજ્ઞાસા હોય, તેમને અમો કલકત્તાનિવાસી રાજા સૌરીન્દ્રમોહન ટાગોર સી. આઈ. ઈ. ના લખેલા અને ઈ. સ. ૧૮૮૩માં કલકત્તામાં પ્રકાશિત થયેલા 'Hindu Loyalty' નામક ગ્રંથને જોઈ જવાની એટલામાટે ભલામણ કરીએ છીએ કે એ ગ્રંથમાં ગ્રંથકર્તાએ સંસ્કૃત ગ્રંથમાંથી હિન્દુ રાજભક્તિનાં આવા પ્રમાણો કિંવા અવતરણો વિપુલ સંખ્યામાં આપેલાં છે. પરંતુ અહીં એ રહસ્યને પણ અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે કે આપણા નાનાવિધ સંસ્કૃત ગ્રંથોમાં આવા પ્રકારની અલૌકિક તથા અદ્વિતીય રાજભક્તિ જેમના હસ્તથી ધર્મશાસ્ત્રકથિત રાજધર્મ કિંવા રાજકર્તવ્યોનું પર્યાપ્ત પાલન થયા કરતું હોય તે ન્યાયપરાયણ, ધર્મનિષ્ઠ, સદાચારી, પ્રજાહિતતત્પર તથા કર્તવ્યપાલક રાજ્યકર્તાઓ પ્રતિ જ દર્શાવવામાં આવી છેઃ ગમે તેવા ધર્મભ્રષ્ટ તથા કર્મભ્રષ્ટ શિશ્નોદરપરાયણ પતિત રાજ્યકર્તાઓ પ્રતિ દર્શાવવામાં નથી આવી; કારણ કે, જો એમ ન હોત, તો આપણાં એ જ હિન્દુ ગ્રંથોમાં કર્તવ્યભ્રષ્ટ રાજાઓની જે એટલી જ નિન્દા કરાયલી આપણા જોવામાં આવી શકે છે તે કદાપિ આપણા જોવામાં આવી શકત નહિ તેમ જ અત્યંત અત્યાચારી તથા કર્તવ્યભ્રષ્ટ રાજાઓની પ્રજાના હસ્તથી થયેલી પદભ્રષ્ટતા તથા હત્યા આદિકના જે ઉલ્લેખો આર્યવર્તના ઇતિહાસમાં વિદ્યમાન છે તે ઉલ્લેખો પણ આપણા જોવામાં ભાગ્યે જ આવી શક્યા હોત. આપણે અહીં પ્રથમ આદિમાનવધર્મશાસ્ત્રપ્રણેતા મનુ ભગવાનનાં જ કેટલાંક વચનોને અવલોકીશું.

---

૨ "नारायणांशजो राजा मनुष्यो न कदाचन ।
अतस्तु दुर्नयं त्यक्त्वा सर्वो नीतिं समाचरेत्"॥ राजधर्मः

३ "पृथिवी वैष्णवी पुण्या सदा प्रियतमा हरेः ।
नारायणात्ते नान्यो वाऽस्याः पतिर्भवेत्" ॥ राजधर्मः

જે મનુ ભગવાને 'મનુસ્મૃતિ'ના પ્રથમ અધ્યાયમાં રાજધર્મોને વર્ણવતાં રાજાને ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચન્દ્રમા તથા કુબેર આદિક અષ્ટ દિગ્પાલોના નિત્ય અંશમાંથી ઇશ્વરદ્વારા ઉત્પન્ન કરાયલા દેવતુલ્ય માનવ તરીકે ઓળખાવ્યો છે તે જ મનુ ભગવાન્ એ જ અધ્યાયમાં સ્પષ્ટ શબ્દોમાં કહે છે કેઃ "જો પૂર્ણ રીતિથી વિચાર કરીને દંડ દેવામાં આવે તો તેથી સમસ્ત પ્રજા સુખિની રહે છે અને અવિચારથી દંડવિધાન કરતાં સર્વનો વિનાશ થઇ જાય છે." શ્લો. ૧૯ મો. "જો રાજા સારી રીતે વિચાર કરીને દંડ દેનારો હોય છે તો તેથી ધર્મ, અર્થ તથા કામની વૃદ્ધિ થતી રહે છે અને એથી વિરુદ્ધ જો રાજ્યકર્તા નીચ, કામી તથા અનુચિત દંડ દેનારો હોય છે તો તે દંડથી તે પોતે જ હણાઇ જાય છે." શ્લો. ૨૭ મો. "વિનયહીન થવાથી અનેક ઐશ્વર્યવાન્ રાજાઓ નષ્ટ થઇ ગયા છે અને વિનયપૂર્વક વનમાં વસનારા પુરુષોએ રાજ્યોને પ્રાપ્ત કરી લીધાં છે." શ્લો. ૪૦ મો. "વેન, નહુષ, સુદાસ, પૈજવન, સુમુખ તથા નિમિ આદિક રાજાઓ અવિનય (કિંવા અત્યાચાર) ના યોગેજ વિનષ્ટ થઇ ગયા હતા અને વિનય (સદાચાર) ના યોગે રાજા પૃથુ તથા મનુએ રાજ્યની તેમ જ ક્ષત્રિયપુત્ર વિશ્વામિત્રે બ્રાહ્મણત્વની પ્રાપ્તિ કરી લીધી હતી." સ્થલાભાવથી અહીં મૂળ શ્લોકો નથી આપ્યા; પરંતુ શ્લોકોના અંક આપેલા હોવાથી જેમની ઇચ્છા હોય તેમનાથી 'મનુસ્મૃતિ'માં આ મૂળ શ્લોકો જોઇ શકાય તેમ છે. અહીં મનુ ભગવાને અવિનય, અત્યાચાર કિંવા કર્તવ્યભ્રષ્ટતાના પરિણામે નષ્ટ થયેલા અત્યાચારી રાજાઓની જે નામાવલી આપી છે તેના સબંધમાં વિશેષતઃ લક્ષમાં રાખી લેવા યોગ્ય વાર્તા તો એ છે કે એમનામાંના વેન રાજાએ બ્રાહ્મણોના ધર્મમાં બાધા નાખનારી અત્યાચારમયી આજ્ઞાઓ આપવાથી તેમ જ બ્રાહ્મણો ઉપર અત્યાચાર કરવાથી તેના એ અત્યાચારો અસહ્ય થઇ પડતાં અત્યંત સહિષ્ણુ તથા શાંતિમૂર્તિ બ્રાહ્મણોએ જ તેની હત્યા કરી નાખી હતી અને તેના સિંહાસન ઉપર તેના પુત્ર પૃથુનો અભિષેક કરી દીધો હતો. વેન રાજાના વિનાશની આ કથા 'વિષ્ણુપુરાણ'માં સવિસ્તર વર્ણવાયલી છે. નહુષ સોમવંશી પ્રાચીન રાજા હોઇને બુધપુત્ર પુરૂરવાનો પૌત્ર તથા આયુ નામક રાજાનો સર્વથી જયેષ્ઠ કુમાર હતો. એની રાજ્ઞીનું નામ વિરજા હતું અને એના યતિ, યયાતિ, સંયાતિ, અયતિ, વિયતિ તથા કૃતિ નામક ૭ પુત્રો હતા. એ રાજા મહાપરાક્રમી તથા સદ્‌ગુણી હોવાથી જે વેળાએ વૃત્રાસુરનો વધ કરીને પીડિત ઇન્દ્ર જળવિહાર કરી રહ્યો હતો

તે વેળાયે દેવ નામક આર્યો તથા ઋષિયોએ તેને ઇન્દ્રપદનો અધિકારી કરી દીધો હતો. એ સામયિક ઇન્દ્રપદના મદથી અંધ થઇને તેના મનમાં ઇન્દ્રાણીના ઉપભોગની ઇચ્છા થઇ આવી અને પરમપૂજ્ય સપ્તર્ષિયોને અશ્વ તરીકે પોતાના રથમાં જોડીને તે ઇન્દ્રાણી પાસે જવાને નીકળ્યો એટલે તેના આ ભ્રષ્ટાચાર તથા અત્યાચારથી કોપાયમાન થઇને મહાસહિષ્ણુ ઋષિયોએ જ તેનો નાશ કરી નાખ્યો. આ નહુષ રાજાના નાશની કથા 'મહાભારત'માં તેમ જ 'શ્રીમદ્ ભાગવત'માં પણ વર્ણવાયલી છે. એ જ પ્રમાણે એક કિંવા અન્ય અત્યાચાર, અધર્માચાર અથવા ભ્રષ્ટાચારના કારણથી વૈજવન આદિક રાજાઓના નાશની કલ્પના કરી લેવાની છે; વિસ્તારના ભયથી એ સર્વ અત્યાચારી રાજાઓની કથાઓ અમો નથી આપી શકતા. ઇંગ્લંડના ઇતિહાસમાં પણ રાજા ઍડ્વર્ડ દ્વિતીય (તા. ૨૧ મી સપ્ટેમ્બર ૧૩૨૭) તથા રાજા ચાર્લ્સ પ્રથમ (તા. ૩૦મી જૂન ૧૬૪૯) જેવા અન્યાયી, અત્યાચારી તથા કર્તવ્યભ્રષ્ટ રાજ્યકર્તાઓની તેમની જ અત્યાચારપીડિતા પ્રજાના હસ્તથી થયેલી પદભ્રષ્ટતા તથા હત્યાના દારુણ દૃષ્ટાંતો વિદ્યમાન છે. જેના નામના શ્રવણમાત્રથી જ ગર્ભવતીઓના ગર્ભ ગળી પડતા અને જેની સિંહગર્જનાથી દશ દિશાઓ કંપાયમાન થઇ જતી હતી તેવા ઇરાનપતિ નાદિરશાહ જેવા મહાગર્વિષ્ઠ બાદશાહોના જીવનદીપ તેમના જ સૈન્યના એક સામાન્યથી પણ સામાન્ય સૈનિક કિંવા સિપાહીની તેગથી બુઝાઇ જવાનાં અનેક ઉદાહરણો મુસ્લિમ ઇતિહાસમાં પણ આપણા જોવામાં આવ્યાં કરે છે. જો જગતના છેલ્લા ત્રીસથી ચાળીસ વર્ષના ઇતિહાસમાં જ આપણે દૃષ્ટિપાત કરીએ, તો એ અત્યંત નિકટવર્તી ભૂતકાળમાં પણ એ જ ઐતિહાસિક ઘટનાઓની પરિપૂર્ણ પુનરાવૃત્તિયો થયેલી આપણને દૃષ્ટિગોચર થતી રહે છે; અર્થાત્ 'Historoy repeats itself ('ઇતિહાસ પોતે પોતાની પુનરાવૃત્તિ કરતો જ રહે છે;') એ નિયમ જેટલા પરિમાણમાં ભૂતકાળમાં સત્ય તથા સર્વવ્યાપક હતો તેટલા જ પરિમાણમાં વર્તમાનકાળમાં પણ સત્ય તથા સર્વવ્યાપક દેખાયા કરે છે અને ભૂતકાળ તથા વર્તમાનકાળ ભવિષ્યકાળના નિદર્શક, નિર્ણાયક તથા નિર્માતા હોવાથી ભવિષ્યકાળમાં પણ એ ત્રિકાલાબાધ્ય નિયમની સત્યતા તથા સર્વવ્યાપકતા સર્વથા અબાધ્ય જ રહેવાની છે એમ કોઇ પણ પ્રકારના સંદેહ કિંવા સંકોચ વિના કોઇથી પણ કહી શકાય તેમ છે. ઉદાહરણ તરીકે, પોર્ટુગાલમાં ત્યાંના રાજાની પદભ્રષ્ટતા તથા પ્રજાતંત્રની સ્થાપના; રશિયાના મહાગર્વિષ્ઠ તથા અનન્ય અત્યાચારી જારની પદભ્રષ્ટતા, સપરિવાર હત્યા તથા રશિયામાં 'બોલશેવિજમ' નામક પ્રજાતંત્રની પ્રતિષ્ઠાપના; તુર્ક-

સ્તાનમાં ખલીફ તથા તેની ખિલાફતની ખલાસી તેમ જ 'સલ્તનતે જમ્હુરી' (પ્રજાતંત્ર)ની સ્થાપના અને સ્પેનના સર્વસત્તાધીશ રાજ્યકર્તાની પદભ્રષ્ટતા તથા સ્પેનમાં પ્રજાતંત્રની પ્રતિષ્ઠા આદિક ઘટનાઓ છેલ્લાં પચીસ વર્ષના કાલાવધિમાં જ ઘટેલી છે એટલે એ ઘટનાઓના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ. સારાંશ કે, એકલા યૂરોપ ખંડમાં જ ગત મહાયુદ્ધની ઘટનાથી પૂર્વે ૨૦ થી અધિક નિરંકુશ-સર્વસત્તાધીશ સમ્રાટો પોતાનાં સામ્રાજ્યોને ચલાવી રહ્યા હતા અને પોતાની પ્રજાઓને અત્યાચારોની ઘાણીમાં પોતાની ઇચ્છા અનુસાર પીલી રહ્યા હતા; પરંતુ તેમનામાંના નવ યૂરોપીયન્ સમ્રાટોનાં સામ્રાજ્યોનો અત્યારે સદાને માટે લોપ થઇ ગયો છે અને આ ક્ષણે ૨૦ માંથી કેવળ ૧૧ યૂરોપીયન્ સામ્રાજ્યો જ અવશિષ્ટ રહી ગયાં છે એટલે યૂરોપીયન્ નિરંકુશ સામ્રાજ્યોમાંના ૫૦ ટકા જેટલાં સામ્રાજ્યોના અસ્તિત્વનો અંત આવી ગયો છે એમ જ કહી શકાય અને એ સામ્રાજ્યોના સ્થાનમાં પ્રજાતંત્રો દઢતાપૂર્વક સ્થપાઇ ગયેલાં હોવાથી યૂરોપમાં અત્યારે એવી સ્થિતિ ઉપસ્થિત થઇ ગઇ છે કે યૂરોપની લંબાઇની પોર્ટુગાલની રાજધાની લિસ્બોં (lisbon) નામક સીમાથી આરંભીને પૂર્વોત્તરસ્થ બિલાડી બોસ્ટક (Biladi Bostak)ની દ્વિતીય સીમા પર્યન્ત રેલ્વેમાં પ્રવાસ કરતાં એવો એક પણ પ્રદેશ જોવામાં નથી આવતો કે જ્યાં સામ્રાજ્યનો દુંદુભિનાદ કોઇના સાંભળવામાં આવી શકતો હોય; અર્થાત્ એ સમસ્ત પ્રદેશમાં કેવળ પ્રજાતંત્ર, લોકસત્તા કિંવા લોકરાજ્યનો દુંદુભિનાદ જ સતત શ્રવણગોચર થતો રહે છે. અત્યાચારમયી રાજ્યસંસ્થા તથા સામ્રાજ્ય-સંસ્થાઓને ધરાશાયિની તથા નામશેષ કરી નાખનાર આ લોકોત્થાન કિંવા પ્રજાતંત્રવાદ નામક ભીષણ ઝંઝાવાત ક્યારે ને કઇ વેળાયે અવશિષ્ટ યૂરોપીયન્ સામ્રાજ્યોને પણ ધરાશાયી કરી નાખશે એની કશી કલ્પના જ નથી કરી શકાતી; માત્ર એટલું જ નહિ, પણ એ પ્રજાતંત્ર નામક ઝંઝાવાતની કેટલીક લહરીઓ પૌરસ્ત્ય દેશો પર્યન્ત પણ આવી પહોંચેલી હોવાથી અને તેણે પૌરસ્ત્ય દેશોની અત્યાચારિણી રાજ્યસંસ્થાઓ તથા સામ્રાજ્યસંસ્થાઓદ્વારા પીડાતી પ્રજાઓને પણ તેમનાં કર્તવ્યનું ભાન કરાવીને જાગ્રત કરી દીધેલી હોવાથી ચીન તથા ઇરાન જેવાં પૌરસ્ત્ય સામ્રાજ્યોમાં પણ પ્રજાતંત્રવાદના વિજયનાં ચિહ્નો દષ્ટિગોચર થવા માંડ્યાં છે. આ સર્વ વર્તમાનકાલિક ઘટનાઓ હોવાથી અને એ ઘટનાઓનાં સવિસ્તર ઉલ્લેખો તથા વિવરણો વર્તમાનપત્રોમાં વારંવાર પ્રકાશિત થતાં

હોવાથી પ્રસ્તુત નવલકથાના ઉપોદ્ઘાતમાં એ ઘટનાઓના આનાથી અધિક વિસ્તૃત વિવેચનની આવશ્યકતા નથી; કારણ કે, એ ઘટનાઓના આટલા દિગ્દર્શનથી જ અત્યારે સમસ્ત સંસારમાં કેવા પ્રકારનું રાજનૈતિક વાતાવરણ વિસ્તરી રહ્યું છે એની 'સ્થાલીપુલાક ન્યાય'ના અવલંબનદ્વારા તત્કાળ યથાર્થ તથા વાસ્તવિક કલ્પના કરી શકાય તેમ છે. વર્તમાન ભારતીય પ્રજા પણ રાજનૈતિક સ્વાતંત્ર્ય કિંવા સ્વરાજ્યને મેળવવાના જે પ્રચંડ પ્રયત્નો અત્યારે કરી રહી છે તે પણ એ વિશ્વવ્યાપક રાજનૈતિક વાતાવરણનું જ પરિણામ છે. એ પરિણામ નૈસર્ગિક હોવાથી એમાં આશ્ચર્ય જેવું કાંઇ છે જ નહિ; કિંબહુના જો ભારતવર્ષમાં એ પરિણામ દૃષ્ટિગોચર ન થાય તો તેને જ આશ્ચર્યકારિણી ઘટના તરીકે ઓળખી તથા ઓળખાવી શકાય તેમ છે.

બુદ્ધિમત્તાનો એક સામાન્ય નિયમ એ છે કે એક સમયાવચ્છેદે બે પાંચ મનુષ્યો એક જ માર્ગમાં સાથે ચાલ્યા જતા હોય અને તેમનામાંના સર્વથી અગ્ર ભાગમાં ચાલનાર મનુષ્યને ઠોકર લાગવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તેને લાગેલી ઠોકરને જોઇને પાછળ ચાલનારા મનુષ્યોએ અતિશય સાવધાન થઇને એવી રીતે ચાલવું જોઇએ કે જેથી તેમને એ ઠોકરના ભોગ થવાનો અવસર પ્રાપ્ત થતો અટકી જાય અને તેઓ પોતાના પ્રવાસને નિર્વિઘ્ન સમાપ્ત કરી શકે. અર્થાત્ ઉપર જેમના ઉલ્લેખો કરાયલા છે તે પ્રજાના હસ્તથી નષ્ટ થયેલાં રાજા, મહારાજા, રાજ્ય તથા સામ્રાજ્ય આદિકનાં જવલંત ઉદાહરણો પોતાનાં નેત્રો સમક્ષ વિદ્યમાન હોવા છતાં હિન્દુસ્થાનના વર્તમાનકાલિક દેશી રાજ્યકર્તાઓ (હિન્દુ તથા મુસ્લિમ ઉભય જાતિના દેશી રાજ્યકર્તાઓ),—અમુક અપવાદરૂપ વિચારશીલ, ન્યાયપરાયણ તથા પ્રજાપાલક દેશી રાજાઓને વર્જ્ય કરતાં,* પ્રજાપીડન, અત્યાચાર, અનાચાર, ભ્રષ્ટાચાર, દમનનીતિ, પાશવિક શકિત તથા પ્રજા

---

* પાંચે આંગળીઓ સરખી હોતી જ નથી એટલે હિન્દુસ્થાનના વર્તમાનકાલિક સર્વ દેશી રાજાઓ આવા જ પ્રજાપીડક, અત્યાચારી, ભ્રષ્ટાચારી તથા વિલાસી છે અને એમનામાં કોઇ પણ રાજધર્મપાલક આદર્શ રાજ્યકર્તા છે જ નહિ એવો અમારા કથનનો આશય છે જ નહિ અને કદાપિ હોઇ શકે પણ નહિ. અમો એ વાર્તાને પ્રાંજલતાથી સ્વીકારીએ છીએ કે હિન્દુસ્થાના વર્તમાનકાલિક દેશી રાજાઓના [illegible] અમુક એવા આદર્શ રાજ્યકર્તા પુરુષો [illegible] કે જેમના સદાચાર, ધર્મપાલન, [illegible] પ્રજા સંતુષ્ટ

પોકારની ઉપેક્ષા તેમ જ પ્રજાના તિરસ્કારથી જ પોતાની નિરંકુશ તથા અત્યાચારિણી રાજસત્તાને અવિચલ રાખવાની જે હાસ્યાસ્પદ ચેષ્ટાઓ કરી રહ્યા છે તે હાસ્યાસ્પદ ચેષ્ટાઓના નિરીક્ષણથી જો કોઇ પણ વિચારશીલ તથા બુદ્ધિમાન્ પુરુષના હૃદયમાં મહદ્ આશ્ચર્ય થાય તો તે સર્વથા સ્વભાવિક છે; કારણ કે, તેમની એ ચેષ્ટાઓ 'મહાભારત'માં વર્ણવાયલી એક ઘટનાનું વારંવાર સ્મરણ કરાવતી રહે છે. એક અવસરે યક્ષે ધર્મરાજ યુધિષ્ઠિરને એવા આશયનો એક પ્રશ્ન પૂછ્યો હતો કે: "આ સંસારમાં જેને અપૂર્વ આશ્ચર્ય કહી શકાય તે આશ્ચર્ય શું છે?" અને ધર્મરાજ યુધિષ્ઠિરે યક્ષના એ પ્રશ્નનું જે ઉત્તર આપ્યું હતું તે આ હતું:—

"अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम् ।
शेषाः स्थावर मिच्छन्ति किमाश्चर्यमतः परम् ?" ॥

અર્થાત્: "પ્રતિ દિવસ અસંખ્ય મનુષ્યોને યમધામમાં પ્રયાણ કરી જતાં જોવા છતાં બાકીનાં જીવિત મનુષ્યો 'જાણે અમારાં જીવનનો અંત તો થવાનો જ નથી' એમ ધારીને અમરતાને ઇચ્છી રહ્યાં છે એનાથી પરમ આશ્ચર્ય બીજું શું હોય વારુ? આ ઉત્તરમાં જો કિંચિત્ પરિવર્તન કરીને એમ કહેવામાં આવે કે: "પ્રતિ દિવસ પ્રજાપીડક તથા અત્યાચારી રાજાઓ તથા સમ્રાટોને તેમનાં રાજ્યો તથા સામ્રાજ્યો સહિત યમધામમાં વેગપૂર્વક પ્રયાણ કરી જતાં જોવા છતાં આ પરાધીન ભારતીય દેશી રાજાઓ અત્યાચાર, પ્રજાપીડન તથા દમનનીતિદ્વારા જ પોતાની નિરંકુશ

---

રહ્યા કરે છે અને જેમના સંબંધમાં અત્યાર સુધી પ્રજાનો લેશમાત્ર પણ અસંતોષ કોઇના જોવા તથા જાણવામાં નથી આવી શક્યો. અમારા કોઇ પણ વિરોધી કિંવા પ્રતિપક્ષીથી અમારા શિર ઉપર એક પક્ષીયતાના દોષને ન સ્થાપી શકાય એટલામાટે પ્રસ્તુત નવલકથામાં જેવી રીતે એક અધમાધમ રાજ્યકર્તા તરીકે મહારાજા ઇશ્વરસિંહજીનાં દુશ્ચરિત્રોને વર્ણવવામાં આવ્યાં છે તેવી જ રીતે એક ઉત્તમોત્તમ તથા આદર્શ નરેન્દ્ર તરીકે શ્રી. નટવરબંદરના હિન્દુ તરુણ રાજ્યકર્તા મહારાજા શ્રી. કૃષ્ણસિંહજીનાં સચ્ચરિત્રોને પણ પાઠકવૃન્દ સમક્ષ રજૂ કરવામાં આવ્યાં છે; કારણ કે, મહારાજા કૃષ્ણસિંહજી પ્રમાણે જે રાજ્યકર્તા પુરુષો રાજા તરીકેના સમસ્ત સદ્ગુણોવડે અલંકૃત હોઇને પોતાની પ્રજાનું ધર્મયુક્ત શાસન કરતા રહે છે. તે રાજ્યકર્તા પુરુષો પ્રતિ સર્વનો નિરંતર પૂજ્યભાવ જ રહ્યા કરે છે અને તે રહેવો જ જોઇએ. પ્રજાઓનો

રાજસત્તાઓને નિરંતર અમર રાખવાની દુરાશાને દઢતાપૂર્વક સેવી રહ્યા છે એથી અધિક આશ્ચર્ય અન્ય શું હોઇ શકે વારુ ?"

દેશી રાજ્યના નિવાસી સાહસી વ્યાપારીઓ બ્રિટિશ ભારતનાં મુખ્ય મુખ્ય નગરો તથા અરબસ્તાન, ઇરાન તેમ જ આફ્રિકા આદિક દૂર દૂરના સમુદ્રપારવર્તી દેશોમાં જઇને વિપુલ વ્યાપાર કરતા રહે છે અને લાખો, કરોડો રૂપિયા કમાતા રહે છે; કિન્તુ તેઓ પોતાની સ્વર્ગથી ય ગરીયસી જન્મભૂમિ–અર્થાત્ દેશી રાજ્ય–માં વ્યાપાર નથી કરતા, એ ઘટના બાહ્યતઃ આશ્ચર્યકારિણી દેખાતી હોવા છતાં લેશમાત્ર પણ આશ્ચર્યકારિણી નથી અને એનું પ્રધાન કારણ એ જ છે કે દેશી રાજાઓની શાસનપદ્ધતિ બહુધા અનીતિમયી તથા સ્વેચ્છાચારિણી હોવાથી તેમનાં હૃદયોમાં પોતાના નરેન્દ્રોની પ્રસન્નતા તથા અપ્રસન્નતાની ભીતિ નિરંતર અવિચળ રહ્યા કરે છે. દેશી રાજ્યોના નિવાસી ધુરંધર વ્યાપારીઓનાં હૃદયોમાં વારંવાર એવી શંકાઓ ઉદ્‌ભવતી રહે છે કે: "જો આપણે આપણી જન્મભૂમિમાં જ કોઇ પણ મોટા ઉદ્યોગ કિંવા વ્યાપારને આરંભી દઇશું અને મહારાજાધિરાજ કોઇ વાર અપ્રસન્ન થઇને જો અસહ્ય કર (ટૅક્સ) નો ભાર આપણા શિર પર નાખી દેશે, આપણી પાસેથી નાણાં કઢાવવામાટે સાચા ખોટા અભિયોગો આપણા પર ચલાવવા માંડશે, આપણાં ઘરબાર તથા માલ મિલ્કત જપ્ત કરી લેશે, આપણાં કારખાનાંના કામદારોને બેગાર કિંવા વેઠમાં લઇ જઇને આપણાં કારખાનાંને બંધ કરાવી દેશે, આપણી પાસેથી નાણાંની ગમે તેટલી રકમ ઉછીના માગશે તે જો આપણે આપીશું તો આપણને પોતાની મેળે પાછાં નહિ આપે ને જો માગણી કરીશું તો કોપાયમાન થઇને

---

જે વિરોધ હોય છે તે રાજ્યસંસ્થા સાથે પણ નથી હોતો તેમ જ રાજ્યકર્તા સાથે વૈયક્તિક ભાવયુક્ત પણ નથી હોતો; કિન્તુ રાજ્યકર્તાના અનાચાર, અત્યાચાર, ભ્રષ્ટાચાર તથા અયોગ્ય પ્રજાપીડન સાથે જ હોય છે અને તેમાં પણ ભારતીય હિન્દુ પ્રજા તો જ્યારે રાજ્યકર્તાના અત્યાચારો પૈશાચિકતાની સીમા પર્યન્ત પહોંચીને સર્વથા અસહ્ય થઇ પડે છે ત્યારે જ અનિચ્છાપૂર્વક પોતાના વિરોધને દર્શાવતી હોવાથી અત્યારે ભારતીય હિન્દુ પ્રજા પણ જ્યારે દેશી રાજ્યકર્તાઓ પ્રતિ આટલો પ્રબળ વિરોધ દર્શાવી રહી છે ત્યારે દેશી રાજ્યકર્તાઓના અન્યાય તથા અત્યાચાર કેટલા પરિમાણમાં વધારે થઇ ગયેલા હશે [illegible] એનું સામાન્ય અનુમાન કોઇથી પણ કરી શકાય તેમ છે.

આપણા અનિષ્ટની કુચેષ્ટાઓ કરવા મંડી જશે અને કદાચિત્ આપણને પોતાની નિરંકુશ સત્તાના યોગે અપરિમિત સમયને માટે જેલમાં પણ પૂરાવી દેશે; તો પછી આપણે શું કરીશું ?" આપણા દેશી રાજમંડળમાંના અનેક રાજાઓના હસ્તથી પોતાના રાજ્યના ધનાઢ્ય વ્યાપારીઓ ઉપર આવા પ્રકારના અત્યાચારો અનેક વાર થયેલા હોવાથી જો પોતાના નરેન્દ્રો ઉપરથી વ્યાપારીઓનો વિશ્વાસ ઊઠી ગયો હોય તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ ? અર્થાત્ દેશી રાજ્યોના વ્યાપારી તથા ઉદ્યોગી પુરુષોનો પોતાના નરેન્દ્રોમાં આવા પ્રકારનો અવિશ્વાસ બંધાઇ ગયેલો હોવાથી તેઓ પોતાની જન્મભૂમિમાં પોતાના વિશાળ વ્યાપાર તથા ઉદ્યોગને વિસ્તારવાનું સાહસ સ્વાભાવિક જ નથી કરી શકતા. ઔદ્યોગિક તથા વ્યાવસાયિક શિક્ષણનો અભાવ એ દેશી રાજ્યોમાંના વ્યવસાય તથા ઉદ્યોગના અભાવનું એક બીજું કારણ છે અને એ કારણ પ્રતિ પણ આપણા દેશી રાજ્યકર્તાઓનું ધ્યાન અદ્યાપિ નથી આકર્ષાયું ને ભવિષ્યમાં આકર્ષાશે કે કેમ, એ પણ પ્રશ્ન જ છે; કારણ કે, આપણા જે દેશી રાજા મહારાજાઓ મદિરાભક્ત છે તેમને પોતાની પ્રિયંકરી મદિરાના સેવનમાંથી અવકાશજ નથી મળી શકતો; જે રાજા મહારાજાઓ મૃગયા—શિકાર—ના નાદમાં જ નિમગ્ન રહેનાર છે તેમને એ મૃગયા દેવી પોતાથી નિમેષમાત્રને માટે પણ વિભક્ત થવા નથી દેતી; જે દેશી શાસકો અન્ય દેશની રાજનીતિના ઉપાસક છે તેમને પોતાની વક્તૃત્વકલા તથા પોતાના રાજનીતિ વિષયક જ્ઞાનના કૌશલ્યને દર્શાવવામાટે ભિન્ન ભિન્ન દેશોમાં ભ્રમણ કરવામાં જ પોતાના આયુષ્યનો અધિક સમય વીતાડવો પડે છે; જે વિલાસી આત્મા દેશી રાજ્યકર્તાઓ રૂપવતી રમણીઓના કિંવા વેશ્યાઓના યૌવનવનના વિહારી તથા સૌન્દર્યસુમનના રસભોગી ભ્રમરની પદવી ધરાવનારા છે તેમને તો પોતાનાં વિલાસમંદિરોમાંથી બહાર નીકળતાં અકાળ મૃત્યુ જ પોતાનાં નેત્રો સમક્ષ દંડાયમાન દેખાયા કરે છે અને જે દેશી રાજ્યકર્તાઓને વિલાયતમાં વસવાનો જ ભયાનક ઉન્માદ ભૂત કિંવા પિશાચની બાધા પ્રમાણે વળગી ગયો છે તેઓ એક કિંવા અન્ય શુભ કિંવા અશુભ કારણથી વર્ષના દશ કે અગિયાર માસ વિલાયતમાં જ પડયા પાથર્યા રહીને કેવળ એક અથવા બે મહિના પોતાની પ્રજાના ધનને લુટીને વિલાયતમાં લઇ જવામાટે જ પોતાના રાજ્યમાં કોઇ એક અસ્થાયી પ્રવાસીના રૂપમાં જ પધારતા હોવાથી એ વિલાયતવાસી દેશી રાજાઓને તો અન્ય વિષયો પ્રતિ લક્ષ આપવાનો અવસર મળી જ કયાંથી શકે વારૂ ? સારાંશ કે, આ સર્વ દેશી રાજા મહારાજાઓએ પોતાનાં રાજ્યોના શાસનનો સમસ્ત

ભાર પોતાના અમાત્યો-દીવાન સાહેબો-ના શિરપર જ નાખી દીધેલો હોય છે. પરંતુ એ બિચારા દીવાન સાહેબો પણ ક્યાં જાય, શું કરે ને શું ન કરે ? તેઓ પોતાના અન્નદાતા રાજ્યકર્તાઓની મોટી મોટી માગણીઓને પહોંચી વળવામાટે પ્રજાના શિર પર નવા નવા કર નાખવાના ઉપાયોને શોધે, શાહૂકારો કિંવા અન્ય રાજ્યો પાસેથી ઋણુ લેવાના પ્રયત્નો કરે, ન્યાયમંદિરોમાં ચાલતા અભિયોગોને સાંભળે કે શાસનનું સંચાલન કરતા રહે ? આનો અર્થ એટલો જ સમજવાનો છે કે દેશી રાજ્યોની પ્રજા પેટ ભરીને ખાતી હોય કિંવા નિત્ય નિર્જલા એકાદશીવ્રત પાળતી હોય, ભુખે મરી જતી હોય તેમ જ વસ્ત્રો પરિધાન કરતી હોય કિંવા નાગા બાવાઓ પ્રમાણે દિગંબર સ્વરૂપમાં વિચરતી હોય એની દેશી મહારાજાઓ તથા તેમના અમાત્ય તથા અન્ય રાજકર્મચારીઓ આદિ કોઇના હૃદયમાં કશી પણ ચિન્તા કદાપિ થતી જ નથી ને જો આવી જ સ્થિતિ ચાલતી રહેશે તો એ ચિન્તા ભવિષ્યમાં કોઇના હૃદયમાં ઉત્પન્ન થવાની પણ નથી.

હવે આપણે એ પણ જોઇ લેવાનું છે કે આજકાલના આપણા દેશી રાજ્યકર્તાઓ પ્રજાના પ્રાણાન્તક પરિશ્રમથી પ્રાપ્ત કરેલા અને નાનાવિધ કરના સ્વરૂપથી રાજકોષમાં આવતા ધનનો ક્યાં તથા કેવી રીતે ઉપયોગ (દુરુપયોગ) કરી રહ્યા છે. વિશેષતઃ પોતાની પ્રજાના એ ધનનો આપણા આ દેશી રાજા મહારાજાઓ પોતાના ભોગવિલાસ તથા સ્વલ્પકાલિક મનોરંજનની સામગ્રીઓમાં એટલી સીમા પર્યન્ત અપવ્યય કરી રહ્યા છે કે પ્રજાના ધનની આટલી અવિચારશીલતા તથા મૂર્ખતાથી પાયમાલી કરનાર એમના જેવા શાસકો હતભાગી ભારતવર્ષ વિના સંસારના અન્ય કોઇ પણ દેશમાં અત્યારે આપણને દીવો લઇને શોધીએ તો પણ ક્યાંય મળી શકે તેમ નથી. ઉદાહરણ તરીકે આપણા એક ભારતીય દેશી રાજ્યની વાર્ષિક આવક રૂ. ૧,૩૬,૮૦,૦૦૦ની છે અને એ દેશી રાજ્યના નિરંકુશ નરેન્દ્રનો પોતાનો વ્યક્તિગત ખર્ચ રૂ. ૧૫,૮૩,૦૦૦ છે; અર્થાત્ પોતાની ૯ લાખ જેટલી સંખ્યાની પ્રજાના પાલન કિંવા પિતા તરીકેની પવિત્ર પદવી ધરાવનાર પ્રજાપતિ પોતાની પ્રજાની લોહીનાં ટીપાં વર્ષાવીને કરેલી કમાણીના સેંકડે ૧૧॥ ટકા પોતાના આમોદ પ્રમોદ અને પોતાના રાજપરિવારના પાલન પોષણ તથા રક્ષણ આદિકમાં ફના ફાતિયા કરી નાખે છે ! એક અન્ય દેશી રાજ્યની વાર્ષિક ઉપજ લગભગ રૂ. ૫,૫૦,૦૦૦ની છે અને રાજપરિવારનો ખર્ચ લગભગ રૂ. ૫૫૦૦૦ જેટલો છે; એટલે કે રાજ્યની આવકના સેંકડે ૧૦ ટકા જેટલો ભાગ રાજ્યકર્તાના ખાનગી ખર્ચમાં ખલાસ થઇ જાય છે. આ રાજ્યની જનસંખ્યા ૬ લાખ કરતાં પણ કાંઇક

વધારે છે. આપણા દેશી રાજાઓના આ વ્યકિતગત ખર્ચોને જ્યારે આપણે સંસારના અન્ય દેશોના સમ્રાટોના અંગત ખર્ચો સાથે સરખાવી જોઇએ છીએ ત્યારે અવની તથા આકાશ જેટલો અંતર આપણા જોવામાં આવ્યા કરે છે. અનેક દેશદેશાન્તરો તથા દ્વીપદ્વીપાન્તરોના અધિરાજ આપણા સમ્રાટ્ પંચમ જ્યૉર્જ પોતાના તથા પોતાના રાજપરિવારના ખર્ચમાટે પોતાના સામ્રાજ્યની એકંદર આવકમાંથી હજારે ૮ ટકા જેટલી રકમ જ લેતા રહે છે એટલે એ તુલના એ રહસ્યને જ પ્રકાશિત કરી રહી છે કે આપણા ભારતીય દેશી રાજ્યકર્તાઓ આપણા સમ્રાટ્ પંચમ જ્યૉર્જ સાથે સરખાવતાં આવકના પરિમાણમાં ધનનો ૧૩ ગણો અધિક વ્યય કરી રહ્યા છે અને એનું કારણ એ છે કે સમ્રાટ્ પંચમ જ્યૉર્જના ખર્ચ ઉપર ત્યાંના પ્રજાપ્રતિનિધિયોની સંસ્થા (પાર્લામેન્ટ)નું નિયંત્રણ છે અને આપણા ભારતીય રાજ્યકર્તાઓ સ્વેચ્છાચારી તથા નિરંકુશ છે. આવકના પરિમાણમાં શિક્ષણ, આરોગ્યરક્ષા, રુગ્ણાલય આદિકની સ્થાપના, માર્ગોની સુધારણા તથા એવાં જ પ્રજાહિતનાં અન્યાન્ય અતિશય આવશ્યક કાર્યોમાટે જે ખર્ચ દેશી રાજ્યોમાં કરવામાં આવે છે તે બહુધા નહિવત્ કિંવા નામમાત્રનો જ હોવાથી તેની આ પરિમિત પ્રસ્તાવનામાં વિશેષ ચર્ચા કરવાની કશી પણ આવશ્યકતા એટલામાટે અમોને નથી જણાતી કે અનેક સામયિક પત્રોમાં આ વિષયની ચર્ચા અતિશય વિસ્તૃત સ્વરૂપમાં થઇ ગયેલી છે, અત્યારે પણ ચતી રહે છે; પ્રસ્તુત નવલકથામાં પણ આ વિષયનો કાંઇક ભાસ કરાવવામાં આવ્યો છે અને તે ઉપરાંત આપણા આ દેશી રાજ્યકર્તાઓના અનાચાર, અત્યાચાર, પિશાચકર્મ તથા લૂટ ને લખલૂટ ખર્ચ આદિકની રોમાંચકારિણી સત્ય કથાઓ જેમાં સવિસ્તર વર્ણવાયલી છે તેવાં અનેક અંગ્રેજી, ગુજરાતી, મરાઠી તથા હિન્દી ભાષામાં લખાયલાં પુસ્તકો પણ અત્યારે વિપુલ સંખ્યામાં સુયોગ્ય, નિષ્પક્ષપાત તથા રાજસ્થાનોના પર્યાપ્ત અનુભવી પુરુષોની લેખિનીથી લખાઇ છપાઇને પ્રકાશિત થઇ ચૂકયાં છે એટલે જે પાઠકો તથા પાઠિકાઓની દેશી રાજ્યકર્તાઓની એ રોમાંચકારિણી વાસ્તવિક કથાઓ નગ્ન તથા સવિસ્તર સ્વરૂપમાં જોવી તથા વાંચવી હોય તેમને અમો એ પુસ્તકો વાંચવાનો અહીં ઉચિત આગ્રહ કરીએ છીએ અને તેમની જાણમાટે એવા વિશાળસંખ્ય ગ્રંથોમાંના કેટલાક અંગ્રેજી, ગુજરાતી, મરાઠી તથા હિન્દી ગ્રંથોનાં નામ તથા મૂલ્ય આદિકને અહીં પ્રકાશિત કરવાનું ઉચિત ધારીએ છીએ :—

૧ H. H. or The Pathology of Princes, by Kanhayalal Gauba, Rs. 7-8-0
૨ Indictment of Patiala, Rs. 10-0-0
૩ The Last Home of Mystery, by E. Alexander Powell, Rs. 13-8-0
૪ India, Peace or War? by C. S. Ranga Iyer, Rs. 5-4-0
૫ Indian Princes Under British Protection, by P. L. Chudgar, Rs. 4-8-0
૬ Indian Princes As Their People See Them, 0-4-0
૭ Report of the Jamnagar Ijara Tapas Committee 0-8-0
૮ The Indian States and Ruling Princes, by Sir Sidney Law 0-6-0
૯ રાજસ્થાનોની સમસ્યા, સંપાદક અમૃતલાલ દલપતરામ શેઠ, રૂ. ૧-૮-૦
૧૦ ના. જામ સાહેબને ચરણે, મુદ્રક અને પ્રકાશક અમૃતલાલ દલપતરામ શેઠ ૦-૪-૦
૧૧ ધ્રાંગધ્રા સ્ટેટનો રાજ્ય કારોબાર અને ત્યાંની પ્રજાની હાલત, કર્તા મોહનલાલ પીતાંબરદાસ સંઘવી, મૂલ્ય લખેલું નથી.
૧૨ હૈદ્રાબાદ વ દેશી સંસ્થાને (મરાઠી,) લેખક રાઘવેન્દ્ર ભીમરાવ શર્મા રૂ. ૩-૦-૦
૧૩ હૈદ્રાબાદ સંસ્થાનાંતીલ ધાર્મિક નિયમ (મરાઠી,) મુદ્રક વ પ્રકાશક દેવિદાસ રંગરાવ ટાકળકર, ૦-૪-૦
૧૪ ભારત કે દેશી રાષ્ટ્ર (હિન્દી), લેખક શ્રીયુત સંપૂર્ણાનન્દ બી. એસ. સી., એલ. ટી. અધ્યાપક, ડેલી કૉલેજ, ઇન્દોર. ૦-૧૨-૦

અહીં એક અન્ય વિશિષ્ટ વાર્તાના ઉલ્લેખની અનિવાર્ય આવશ્યકતા છે અને તે એ કે પ્રસ્તુત નવલકથામાં સદ્ગુણ તથા દુર્ગુણના આદર્શ તરીકે કેવળ બે હિન્દુ દેશી રાજ્યકર્તાઓને જ પાઠકો તથા પાઠિકાઓ સમક્ષ રજૂ કરવામાં આવ્યા છે તેમ જ અન્યાન્ય સર્વ પ્રધાન પાત્રો પણ હિન્દુ-

જાતિનાં જ આલેખાયલાં છે; અર્થાત્ હિન્દુસ્થાનની મુસ્લિમ રિયાસતો તથા તે રિયાસતોના કહેવાતા મુસ્લિમ રૈયાબા-પરવરો-નવ્વાબો-ની ઉત્તમતા તથા અધમતાની બહુધા કશી પણ ચર્ચા કરાયલી નથી એટલે એથી કોઇએ એમ માની લેવાનો પ્રમાદ નથી જ કરવાનો કે હિન્દુસ્થાનની દેશી મુસ્લિમ રિયાસતોના કહેવાતા નવ્વાબ સાહબો આદિકને અમોએ આદર્શ દેશી રાજ્યના આદર્શ રાજ્યકર્તાઓ માનીને સર્વ પ્રકારના આક્ષેપોથી મુક્ત કરી દીધા છે; કારણ કે, વસ્તુસ્થિતિ એથી સર્વથા વિપરીત છે. અમોએ વિષયાન્તરના ભયથી જ પ્રસ્તુત નવલકથામાં દેશી મુસ્લિમ રિયાસતો તથા તે રિયાસતોના નવ્વાબો આદિકનાં બીભત્સ શાબ્દિક ચિત્રો નથી આલેખ્યાં; બાકી જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો દેશી મુસ્લિમ નવ્વાબોમાં પણ અવશ્ય જે અપવાદરૂપ ખરેખરા રિયાયાપરવર આંગળીના ટેરવા ઉપર ગણી શકાય તેટલી સંખ્યામાં અસ્તિત્વ ધરાવતા હોય તે ઉત્તમ મુસ્લિમ રાજ્યકર્તાઓને વર્જ્ય કરતાં બહુસંખ્ય મુસ્લિમ નવ્વાબ સાહબો તો વળી સર્વ પ્રકારના દુર્ગુણોમાં હિન્દુ દેશી રાજ્યકર્તાઓ કરતાં એક હજાર યોજન આગળ વધી ગયેલા અમારા તેમ જ સમસ્ત સંસારના જોવામાં આવ્યા કરે છે અને અમારા આ કથનને પુષ્ટિ આપનારાં અનેક પ્રમાણો અનેક દેશી તથા વિદેશી નિષ્પક્ષપાત વિદ્વાનોની લેખિનીથી લખાયલા અનેક પ્રામાણિક ગ્રંથોમાં વિદ્યમાન હોવાથી અમારા આ કથનને કોઇથી પણ માલિન્યજન્ય આક્ષેપ કિંવા અસત્યવાદ તરીકે ઓળખી કિંવા ઓળખાવી શકાય તેમ છે જ નહિ, એવો અમારો પોતાનો દૃઢ વિશ્વાસ છે. મુસ્લિમ રિયાસતોમાં અસ્તિત્વ ધરાવતા કેટલાક વિશિષ્ટ અત્યાચારોમાં જે સર્વથી અધિક ભયાનક તથા વિઘાતક અત્યાચાર અસ્તિત્વ ધરાવે છે અને જે અત્યાચારનો, દેશી હિન્દુ રાજ્યકર્તાઓ ગમે તેવા દુરાચારી હોવા છતાં પરધર્મસહિષ્ણુ હોવાથી હિન્દુ દેશી રાજ્યોમાં પ્રજાના સદ્ભાગ્યના યોગે પ્રથમથી જ સર્વથા અભાવ છે તે અત્યાચાર તે ધાર્મિક અત્યાચાર અથવા ઇસ્લામનો અત્યાચારયુક્ત પ્રચાર છે. પોતાની મુસ્લિમ રિયાસતોમાં વસતી બહુસંખ્ય હિન્દુપ્રજાના મહાપવિત્ર તથા અત્યંત પ્રાચીન સનાતન વૈદિક હિન્દુધર્મના નિર્મૂલનમાટે તથા હિન્દુઓને મુસ્લિમ બનાવી દેવામાટે મુસ્લિમ રિયાસતોના માલિકો તન્જિમ તથા તબ્લિગને કેટલી સીમાપર્યન્ત ઉત્તેજન તથા ધન આદિકની સહાયતા આપી રહ્યા છે; મહાધર્માંધ અલાઉદ્દીન ખિલજી (ખૂની) તથા ઔરંગજેબ આલમગીર પ્રમાણે હિન્દુપ્રજાનાં ધાર્મિક ઉત્સવો, ધાર્મિક ત્રિધિયો તથા દેવમંદિરનિર્માણ આદિક ધર્મકાર્યોના માર્ગમાં રાજસત્તાના યોગે

રાજનિયમ નામક નિત્ય નવી નવી બાધાઓ ઉપસ્થિત કરીને; મુસ્લિમો પ્રતિ અનેક પ્રકારના ખુલ્લા પક્ષપાતો દર્શાવીને અને હિન્દુઓની ધોળે દિવસે ને ભરેબજારે નિર્દયતાથી હત્યા કરી નાખનારા નીચ મુસ્લિમ ગુંડાઓને પણ ન્યાયને કલંક લગાડનારા મુસ્લિમ ન્યાયાધીશોદ્વારા ન્યાયમંદિરમાંથી નિરપરાધી ઠરાવી છોડાવી દઇને કેટલી ભયાનક સીમા પર્યન્ત પોતાની ધર્માંધતાનો વિશ્વને સાક્ષાત્કાર કરાવી રહ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ અન્ય હિન્દુ દેશીરાજાઓની પરધર્મસહિષ્ણુતાનો લાભ લઇને હિન્દુ દેશી-રાજ્યોમાં પણ કેટલી સીમાપર્યન્ત તન્જિમ તથા તબ્લિગના અગ્નિને વિસ્તારી રહ્યા છે એના વૃત્તાન્તો નિત્ય વર્તમાનપત્રોમાં આવતા હોવાથી અને છેલ્લે છેલ્લે હિન્દુસ્થાની મુસ્લિમોની હિન્દુધર્મ તથા હિન્દુજાતિ-વિરોધિની મલિન મનોવૃત્તિયોનો લંડનની ચક્રમંચપરિષદ્ (રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ)માં પણ સંપૂર્ણ પ્રકાશ થઇ ગયેલો હોવાથી આ વિષયના, વિશેષતઃ આ ઉપદ્ઘાતમાં, અધિક ઉહાપોહની જો કે આસ્યકતા છે જ નહિ; છતાં પણ એટલું લખ્યા વિના તો અમો નથી જ રહી શકતા કે અતિશય ધર્માં-ધતા તથા ધાર્મિક અત્યાચારોના કારણથી જ હિન્દુસ્થાનમાંથી મુસ્લિમ શાહનશાહતનો ચિરાગ સદાને માટે ગુલ થઇ ગયેલો હોવા છતાં અને એ ગઇ કાલની ઘટના મુસ્લિમોની દૃષ્ટિ સમક્ષ ઇતિહાસના રૂપમાં વિદ્યમાન હોવા છતાં હિન્દુસ્થાની મુસ્લિમ રાજ્યકર્તાઓ તથા સામાન્ય મુસ્લિમો એ જ ધર્માંધતા તથા ધાર્મિક અત્યાચારોદ્વારા સમસ્ત વિશ્વમાં તેમ જ હિન્દુસ્થા-નમાં એકચ્છત્ર મુસ્લિમ સામ્રાજ્યને સ્થાપવાની દુરાશાને સેવવામાં એક પ્રકા-રનો ભયંકર પ્રમાદ જ કરી રહ્યા છે. ઉપર જણાવેલાં પુસ્તકોમાંનાં 'હૈદ્રા-બાદ વ દેશી સંસ્થાને" તથા 'હૈદ્રાબાદ સંસ્થાનાંતીલ ધાર્મિક નિયમ', એ બે મરાઠી પુસ્તકોમાં નિઝામશાહી દક્ષિણ હૈદ્રાબાદમાંનાં જે ધાર્મિક નિયમો વિષયક આજ્ઞાપત્રો (ફર્માનો) પ્રકટ કરવામાં આવ્યાં છે તે વાંચવાની અમો અમારાં પાઠકો તથા પાઠિકાઓને એટલા-માટે ભલામણ કરીએ છીએ કે એ આજ્ઞાપત્રો ધર્માંધ તથા હિન્દુદ્વેષ્ટા શાહનશાહ ઔરંગજેબનાં હિન્દુદેવાલયોનાં વિનાશ વિષયક આજ્ઞાપત્રો (ફર્માનો)નું જ આપણને વારંવાર સ્મરણ કરાવી રહ્યાં છે અને વર્તમાન-કાલિક મુસ્લિમ દેશી રાજ્યકર્તાઓની હિન્દુધર્મવિષયક ભયાનક અસહિ-ષ્ણુતાને પ્રકાશિત કરીને 'વહી રફ્તાર બેઢંગી જો પહલે થી વહ અબ ભી હય' એ કવ્યુક્તિને અક્ષરશઃ સત્ય સિદ્ધ કરી રહ્યાં છે. એ ઉપરાંત ભોપાલ, ભાગલપુર તથા સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ)ના જૂનાગઢ આદિક મુસ્લિમ દેશી રાજ્યોમાં

હિન્દુઓ ઉપર કેવા કેવા અત્યાચારો થઇ રહ્યા છે એ સમસ્ત ભારતીય પ્રજા જાણુતી હોવાથી એનું અધિક નિરૂપણુ આ સ્થાનમાં અનાવશ્યક છે. હિન્દુ દેશી રાજ્યો આવા પ્રકારના ધાર્મિક અત્યાચારો તથા રાજ્યકર્તાઓની ધર્માંધતાથી સર્વથા મુક્ત હોવાથી એટલા પરિમાણુમાં તો એમ જ કહી શકાય કે તુલનાત્મક દૃષ્ટિથી જોતાં દેશી મુસ્લિમ રિયાસતો કરતાં તો દેશી હિન્દુ રાજ્યો અતિશય ઉત્તમ તથા આદરણીય છે. અસ્તુ.

આ સમસ્ત વિવેચનથી જે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કેઃ પૂર્વકાલિક ભારતીય નરેન્દ્રો બહુધા પોતાની પ્રજાને પુત્રપુત્રીવત્ માનતા તથા પાળતા હતા અને કોઇ સ્વૈર રાજકુમાર કિંવા રાજાના કોઇ આત્મીય અધિકારીના હસ્તથી અત્યાચારની ઘટના ઘટી જતાં જો પ્રજા તે રાજાના રાજ્યને ત્યજીને અન્ય રાજાના રાજ્યમાં જઇ વસવાને તૈયાર થઇ જતી હતી; તો તેવા પ્રસંગે તે નરેન્દ્રો પોતાના રાજકુમારોને દેશવટો આપી દેતા હતા, પરંતુ પોતાની પ્રજાને પ્રસ્થાન કિંવા પ્રયાણુ કરી જવા ન હોતા દેતા અને આજના દેશી રાજ્યકર્તાઓ એથી વિપરીત પોતાની પ્રજાને કશી ગણુનામાં જ નથી ગણુતા; માત્ર એટલું જ નહિ, પણુ પ્રજાને પીડવા તથા ચગદી નાખવામાં જ પોતાના રાજા તરીકેના અવતારની સફળતાને જોતા તથા અનુભવતા રહે છે તેનું કારણુ શું છે? આ અતિશય મહત્ત્વમય પ્રશ્નનું સર સિડ્ની લો જેવા એક વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ તથા રાજનીતિજ્ઞ પુરુષે પોતાની લખેલી 'હિન્દુસ્થાનનાં દેશી રાજ્યો તથા તેમના રાજ્યકર્તાઓ' ('The Indian States and Ruling Princes') નામક લઘુ પુસ્તિકામાં જે સર્વથા નિષ્પક્ષપાત તથા સમર્પક ઉત્તર આપ્યું છે તે ઉત્તરને જ અમો અહીં અનુવાદના સ્વરૂપમાં ઊતારી લેવાનું ઉચિત ધારીએ છીએ. તેઓ પોતાની એ પુસ્તિકાના 'દેશી રાજ્યોની શાસનપદ્ધતિ' ('How The States Are Governed') શીર્ષક પ્રકરણુમાં અતિશય ગંભીરતા પૂર્વક લખે છે કેઃ—

"પૌરસ્ત્ય દેશોમાં નિરંકુશ કિંવા સર્વથા સ્વતંત્ર રાજસત્તાના દુરુપયોગને અટકાવી દેનાર જો કોઇ પણુ પરિણુામકારક સાધન હોય તો તે પ્રજામત છે. અર્થાત્ જો રાજ્યકર્તા પોતે પોતાના પૃષ્ઠ ભાગમાં પગારદાર કિંવા ભાડુતી વિદેશી સૈન્યના બળને ધરાવનાર સૈનિક વિજેતા ન હોય, તો તે રાજ્યકર્તા પોતાની ભયાનક તથા વિઘાતક રાજ્યવ્યવસ્થાદ્વારા પોતાની પ્રજાના તિરસ્કારને પાત્ર થવાનું સાહસ કદાપિ નથી કરી શકતો અને કદાચિત્ કોઇ અવિચારી રાજા એવું અપવાદરૂપ સાહસ કોઇવાર કરી દે છે;

એટલે કે, પોતાની નિરંકુશ રાજસત્તાના બળથી પ્રજાને પીડવા મંડી જાય છે; તો તેની પ્રજા બળવો કરીને, વિદ્રોહના અગ્નિને પ્રજળાવીને અથવા તો રાજવંશિક ષડયંત્રના ચક્રને ચલાવીને તેની એ પ્રજાપીડક કાર્યકીર્તિનો સત્વર જ અંત કરી બતાવે છે.

“એ સત્ય વાર્તાને તો આપણે અવશ્ય સ્વીકારવી જ જોઇએ કે આપણે હિન્દુસ્થાનના દેશી રાજ્યકર્તાઓને આપણા રક્ષિત રાજાઓ તરીકે સ્વીકારી લઇને (તેમના રક્ષણના ભારને આપણા શિર પર ધારણ કરી લઇને) પ્રજાના તેમની ઉપરના આવા પ્રકારના અંકુશોનાં પરિણામોને અતિશય નિર્બળ કરી નાખ્યાં છે. આપણે આવી રીતે દેશી રાજ્યોના રાજ્યકર્તાઓના રક્ષણના ભારને આપણા શિર પર ધારી લેવાથી આ વ્યવસ્થાના આરંભમાં જ દેશી રાજ્યોની પ્રજા કરતાં દેશી રાજ્યોના રાજ્યકર્તાઓને જ અધિક લાભ એ કારણથી મળ્યો હતો કે દેશી રાજ્યોની પ્રજા જો વિદ્રોહ અથવા તો એવા જ પ્રકારનો કોઇ અન્ય બળયુક્ત વિરોધ કરવાને તત્પર થઇ જાય તો પ્રજાના એ વિદ્રોહ કિંવા બળયુકત વિરોધને દાબી દઇને દેશી રાજ્યકર્તાઓનાં સિંહાસન તથા તેમના વંશની રાજસત્તાને સુરક્ષિત રાખવાની આપણે દેશી રાજાઓને જામીનગીરી કિંવા બાંયધરી આપી દીધી હતી. દેશી રાજ્યોમાં બ્રિટિશ સામ્રાજ્યનાં સહાયક સૈન્યો (Subsidies) રાખવાના નિયમ અનુસાર હિન્દુસ્થાનનાં મોટાં મોટાં દેશી રાજ્યોમાં અયોગ્ય સૈનિકોના જે અનેક સમુદાયોને રાખવામાં આવ્યા હતા તે અયોગ્ય સૈનિકોના હસ્તથી સૈનિક નિયમોના અનેક પ્રકારના દુરુપયોગો થયા કરતા હતા અને એ ભાડુતી રક્ષક સૈન્યનાં અયોગ્ય આચરણ તથા અત્યાચારોથી પ્રજામાં અસંતોષનો અગ્નિ ભડકી ઊઠે એ સ્વાભાવિક હતું; પરંતુ દેશી રાજાઓને પ્રજાના એ અસંતોષના વિઘાતક પરિણામથી સર્વથા સુરક્ષિત રાખવામાં આવતા હતા. આ સ્થિતિમાં દેશી રાજ્યોમાટે આપણી રક્ષકતા આશીર્વાદરૂપ થવાને બદલે અભિશાપરૂપ (Doubtful boon)જ થઇ પડી હતી; કારણ કે, આપણી એ રક્ષકતાના અભાવે હિન્દુસ્થાનનાં દેશી રાજ્યોમાં જે કાંઇ પણ સુધારણાઓ થવાનો સંભવ હતો તે સુધારણાઓને આપણી રક્ષકતાએ અટકાવી દીધી હતી અને હિન્દુસ્થાનનાં દેશી રાજ્યોને અતિશય દીર્ઘ કાળ પર્યન્ત પ્રગતિહીન તથા અવ્યવસ્થિત દશામાં જ રાખી મૂકયાં હતાં. આપણી રક્ષકતાના પરિણામે હિન્દુસ્થાનના દેશી રાજ્યકર્તાઓ અધિક નિરંકુશ થઇને પોતાના રાજ–

ધર્મ તથા રાજ્યકર્તા તરીકેના પોતાના ઉત્તરદાયિત્વને એટલી સીમા પર્યન્ત તિલાંજલિ સમર્પવા લાગી ગયા હતા કે તેમની એ મહાવિઘાતક નિરંકુશતાઓને જોઇને અવધના રાજ્યકર્તા (લખનૌના નવ્વાબ) પ્રમાણે જ અન્યાન્ય દેશી રાજાઓને પણ, તેમને સંપૂર્ણ અરાજકતાના ભયાનક પરિણામથી બચાવી લેવામાટે, પદભ્રષ્ટ કરવાની અને તેમનાં રાજ્યોને બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવાની સોળે સોળ આના આવશ્યકતા દષ્ટિગોચર થવા માંડી હતી.''*

દેશી રાજ્યોની તે સમયની આ પરિસ્થિતિમાં જો કે અવશ્ય કેટલાંક રાજનૈતિક પારવર્તનો થઇ ગયાં છે છતાં બ્રિટિશ સામ્રાજ્યની રક્ષકતા અવિચળ હોવાથી અધિકસંખ્ય દેશી રાજ્યકર્તાઓની રાજસત્તા વિષયક નિરંકુશતા તથા પ્રજાપીડકતા તો તે સમય કરતાં પણ અત્યારે અધિક પરિમાણમાં પોતાના વિઘાતક પરિણામને દર્શાવી રહી છે; વેગપૂર્વક પલટાતા યુગધર્મને આધીન થવાની દક્ષતા દર્શાવવાને બદલે દેશી રાજ્યકર્તાઓ દંડનીતિ તથા દમનનીતથી જ પોતાની નિરંકુશ રાજસત્તાને ચિરસ્થાયિની કરવાના વિફળ મનોરથોને સેવી રહ્યા છે અને પોતાના જ હસ્તથી પોતાના વિનાશના માર્ગને પ્રશસ્ત કરી રહ્યા છે એ પરિસ્થિતિને જોઇને અમારા હૃદયમાં અનિવાર્ય શોક એટલામાટે થાય છે કે અમો દેશી રાજ્યોની અવિચલતા તથા શાશ્વતીને જ હૃદયપૂર્વક ઇચ્છનારા છીએ; દેશી રાજ્યોની નિર્મૂલનાને ઇચ્છનારા નથી; છતાં દેશી રાજાઓની પ્રજાપીડકતા, અત્યાચારિતા, નિરંકુશતા તથા વિઘાતક વિલાસિતા આદિ દુર્ગુણપરંપરાના તો અમો અવશ્ય વિરોધી છીએ અને અમારો એ દુર્ગુણ વિષયક વિરોધ શાશ્વત રહેવાનો છે એ પણ સત્યના સમર્થનમાટે અમારે અહીં સ્પષ્ટ શબ્દોમાં જણાવવું જ જોઇએ. હવે તો જો હિન્દુસ્થાનના દેશી રાજ્યકર્તાઓ પલટાયલા યુગધર્મને યથાશક્ય શીઘ્ર ધારણ કરી લઇને પ્રસ્તુત નવલકથામાંના એક આદર્શ આર્ય ક્ષત્રિય મહારાજા કૃષ્ણસિંહજી સમાન ખરેખરા પ્રજાપાલક રાજ્યકર્તા થઇ જશે અને પોતાની રાજસત્તાનો દુરુપયોગ કરતા અટકી જશે, તો જ તેમનાં રાજ્ય તથા તેમના પોતાના

---

* જુઓ સર સિડ્ની લો કૃત "The Indian States and Ruling Princes" પૃષ્ઠ ૨૨-૨૩. સ્થાનાભાવના કારણથી મૂળ અંગ્રેજી અવતરણ અમો અહીં નથી આપી શકયા તે માટે પાઠકવૃન્દની અમો ક્ષમા યાચીએ છીએ. અંગ્રેજી ભાષાના જ્ઞાતાઓ મૂળ પુસ્તક વાંચી શકે તેમ છે.

કલ્યાણની સંભાવના છે; અન્યથા જે પરિણામો આવવાનો સંભવ સ્પષ્ટ છે તે પરિણામો જગતના જાણવામાં હોવાથી તેમનું વિસ્તૃત વિવરણ અનાવશ્યક છે. આપણે ઇચ્છીશું કે હિન્દુસ્થાનના દેશી રાજાઓ તથા મહારાજાઓ પોતાના ઉન્માદને ત્યજી દઇને સન્માર્ગગામી આદર્શ નરેન્દ્ર થઇ જાય ! તથાસ્તુ.

પ્રસ્તુત ઉપોદ્ઘાતને, હવે અધિક ન લંબાવતાં, બે ત્રણ આવશ્યક વિષયોના ઉલ્લેખ કરીને સમાપ્ત કરીશું. અમારો પ્રત્યેક ગ્રંથ જેવી રીતે કોઇ પણ એક સુયોગ્ય પુરુષ કિંવા સુયોગ્યા મહિલાને ગુણપૂજાના સદ્ભાવથી સમર્પવામાં આવે છે તે અમારી અત્યાર સુધીની સ્વીકૃત પ્રણાલિકાને અનુસરીને પ્રસ્તુત નવલકથા અમારા સ્વર્ગીય મિત્રવર્ય રા. રા. નિર્ભયરામ હરિરામ કાગદી, પોરબંદરનિવાસીને માનપૂર્વક સમર્પાયલી છે અને તેમના જીવનની સંક્ષિપ્ત રૂપરેખા આ ઉપોદ્ઘાત પછી સ્વતંત્ર સ્વરૂપમાં અપાયલી હોવાથી અહીં ઉપોદ્ઘાતમાં તેમના જીવનના સંબંધમાં દ્વિરુક્તિ કિંવા પુનરુક્તિ અનાવશ્યક છે.

પ્રસ્તુત નવલકથા અમારા 'હિન્દુજ્યોતિ' પત્રમાં ચાલૂ વાર્તા તરીકે પ્રથમ પ્રકાશિત કરવામાં આવી હતી અને જ્યારથી 'હિન્દુજ્યોતિ' પત્રમાં પ્રસ્તુત નવલકથાનો આરંભ કરવામાં આવ્યો હતો ત્યારથી જ આ નવલકથાને પુસ્તકના રૂપમાં રૉયલ ૧૨ પેજી સાઇજમાં છાપવાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો; તે સમયમાં પ્રસ્તુત નવલકથાને 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'નાં બે પુષ્પો તરીકે પ્રકાશિત કરવાની કલ્પનામાત્ર પણ ન હોવાથી તેમ જ આ નવલકથા આટલી લાંબી થઇ જશે એ ભાવિ પરિણામ પણ અજ્ઞાત હોવાથી કાગળો પણ સાધારણ કોટિના જ વાપરવામાં આવ્યા હતા અને 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના સ્થાયી ગ્રાહકોને આ નવલકથા રૂ. ૧–૮–૦ તથા અન્ય ગ્રાહકોને રૂ. ૨–૮–૦ ના મૂલ્યથી આપવાની જાહેરખબર પણ છપાવી દેવામાં આવી હતી; પરંતુ નવલકથા પૂર્વ ધારણા કરતાં અધિક લંબાઇ ગઇ અને એમાં સ્વાભાવિક જ કાંઇક એવા પ્રસંગો આવી ગયા કે અમારા અનેક મિત્રોએ આ નવલકથાને 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'નાં બે પુષ્પો તરીકે પ્રકટ કરવાનો જ અમોને આગ્રહ કરવા માંડ્યો તેમ જ કેટલાક સ્થાયી ગ્રાહકોએ પણ પોતાના એ જ આશયને દર્શાવનારાં પત્રો વારંવાર લખવા માંડયાં એટલે અમોને પણ વિચાર કરતાં એ જ માર્ગ ઉચિત જણાયો અને તેથી આજે અમો આ નવલકથાને 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'નાં બે પુષ્પો તરીકે ઉત્સાહપૂર્વક પ્રકટ કરી રહ્યા છીએ. સમસ્ત ગ્રંથ છપાઇ

રહેવા આવેલો હોવાથી કાગળ તથા કદને બદલવાનો તો કોઇ માર્ગ હતો જ નહિ એટલે એ ન્યૂનતાને કપડાના પાકા પૂઠા તથા આઠ આના જેટલી ઓછી કીમતથી જ પૂર્ણ કરવાનો યથાશક્ય પ્રયત્ન કરેલો છે. અર્થાત્ આ ગ્રંથનાં ફૉર્મ 'વીસમી સદીની વસન્તસેના' પ્રથમ ખંડ (પૂર્વાર્દ્ધ અને ઉત્તરાર્દ્ધ) જેટલાં જ હોવાથી આ ગ્રંથને પણ 'હિન્દુગૌરવ ગ્રંથમાળા"-નાં બે (એકાદશ તથા દ્વાદશ) પુષ્પ તરીકે ગણીને સ્થાયી ગ્રાહકોમાટે રૂપિયા બેને બદલે મૂલ્ય રૂ. દોઢ જ રાખવામાં આવ્યું છે અને એ જ પ્રમાણે સામાન્ય ગ્રાહકો પાસેથી લેવાનું મૂલ્ય પણ રૂપિયા ૩-૮-૦ ને બદલે રૂ. ૩-૦-૦ (એટલે કે આઠ આના ઓછા) જ રાખવાનું અમોએ ઉચિત ધાર્યું છે; સારાંશ કે, સ્થાયી ગ્રાહકોને જે લાભ અમારે આપવો જોઇએ તે અમોએ અવશ્ય આપ્યો છે. અમો આશા રાખીએ છીએ કે આ વ્યવસ્થાથી અમારા સ્થાયી ગ્રાહકો અવશ્ય સંતુષ્ટ થશે જ.

મારી પ્રકૃતિ આજે એક વર્ષ કરતાં પણ કાંઇક અધિક સમયથી અતિશય અસ્વસ્થ ચાલ્યા કરતી હોવાથી 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના છપાતા ગ્રંથોના પ્રકાશનમાં ન ધારેલો અસહ્ય વિલંબ થઇ ગયો છે અને સ્થાયી ગ્રાહકો નવીન ગ્રંથોમાટે અધીરતા પણ દર્શાવવા લાગ્યા છે; પરંતુ આ વિલંબમાટે અમારા સ્થાયી ગ્રાહકોની ક્ષમાયાચના વિના અમારી પાસે અન્ય કોઇ પણ ઉપાય છે જ નહિ અને આવી પરિસ્થિતિમાં અન્ય કોઇ ઉપાય હોઇ શકે પણ નહિ. નવીન ગ્રંથના પ્રકાશનમાં આવી રીતે ન ધારેલો વિલંબ થયો એટલે એટલા સમયમાં આ ગ્રંથ અને 'વીસમી સદીની વસન્તસેના' પ્રથમ ખંડ (પૂર્વાર્દ્ધ અને ઉત્તરાર્દ્ધ) એ બીજો ગ્રંથ મળીને બે અને તે પણ વળી બેવડિયા બે ગ્રંથો છપાઇને તૈયાર ગઇ ગયા એટલે ગ્રાહકોને ટપાલખર્ચમાં નવ નવ આનાનો બચાવ થઇ જાય એટલામાટે મુંબઇ બહારના ગ્રાહકોને આ બન્ને બેવડિયા ગ્રંથો એકી સાથે જ વી. પી. થી મોકલવામાં આવ્યા છે અને અમો આશા રાખીએ છીએ કે અમોએ કરેલી આ વ્યવસ્થા અમરી ગ્રંથમાળાના સ્થામી ગ્રાહકોને અવશ્ય યોગ્ય તથા પ્રશંસનીય જ જણાશે; કારણ કે, ટપાલખર્ચમાં એક-એક ગ્રાહકને નવ નવ આનાનો લાભ થતાં જો ઓછામાં ઓછા ૭૦૦ થી ૮૦૦ વી. પી. કરવામાં આવે તો તેથી રૂ. ૪૦૦ થી ૪૫૦ ની ટપાલખાતામાં થનારી બર્બાદી અટકી જશે અને એ રકમ ગ્રાહકો પાસે રહેવાથી અવશ્ય અન્ય ઉત્તમ કાર્યોમાં જ એનો આવશ્યકતા અનુસાર ઉચિત વ્યય થતો રહેશે.

ધૈર્યશીલતા, ધર્મ, મિત્ર તથા પત્ની એ ચારેના સત્વની પરીક્ષા સંકટકાળમાં જ થાય છે એ આ વિલક્ષણ સંસારનો ત્રિકાલાબાધ્ય નિયમ હોવાથી છેલ્લા દોઢ વર્ષના સંકટના સમયમાં જે દુર્ભાગ્યવશાત્ માનવામાં આવે તો દુર્ભાગ્યવશાત્ અને 'પરમેશ્વર જે કાંઇ કરે છે તે સારામાટે જ કરે છે' એ નિયમ અનુસાર સદ્ભાગ્યવશાત્ માનવામાં આવે તો સદ્ભાગ્યવશાત્ એવા અનેક મિત્રો તથા સંબંધી જનોની પરીક્ષા કરી લેવાઇ છે કે જેમનામાંના અમુક મિત્રોએ સંકટના કાળમાં 'તોતાચશ્મી' ને સ્વીકારી લઇને પોતાને કેવળ સ્વાર્થસાધુ' સુખસંગી તથા તાલી મિત્રો તરીકે જ સિદ્ધ કરી બતાવ્યા છે અને એ જ પ્રમાણે અમુક અપવાદરૂપ સામાન્ય મિત્રોએ પોતાથી દર્શાવી શકાય તેટલી સક્રિય તથા વ્યાવહારિક અનુકંપા દર્શાવીને, પોતાથી જેવા પ્રકારની સહાયતા આપી શકાય તેવા પ્રકારની સહાયતા આપીને તેમ જ વાણીદ્વારા નિરંતર પોતાની શુભ ભાવનાઓ દર્શાવીને પોતાને ખરેખરા 'સન્મિત્ર' તરીકે પ્રમાણિત કરી બતાવ્યા છે. જેમનામાં મારો એવો દૃઢ વિશ્વાસ હતો કે: 'મારા આ મિત્રો તો પ્રતિકૂલ સંયોગમાં અવશ્ય મારા દુઃખભાગી થવાના જ' તે મિત્રોમાંના અઠ્ઠાણુ ટકા નામમાત્રના વિશ્વસઘાતક મિત્રો જ સિદ્ધ થયા છે અને તેમના એ વિશ્વાસઘાતક વર્તનથી અનેક વાર સ્વાભાવિક જ મારા મુખમાંથી આ ઉદ્ગારો નીકળી ગયા છે કે:—

"દોસ્તી ભાઇબંદી કોઇ કામકા નાતા નહીં;
સચ કહા હય, મુફલસીમેં કોઇ કામ આતા નહીં!"

માત્ર એટલું જ નહિ, પણ કેટલાક મિત્રોએ તો સંકટના સમયમાં મિત્રતાના સ્થાનમાં શત્રુતાનો પરિચય કરાવીને ડિ કિવન્સી જેવા અલૌકિક અનુભવી ગ્રંથકારના 'Friends are as dangerous as enemies' એ વાક્યને વેદવાક્યતુલ્ય અક્ષરશઃ સત્ય સિદ્ધ કરી બતાવ્યું છે એ અતિશય શોક તથા ખેદનો વિષય છે. + મારા આ વિશ્વાસઘાતક તથા કેવળ સ્વાર્થસાધક મિત્રોના સમુદાયમાં કેટલાક એવા મિત્રોનો

---

+ "An open foe may prove a curse'
But a pretended friend is worse." Gay.

અર્થાત્: "એક પ્રકટ શત્રુ પોતાને એક અભિશાપ તરીકે સિદ્ધ કરી બતાવે એ સ્વાભાવિક છે; પરંતુ દાંભિક મિત્ર એ પ્રકટ શત્રુ કરતાં પણ અધિક ભયંકર હોય છે." ગે.

પણ સમાવેશ થયલો છે કે જેમણે મારી સાધનસંપન્નતાના સમયમાં મારાં સાધનોની વિપુલતાનો સંપૂર્ણ લાભ લીધો હતો; જેમના કલ્યાણ-માટે મેં અનેક વાર મારા પોતાના સારામાં સારા લાભોને લત્તાપ્રહાર કરી દીધા હતા; વર્ષો પર્યન્ત જેમને હું મારાથી આપી શકાય તેવી ને તેટલી તન મન તથા ધનની સહાયતા પોતે આપવા ઉપરાંત અન્ય સ્થળેથી પણ સહાયતાઓ અપાવતો રહ્યો હતો અને જેમની રુગ્ણાવસ્થામાં મેં તથા મારાં કૌટુંબિક જનોએ આત્મીય ભાવથી અનુચર પ્રમાણે સેવા શુશ્રૂષા કરી હતી. જ્યારે મારા આવા અનેકવિધ ઉપકારોના ભારથી દબાયલા મિત્રો પણ મારા ઉપર સંકટ આવતાંની સાથે જ મારાથી દૂર દૂર સરકવા મંડી ગયા; કેટલાક મિત્રોએ તો મારી ભયંકર અસ્વસ્થતાના સમયમાં ઔપચારિક કુશળ સમાચાર પૂછવામાટે મારી પાસે આવવાની કોઇ એક સામાન્ય ઓળખીતા જેટલી ઉદારતા પણ ન દર્શાવી; માત્ર એટલું જ નહિ, પણ મારા વિરોધીઓ સાથે મળી જઇને મારાં સંકટો તથા મારી ચિન્તાઓને વધારવાની નીચતા પર્યન્ત પહોંચી જવાનાં સાહસો ખેડી બતાવ્યા ત્યારે તો હું અદ્યાપિ દેવત્વને પ્રાપ્ત કરી શકેલો ન હોવાથી મારા માનવ-હૃદયમાં ખેદનો સ્વાભાવિક જ અપરિમિત તથા અવર્ણનીય આઘાત્ થવા લાગ્યો; કારણ કે, મારો જો કાંઇ પણ મહાભયંકર અપરાધ હોય તો તે એ જ અપરાધ હતો કે મેં મારા એ સંકટગ્રસ્ત મિત્રોપ્રતિ આગાધ અનુકંપાયુક્ત અનુરાગ દર્શાવ્યો હતો અને તેમની અનેકવિધ સેવાઓ કરીને મારા મિત્રધર્મને યથાશક્ય પરિમાણમાં પાળી બતાવ્યો હતો. † અસ્તુ. આ કથા અતિશય દીર્ઘ હોવાથી અત્ર સવિસ્તર વર્ણવી શકાય તેમ નથી અને એ કથાને સવિસ્તર વર્ણવવાની આવશ્યતા પણ નથી; કારણ કે, વિશ્વમાં રત્નો અતિશય અલ્પ સંખ્યામાં અને કેવળ કંકર જ વિપુલ સંખ્યામાં ઉત્પન્ન તથા રહે છે એટલે 'મિત્ર' શબ્દની સાર્થકતા કરી બતાવનારા મિત્રોની સંખ્યા જો સંસારમાં વિરલ હોય તો તે સર્વથા

---

† "His only crime (if friendship can offend)
Is too much love to his unhappy friend."

**Virgil.**

"મિત્રતાથી કરી શકાય એવો તેનો જો કોઇ પણ અપરાધ હોય, તો પોતાના દુઃખી મિત્રમાં તે આગાધ અનુરાગ રાખતો રહે છે એ જ તેનો એકમાત્ર અપરાધ છે."

**વર્જિલ.**

સ્વભાવિક છે. મેં આ વિશ્વાસઘાતક મિત્રોનાં નામોનો ઉલ્લેખ નથી કર્યો તે પણ એટલામાટે જ કે તેમની પ્રતિષ્ઠાની હાનિ કરવાનો મારો મલિન આશય હતો પણ નહિ, છે પણ નહિ અને ભવિષ્યમાં થવાનો સંભવ પણ નથી. હું તો અત્યારે પણ પરમાત્મા પાસેથી મારા એ વિશ્વાસઘાતક મિત્રોના મિત્રદ્રોહ નામક અપરાધના નિવારણ તથા શાશ્વત કલ્યાણની જ યાચના કરી રહ્યો છું.

ઉપર જણાવ્યા પ્રમાણે આ વિશ્વમાં કંકર અતિશય વિપુલ પરિમાણમાં તથા રત્ન અતિશય સ્વલ્પ પરિમાણમાં ઉત્પન્ન થાય છે એ સત્ય છે; પરંતુ આ વિશ્વમાં રત્નો સર્વથા અસ્તિત્વ નથી જ ધરાવતાં એમ તો નથી જ અને હોઇ શકે પણ નહિ; કારણ કે, કંકરોની વિપુલતા જ રત્નોની મહત્તાને સિદ્ધ કરી બતાવનારી હોવાથી રત્નોના અસ્તિત્વની આવશ્યકતા અનિવાર્ય છે અને તેથી પરિમિત સંખ્યામાં પરમાત્મા આ સંસારમાં બહુમૂલ્ય રત્નોને નિરંતર ઉત્પન્ન કરતો જ રહે છે. પરમાત્માના આ ત્રિકાલાબાધ્ય નિયમ અનુસાર મારા સંકટના સમયમાં જે અમુક નરરત્નોએ, મારી સાથેનો તેમનો નામમાત્રનો સામાન્ય પરિચય હોવા છતાં પણ, મારા સંકટમાં ભાગ લેવાની, પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપીને મારી અણીની વેળાને જાળવી લેવાની તથા મારા સંકટને નિવારવાની જે અપૂર્વ ઉદારતા દર્શાવીને પોતાના રત્નત્વનો પર્યાપ્ત પરિચય કરાવી દીધો છે તે નરરત્નોને મારા ખરેખરા સન્મિત્ર માનીને મારે મારા એ સન્મિત્રોનાં શુભ નામોનો ઉલ્લેખ તો કરવો જ જોઇએ અને તેમના પ્રતિ મારી કૃતજ્ઞતાને અવશ્ય વ્યક્ત કરી બતાવવી જ જોઇએ. મારા આવા અલ્પસંખ્ય વિરલ રત્નરૂપ પરમહિતવાદી મિત્રોમાં બે રત્નરૂપ પુરુષો અત્યારે યથાપ્રસંગ પ્રસ્તુત ઉપોદ્ઘાતમાં તાત્કાલિક ઉલ્લેખને પાત્ર છે અને તે બે રત્નરૂપ પુરુષો રા. રા. પારેશ્વર ભૂરાલાલ ઓઝા તથા રા. રા. શેઠ રવજી જેઠાભાઇ ઠક્કર છે. એમનામાંના રા. પારેશ્વરભાઇ રાજપૂતાનાના સિરોહી રાજ્યના નિવાસી ગોરવાળજ્ઞાતિભૂષણ બ્રાહ્મણરત્ન છે અને રા. રા. શેઠ રવજીભાઇ મારા જ્ઞાતિબંધુ હાલાઇ લવાણા નરરત્ન હોઇને શેઠ મૂળજી જેઠા કાપડ માર્કેટમાંના કાપડના એક અગ્રગણ્ય તથા પ્રતિષ્ઠિત વ્યાપારી છે. રા. રા. પારેશ્વરભાઇનો વ્યાવસાયિક સંબંધ આજે ઘણાં વર્ષોથી રા. રા. શેઠ રવજીભાઇ સાથે જોડાયલો છે અને રા. પારેશ્વરભાઇએ પોતાના પવિત્ર ચરિત્ર તથા સદ્વર્ત્તનના યોગે રા. શેઠ રવજીભાઇના સંપૂર્ણ વિશ્વાસ તથા અનન્ય અનુરાગને પ્રાપ્ત કરી લીધા છે. રા. પારેશ્વરભાઇ સાથે આજથી છ કિંવા સાત વર્ષ પૂર્વે

અમુક આકસ્મિક સંયોગોમાં મારો પરિચય થયો હતો; રા. પારેશ્વરભાઈ એક વિદ્વાન બ્રાહ્મણ તરીકે વિદ્વાનો પ્રતિ સદ્ભાવ ધરાવનારા હોવાથી મારા પ્રતિ સ્વાભાવિક સદ્ભાવ ધરાવતા હતા; જ્યારે મારા 'હિન્દુજ્યોતિ' પત્રનું પ્રકાશન થવા માંડયું ત્યારે મારા તે પત્રને પોતાની રચેલી સુંદર ભક્તિ-રસાત્મક તથા આધ્યાત્મિક કવિતાઓ વડે અલંકૃત કરતા હતા અને બે ચાર મહિને કોઇક વાર અવકાશ મળતાં મારી પર્ણકુટીમાં નિરભિમાનિતાથી પધારીને જ્ઞાનચર્ચામાં કલાક બે કલાક જેટલો સમય વીતાડતા હતા. મારી સાથે આના કરતાં અધિક તેમનો કોઇ પણ પ્રકારનો સંબંધ ન હોતો. અત્યારે હવે એ સંબંધમાં વિશેષ પરિવર્તન તથા સંવર્ધન થયેલું હોવાથી આ સંબંધને વિશિષ્ઠ હેતુપૂર્વક હું ભૂતકાલિક સામાન્ય સંબંધ તરીકે ઓળખાવી રહ્યો છું. મારી પ્રકૃતિની અવસ્થતા ધાર્યા કરતાં અતિશય લંબાઇ જવાથી, સાત સાત હજાર જેટલી રકમની ઉઘરાણી વસૂલ થતી અટકી જવાથી અને તે સાથે અત્યારના કઠિન કાળના પરિણામે ઘરમાં પંદરથી સત્તર હજાર રૂપિયાના મૂલ્યના ગ્રંથો ભરેલા હોવા છતાં વેચાણ ઓછું થઇ જવાથી મને જ્યારે ભાઇ પારેશ્વર ઓઝાએ બહુજ મુંઝવણમાં પડી ગયેલો જોયો અને નાણાંની તંગીના કારણથી 'વીસમી સદીની વસન્તસેના' પ્રથમ ખંડ તથા પ્રસ્તુત 'બાલવિધવા કલ્યાણી' એ બન્ને ગ્રંથો છપાઇને તૈયાર થવા છતાં એમના પ્રકાશનમાં અકારણ વિલંબ થતો તેમના જોવામાં આવ્યો ત્યારે તેમણે મને મારી મુંઝવણનું તથા એ વિલંબનું કારણ પૂછ્યું અને મેં પણ સરળ હૃદયથી એ કારણની કથા તેમને ઇત્થંભૂત સંભળાવી દઇને મારા હૃદયના ભારને કાંઇક ઓછો કરી નાખ્યો; કારણ કે, મારા હિતેચ્છુ તથા સાધનસંપન્ન મિત્રો પાસેથી વ્યવહારે ૧૫૦૦ થી ૨૦૦૦ રૂપિયા મેળવવાના મારા પ્રયત્નો સર્વથા નિષ્ફળ થયેલા હોવાથી હું અતિશય નિરાશ થઇ ગયો હતો અને એ નિરાશા મારી અસ્વસ્થતાને વધારી રહેલી હોવાથી મારા હૃદયનો ભાર પણ વધતો જતો હતો. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે એ સહૃદય તથા ગુણગ્રાહક બ્રાહ્મણરત્નનું હૃદય મારી એ નિરાશાના નિરીક્ષણથી દ્રવી ગયું અને એમણે રા. રા. શેઠ રવજીભાઇ પાસે આ વાર્તાને ચર્ચીને તેમની પાસેથી એક સપ્તાહ જેટલા સમયમાં જ આ ઉભય પુસ્તકોના પ્રકાશનમાટે તત્કાળ જોઇતી રૂપિયા એક હજારની રકમ મને વ્યવહારથી અપાવી દીધી. રા. શેઠ રવજીભાઇ મને નામમાત્રથી ઓળખતા હતા; અમારો કોઇ દિવસ પ્રત્યક્ષ પરિચયમાત્ર પણ થયો ન હોતો અને અત્યાર સુધી પણ તેમને મારા પ્રત્યક્ષ પરિચયનો તેમ જ મને તેમના પ્રત્યક્ષ દર્શ-

નનો લાભ મળી શક્યો નથી. છતાં તેઓ વિદ્યાવિલાસી તથા વિદ્યાપ્રેમી હોવાથી તેમણે અત્યારનો સમય વિલક્ષણ હોવા છતાં પણ આ ઉદારતા દર્શાવવામાં પળમાત્રનો પણ વિલંબ કર્યો ન હોતો એ જ તેમની ખરેખરી મહત્તા હતી અને છે, એ સર્વથા નિર્વિવાદ વાર્તા હોવાથી એના વિસ્તૃત વિવેચનની આવશ્યકતા હોય એવી મારી પોતાની માન્યતા તો નથી જ; કારણ કે, એક ઉદારાત્મા પુરુષની આના કરતાં અધિક અન્ય શી મહત્તા હોઇ શકે તેમ છે વારૂ ? પરમાત્માની કૃપાથી રાત્રિના અંધકારનો સૂર્યનો ઉદય થતાં જેવી રીતે લોપ થઇ જાય છે તેવી રીતે સદ્‌ભાગ્ય-સૂર્યનો ઉદય થતાં આ સંકટરૂપ ધ્વાંતનો પણ અવશ્ય ધ્વંસ થઇ જશે અને આ રકમ પણ ભરાઇ જશે; પરંતુ રા. રા. ભાઇ પારેશ્વરભાઇ તથા રા. રા. શેઠ રવજી જેઠાભાઇએ મારી અણીની વેળાને જાળવી લેવાની તથા મારામાં અપૂર્વ વિશ્વાસ રાખવાની જે અકલ્પનીય ઉદારતા દર્શાવી છે તે અશ્રુતપૂર્વ ઉદારતારૂપ ઉપકારનો બદલો તો મારાથી મારા આ અવતારમાં કદાપિ વાળી શકાય તેમ છે જ નહિ; કારણ કે, એ અવસર કિંવા વેળાનાં મૂલ્ય છે અને વેળાનાં મૂલ્ય જ્યાં આંકી જ નથી શકાતાં ત્યાં વાળી તો ક્યાંથી જ શકાય વારૂ ? નરકંકરોના સમુદાયમાં **'नानारत्ना वसुंधरा'**એ ન્યાય અનુસાર આવાં અમૂલ્ય નરરત્નો પણ અવશ્ય અસ્તિત્વ ધરાવતાં હોવાથી જ જે એમ કહેવામાં આવે છે તે અક્ષરશઃ સત્ય જ છે કે:-

"આણંદ કહે છે પરમાણંદા, માણસે માણસે ફેર;
એક લાખું દેતાં ય ન જડે, ને બીજા ત્રાંબિયાના તેર !"

ભાઇશ્રી પારેશ્વરભાઇ તથા રા. રા. શેઠ રવજીભાઇની પોતાની આ ઉદારતાની વાર્તાને પ્રકાશિત થવા દેવાની લેશમાત્ર પણ ઇચ્છા ન હોવા છતાં હું મારી કૃતજ્ઞતાના વેગને અતિશય પ્રયત્ન કરવા છતાં પણ અહીં વ્યક્ત કિંવા પ્રવાહિત થતો નથી અટકાવી શક્યો એમાટે હું મારા એ ઉભય સત્યહિતવાદી મહાનુભાવોની અંતઃકરણપૂર્વક ક્ષમા યાચું છું અને આશા રાખું છું કે જેવી રીતે એમણે ઉપર્યુક્ત અનન્ય ઉદારતા દર્શાવી છે તેવી જ રીતે ક્ષમાદાનની ઉદારતા પણ અવશ્ય દર્શાવશે. અત્યારે તો હું એ ઉભય મહાનુભાવોના સંબંધમાં એટલી શુભ ભાવના દર્શાવીને જ સંતોષ માનું છું કે પરમાત્મા એ નરરત્નોને ઉદ્દંડ આયુષ્ય, અખંડ આરોગ્ય તથા વિપુલ સંપત્તિ સમર્પતો રહે અને તે આયુષ્ય, આરોગ્ય તથા સંપત્તિનો એઓ મારા જેવા સંકટગ્રસ્તોના સંકટનિવારણનાં પરોપકારમય કાર્યોમાં નિરંતર સદુપયોગ કરતા રહે !

જેમના 'હરિહર પ્રિન્ટિંગ પ્રેસ' નામક મુદ્રણાલયમાં મારું 'હિન્દુ-જ્યોતિ'પત્ર છપાતું હતું અને પ્રસ્તુત 'બાલવિધવા કલ્યાણી અથવા રાજા કે રાક્ષસ' નામક નવલકથા પણ છપાયલી છે તે ઉદારાત્મા મહાશય રા. રા. હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રીનો પણ મારે આ સ્થાનમાં એટલામાટે અવશ્ય ઉપકાર માનવો જ જોઇએ કે જેમની સાથે મારો કટલાક વર્ષોથી અખંડ વ્યવહાર ચાલ્યો આવતો હતો અને જેમને મેં મારા અનુકૂલ સમયમાં નાણાં ચૂકવી આપવામાં કદાપિ વિલંબ કર્યો ન હોતો. તેમનામાંના કેટલાક ગૃહસ્થો (?) એ મારા પ્રતિકૂલ સમયમાં મારી સાથેના વ્યવહારને જાળવી રાખવાની તથા ધૈર્યનું અવલંબન કરવાની વિચારશીલતા દર્શાવવાને બદલે મારી સાથેના વ્યવહારને તોડી નાખવાની, મારા પ્રતિ અવિશ્વાસ દર્શાવવાની તથા મારી પ્રતિષ્ઠાને ઇચ્છાપુર્વક કિંવા અનિચ્છાપૂર્વક હાનિ પહોંચાડવાની અવિચારશીલતા તથા કવચિત્ નીચતા દર્શાવી દીધી હતી અને ભાઇશ્રી હરિલાલભાઇએ તેમની સાથેનો મારો છેલ્લાં બે વર્ષનો જ વ્યવહાર હોવા છતાં મારા અનુકૂલ સમયના સરળ વ્યવહાર તથા મારા પ્રતિકૂલ પ્રસંગોનો તુલનાત્મક વિચાર કરીને અંત પર્યન્ત મારામાં પોતાના વિશ્વાસને અવિચળ રાખવાની, નાણાં મળવામાં વિલંબ થવા છતાં પણ મારા મુદ્રણ-કાર્યને ન અટકાવવાની અને એક પણ શબ્દ ન ઉચ્ચારતાં પ્રસ્તુત પુસ્તકનાં ફૉર્મ્સ મને સોંપી દેવાની વિચારશીલતા ને વિચારશીલતા જ દર્શાવી છે. એ જ પ્રમાણે શ્રી કૃષ્ણ પેપર માર્ટના ગંભીરબુદ્ધિ માલિક રા. રા. રતિલાલ-ભાઇ પટેલનો પણ તેમની ધૈર્યશીલતા તથા મારી સાથેના ઉદાર વર્તનના સંબંધમાં હું જેટલો પણ આભાર માનું તેટલો ઓછો જ થવાનો સંભવ છે. કોટ, બજારગેટમાંના જે માળામાં 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' કાર્યાલય આરંભથી જ અસ્તિત્વ ધરાવે છે તે સ્વ. શેઠ ગાંગજી લક્ષ્મીદાસના માળાના ઉદારાત્મા ટ્રસ્ટીઓ રા. રા. શેઠ હીરજીભાઇ, રા. રા. શેઠ બચ્ચુભાઇ, રા. રા. શેઠ બાબૂભાઇ તથા અન્યાન્ય સદ્‌ગૃહસ્થોની ઉદારતા પણ અવશ્ય ઉલ્લેખનીય છે; કારણ કે, પાંચ પાંચ સો રૂપિયા જેટલી ભાડાની રકમ ચઢી જવા છતાં મારામાંના પોતાના વિશ્વાસને એ મહાશયોએ કદાપિ ડગ-મગવા નથી દીધો અને મારી અસ્વસ્થતાના સમયમાં ઉઘરાણીના દબાણથી મારી ચિન્તાને વધારવાની અવિચારશીલતા નથી દર્શાવી; માત્ર એટલું જ નહિ, પણ તેઓ સામા મને વારંવાર આશ્વાસન આપવાની જ અપૂર્વ ઉદારતાયુક્ત મનુષ્યતા દર્શાવતા રહ્યા છે. આનો અર્થ એવો નથી થતો કે અધીરતા તથા અવિચારશીલતા દર્શાવનારને નાણાં મળી ગયાં છે અને

ધૈર્યશીલતા તથા વિચારશીલતા દર્શાવનારને નાણું નથી મળ્યાં કિંવા મોડાં મળ્યાં છે; નહિ; જેમ જેમ નાણાંની સગવડ થતી ગઇ છે તેમ તેમ મારા ધીર તથા અધીર સર્વ લેણદારોને તેમના લેણાના પરિમાણમાં મારી તરફથી નાણાં તો વખતોવખત અપાતાં જ રહ્યાં છે, અત્યારે પણ અપાતાં જાય છે અને પરમાત્મા કરશે તો બીજાં એક પુસ્તક પ્રકાશિત થતાં તેમ જ મારી ઉઘરાણી વસૂલ થતાં બાકી નામમાત્રનું જે દેવું મારાપર છે તે પણ બેચાર મહિનામાં અપાઇ જશે; પરંતુ ભુંડાઇ તથા ભલાઇની વાતો તો જરૂર બાકી રહી જશે; કારણ કે, પૂર્વે જણાવ્યા પ્રમાણે સારા માણસોની પરીક્ષા આપણાથી આપણા માઠા વખતમાં જ કરી શકાય છે. **'नीचै र्गच्छत्युपरिच दशा चक्रनेमिक्रमेण'** એ કવિકુલગુરુ કાલિદાસની ત્રિકાલબાધ્યા ઉક્તિ અનુસાર સુખ તથા દુઃખના પ્રસંગો મનુષ્યમાત્રને વારાફરતી પ્રાપ્ત તથા જ રહે છે; જ્યારે ભગવાન્ શ્રી રામચંદ્ર, પુણ્યશ્લોક નળરાજ તથા ધર્મરાજ યુધિષ્ઠિર જેવા પુરુષો પણ એ ભાવિના ભાવોનો પ્રતિકાર નથી કરી શક્યા તો પછી સામાન્ય મનુષ્યથી તો ભાવિના ભાવોનો પ્રતિકાર ક્યાંથી તથા કેવી રીતે કરી શકાય વારૂ? આ કથનનું તાત્પર્ય એટલું જ છે કે સાધનસંપન્ન મનુષ્યો જો પોતાની સાધનસંપન્નતાને શાશ્વત તથા અવિચલ માનીને દરિદ્રનારાયણોને હીનદૃષ્ટિથી જોતા હોય તો તેમની મૂર્ખતા છે અને દરિદ્રનારાયણો પોતાની ઇશ્વર વિષયક શ્રદ્ધાને સુદૃઢ રાખીને અનુકૂલ અવસરની ધૈર્યપૂર્વક પ્રતીક્ષા કરવાને બદલે જો સત્વરમૃત્યુદાયિની અત્યંત નિરાશાને વશ થઇ જાય તો એ તેમની બુદ્ધિહીનતાનું પરિણામ છે; કારણ કે, જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો નિર્ધન કિંવા દરિદ્ર મનુષ્યને અનેક પ્રકારની સાંસારિક કિંવા સામજિક આપત્તિઓ ભોગવવી પડે છે, અનેક પ્રકારનાં અપમાનો સહન કરવાં પડે છે અને કેટલીક વાર ક્ષુધા તથા પિપાસાનાં કષ્ટો પણ ખમવાં પડે છે એ વાર્તા સત્ય હોવા છતાં પણ નિર્ધનતા કિંવા દરિદ્રતા, જો નિર્ધન મનુષ્ય પોતે સત્યપૂજક તથા પવિત્રાત્મા હોય તો, એવા પ્રકારનું ભયંકર પાતક કિંવા પાપ નથી કે જેને છુપાવવાની લેશમાત્ર પણ આવશ્યકતા હોય અને જેના પ્રકાશનમાં પ્રતિષ્ઠાની હાનિનો ભય સમાયલો હોય; કિંબહુના વિશુદ્ધ તથા નિષ્કપટ ભાવથી જો સત્યપ્રિય મનુષ્ય પોતાની ખરેખરી સ્થિતિનું પોતાના કોઇ પણ હિતૈષી મિત્ર સમક્ષ પ્રકાશન કરી દે છે, તો તેથી તેના પોતાના હૃદયનો વેદનાભાર પણ કાંઇક ઓછો થાય છે, તેનાથી તે હિતૈષી મિત્રની સહાનુભૂતિને પણ મેળવી શકાય છે અને તે સહાનુભૂતિદ્વારા તેના દારિ-

દૃષજન્ય દુઃખના દમનનો કોઇ માર્ગ પણ અવશ્ય નીકળી આવે છે. આ કારણથી જ સ્પેન્સર જેવો કવિ કહી ગયો છે કે: "જે પોતાની વેદનાનો પ્રકાશ કરે છે તેને અવશ્ય વેદનાહારક ઔષધની પ્રાપ્તિ થઇ જાય છે" ("He oft finds medicine who his griefs imparts.") અસ્તુ.

મારા ગ્રંથોના ઉપોદ્‌ઘાતોમાં ઘણીક વાર આવી—મારા જીવન સાથે સંબંધ ધરાવનારી—સામયિક ઘટનાઓના ઉલ્લેખો હું એટલામાટે જ કરતો રહું છું કે મારા પોતાના આત્મચરિત્ર (Autobiography) ને વિસ્તૃત સ્વરૂપમાં લખવાની મારી પોતાની પ્રબળ ઇચ્છા હોવા છતાં કદાચિત્ મારી એ ઇચ્છા પૂર્ણ ન થાય અને મારાથી એ આત્મકથા ન લખી શકાય; તો મારા કોઇ ભાવી ચરિત્રલેખકને મારા ગ્રંથોના ઉપોદ્‌ઘાતોમાંથી મારા-જીવનના કેટલાક વિશિષ્ટ પ્રસંગોનાં આવાં વર્ણનો મળી જતાં તેના માટે મારી જીવનકથાના નિર્માણનું કાર્ય કેટલેક અંશે સરળ થઇ પડે. અસ્તુ.

મારી પ્રકૃતિ આજે લગભગ દોઢ વર્ષ જેટલા સમયથી અસ્વસ્થ હોવા છતાં; એટલા સમયમાં એક વાર તો મૃત્યુની ભીતિ પણ ઉપસ્થિત થયેલી હોવા છતાં; પ્રકૃતિની અસ્વસ્થતા સાથે આર્થિક તથા વ્યાવહારિક ચિન્તાઓ પણ ભયાનક સ્વરૂપમાં આવી મળેલી હોવા છતાં અને એ સર્વ સંકટો જાણે અપર્યાપ્ત હોય તેવી રીતે મારાં ધર્મપત્નીને મસ્તિષ્કવિકાર થઇ ગયેલો હોવા છતાં જે પરમાત્માએ અદ્યાપિ મારા જીવનને સુરક્ષિત રાખીને અને આર્થિક વિઘ્નનું કેટલેક અંશે સામાયિક નિવારણ કરીને અત્યારે ચાર ગ્રંથો (બે બેવડિયા ગ્રંથો)ના પ્રકાશનની વ્યવસ્થા કરી આપી છે તે પરમકૃપાઘન પરમાત્માનો તેની એ અનન્ય કૃપામાટે અંતઃકરણપૂર્વક વારંવાર આભાર માનીને તેમ જ પરમાત્મા પાસેથી દીર્ઘ આયુષ્ય, સુદૃઢ આરોગ્ય તથા સુખશાંતિનાં વિપુલ સાધનોની નમ્રતાપૂર્વક યાચના કરીને હું આ લંબાયલા ઉપોદ્‌ઘાતને અહીં સમાપ્ત કરી મારી લેખિનીને વિશ્રાંતિ સમર્પવાની આજ્ઞા લેવાનું ઉચિત ધારૂં છું. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

મુલુન્દ, જિલ્લા થાણા
(જી. આઇ. પી. રેલ્વે)
તા. ૯–૧–૩૨
સં. ૧૯૮૮, પોષ, શુકલ દ્વિતીયા
(ચન્દ્રદર્શન) શનિવાર

ભવદીય
ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર

# સ્વ. વિપ્રવંશાવતંસ વીરનર નિર્ભયરામ હરિરામ કાગદી (પોરબંદરનિવાસી)નો સંક્ષિપ્ત પરિચય

---

"That subject for an angel's song,
The hero and the saint." — Cawper.

કવિ કાઉપરની આ પંક્તિયોનો ભાવાર્થ એવો થાય છે કેઃ 'દેવદૂતના ગીત કિંવા ગાનનો જો કોઇ પણ વિષય હોય તો તે વીર પુરુષ તથા સંત પુરુષ જ હોય છે." અર્થાત્ દેવદૂતો નિરંતર વીર પુરુષ તથા સંત પુરુષનાં સ્તુતિગાનો જ ગાતા રહે છે. કવિ કાઉપરની આ પંકિતયોને વાંચતાં આપણા ભારતીય પુરાતન કવિના બહુધા એ જ ભાવાર્થને વ્યક્ત કરનારા નિમ્ન ઉદ્ગારોનું જો આપણને સ્મરણ થાય તો તે સર્વથા સ્વાભાવિક છેઃ-

"જનની, જણ તો હરિભગત, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, રખે ગુમાવે નૂર !"

કારણ કે, આ દોહરામાં પણ જનનીને જે હરિભક્ત તથા શૂરવીર પુત્રને જન્મ આપવાની કઠીન સૂચના અપાયલી છે તે શબ્દો સંત પુરુષ તથા વીરપુરુષના અર્થને જ દર્શાવનારા છે. આમાં 'દાતા' શબ્દની વિશેષતા છે; પરંતુ વીર પુરુષોમાં દાતૃત્વનો ગુણ સ્વભાવિક જ રહેલો હોય છે એટલામાટે જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો 'વીર પુરુષ'માં 'દાતા'નો પણ સમાવેશ થઇ જાય છે. એ ભિન્ન ભિન્ન દેશોના કવિજનોના આ સમાનભાવદર્શક ઉદ્ગારો એ જ તત્ત્વને સિદ્ધ કરી રહ્યા છે કે, 'વીરપૂજા'ની મહાત્તાને સર્વ કાળમાં સર્વ દેશના લોકોએ એકવાક્યતાથી સ્વીકારેલી છે અને તેથી સૃષ્ટિના આરંભકાળથી આરંભાયલી વીરપૂજા સમસ્ત સૃષ્ટિમાં સૃષ્ટિના પ્રલયકાળ પર્યન્ત અવિચળ રહીને સૃષ્ટિના પુનર્જન્મ સાથે પુનરપિ પુનરુજ્જીવિત થવાની છે. ઘણીક વાર એવી ઘટનાઓ ઘટતી આપણા જોવામાં આવ્યા કરે છે કે જે ઇતિહાસપ્રસિદ્ધ વીરનરોનાં સ્તુતિસ્તોત્રો વારંવાર આપણા સાંભળવામાં આવ્યા કરે છે તેમને જ આપણે વીર પુરુષ માનીએ છીએ અને આપણા પોતાના સમુદાયમાં વિરાજતા તથા નિત્ય આપણા સમાગમમાં આવેલા અનેક વર્તમાનકાલિક વીર પુરુષોના વીરતા 'अतिपरिचयात् अवज्ञा' એ ન્યાયથી કાં તો આપણને સામાન્ય વસ્તુ તરીકે જ દેખાયા કરે છે અને કાં તો અત્યારના આપણા આ વર્તમાન વૈશ્યધર્મપ્રધાન કિંવા વૈશ્ય-

વૃત્તિપ્રધાન યુગમાં વીરનરોની એ વીરતાને કવચિત્ કાંઇક હીન દૃષ્ટિ તથા ઉપેક્ષાની દૃષ્ટિથી પણ જોવામાં આવે છે. આવા, આપણાં નેત્રો સમક્ષ, પોતાની વીરતાનાં ચમત્કારરૂપ પરિણામોને બતાવી ગયેલા અનેક હિન્દુ વીરોની વીરકથાઓ ભાવિ હિન્દુ પ્રજામાટે અવશ્ય માર્ગદર્શિકા થ પડે તેવી હોવાથી અને વિપ્રવર્ય નિભંયરામ હરિરામ કાગદી પોરબંદર-નિવાસી પણ એ વર્તમાનકાલિક વીરનરોમાંના જ એક આત્મશ્રદ્ધ, સ્વાવલંબી સ્વાતંત્ર્યપ્રિય, સ્વયંનિર્મિત, બલાઢ્ય તથા ભીમકાય વીરનર હોવાથી તેમના જીવનનો આ કિંચિત્ પરિચય હિન્દુ જનતામાટે અત્યારના શિથિલતા-પ્રધાન યુગમાં અવશ્ય માર્ગદર્શક તથા ઉત્સાહવર્ધક થઇ પડશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે અને તેથી જ તેમના જીવનનો અમો અમારાં પાઠકો તથા પાઠિકાઓને આ કિંચિત્ પરિચય કરાવવાના કાર્યમાં પ્રવૃત્ત થઇએ છીએ.

આપણા ચરિત્રનાયક શ્રી નિભંયરામભાઇના પૂર્વજો પોરબંદર રાજ્યા-ન્તર્ગત શ્રી માધવરાયજીના પવિત્ર ધામ શ્રી માધવપુરના નિવાસી હોઇને માધવપુરથી લગભગ ત્રણ ગાઉ (છ માઇલ્સ)ના અંતરે આવેલા 'આજક' નામક ગ્રામમાં વસતા હોવાથી તે આજક નામક ગ્રામમાં જ વિક્રમ સંવત્ ૧૯૪૨ ના પવિત્ર માર્ગશીર્ષ માસમાં નિભંયરામભાઇનો જન્મ થયો હતો. તેમની જન્મતિથિ અમોને મળી શકેલી ન હોવાથી તે અમો નથી આપી શકયા. અહીં વચ્ચે તેમના પિતાશ્રીનો તથા તેમના વ્યવસાય આદિકનો કાંઇક વૃત્તાંત આપવાની આવશ્યકતા એટલામાટે અમોને અનિવાર્ય જણાય છે કે પિતાના ગુણો સાથે આનુવંશિકતાના નિયમ અનુસાર પુત્રના ગુણવિકાસનો ઘનિષ્ટ સંબંધ રહેલો હોય છે. અર્થાત્ નિભંયરામભાઇના પિતાશ્રી હરિરામ-ભાઇ પોતાના એ પુત્રરત્નના જન્મની ઘટનાથી બારેક વર્ષ પૂર્વે સં. ૧૯૩૦ ની લગભગમાં વ્યવસાયના કારણથી માધવપુરને છોડીને પોરબંદરમાં આવી વસ્યા હતા અને ત્યાં કાગળના એક અમદાવાદનિવાસી મુસ્લિમ વ્યાપારીની નોકરીમાં દાખલ થઇ ગયા હતા. પોતાના શેઠનો હરિરામભાઇએ પોતાના અનેકવિધ સદ્ગુણોથી એટલી સીમા પર્યન્ત વિશ્વાસ મેળવી લીધો હતો કે જ્યારે તેમના તે વયોવૃદ્ધ શેઠને પોતાનો અંતકાળ નિકટમાં આવી લાગેલો દેખાયો ત્યારે પોરબંદરમાં અનેક પ્રતિષ્ઠિત મુસ્લિમ ગૃહસ્થો વિદ્યમાન હોવા છતાં પણ તેમના શેઠે પોતાની હજારો રૂપિયાની કીમતના માલથી ભરેલી દૂકાન, પોતાના ચાર વર્ષના વયના સુકુમાર પુત્ર તથા તે પુત્રની માતાને પોતાના મૃત્યુ પછી સંભાળવાનો સર્વ ભાર હરિરામભાઇના શિરપર જ નાખી દીધો. હરિરામભાઇના તે શેઠ ઉપર જણાવ્યા પ્રમાણે મૂળ અમદાવાદના નિવાસી

હોઇને સુન્ની વ્હોરા જાતિના હતા. જે વેળાયે હરિરામભાઇના શેઠના સ્વર્ગવાસની ઘટના ઘટી તે વેળાયે તેમનાં બીબી તથા બાળક આદિક અમદાવાદમાં હોવાથી હરિરામભાઇએ તેમને પોરબંદર બોલાવી લીધાં અને તેમની સેવામાટે એક ખાસ નોકર રાખી લઇને શેઠના તે બાળકને ભણાવી ગણાવીને પ્રવીણ કર્યા પછી નિર્ભયરામભાઇ તથા તે બાળક સમાનવયસ્ક હોવાથી તે ઉભયને હરિરામભાઇએ સાથે જ વ્યવસાયનું શિક્ષણ આપીને કાગદી તરીકેના વ્યવસાયમાં પણ નિષ્ણાત કરી દીધા. પોતાના શેઠના સ્વર્ગવાસની ઘટના ઘટી ગયા પછી હરિરામભાઇ એકલા જ તે શેઠના વિશાળ વ્યાપારના કર્તા, ધર્તા તથા ભાગ્યવિધાતા હોવાથી જો આજકાલના કેટલાક વિશ્વાસઘાતક ટ્રસ્ટીઓ પ્રમાણે વિશ્વાસઘાત કરીને શેઠની મિલ્કતને પચાવી જવાની દુર્બુદ્ધિને તેમણે આશ્રય આપ્યો હોત, તો તેમણે કદાચિત્ પોતાની તીજોરીમાં સારી મિલ્કત ભરી લીધી હોત ! પરંતુ આવી દુર્બુદ્ધિનો તેમનામાં સ્વાભાવિક જ અભાવ હોવાથી અને ધર્મ નીતિ તથા વચનપાલન એ જ તેમનો શાશ્વત મુદ્રાલેખ હોવાથી તેઓ વિશ્વાસપાત્ર પ્રતિનિધિ તરીકે જ કાર્ય કરતા હતા અને પોતાના વેતન (પગાર)થી વિશેષ દૂકાનમાંથી એક પાઇ પણ કદાપિ લેતા ન હતા. આવી રીતે શેઠનો તે પુત્ર ત્રીસ વર્ષના વયનો યોધ યુવક થઇ ગયો ત્યાં સુધી હરિરામભાઇની છાયા તથા રક્ષામાં જ હતો અને હરિરામભાઇને પોતાના વડિલ તરીકે જ માનતો હતો. સમયના એ લગભગ પચીસ વર્ષ જેટલા દીર્ઘ ગાળામાં પોરબંદરના વ્યાપારીઓએ હરિરામભાઇને એવા પ્રકારનો અનેકવાર આગ્રહ કર્યો હતો કે: “હરિરામ, તમો પોતાની જૂદી દૂકાન કરો, તો પોરબંદરમાં બીજો કોઇ કાગદી અથવા કાગળનો વ્યાપારી ન હોવાથી થોડા વખતમાં જ નિહાલ તથા માહામાલ થઇ જશો. આવો અવસર પછી હાથમાં નહિ આવે.” પરંતુ તે સર્વ વ્યાપારીઓને હરિરામભાઇ એ જ ઉત્તર આપતા હતા કે: “મારા જીવનકાળમાં તો હું પોતે જૂદી દૂકાન નથી જ કરવાનો; મારા દેહનો પાત થઇ ગયા પછી મારા દીકરા જૂદી દૂકાન કરે તો તેમની ઇચ્છા.” અંતે એ જ પોતાના હાથે ઉછરેલા શેઠની નોકરીમાં જ પોતાના આયુષ્યને વીતાડી દઇને, અર્થાત્ એકંદર ૪૦ વર્ષ જેટલા દીર્ઘ કાળ પર્યન્ત પૂરી નિમકહલાલીથી એક જ શેઠની નોકરી કરીને પૂજ્ય હરિરામભાઇ સં. ૧૯૬૦ ના કાર્તિક માસની શુકલા સપ્તમીને દિવસે ‘પ્લેગ’ નામક ભયાનક રોગના ભોગ થઇ પોતાના વિશાળ કુટુંબને શોકસાગરમાં નિર્માજ્જિત કરી આ અસાર સંસારને સદાને માટે ત્યજી ગયા,

સ્વર્ગમાર્ગના પ્રવાસી થયા અને પોતાની અમર યશસ્વિતાને પોતાના પુત્રોના આદર્શ તરીકે પાછળ મૂકતા ગયા.

આવી રીતે જે સમયમાં પૂજ્ય હરિરામભાઇના અકાળ સ્વર્ગારોહણની શોકમયી ઘટના ઘટી તે સમયમાં હરિરામભાઇના કુટુંબની આર્થિક સ્થિતિ એટલી તથા એવી તો સાધારણ કોટિની હતી કે જેને કદાચિત્ સાધારણથી પણ સાધારણ સ્થિતિ તરીકે ઓળખાવી શકાય. ચાળીસ વર્ષ જેટલા દીર્ઘ કાળ પર્યન્ત આવી મોટી દૂકાનને તે દૂકાનના એક સર્વસત્તાધીશ સ્વતંત્ર સ્વામી તરીકે ચલાવનાર પૂજ્ય હરિરામભાઇ સત્ય તથા નીતિને વળગી રહીને પોતાની પાછળ આવા પ્રકારની દરિદ્રતાતુલ્ય પરિસ્થિતિમાં પોતાના કુટુંબને મૂકી ગયા હતા તો એથી શું એમ જ માનવું કે આ સત્ય તથા નીતિના દૃઢ અવલંબનનું જ અનિષ્ટ પરિણામ હતું ? એનું કારણ ગમે તે હોય, પરંતુ વસ્તુસ્થિતિ આ હતી એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય હતો જ નહિ. જે વેળાયે પૂજ્ય હરિરામભાઇ સ્વર્ગવાસી થયા તે વેળાયે નિર્ભયરામભાઇની અવસ્થા ૧૮ વર્ષની, તેમના વિદ્યમાન સહોદર ગૌરીશંકરભાઇની અવસ્થા ૧૪ વર્ષની અને સર્વથી નાના સહોદર સ્વ. નાનાભાઇની અવસ્થા ૧૨ વર્ષની જ હતી; માત્ર એટલું જ નહિ, પણ એ ત્રણ ભાઇઓ ઉપરાંત એમનાથી નાની અવસ્થાની ત્રણ બહેનો પણ વિદ્યમાન હતી; કારણ કે, પૂજ્ય હરિરામભાઇ પોતાની પાછળ એકંદર પુત્ર પુત્રી મળીને છ સંતાન મૂકી ગયા હતા. આ સંતાનોને આશ્વાસન આપનાર તેમનાં વિધવા માતુશ્રી હીરબાઇ વિના આ સંસારમાં અન્ય કોઇ પણ વ્યક્તિ ન હોવાથી આજીવિકાનો પ્રશ્ન ભયાનક સ્વરૂપમાં તેમના સમક્ષ દંડાયમાન થઇ ગયો; કારણ કે, પૂજ્ય હરિરામભાઇના સ્થાનમાં નિર્ભયરામ કિંવા ગૌરીશંકરભાઇ એ બન્નેમાંથી એકને ય તેમના શેઠે પોતાની પાસે રાખી લેવાની ઉદારતા તે વેળાયે ન દર્શાવી અને તેથી તેઓ સર્વ અતિશય ચિન્તા તથા મુંઝવણમાં આવી પડયાં. એક પાશ્ચાત્ય કવિ કહી ગયો છે કે: "Poverty is the discoverer of all the arts." ("દરિદ્રતા સર્વ કલાઓની શોધિકા છે"); અને "Necessity is mother of invention" ("આવશ્યકતા આવિષ્કારની માતા છે") એ લોકવદન્તી તો વિશ્વવિખ્યાત છે એટલે એ દરિદ્રતાજન્ય આવશ્યકતાએ નિર્ભયરામભાઇના હૃદયમાં અપૂર્વ આત્મવિશ્વાસ, બળ તથા સાહસને ઉત્પન્ન કરી દીધાં અને તેથી નિર્ભયરામભાઇએ કાગદી તરીકેના પોતાના પૈતૃક વ્યાપારને આરંભી દેવાના નિશ્ચયપર આવી જઇને પોતાના સહોદર ગૌરીશંકરભાઇને પણ શાળામાંથી

અભ્યાસ છોડાવીને ઊઠાડી લીધા. આરંભમાં જોઈતાં નાણાંની આમતેમથી સગવડ કરી લઈને નિર્ભયરામભાઈ તથા ગૌરીશંકરભાઈએ પોરબંદરમાં કાગદી તરીકેના પૈતૃક વ્યવસાયને સર્વથા ભગવાન્ તથા ભાગ્ય ઉપર આધાર રાખીને ધમધોકાર આરંભી દીધો. એ વેળાએ નાનાભાઈનો વિદ્યાભ્યાસ શાળામાં ચાલ્યા કરતો હતો. પોતાના પરલોકવાસી પિતાશ્રી પ્રમાણે જ સત્યનિષ્ઠા તથા નીતિપૂર્વક વ્યવસાયમાં આગળ વધવાથી આ ઉભય સહોદરો અલ્પ કાળમાં જ પોરબંદરના વ્યાપારીઓના અતિશય કૃપાપાત્ર થઈ પડયા અને અમુક સમયમાં જ બહુધા પોરબંદરના સમસ્ત વ્યાપારીઓ એ બંધુયુગ્મની નવીન દૂકાનના જ ગ્રાહકો થઈ ગયા એટલે એનું નૈસર્ગિક પરિણામ એ જ થયું કે લગભગ સર્વ ગ્રાહકો તૂટી જવાથી તેમના અમદાવાદી શેઠમાટે પોતાના વ્યાપારને બંધ કરી દઈને અમદાવાદ ભેગા થઈ જવાનો પ્રસંગ આવી લાગ્યો અને અંતે તે શેઠજી પોતાના ધંધાને સમેટીને ખરેખર પોરબંદરમાંથી પ્રસ્થાન કરીને અમદાવાદને માર્ગે પડી ગયા. વ્યાપારમાં કેટલીક વાર સાહસની આવશ્યકતા પણ અનિવાર્ય હોય છે અને એ સાહસિકતાનો ગુણ તો નિર્ભયરામભાઈના હૃદયમાં તેમના જન્મકાળથી જ વસેલો હતો. અર્થાત્ પોતાના સ્વતંત્ર વ્યવસાયને આરંભ્યા પછી પોરબંદર રાજ્યને જોઈતા કાગળો પૂરા પાડી શકાય એટલામાટે નિર્ભયરામભાઈએ વિલાયતનાં કાગળોનાં કારખાનાંવાળાઓ સાથે પત્રવ્યવહાર કરીને સીધો વ્યવહાર બાંધી લીધો. આખા ય કાઠિયાવાડમાં તે સમય પર્યન્ત વિલાયતનાં કાગળનાં કારખાનાંવાળા સાથે આવી રીતે કોઈ પણ વ્યાપારીએ સીધો સંબંધ બાંધ્યો ન હોતો એટલે આ સાહસ કરનાર કાઠિયાવાડમાં તો નિર્ભયરામભાઈ સર્વથી પ્રથમ તથા અગ્રગણ્ય હતા એમ જ કહી શકાય. તેમનો વિલાયત સાથેનો આ વ્યાવસાયિક સંબંધ અમુક વર્ષો પર્યન્ત અવ્યાહત ચાલતો રહ્યો હતો અને એથી તેમને સારો લાભ પણ મળતો રહ્યો હતો એ નવીનતાથી કહેવાની ભાગ્યે જ આવશ્યકતા હોઈ શકે. આ તો નિર્ભયરામભાઈની એક વ્યાપારી તરીકેની યોગ્યતા, દક્ષતા તથા બુદ્ધિમત્તાના અમુક દૃષ્ટાન્તો છે; હવે નિર્ભયરામભાઈના હિન્દુધર્મ તથા હિન્દુજાતિ વિષયક અનન્ય અભિમાન, નિર્ભયત્વ તથા સાહસ આદિક સ્વાભાવિક સદ્ગુણોની આપણે કાંઈક સમીક્ષા કરીશું.

ઈ. સ. ૧૯૧૩ (વિક્રમ સંવત્ ૧૯૬૯) માં પોરબંદરમાં મુસ્લિમોના મુહર્રમના દિવસોમાં જેમ હિન્દુસ્થાનમાં અનેક સ્થાનોમાં વારંવાર થયા કરે છે તેમ મુસ્લિમ બિરાદરોએ (?) કોઈ પણ પ્રકારના કારણ વિના હિન્દુઓની

ધાર્મિક લાગણી ઉપર કુઠારાઘાત કરતાં હિન્દુ-મુસ્લિમ વિગ્રહની ઘટના ઘટી ગઇ હતી. આવા જાતીય વિગ્રહોને 'હુલ્લડ' નામથી આજ કાલ ઓળખવામાં આવે છે એટલે પોરબંદરમાં હિન્દુમુસ્લિમ હુલ્લડ થઇ ગયું હતું એમ પણ કહી શકાય. મુસ્લિમ બિરાદરોનો એવો એક સ્વભાવ જ થઇ ગયો છે કે જ્યારે હિન્દુઓની છેડતી કરવાની તેમના મનમાં ઇચ્છા થઇ આવે છે ત્યારે તેઓ બહુધા ગોમાતા ઉપર સર્વથી પ્રથમ આઘાત કરવા મંડી જાય છે. આ નિત્યના અનુભવ અનુસાર તે વેળાયે પણ એક મસ્જિદ આગળ મુસલ્માનોએ મારેલા મારના પરિણામે લોહીલોહાણુ થયેલી એક ગોમાતા નેત્રોમાંથી અશ્રુ વર્ષાવતી ઊભેલી હિન્દુઓના જોવામાં આવી અને તપાસને અંતે તે ગોમાતાને લોહીલોહાણુ કરનાર અમુક મુસ્લિમ બિરાદરો જ હતા એવી ખાત્રી થતાં નિર્ભયરામભાઇએ સર્વથી પ્રથમ આગળ પડીને બજારને એકદમ બંધ કરાવી દીધી અને ત્યારપછી શ્રી લોહાણા મહાજનની વંડીમાં પોરબંદરના સમસ્ત હિન્દુમહાજનને એકત્ર કરીને જે વીરત્વપરિચાયક વ્યાખ્યાન મુસ્લિમોના અત્યાચાર તથા હિન્દુઓના કર્તવ્યના સંબંધમાં આપ્યું હતું તે વ્યાખ્યાન, તે વેળાયે મહાજનની એ પ્રચંડ સભામાં હું પોતે વિદ્યમાન હોવાથી અને તેમના એ વ્યાખ્યાનને સાંભળવાનો સુયોગ મને પોતાને પણ પ્રાપ્ત થયેલો હોવાથી, અદ્યાપિ મારાં શ્રવણોમાં ગુંજી રહ્યું છે. + જે વેળાયે પોરબંદરમાં હિન્દુમુસ્લિમ વિગ્રહની આ ઘટના ઘટી હતી તે સમયમાં પોરબંદરના વર્તમાન આદર્શ મહારાજા રાણા સાહેબ શ્રી નટવરસિંહજી બહાદુર સુકુમાર અવસ્થામાં હોવાથી બ્રિટિશ ઍડમિનિસ્ટ્રેશન હોઇને પોરબંદર રાજ્યમાં માન્યવર વાજસુરવાળા તથા સ્વ. કલ્યાણરાય બખ્શી એ ઉભય મહાશયો જોઇન્ટ ઍડમિનિસ્ટ્રેટર હતા. નિર્ભયરામભાઇના મુસ્લિમ અત્યાચાર વિષયક આ સર્વથા નિર્ભય તથા સ્પષ્ટ વિરોધને જોઇને મુસ્લિમોનો કોપ તેમના શિર પર ઊતરે એ સ્વાભાવિક હોવાથી

+ ઇ. સ. ૧૯૧૨ માં મુંબઇમાં મને પોતાને સંગ્રહણીની બાધા થઇ ગયેલી હોવાથી ડૉક્ટરોની સૂચના અનુસાર ઇ. સ. ૧૯૧૩ માં જલવાયુના પરિવર્તન તથા આરોગ્યપ્રાપ્તિમાટે હું પોરબંદર ગયો હતો અને તેથી એ વેળાયે મારો નિવાસ પોરબંદરમાં જ હતો. તે સમયથી આરંભાયલો મારો પોરબંદરનિવાસ અત્યાર સુધી પણ ત્યાં મારું ગૃહ કાયમ હોવાથી અદ્યાપિ અવિચલ છે એમ જ કહી શકાય તેમ છે. સ્વ. નિર્ભયરામભાઇ સાથે એ જ સમયમાં મારો પ્રથમ પરિચય થયો હતો અને તે પરિચયે ધીમે ધીમે ગાઢ મૈત્રીના સ્વરૂપને ધારણ કરી લીધું હતું.

પોરબંદરના કેટલાક મુસ્લિમ અગ્રેસરોએ ઍડ્મિનિસ્ટ્રેટર વાજસૂરવાળા મહાશય સમક્ષ લાગવગ ચલાવીને તેમ જ ખોટી હકીકત રજૂ કરીને નિભંયરામભાઇને તેમના પર શાંતિભંગના પ્રયત્નનો અપરાધ મૂકાવી પકડાવવાની પોતાથી કરી શકાય તેટલી સઘળી કોશિશો કરી હતી; પરંતુ પોરબંદરનું સમસ્ત વિશાળ હિન્દુ મહાજનમંડળ નિભંયરામભાઇના પક્ષમાં હોવાથી અને હિન્દુ મહાજનમંડળના અગ્રેસરોએ ઍડ્મિનિસ્ટ્રેટર વાજસૂરવાળાને યથાસમય ખરેખરી હકીકત જણાવી દેવાથી નિભંયરામભાઇને કારાગૃહમાં નખાવવાની તે મુસ્લિમ બિરાદરોની મલિન આશા સર્વથા નિષ્ફળ થઇ ગઇ હતી અને તેમનાથી નિભંયરામભાઇનો એક વાળ પણ વાંકો કરી શકાયો ન હતો. નિભંયરામભાઇના શ્રી લોહાણા મહાજન વંડીમાંના પૂર્વોક્ત વ્યાખ્યાનના શ્રવણથી હિન્દુ મહાજનને એ દિવસ હડતાળ પાડવાનું યોગ્ય જણાતાં એ દિવસ પર્યન્ત સખ્ત હડતાળ પાળવામાં આવી હતી અને એ દિવસથી નિભંયરામભાઇ પોરબંદરની સમસ્ત હિન્દુ પ્રજાનાં પ્રેમ, સહાનુભૂતિ તથા આદરને યોગ્ય પરિમાણમાં પ્રાપ્ત કરી શક્યા હતા.

ઇ. સ. ૧૯૧૮ (સં. ૧૯૭૪)માં નિભંયરામભાઇએ પોતાની કાગળની દૂકાન તથા મુદ્રણાલય (પ્રિન્ટિંગ પ્રેસ) આદિક વ્યવસાયને ચલાવવાનો ભાર પોતાના સહોદર ગૌરીશંકરભાઇ તથા નાનાભાઇના શિર પર નાખી દઇને પોતે કૉટન બ્રોકર (રૂના દલાલ) તરીકેના નવીન સ્વીકારેલા વ્યવસાયમાં અધિક લક્ષ આપવા માંડયું હતું અને એ નવીન વ્યવસાયમાં પણ વ્યાપારીઓના અતિશય વિશ્વાસપાત્ર થવાથી તેઓ ઘણી જ સારી પ્રગતિ તથા ધનપ્રાપ્તિ કરી રહ્યા હતા. ઇ. સ. ૧૯૧૮ માં પણ મારો સ્થાયી નિવાસ પોરબંદરમાં જ હોવાથી અને એ સમયમાં નિભંયરામભાઇ, ગૌરીશંકરભાઇ તથા નાનાભાઇ આદિક સાથે મારો તેમના આત્મીય કિંવા કૌટુંબિક જન સમાન ગાઢ મૈત્રીસંબંધ થઇ ગયેલો હોવાથી તેમની આ નવીન વ્યવસાય વિષયક પ્રગતિને મેં પોતે પણ સારી રીતે જોઇ હતી અને જો અચાનક તેમના જીવનદીપનું કાળ નામક ઝંઝાવાતના આઘાતથી નિર્વાણ ન થઇ ગયું હોત, તો તેઓ પોતાના એ નવીન વ્યવસાયમાં વેગપૂર્વક અગ્રગામી થઇને અવશ્ય અલ્પ સમયમાં જ પોતાની આર્થિક અવસ્થાને ધનાઢ્યતાના રૂપમાં પરિવર્તિત કરી શક્યા હોત એવો તે સમયમાં પણ મારો દૃઢ વિશ્વાસ હતો અને અત્યારે પણ મારી એ જ માન્યતા અવિચળ છે. પરંતુ વિધાતા પુરુષની લેખિનીથી અત્યંત ધનાઢ્યતાના ઉપભોગનો લેખ તેમના ભાગ્યમાં લખાયલો જ ન હોતો ત્યાં તેમનો પોતાનો કિંવા અન્ય કોઇનો શો ઉપાય ચાલી શકે વારૂ ? અર્થાત્ જે

વર્ષમાં તેમણે પોતાના એ નવીન વ્યવસાયનો આરંભ કર્યો. અને વેગપૂર્વક પ્રગતિના ચિહ્નો દર્શાવવા માંડયાં તે જ વર્ષમાં સમસ્ત હિન્દુસ્થાનમાં "ઇન્ફ્લ્યુએન્જા (Influenza) નામક સાંસર્ગિક તથા પ્રાણનાશક વિષમ જ્વરનો ઉપદ્રવ ભયંકર સ્વરૂપમાં આવી લાગતાં પોરબંદરમાં પણ એ ઉપદ્રવે જે વિશાળસંખ્ય અમૂલ્ય માનવજીવનના અકાળ ભોગ લીધા હતા તેમનામાં નિર્ભયરામભાઇનો પણ સમાવેશ થઇ ગયો હતો. એ ઘટનાના સમયમાં હું પોતે પોરબંદરમાં વિદ્યમાન હોવાથી અને જે દિવસે નિર્ભયરામભાઇ રાત્રિના સમયમાં એ કાળસ્વરૂપ ઇન્ફ્લ્યુએન્જાના પંજામાં સપડાયા તે દિવસે સંધ્યાકાળથી પૂર્વે બે કલાક પર્યન્ત હું, નિર્ભયરામભાઇ તથા કેટલાક અન્ય મિત્રો નિર્ભયરામભાઇના છાપખાનાની ઉપરની અગાસીમાં સાથે જ બેઠેલા હોવાથી એ ઘટનાને આજે પંદર વર્ષ જેટલો સમય થઇ ગયેલો હોવા છતાં એ ઘટના ગઇ કાલની ઘટના સમાન મારા સ્મરણમાં અદ્યાપિ તાજી છે. એ ઘટના આવી રીતે ઘટી હતી:—

સંવત્ ૧૯૭૪ (ઇ. સ ૧૯૧૮) ના ભાદ્રપદ માસની શુકલા ચતુર્દશીનો તે દુર્ભાગી દિવસ હતો, રાજકોટના એક વરિષ્ટ પોલિસ અધિકારી પોરબંદરમાં આવેલા હોવાથી ને તેઓ નિર્ભયરામભાઇના મિત્ર હોવાથી નિર્ભયરામભાઇને મળવામાટે તેમના માણેકચૉકમાંના છાપખાનામાં આવ્યા હતા; તે વેળાયે અમદાવાદવાળા રા. રા. પ્યારેલાલ વિઠ્ઠલરાય મહેતા, શ્રી. વિદ્યાવિનોદ નાટક સમાજના માલિકનો મુકામ પણ પોરબંદરમાં હોવાથી અને મારી માર્ફત નિર્ભયરામભાઇ સાથે તેમનો મૈત્રીસંબંધ થયેલો હોવાથી હું તથા પ્યારેલાલભાઇ પણ અમારા નિત્યના નિયમ પ્રમાણે (સાંઝે ત્યાં એકત્ર થવાના નિયમને અનુસરીને) ત્યાં આવી લાગ્યા હતા. નિર્ભયરામભાઇએ પોરબંદરનાં વખણાતાં ભજીયાં, કચોરી તથા સેવગાંઠિયા આદિક નાસ્તાની વસ્તુઓ મંગાવી અને અમો સર્વ મિત્રો એ નાસ્તાને ન્યાય આપવામાટે ઉપર અગાસીમાં જઇને બેઠા. તે રાત્રે પ્યારેલાલભાઇની નાટક મંડળીનું નાટક હોવાથી તેમણે નાટક જોવામાટે આવવાનો સર્વને આગ્રહ કરતાં રાત્રે નવ વાગે થીએટરમાં જવાનો નિશ્ચય કરવામાં આવ્યો. એ વેળાયે ગૌરીશંકરભાઇ તથા નાનાભાઇ પણ હાજર હતા. અમો લગભગ ૬ વાગે નાસ્તાને ન્યાય આપીને પાછા નીચે આવ્યા અને ગ્રામમાં ઇન્ફ્લ્યુએન્જાનો ઉપદ્રવ ભયંકર સ્વરૂપમાં ચાલી રહેલો હોવાથી સવા છ વાગે મારે ત્યાંથી ભાઇ રમણિકલાલ માણેકલાલ વ્યાસ એવા સમાચાર લઇ આવ્યા કે: "મારાં રાધા ભાભીને એકદમ તાવ આવી ગયો છે અને ડૉકટરને અત્યારે જ બોલાવવાની આવશ્યકતા છે." એ વેળાયે બીમાશંકર ભૂરાભાઇ શર્મા પણ

પોરબંદરમાં પોતાના લેખક તરીકેના અભ્યાસને વધારવામાટે મારી સાથે જ, પણ મારી બાજૂના જુદા મકાનમાં રહેતા હોવાથી મારી સાથે જ હતા અને રમણિકલાલ માણેકલાલ વ્યાસ પણ એ જ ઉદ્દેશથી અમદાવાદથી પોરબંદર આવીને ભીમાશંકરની સાથે જ રહેતા હતા. અર્થાત્ ને બન્નેને ડૉક્ટર મંછાશંકરભાઇને ઘેર લઇ આવવામાટે ગાડીમાં રવાના કરીને હું તરત બીજી ગાડીમાં બેસી ઘેર પહોંચ્યો તો ત્યાં મારાં પત્નીના શરીરમાં ૧૦૪ થી ૧૦૫ ડિગ્રી તાવ ચઢેલો મારા જોવામાં આવ્યો. એ જ રાતે નવ વાગ્યાના શુમારે ભીમાશંકરભાઇ પણ તાવમાં સપડાયા અને પરિસ્થિતિ ભયંકર થઇ પડી એટલે મારાથી થીએટરમાં જઇ શકાયું નહિ. પરંતુ થીએટરમાં ઘટના એવી ઘટી કે નાટકના બીજા અંકની સમાપ્તિના સમયે એટલે કે લગભગ રાતે ૧ વાગ્યાના શુમારે નાટકશાળામાં જ નિર્ભયરામભાઇના શરીરમાં જ્વર આવી ગયો અને તેથી તેમને નાટકનો ત્રીજો અંક જોયા વિનાજ ઘેર ચાલ્યા જવું પડયું. એ વેળાયે હજી તેમનું પોતાનું મકાન બંધાઇને તૈયાર થયેલું ન હોવાથી તેઓ પોતાના સંયુક્ત કુટુંબ સહિત પોરબંદર સિવિલ હૉસ્પિટલ પાસેના ભાડાના એક વિશાળ મકાનમાં રહેતા હતા. મારા તથા મારા ચિરંજીવી રજનીકાંતના શિરપર મારાં પત્ની તથા ભીમાશંકરભાઇની સેવા શુશ્રૂષાનો ભાર આવી પડવાથી અને મારા ઘરમાં મનુષ્યોની અધિક સંખ્યા ન હોવાથી ચારેક દિવસ મારાથી ઘરમાંથી બહાર નીકળી જ ન શકાયું અને નિર્ભયરામભાઇની સ્થિતિ પણ ચિંતાજનક હોવાથી ગૌરીશંકરભાઇ તથા નાનાભાઇ મારી પાસે ન આવી શકયા એટલે નિર્ભયરામભાઇની એ સ્થિતિની વાર્તા મારા જાણવામાં ચાર કે પાંચ દિવસ પછી જ આવી શકી. હું તથા પ્યારેલાલભાઇ છેલ્લીવાર જે દિવસે નિર્ભયરામભાઇના કુશળસમાચાર પૂછવામાટે તેમને ઘેર ગયા તે દિવસ શુક્રવારનો હતો અને મધ્યાહ્ન પછી લગભગ બે વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. સ્થિતિ ચિન્તાવર્ધક તથા નિરાશાજનક હોવા છતાં પણ નિર્ભયરામભાઇના હૃદયમાં તથા મુખમંડળમાં ચિન્તા કિંવા નિરાશાનો અંશમાત્ર પણ દેખાતો ન હોતો અને જાણે તેમના શરીરમાં સંપૂર્ણ આરોગ્યનો જ આવિષ્કાર વિરાજેલો હોયની! તેટલા બળ તથા તેટલી નિર્ભયતાથી તેમણે અમારી સાથે પંદર મિનિટ સુધી વાર્તાલાપ કર્યો હતો; પરંતુ અફસોસ કે તેમના જીવનનો એ ચમકાટ બુઝાઇ જવાની અણી ઉપર આવેલા ઉષઃકાલિક દીપકના સર્વથા અંતિમ કિંવા છેલ્લા ચમકાટ સમાન હતો ને તેનો અવધિ બે દિવસથી અધિક ન હોતો; કારણ કે, શુક્રવાર વીત્યો, શનિવાર વીત્યો અને રવિવારને દિવસે એ નિર્ભયરામ નામક ભીમકાય

નિર્ભય વિપ્રવીર ઇન્ફ્લ્યૂએન્ઝાનો ભોગ થઇને આ અશાશ્વત સંસારને સદાને માટે ત્યજી દઇને તથા માયાનાં બંધનોને છેદી નાખીને પોતાનાં કૌટુંબિક જનો તથા વિશાળ મિત્રમંડળને શોકસાગરમાં નિમજ્જિત કરીને શાશ્વત જગતનો પ્રવાસી-સ્વર્ગવાસી-થઇ ગયો. સારાંશ કે, નિર્ભયરામભાઇએ કેવળ ૪૩ વર્ષ જેટલી અલ્પ અવસ્થામાં જ સં. ૧૯૭૪ ના આશ્વિન માસની શુક્લા અષ્ટમીને દિવસે પોતાની જીવનલીલાને સમાપ્ત કરી નાખી હતી એટલે એથી એ જ નિયમ સત્યસિદ્ધ થયેલો આપણા જોવામાં આવ્યા કરે છે કે તેજસ્વી તથા પરોપકારી વીર પુરુષો આ સંસારમાં દીર્ઘ આયુષ્યને ભોગવવાના તથા દીર્ઘ નિવાસ કરવાના અવસરને ભાગ્યે જ મેળવી શકે છે. હવે આપણે નિર્ભયરામભાઇના કેટલાક ઉલ્લેખનીય વિશિષ્ટ સદ્ગુણોનું અવલોકન કરીશું.

નિર્ભયરામભાઇનો દેહ આરોગ્યમંડિત તથા બલાઢ્ય હતો; તેઓ શરીરે હૃષ્ટપુષ્ટ હોઇને તેમની ઉંચાઇ મારી માન્યતા અનુસાર પૂરા પાંચ હાથની જ હોવી જોઇએ. તેમના શરીરનો વર્ણ કાંઇક શ્યામ હતો, છતાં તેમના મુખમંડળ આદિક સર્વ અવયવો ઘાટીલા હોવાથી તેમની શ્યામતામાં શ્યામસુંદરતાની છટા જ દૃષ્ટિગોચર થતી હતી અને તે સાથે તેમનો કંઠસ્વર પણ એવો તો સ્પષ્ટ, ગંભીર તથા પ્રભાવદર્શક હતો કે તેમની ઓજસ્વિની વાણીનો શ્રોતાના હૃદયમાં તત્કાળ ઇષ્ટ પ્રભાવ પડી જતો હતો. તેમના શરીરની આવી સુદૃઢતા તથા બલાઢ્યતાના કારણથી જ જે ઇન્ફ્લ્યૂએન્ઝાના આઘાતથી સામાન્ય મનુષ્યો બે ચાર કે પાંચ દિવસમાં જ ફટાકડાની પેઠે ફૂટી જતા હતા તે ઇન્ફ્લ્યૂએન્ઝાના ભયાનક આઘાતને તેઓ વીસ દિવસ જેટલા દીર્ઘ સમય પર્યન્ત અત્યંત ધૈર્યશીલતાથી સહન કરી શક્યા હતા. નિર્ભયરામભાઇ પોતાના શારીરિક બળ તથા બુદ્ધિબળનો નિર્દોષ તથા નિર્બળ મનુષ્યોને પીડવામાં કદાપિ દુરુપયોગ કરતા ન હોતા; કિંતુ જો કોઇ દુષ્ટ તથા અત્યાચારી મનુષ્ય કોઇ નિર્દોષ તથા નિર્બળ મનુષ્ય ઉપર અત્યાચાર કરતો તેમના જોવામાં આવતો હતો તો તે અત્યાચારી મનુષ્યને યથાપ્રસંગ યોગ્ય શિક્ષા આપીને નિર્બળ મનુષ્યની અવશ્ય રક્ષા કરતા હતા અને અત્યાચારીઓના અત્યાચારને સદાને માટે ભૂલાવી દેતા હતા. અહીં એ વાર્તાને પણ અવશ્ય સ્મરણમાં રાખી લેવાની છે કે અત્યાચારી મનુષ્યોદ્વારા પીડાતા નિર્બળ મનુષ્યો તેમના ઓળખીતા સુદ્ધાં ય ન હોય તો ય કેવળ ભૂતદયા તથા મનુષ્યત્વની પ્રેરાઇને જ તેઓ તેમની રક્ષામાટે દોડી જતા હતા અને આવા પ્રકારના પરોપકાર કરવા જતાં ઘણીક વાર આ છળપ્રપંચપરાયણ સંસા-

રમાં આર્થિક હાનિયો ઉપરાંત તેમને બીજી પણ અનેક પ્રકારની હાનિયો સહન કરવી પડતી હતી કે જે હાનિયોને તેઓ આનન્દપૂર્વક સહન કરી લેતા હતા પરંતુ પોતાના દુષ્ટજનપરિહાર તથા દીનજન-ઉદ્ધાર વિષયક વ્રતનું જ્યારે પણ આવશ્યકતા આવી પડતી હતી ત્યારે પરિપૂર્ણ પાલન કરી બતાવતા હતા. પોતાનાં કૌટુંબિક જનો પ્રતિ તેમની અનન્ય આત્મીયતા હોય એ તો જાણે સ્વાભાવિક જ કહી શકાય; પરંતુ જેમને તેઓ પોતાના સુયોગ્ય મિત્ર માનતા હતા તે મિત્રો સાથેની મિત્રતાને અંત પર્યન્ત નિભાવતા હતા; જો પોતાનો કોઇ મિત્ર દુર્ભાગ્યવશાત્ સંકટમાં આવી પડ્યો હોય તો તેને યોગ્ય આશ્વાસનો ઉપરાંત પોતાથી આપી શકાય તેટલી આર્થિક તેમ જ અન્યાન્ય સહાયતા આપીને તેને સંકટમાંથી ઉગારી લેવાનો યથાશક્ય ઉદ્યોગ કરતા હતા અને મિત્રના સુખ તથા દુઃખમાં સમભાગી થઇને પોતાના મિત્રધર્મને પર્યાપ્ત પરિમાણમાં પાળી બતાવતા હતા. તેમના આ સદ્ગુણો તેમના સહોદર રા. શ્રી. ગૌરીશંકર ભાઇમાં પણ સંપૂર્ણ વિકસેલા દેખાય છે; આ લેખકને રા. શ્રી. ગૌરીશંકર ભાઇની આવી ઉદાર તથા મિત્રધર્મપાલિકા મનોવૃત્તિનો અનેક વાર પ્રત્યક્ષ અનુભવ થયેલો છે અને અત્યારે પણ વારંવાર એ અનુભવ નવીન નવીન રૂપમાં થતો જ રહે છે. આ સર્વ સદ્ગુણોના કારણથી જેવી રીતે ચંદ્ર સુધાવર્ષક હોવા છતાં પણ પ્રકાશદાતા હોવાથી ચોરને શત્રુરૂપ કિંવા કંટકરૂપજ જણાયા કરે છે તેવી રીતે નિર્ભયરામભાઇ સારા ય પોરબંદરની હિન્દુપ્રજાના પ્રિયજન તથા પ્રેમભાજન હોવા છતાં અમુક દુષ્ટ મનુષ્યોના હૃદયમાં કંટક સમાન અષ્ટોપ્રહર ખટક્યા કરતા હતા અને તેથી સૂર્યના અસ્તથી દિવાભીત (ઘુવડ) ના હૃદયમાં જેવી રીતે આનન્દ થાય છે. તેવી જ રીતે એ નિર્ભયરામરૂપ સૂર્યના અસ્તથી પોરબંદરની સમસ્ત હિન્દુ જનતાના હૃદયમાં અનિવાર્ય શોકનો આઘાત થવા છતાં એવા અમુક દિવાભીતરૂપ દુષ્ટ મનુષ્યોના હૃદયમાં આનંદનો આવિર્ભાવ થયો હોય તો તેથી આશ્ચર્યચકિત થવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, જ્યાં તેજસ્વતા હોય છે ત્યાં દ્વેષ તથા શત્રુતાનો અધિકાર અવશ્ય જોવામાં આવ્યા કરે છે. દ્વેષ તથા શત્રુતાનો સંબંધ બહુધા તેજસ્વિતા સાથે જ રહેલો હોય છે અને તેથી તેજસ્વી પુરુષના તેજનું માપ તેના દ્વેષ્ટા તથા નિન્દક શત્રુઓની સંખ્યાથી જ કરી શકાય છે. અર્થાત્ તેજસ્વી મનુષ્ય અજાતશત્રુ હોઇ શકતો જ નથી અને તેથી 'અજાતશત્રુ' શબ્દનો નિર્વીર્ય, નપુંસક, સામર્થ્યહીન, પરાધીન, દાસાનુદાસ તથા કંગાલ મનુષ્ય એ અર્થોમાંના કોઇ પણ એક હીનતાદર્શક અર્થ વિના અન્ય કોઇ પણ ઉત્તમ અર્થ કરી શકાતો હોય એવી મારી પોતાની માન્યતા જૂનકાળમાં કદાપિ હતી નહિ, વર્તમાન

કાળમાં છે નહિ અને ભવિષ્ય કાળમાં જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત કદાપિ થવાની પણ નથી. સારાંશ કે, તેજસ્વી પુરુષના શત્રુઓની સંખ્યા નિરંતર વિશાળ હોવી જ જોઇએ એ નિયમ છે અને તે પણ વળી શાશ્વત ત્રિકાલાબાધ્ય તથા નિરપવાદ નિયમ છે એ વાર્તા ભગવાન્ શ્રી રામચંદ્ર તથા ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર જેવા ઇશ્વરાવતારોના શત્રુઓની વિશાળ સંખ્યાથી સ્વયંસિદ્ધ હોવાથી એ વાર્તાને સત્ય સિદ્ધ કરી બતાવવા- માટે વિશેષ પ્રમાણોની આવશ્યકતા છે જ નહિ અને હોઇ શકે પણ નહિ. અસ્તુઃ આપણા સનાતન વૈદિક હિન્દુધર્મ તથા પ્રાચીનતમ હિન્દુજાતિનું નિભંયરામભાઇના હૃદયમાં જે ઉચિત અભિમાન વસી રહ્યું હતું તે તેમના ધર્માભિમાન તથા જાત્યભિમાનનો તેમના પોરબંદર હિન્દુ-મુસ્લિમ વિગ્રહના સમયના (ઇ. સ. ૧૯૧૭) નિભંય વર્તનનો આ લેખમાંના પૂર્વોક્ત વૃત્તા- ન્તદ્વારા પાઠકો તથા પાઠિકાઓને કેટલોક પરિચય તો થઇ ચૂક્યો છે અને અમો 'સ્થાલીપુલાકન્યાય'થી પાઠકવૃન્દને તેમના ધર્માભિમાન તથા જાત્ય- ભિમાનની આટલા પરિચયથી જ અધિક કલ્પના કરી લેવાનો આગ્રહ એટલા- માટે કરીએ છીએ કે તેમણે મુસ્લિમ ગુંડાઓના અત્યાચારોને અટકાવવાના, મુસ્લિમ ગુંડાશાહીને પોરબંદરમાંથી નાબૂદ કરવાના અને હિન્દુઓ તથા ગોમાતાને રક્ષવાના કરેલા સમસ્ત પ્રયત્નો તથા તે પ્રયત્નોના યોગે ખમેલી અનેક પ્રકારની હાનિયોનો ઇત્યંભૂત સવિસ્તર વૃત્તાંત આપવા બેસીએ તો આ ગ્રંથ જેવડો એક સ્વતંત્ર ગ્રંથ જ લખાઇને તૈયાર થઇ જાય તેમ છે અને તેથી જ તેમની એ વીરતાનો સમસ્ત ઇતિહાસ અમારાથી આ સ્થાનમાં આપી શકાય તેમ નથી. જ્યાં સુધી હું જોઇ શકયો હતો ત્યાં સુધી નિભંયરામભાઇ પોતાના બ્રાહ્મણ તરીકેના આચારોને પણ પર્યાપ્ત પરિમાણમાં પાળતા હતા અને અંધશ્રદ્ધાળુ ન હોવા છતાં વૈદિક કર્મકાંડમાં તેમની અનન્ય શ્રદ્ધા જોવામાં આવતી હતી. તેમના સામાજિક સુધારણા વિષયક વિચારો જેમ અંધશ્રદ્ધાયુક્ત તથા પુરાણોપાસક ન હોતા તેમ જ ઉદ્દામ તથા પાશ્ચા- ત્યોપાસક પણ ન હોતા; કિન્તુ ધર્મના નામથી પ્રચલિત થયેલી રૂઢિયોને કાઢી નાખીને મૂળ ધર્મતત્વોના પ્રચારપૂર્વક આવશ્યક સુધારણાના પક્ષ- પાતી હતા એ વાર્તાને જાણી લેવાની પણ અહીં અમુક કારણવશાત્ આવ- શ્યકતા છે. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે મનુષ્યમાત્રમાં ન્યૂનતાઓ અમુક પરિમાણમાં તો અવશ્ય રહેલી જ હોય છે; નિર્દોષ તો કેવળ વિશ્વપતિ પરમાત્મા કિંવા પરબ્રહ્મ જ છે એ નિયમ અનુસાર નિભંયરામભાઇમાં પણ જો એક મનુષ્ય તરીકે થોડી ઘણી ન્યૂનતા રહેલી હોય તો પણ તેમની કોઇ પણ ન્યૂનતા અન્ય વ્યક્તિ કિંવા સમાજમાટે હાનિકારક થઇ પડે તેવી ન હોવાથી તે ન્યૂનતાને વર્ણ-

કરીને જો તેમના જીવનનું નિષ્પક્ષપાતિના દૃષ્ટિથી અવલોકન કરવામાં આવે, તો એ જ દૃશ્ય આપણા જોવામાં આવી શકે તેમ છે કે નિર્ભયરામભાઇ એક મનુષ્ય જેટલી સીમા પર્યન્ત નિર્દોષ હોઇ શકે તેટલી સીમા પર્યન્ત અવશ્ય નિર્દોષ હતા અને તેમનામાં ઉપર વર્ણવાયલા અનેક સદ્ગુણોનો એકસમયાવચ્છેદે સંપૂર્ણ નિવાસ હોવાથી નિર્ભયરામભાઇના અકાળ પરલોકવાસની પરમશોકવાર્ધની ઘટનાથી કેવળ સુદામાપુરીના હિન્દુ સમાજે જ નહિ, કિન્તુ સમસ્ત ભારતીય હિન્દુસમાજે પોતાના એક નિર્ભય, પરોપકારી, ઉદારાત્મા, ધર્મશીલ તથા વીર હિન્દુ બંધુને સદાને માટે ખોઇ દીધો છે અને આવા વીર પુરુષોની પડતી ખોટના ખાડા તત્કાલ નથી જ પૂરાતા એમ જો કહેવામાં આવે તો એ કથનને કોઇથી પણ અતિશયોક્તિ કિંવા અસત્યવાદ તરીકે ઓળખાવવાનું કદાપિ સાહસ કરી શકાય તેમ નથી.

પરમાત્માની ઇચ્છા સમક્ષ કોઇનો કશોય ઉપાય ચાલી શકે તેમ ન હોવાથી અને લાભ, હાનિ, જીવન તથા મૃત્યુના અધિકારને પરમાત્માએ પોતાના હસ્તમાં જ રાખેલો હોવાથી 'લક્ષાવધિ વર્ષના નિર્માલ્ય જીવન કરતાં એક ક્ષણમાત્રનું યશસ્વી જીવન ઉત્તમ હોય છે' એ તત્ત્વાનુસાર તેમના યશસ્વી તથા ઉજ્જવલ અલ્પ જીવનને જ સંતોષની દૃષ્ટિથી જોઇને પરમાત્માનાં ચરણોમાં તેમના યશસ્વી આત્માને તેમ જ તેમના સ્વર્ગવાસ પછી તેમના અકાળ અનુગામી થયેલા સ્વર્ગીય નાનાભાઇના વીર આત્માને પણ શાશ્વત શાંતિ સમર્પવાની અનન્ય ભાવથી અભ્યર્થના કરી નિમ્ન ઉદ્ગાર સહિત આ નિર્ભયરામભાઇના કિંચિત્ પરિચયની પરિસમાપ્તિ કરવાનું હું ઉચિત ધારું છું:—

"परिवार्तिनि संसारे मृतः को वा न जायते।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम्" ॥

અર્થાત્: "આ પરિવર્તનશીલ સંસારમાં કયો પુરુષ નથી જન્મતો ને કયો પુરુષ નથી મરી જતો વારુ? અર્થાત્ સર્વ જન્મે છે અને સમય આવતાં સર્વ મૃત્યુના ગ્રાસ થઇ જાય છે; પરંતુ જેના જન્મ તથા જીવનના યોગે વંશનો ઉત્કર્ષ થાય છે તે પુરુષના જન્મને જ ખરેખરા સફળ જન્મ તરીકે માનવાનો છે."

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# વિષયાનુક્રમણિકા



# બાલવિધવા કલ્યાણી

અથવા

## રાજા કે રાક્ષસ?

(પૃષ્ઠ ૧ થી ૩૬૪ સુધી)

# બાલવિધવા કલ્યાણી

અથવા

# રાજા કે રાક્ષસ ?



## પ્રકરણ ૧ લું

### કન્યાશાળાનો વાર્ષિક મેળાવડો

આજે ભૂમંડલા નગરીની કન્યાશાળાનો વાર્ષિક મેળાવડો હતો. એ કન્યાશાળાનો શિક્ષણક્રમ હાઇસ્કૂલ પ્રમાણે હોવાથી કન્યાઓને અંગ્રેજી સાતમા ધોરણ સુધીનું શિક્ષણ આપવામાં આવતું હતું અને તે શિક્ષણ કુશળ સ્ત્રીશિક્ષિકાઓદ્વારા જ અપાતું હતું. ભૂમંડલા નગરીના મહારાજા ઇશ્વરસિંહજી સ્ત્રીશિક્ષણના પૂરેપૂરા હિમાયતી તથા પુરસ્કર્તા હોવાથી આ કન્યાશાળા તેમણે જ પોતાના રાજત્વકાળમાં બંધાવી હતી; તેઓ પોતે વારંવાર કન્યાશાળામાં પધારતા હતા અને વાર્ષિક મેળાવડામાં તો ખાસ પધારીને પરીક્ષામાં પાસ થયેલી સર્વ જાતિની કન્યાઓને પોતાના વરદ હસ્તથી યોગ્ય ઇનામો વહેંચી આપતા હતા; માત્ર એટલું જ નહિ, પણ મૅટ્રિકની પરીક્ષામાં પાસ થયા પછી જો કોઇ કન્યાની કૉલેજમાં અથવા મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરવાની ઇચ્છા હોય તો તેને સારી સ્કૉલર્શિપ પણ આપતા હતા. પરંતુ એ ઉદારતામાં તેમનો એક બીજો ગુપ્ત ઉદ્દેશ પણ સમાયલો હતો અને તે ઉદ્દેશ અશ્લીલ હતો એવી ચર્ચા હમણાં હમણાં કેટલાક સમયથી રાજ્યમાં સર્વત્ર થવા માંડી હતી અને તે ચર્ચા સત્ય હોવાથી તેમના તે અશ્લીલ ઉદ્દેશના પ્રકાશનો સમય નિકટમાં આવતો જતો હતો. અસ્તુ.

કન્યાશાળાની ઇમારતને તથા કન્યાશાળાના વિશાળ આંગણામાં ઊભા કરેલા મંડપને ફૂલ, પાન, તોરણ તથા ધ્વજા પતાકાથી શણગારવામાં આવ્યાં હતાં. આમંત્રિત નાગરિકાઓ, રાજકર્મચારીઓ તથા મહારાજાના પોતાના સત્કારમાટે બૅંડને પણ હાજર રાખવામાં આવ્યું હતું. મંડપના મધ્યભાગમાં મહારાજામાટે ઉચ્ચ આસન તથા રાજકર્મચારીઓ આદિ માટે ઉભય પાર્શ્વમાં યોગ્ય આસનો—ખુરસીઓ—ગોઠવવામાં આવ્યાં હતાં. વિદ્યાર્થિની કન્યાઓમાંની જે કન્યાઓને મહારાજાના સત્કારસંગીતને

ગાવાનું તેમ જ સંવાદોનું કાર્ય સોંપવામાં આવ્યું હતું તે દશેક યુવતી કન્યાઓને મંડપમાં બેસાડવામાં આવી હતી અને બાકીની સર્વ વિદ્યાર્થિની-ઓને કન્યાશાળાના વિશાળ ઓટલાપર બેંચો ગોઠવીને તેમના પર મંડપ-માંનો સર્વ કાર્યક્રમ તેમના જોવામાં આવી શકે તેવી રીતે બેસાડવામાં આવી હતી. સ્ત્રીશિક્ષિકાઓ ઉત્તમ વસ્ત્રો પરિધાન કરીને આવી હતી તેમ જ સર્વ કન્યાઓ પણ પોતાની શક્તિ તથા યોગ્યતા અનુસાર સારાં વસ્ત્રો ધારણ કરીને જ આવી હોય એ સ્વાભાવિક હતું.

સર્વ આમંત્રિત જનો આવી ગયેલાં હોવાથી અંતે મહારાજા ઇશ્વર-સિંહજી પોતાના અંગરક્ષકો સહિત મૉટરમાં બેસીને પધાર્યા એટલે બૅંડ વાગવા માંડ્યું અને સર્વ જનોએ ઊભાં થઇને તેમનો યોગ્ય સત્કાર કર્યો. મહારાજા પોતાના આસને વિરાજતાં સર્વત્ર મૌનનો અધિકાર વ્યાપી ગયો અને સ્વાગતકારિણી વિદ્યાર્થિનીઓએ હાર્મોનિયમના સ્વર સાથે પોતાના મધુર સ્વરોને મેળવીને નિમ્ન લિખિત સત્કારસંગીત ગાવા માંડ્યું:—

"ધન્ય ભાગ્ય અમ આંગણુ આવ્યા ઇશ્વરસિંહ નૃપાલ;
સ્ત્રીશિક્ષણના હિમાયતી નરવીર પ્રજાપ્રતિપાલ—ધન્ય.
અશિક્ષિતા કન્યાઓ ભવમાં બુદ્ધિહીન રહી જાય;
સારી ગૃહિણી સારી માતા કદાપિ તે નહિ થાય—ધન્ય
ચહો દેશને સર્વ પ્રકારે કરવા આબાદાન;
સરસ રીત છે એ જ એક કે દ્યો કન્યાને જ્ઞાન—ધન્ય.
દીધાં આપે કન્યાઓને જ્ઞાનસાધનો સર્વ;
એનો, હે ભૂપાલ, અમારા હૃદય વિશે છે ગર્વ—ધન્ય.
શતાયુ થાઓ, ધર્મરાજ, પામો અખંડ આરોગ્ય;
આશીર્વાદ અમો બાળાનો એ નરવર છે યોગ્ય"—ધન્ય.

કન્યાઓના એ સત્કારસંગીતને કરતલધ્વનિથી સર્વ જનોએ વધાવી લીધું.

ત્યાર પછી તુરત જ બાળાઓ એક ગરબો ગાતી ગરબે રમીને રાજાનું મનોરંજન કરવા લાગી. તે ગરબો આ હતો:—

"યમુનાને તીર, સખી, યમુનાને તીર;
બંસી બજાવે કૃષ્ણ યમુનાને તીર;
સુણવા અધીર, ગોપી સુણવા અધીર—બંસી
દધિ માખણનો ચોર એ, ગોકુલનો વસનાર;

પુત્ર યશોદાનંદનો, કામણનો કરનાર;
યોગી ભોગી સદૈવ જેથી મુગ્ધ થાય;
ગોપી ભોળી ન કેમ કૃષ્ણગાન ગાય ?;
બ્રહ્મ શુદ્ધ ધરી આવ્યો માનવી શરીર-બંસી.

પચાસ વર્ષના વયના વૃદ્ધ મહારાજાની દૃષ્ટિ એ બાળાઓમાંની લગભગ વીસેક વર્ષના વયની એક શ્વેતવસ્ત્રપરિધાના તથા અલંકારહીના હોવા છતાં પોતાના નૈસર્ગિક સૌંદર્યરૂપ શૃંગારથી શોભી રહેલી નવયૌવનમદમાતી વિદ્યાર્થિનીના સૌંદર્યના અવલોકનમાં એકાગ્ર થયેલી હતી. ગરબો પૂરો થતાં હેડ મિસ્ટ્રેસે કન્યાશાળાનો છેલ્લા વર્ષનો રિપોર્ટ વાંચ્યો અને ત્યારપછી મહારાજાએ ઇનામો વહેંચવા માંડયાં. મહારાજાની દૃષ્ટિમાં સમાયલી બાળાનુંજ નામ સર્વથી પ્રથમ આવ્યું, અને તે બાળા સલજ્જ ભાવથી ઇનામ લેવામાટે મહારાજા સમક્ષ આવીને ઊભી રહી.

"તમારૂં નામ ?" મહારાજાએ પૂછ્યું.

"કલ્યાણી" તે બાળાએ વિનયપૂર્વક ઉત્તર આપ્યું.

"તમોએ પોતાના અભ્યાસને મૅટ્રિક સુધી વધાર્યો છે, પોતાના નામને પ્રથમ રાખ્યું છે અને સંગીતમાં પણ સારી કુશળતા પ્રાપ્ત કરી છે એ જોઇને હું તમારા પર અતિશય પ્રસન્ન થયો છું. મારી એ પ્રસન્નતાના ચિહ્ન તરીકે તમારા માટે નક્કી કરાયલાં પુસ્તકો તથા વસ્ત્રોના ઇનામ ઉપરાંત હું એક સો રૂપિયા ખાસ એટલામાટે આપું છું કે અભ્યાસમાં તમારો ઉત્સાહ કાયમ રહે અને તમો બી. એ. અથવા એમ. એ. થવાની મહત્વાકાંક્ષાને હૃદયમાં સ્થાન આપી શકો. જો આર્ટ્સ કિંવા મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરવાનો તમારો વિચાર હશે, તો રાજ્ય તમોને જોઇતી સઘળીમદદ આપશે." મહારાજાએ પોતાની ઉદારતાનો પરિચય કરાવતાં આ ઉદ્ગારો કાઢ્યા.

"આર્ય પ્રજા પોતાના રાજાને દેવતુલ્ય માનતી હોવાથી જો આપ દેવની કૃપા હશે, તો અમારૂં સર્વ પ્રકારે કલ્યાણ જ થશે." કલ્યાણીએ ઇનામ તથા સો રૂપિયાને સ્વીકારતાં આ કૃતજ્ઞતાદર્શક શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી તે ત્યાંથી ચાલીને પોતાના સ્થાને આવી બેસી ગઇ.

ઇનામો વ્હેંચાઇ રહ્યાં એટલે મહારાજાનો હેડ મિસ્ટ્રેસે ઉપકાર માન્યો, મહારાજાએ સ્ત્રીશિક્ષણના મહત્ત્વને દર્શાવનારૂં એક નાનકડું ભાષણ આપ્યું અને ત્યાર પછી તાળીઓના ગગડાટ વચ્ચે મહારાજાને તથા અન્યાન્ય ગૃહસ્થોને હારતોરા સમર્પવાના વિધિ સાથે મેળાવડાની સમાપ્તિ કરવામાં

આવી. મહારાજા તથા તેમના અંગરક્ષકો મૉટરમાં વિરાજીને વિદાય થયા પછી અન્ય જનો પણ ત્યાંથી મૉટર, ઘોડાગાડી તથા સાઇકલોપર બેસીને તેમ જ પગે ચાલતાં વિદાય થવા લાગ્યાં.

*　　*　　*　　*

હેડ મિસ્ટ્રેસ ગોવાનિસ નેટિવ ક્રિશ્ચિયન હતી. તેની અવસ્થા પાંત્રીસ વર્ષની હોવા છતાં અદ્યાપિ તે કુમારિકા જ હતી. તેનું શરીર સુદૃઢ તથા સૌંદર્ય પણ સામાન્યતઃ આકર્ષક હતું. તે બી. એ. થયેલી હતી અને મહારાજાની તેનાપર અત્યંત કૃપા હતી. તેનું નામ મિસ ઇસાબેલા હતું. મિસ ઇસાબેલા પોતાનાં વૃદ્ધ માતાપિતા તથા એક ભાઇ સાથે કન્યાશાળાના કમ્પાઉન્ડમાંજ પોતાને મળેલા બંગલામાં રહેતી હતી. મેળાવડાના કાર્યથી મુક્ત થઇ પોતાના બંગલાના વરંડામાં આવીને હજી તો તે કપડાં બદલવાનો અને મગજને તાજગી આપવામાટે ચાહ પીવાનો વિચાર કરતી હતી એટલામાં મહારાજાની મૉટર આવીને તેના બંગલા આગળ ઊભી રહી અને શૉફરે તેની પાસે આવી સલામ ભરીને કહ્યું કે: "હુજૂર આપને યાદ કરી રહ્યા છે અને આપને હુજૂર બંગલામાં લઇ આવવામાટે જ અત્યારે તેઓ શ્રીમાને મને મૉટર લઇને મોકલ્યો છે."

એ જ વેળાયે નોકર ચાહ લઇ આવ્યો એટલે મિસ ઇસાબેલાએ શૉફરમાટે ચાહનો બીજો કપ લાવવાનું તેને કહીને પોતે ચાહને ન્યાય આપવા માંડયો. નોકર ચાહનો બીજો કપ લઇ આવ્યો એટલે શૉફર પણ કુરસીપર બેસીને ચાહ પીવા લાગ્યો. એ શૉફર તે મહારાજાનો ખાસ કૃપાપાત્ર અને જમણો હાથ હોવાથી જ સર્વ અધિકારીઓ તેનાથી બીતા હતા અને રાજા કરતાં પણ તેનું વધારે માન જાળવતા હતા. તે નામનો શૉફર હોવા છતાં રાજ્યમાં તેનો અધિકાર મહારાજા કરતાં પણ અધિક હોવાની વાતો બોલાતી હતી અને તે બહુ અંશે સત્ય હતી. તેની અવસ્થા ત્રીસ વર્ષની હતી, શરીરે તે મોટા જેવો પાતળો તથા વાને ગોરો હતો અને તેનું નામ વાલજી હતું. તે જાતનો લુહાર હતો, પણ હમેશાં ગરાસિયા અથવા રાજપૂતોના રજવાડી પોશાકને જ ધારણ કરતો હતો. કોઇ કોઇ વાર કોટ, પાટલૂન તથા હૅટ પણ ચડાવતો હતો. અત્યારે તે એવા અંગ્રેજી પોશાકમાંજ આવ્યો હતો. રાજ્યના સર્વ શૉફરોનો તે ઉપરી હતો અને રાજ્યની—દરબારી—પચાસ મૉટરો તેના જ તાબામાં હતી. ચાહને ન્યાય આપીને તથા સોપારી એલચીને મોઢામાં પધરાવીને વાલજીભાઈ મૉટરમાં વિરાજ્યા અને મિસ ઇસાબેલા આવીને મૉટરમાં બેઠી એટલે તેમણે મૉટરને રાજ-મહાલયની દિશામાં ચલાવી દીધી.

## પ્રકરણ ૨ જું

### વ્યાધના જાળનો વિસ્તાર

જો વાલજીભાઇ સાથે હોય તો મહારાજા પાસે કોઇ પણ વેળાયે પહોંચવા-માટે પરવાનગી મંગાવવાની આવશ્યકતા રહેતી જ ન હોતી એટલે મોટરને રાજમહાલયના વરંડા આગળ ઊભી રાખીને વાલજી મિસ ઇસાબેલાને એકદમ મહારાજાના ઉપરના એકાન્ત ભાગમાંના ખાનગી ઓરડામાં લઇ ગયો. મહારાજા ઇશ્વરસિંહ એ વેળાયે સૂરવાલ, પેરણ તથા ટોપી એ પ્રમાણેના સાદા પોશાકમાં મિસ ઇસાબેલાની વાટ જોતા ઇજીચેરમાં પડીને દીપકના પ્રકાશની સહાયતાથી એક અંગ્રેજી લવસ્ટોરી વાંચતા વખત વીતાડી રહ્યા હતા. વાલજી સાથે ઇસાબેલાને આવેલી જોઇને તેમણે ચૉપ-ડીને ટેબલપર મૂકી દીધી, ચશ્માને પણ ઊતારીને ચૉપડી ઉપર મૂકી દીધા અને મિસ ઇસાબેલા તથા વાલજીને સામેની કુરસીપર બેસવાનો સંકેત કર્યા પછી મિસ ઇસાબેલાને પૂછ્યું કે:—

" મિસ ઇસાબેલા, આજે કલ્યાણીને મેં ખાસ સો રૂપિયાની બખ્શીશ કરી છે તેનો આશય તો તમો સમજી ગયાં હશો, ખરું કે નહિ?"

" આપ શ્રીમાન્‌નો આશય બરાબર મારા સમજવામાં આવી ગયો છે." ઇસાબેલાએ સ્મિતપૂર્વક ઉત્તર આપ્યું.

" એ પક્ષિણી આપણા જાળમાં સપડાય તેમ છે ખરું કે ?" મહા રાજાએ ગંભીરતાથી જિજ્ઞાસા દર્શાવી.

" અન્નદાતા, રાજકૃપાને મેળવવાની આશાથી સારા સારા ધનાઢ્ય ગૃહ-સ્થોની કુમારિકા યુવતી કન્યાઓ પણ જ્યાં આપ નામદારની ઇચ્છાને આધીન થઇ જાય છે ત્યાં કલ્યાણી જેવી એક ગરીબ માબાપની દીકરી તથા બાલવિધવા બ્રાહ્મણ યુવતી આપ નામદારની ઇચ્છાનો અનાદર કરે એ સર્વથા અસંભવનીય છે. એ પક્ષિણી તો અત્યારે જ આપણા જાળમાં સપડાઇ જાય તેવી છે. રાજકૃપા તથા ધનના લોભમાં ન સપડાય એવી સતી અત્યારે કોણ છે વારૂ ?" મિસ ઇસાબેલાએ પણ ગંભીરતાથી જ ઉત્તર આપ્યું.

"કલ્યાણી બાલવિધવા છે ?" મહારાજાએ આશ્ચર્યદર્શક ભાવથી ઉદ્‌ગાર કાઢ્યો.

"જી હા, મહારાજ ! કારણ કે, તે પરણ્યા પછી ત્રણ માસમાં જ વિધવા થઇ હતી અને ભવિષ્યમાં પોતાનો નિર્વાહ સ્કૂલમાં નોકરી કરીને કરી

શકાય એટલામાટે તેણે પોતાનો અભ્યાસ ચાલૂ રાખ્યો છે. તેનાં સાસરિયાં તેને પાળી શકે તેમ નથી અને પીયરિયામાં વૃદ્ધ માતા તથા એક ભાઇ વિના તેનું બીજું કોઇ નથી. તેનો ભાઇ પરણેલો છે. તે એનાથી મોટો છે અને રાજ્યમાં નોકરી કરીને ચાળીસ રૂપિયાનો પગાર લાવે છે." મિસ ઇસા-બેલાએ કલ્યાણીની સમસ્ત પરિસ્થિતિનો પરિચય કરાવી દીધો.

"તેનો ભાઇ કયા ખાતામાં નોકરી કરે છે અને તેનું નામ શું છે?" મહારાજાએ એક બીજા જ આશયથી આ પ્રશ્ન પૂછ્યો.

"તેનો ભાઈ રેવન્યુ ડિપાર્ટમેન્ટમાં નોકરી કરે છે અને તેનું નામ જટાશંકર છે." મિસ ઇસાબેલાએ જવાબ આપ્યો.

"આવતી કાલે રવિવાર હોવાથી સ્કૂલ બંધ છે એટલે કલ્યાણીને તમો કોઇ કારણ બતાવીને ખાસ તમારી પાસે બોલાવજો અને સાંજે બરાબર ચાર વાગે મારી પાસે લઇ આવજો. વાલજી સાડાત્રણ વાગે મૉટર લઇને તમારી પાસે આવશે." અંતે મહારાજાએ હુકમ ફર્માવ્યો.

"જેવી અન્નદાતાની આજ્ઞા." મિસ ઇસાબેલાએ મહારાજાના હુક-મને સાથે ચઢાવી લીધો.

મહારાજાએ વાલજીને નેત્રસંકેત કરતાં તે ઊઠી ગયો, તેના જવા પછી મહારાજાએ મિસ ઇસાબેલાને રૂપિયા એક સોની એક નોટ આપીને કહ્યું કે: "મિસ ઇસાબેલા, જેવી રીતે મારાં આવાં અનેક કાર્યો તમોએ કરી આપ્યાં છે તેવીજ રીતે આ કાર્ય પણ કરી આપશો, તો હું તમોને રૂપિયા એક હજાર આપીશ. આ તો એડવાન્સ રકમ છે." આમ કહીને મહારાજાએ મિસ ઇસાબેલાના ગુલાબી ગાલોને પોતાના ચુંબનથી ભીના કરી દીધા.

મિસ ઇસાબેલા ચુંબનનું ઉત્તર ચુંબનથી વાળીને મહારાજા સાથે હસ્તધૂનન કરી ત્યાંથી ચાલતાં થઇ ગઇ.

× × × ×

મિસ ઇસાબેલા મૉટરમાં બેસતાં જ વાલજી ભાઇએ મૉટરને ચલાવી દીધી, મૉટરને કન્યાશાળામાં લાવવાને બદલે તે ગામથી બે માઇલ દૂરની એક વાડીમાં લઇ આવ્યો અને કલીનરને ગાલીચો પાથરી બ્રાન્ડીની બાટલી સોડાની બાટલી તથા ગ્લાસ વગેરે કાઢવાનો તેણે હુકમ ફર્માવી દીધો. કલીનરે ગાલીચો પાથરીને ગ્લાસોમાં બ્રાન્ડી તથા સોડા મિક્સ કરીને આપ્યાં અને મિસ ઇસાબેલા તથા વાલજીભાઇ તે 'ચિન્ ચિન્' કરીને પીવા લાગ્યાં.

બન્નેના પેટમાં ત્રણ ત્રણ કે ચાર ચાર પેગ પડતાં શયતાન તેમના માથા પર સવાર થઇ ગયો; વાલજીભાઇ મિસ ઇસાબેલાના ગળામાં હાથ નાખીને તેના અધરામૃતનું પાન કરવા લાગ્યા અને મિસ ઇસાબેલા પણ તેના ગળામાં બન્ને હાથ નાખીને તેના અધરામૃતનું પાન કરવા લાગી. કલીનર બિચારો શર્માઇને મૉટરની બીજી બાજૂ જઇને ઊભો રહ્યો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો. કે: "જ્યાં આવા નીચ દારૂડિયા અને છીનાળવા પુરુષો રાજાના જમણા હાથ હોય ત્યાં રાજા પાસેથી પ્રજા શા કલ્યાણની આશા રાખી શકે અને જ્યાં પવિત્ર કન્યાઓની કેળવણીનું કાર્ય આવી છટેલી, છાકટી, અને છટકેલી છીનાળોના હાથમાં સોંપાયલું હોય ત્યાં કન્યાઓને પવિત્ર શિક્ષણની પ્રાપ્તિ કયાંથી અને કેમ કરીને થઇ શકે? આ રાજ્યનું તથા મહારાજાનું ભવિષ્ય મને તો અંધકારમય દેખાય છે! મારા જેવા ગરીબોનું એ મહાદુર્ભાગ્ય છે કે આ પાપી પેટમાટે આવા અધર્મી રાજાની નોકરી કરવી પડે છે." એ કલીનર જાતિનો ગરાસિયો અને કુલીન હતો. અને તેની અવસ્થા વીસ વર્ષથી વધારે ન હોતી; છતાં તેની ભાવનાઓ અત્યંત પવિત્ર હતી.

* * * *

સવારના નવ વાગે ચાહ તથા નાસ્તાને ઇન્સાફ આપ્યા પછી મિસ ઇસાબેલાએ એક ચિઠ્ઠી લખીને બ્રાહ્મણી બાલવિધવા કલ્યાણીને પહોંચાડવામાટે પટાવાળાને આપી દીધી. પટાવાળો જે વેળાયે કલ્યાણીને ઘેર આવ્યો તે વેળાયે લગભગ દશ વાગ્યાનો શુમાર થયેલો હોવાથી કલ્યાણી રાંધવાના કામમાં રોકાયલી હતી, તેની ભોજાઇએ ચિઠ્ઠી લાવીને તેના હાથમાં આપી અને તેણે તે ખોલીને વાંચી તો તેમાં આ પ્રમાણે લખેલું હતું:—

"બહેન કલ્યાણી, તમારી સાથે કાંઇક અગત્યનું કામ હોવાથી અને એ કામમાં તમારૂં પોતાનું હિત સમાયલું હોવાથી બરાબર ત્રણ વાગે તમો મારી પાસે આવજો. કોઇ કારણે આવવાનું ચૂકશો નહિ. તમારી જ મિસ ઇસાબેલા"

કલ્યાણીએ રસોડામાંથી બહાર આવીને પટાવાળાને કહ્યું કે: "હેડ મિસ્ટ્રેસને મારા સલામ કહેજો અને જણાવજો કે હું ત્રણને બદલે પોણાત્રણ વાગે જ આપની સેવામાં હાજર થઇશ."

પટાવાળો જવાબ લઇને ચાલતો થઇ ગયો.

હેડ મિસ્ટ્રેસે બોલાવ્યાની વાત સાંભળીને કલ્યાણીની માતા તથા ભાભી 'કદાચિત્ આજે પણ કલ્યાણીને કાંઇક ઇનામ અથવા તો છાત્રવૃત્તિ-

—સ્કૉલરશિપ—મળવાની હશે' એમ ધારીને આનંદિત થવા લાગી. કલ્યાણીના મનમાં પણ કાંઇ કુશંકા ન આવી.

સવા બે વાગે જ કલ્યાણી તે પોતે વિધવા હોવાથી નિત્ય પ્રમાણે સફેદ સાડી તથા કાળું પોલકું પહેરીને કન્યાશાળામાં હેડ મિસ્ટ્રેસ પાસે જવાને તૈયાર થઇ ગઇ. એ ક્ષણે તેની જમણી આંખ ફરકવા માંડી, તેની મનોદેવતા ઘરમાંથી બહાર નીકળવાની ના પાડવા લાગી, છતાં પણ તે પોતાના મનને દૃઢ કરીને અઢી વાગે ઘરમાંથી બહાર નીકળી અને ત્રણમાં દશ મિનિટ ઓછી હતી તે વેળાયે કન્યાશાળાના કમ્પાઉન્ડમાં આવી પહોંચો. કન્યાશાળાના કમ્પાઉન્ડમાં પ્રવેશ કરતી વેળાયે તેને ઠોકર વાગી અને પડતાં પડતાં તે માંડ બચી. તેણે મનોગત પ્રશ્ન કર્યો કે: "આજે આટ આટલાં અપશકુન શા કારણથી થતાં હશે વારુ ?"

પરંતુ એ જ વેળાયે વરંડામાં ઊભેલી મિસ ઇસાબેલાપર તેની દૃષ્ટિ પડતાં તેને એ અપશકુનના વિશેષ વિચારનો સમય ન મળી શકયો. ઇસાબેલાએ કલ્યાણીને જોતાંની સાથે જ કહ્યું કે:—

"વેરી પંકચ્યુઅલ યૂ આર. આઇ કૉંગ્રેચ્યુલેટ યૂ."

ઇસાબેલાને કલ્યાણીએ પ્રેમથી પોતા પાસે કુરસીપર બેસાડી અને મૃદુતાથી કહ્યું કે: "કલ્યાણી, તમારી બુદ્ધિમત્તાની વાત સાંભળીને આપણાં મહારાણી સાહેબે તમોને મળવામાટે તથા તમોને પોતા તરફથી કાંઇક બક્ષીશ આપવામાટે રાજમહાલયમાં તેડી લાવવાનું આજે સવારમાં ફર્માન મોકલેલું હોવાથી જ મેં તમોને અત્યારે અહીં આવવાની તકલીફ આપી છે તેની ક્ષમા કરશો. થોડી વારમાં જ મૉટર આવશે અને આપણે મહારાણી પાસે જઇશું. તમો બેસો એટલે હું કપડાં બદલી લઉં."

ઇસાબેલાએ કપડાં બદલી લીધાં એટલામાં શૉફર વાલજીભાઇ મૉટર લઇને આવી લાગ્યા અને તેમણે ઇસાબેલા તથા કલ્યાણીને રાજમહાલયમાં પહોંચાડી દીધી.

ઇસાબેલા કલ્યાણીને મહારાણીના અંતઃપુરમાં લઇ જવાને બદલે મહારાજાના તે જ ખાનગી ઓરડામાં લઇ ગઇ કે જે ઓરડામાં આગલે દિવસે મહારાજાએ તેની પોતાની મુલાકાત લીધી હતી. ઓરડામાં એ વેળાયે કોઇ પણ ન હોતું અને કલ્યાણી રાજમહાલયમાં કોઇ વાર આવેલી ન હોવાથી એ રાણીવાસ હતો કે રાજવાસ હતો એ તે જાણતી જ ન હોતી. ઇસાબેલાએ

કલ્યાણીને કહ્યું કે: "તમો અહીં નીરાંતે બેસો; હું મહારાણી સાહેબને તમારા આવ્યાના સમાચાર આપું છું અને તેમને અહીં લઇ આવું છું."

"ભલે, પધારો; પણ વહેલાં આવજો; કારણ કે, મારી છાતીમાં કોણ જાણે શા કારણથી ઘણો જ ગભરાટ થયા કરે છે." કલ્યાણીએ કંપિત સ્વરથી કહ્યું.

ઇસાબેલા ચાલી ગઇ અને અડધા કલાક જેટલો સમય વીતી જવા છતાં જ્યારે ઇસાબેલા તથા મહારાણી સાહેબ ત્યાં ન આવ્યાં ત્યારે કલ્યાણીના મનમાં સ્વાભાવિક જ વધારે ગભરાટ થવા લાગ્યો.

---

## પ્રકરણ ૩ જું

### નરેન્દ્ર કે નિશાચર ?

"When Kings the sword of justice first lay down,
They are no Kings, though they possess the crown.
Titles are shadows, crowns are empty things,
The good of subject is the end of Kings",

*Defoe*

અડધા કલાક પછી મહારાણીને બદલે મહારાજાએ પોતે જ એ સુસજ્જિત ઓરડામાં પ્રવેશ કર્યો. એ વેળાયે મહારાજા ઇશ્વરસિંહનાં બારીક વસ્ત્રોમાંથી બહુમૂલ્ય ઇત્રના સુગંધનો વિસ્તાર થઇ રહ્યો હતો. મહારાજાને જોતાં જ કલ્યાણી કોચ પરથી ઊઠીને ઊભી થઇ ગઇ અને મસ્તક નમાવીને ઊભી રહી. મહારાજાએ પોતાના આસન પર વિરાજીને કલ્યાણીને કહ્યું કે: "કલ્યાણી, તું કોચ પર પાછી બેસી જા અને મારી સાથે નિર્ભયતાથી વાર્તાલાપ કર; કારણ કે, મહારાણીના નામથી તને અત્યારે મેં જ અહીં બોલાવી છે એટલે મહારાણીની પ્રતીક્ષા તારે કરવાની જ નથી."

"મને આપ નામદારે અત્યારે અહીં બોલાવવાની કૃપા શા કારણથી દર્શાવી છે ?" કલ્યાણીએ લજ્જા તથા વિનયશીલતાપૂર્વક જિજ્ઞાસા દર્શાવી. એ વેળાયે તેના શરીર તથા હૃદયમાં કંપ થયા કરતો હતો.

"તારી પાસેથી તારા પ્રેમની યાચના કરવામાટે અને મારા પ્રેમને તારાં ચરણોમાં સમર્પવામાટે." કામાંધ તથા વિકારી રાજાએ કોઇ પણ પ્રકારના ભય તથા સંકોચ વિના પોતાના નીચ આશયને વ્યક્ત કરી દીધો.

સુશિક્ષિતા યુવતી કલ્યાણી રાજાના નીચ આશયને જાણીને મનોગત બોલી કે: "આ તો મારા સર્વનાશનો જ પ્રસંગ આવી લાગ્યો; પરંતુ અત્યારે બળનો પ્રયોગ અનુપયોગી હોવાથી મારે કળથી જ મારી પવિત્રતાને રક્ષવાનો પ્રયત્ન કરવો જોઇએ." આવા નિશ્ચય પર આવીને કલ્યાણીએ પૂછ્યું કે: "આપ નામદારે મને આટલામાટે બોલાવી છે એ વાર્તા અમારાં હેડ મિસ્ટ્રેસ જાણે છે કે કેમ ?"

"હેડ મિસ્ટ્રેસ મિસ ઇસાબેલા આ વાર્તા ન જાણતી હોય એમ કદાપિ સંભવે ખરું ? તારે હેડ મિસ્ટ્રેસથી ભયભીત થવાનું કે શર્માઇ જવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, તે પોતે મારી સાથે આવો જ ગુપ્ત પ્રેમ-સંબંધ આજે ચાર વર્ષથી ધરાવે છે અને મારા ઉપભોગમાટે તારા જેવી નવી નવી યુવતીઓ તથા કુમારિકાઓને પણ તે જ જાળમાં સપડાવીને અહીં લઇ આવે છે." ઇશ્વરસિંહ મહારાજે પોતાની નફટાઇનો વિશેષ પરિચય કરાવ્યો.

"આ વાર્તા મારા સાંભળવામાં પણ આવી હતી; પરંતુ આજે એ વાર્તાની વાસ્તવિકતાનો નિશ્ચય થયો." કલ્યાણીએ માર્મિક કટાક્ષરૂપ આ ઉદ્ગાર કાઢ્યો.

"કલ્યાણી, તું મારી ઇચ્છાને માન આપીશ અને મારી પ્રેમાકાંક્ષાને તૃપ્ત કરીશ, તો તારો ભાઇ ચાળીસના પગાર પરથી એકદમ ચાર સોના પગારે ચઢી જશે, તને પોતાને મારી પાસેથી હજારો રૂપિયા મળશે અને વિધવા હોવા છતાં અખંડસૌભાગ્યવતી નવયુવતીનાં અન્ય સર્વ સુખો તને મળતાં રહેશે. મારી ઇચ્છાનો અનાદર કરીશ, તો એથી સર્વથા વિપરીત પરિણામ આવશે એ તારે કદાપિ ભૂલી જવાનું નથી." મહારાજાએ કલ્યાણીને પ્રલોભન તથા ભયદ્વારા પોતાના વિકારપાશમાં સપડાવવાનો પ્રયત્ન કર્યો.

"આપ નામદારની ઇચ્છાનો અનાદર કરીને હું કામવિલાસજન્ય સુખ, ધનપ્રાપ્તિ તથા ભાગ્યોદયના યોગથી જાણી જોઇને વંચિત થાઉં અને મારૂં તથા મારા કુટુંબનું અકલ્યાણ કરૂં એટલી બધી હું મૂર્ખ નથી. મારા મનમાં ખેદ માત્ર એટલો જ થાય છે કે આજે અને અત્યારે જ મારાથી આપનામદારની ઇચ્છાને તૃપ્ત કરી શકાય તેમ નથી; ત્રણ દિવસ પછી જ મારાથી આપની શય્યાને શોભાવી શકાશે." કલ્યાણીએ વ્યાધના જાળમાંથી કળથી છટકવાના પ્રયત્નનો આરંભ કરતાં આ વાક્યો ઉચ્ચાર્યાં.

"જે કાર્ય આજે અને અત્યારે જ કરી શકાય તેમ છે તેને ત્રણ દિવસ વિના કારણ મુલ્તવી શામાટે રાખવું જોઇએ ?" રાજાએ અધીરતા દર્શાવી.

"કારણ કે, અહીં આવ્યા પછી દુર્ભાગ્યવશાત્ હું રજસ્વલા થઇ ગઇ છું." કલ્યાણીએ એ કાર્યને મુલ્તવી રાખવાનું યોગ્ય કારણ દર્શાવ્યું.

"જો એમજ હોય, તો નિરુપાય. પરંતુ તું મને પ્રસન્નતાથી પોતાનો પ્રેમ સમર્પવાને તૈયાર થઇ છે, તો ત્રણ દિવસ હું ધૈર્ય ધારીને બેસી રહીશ. ચોથે દિવસે સાંઝે મારી મૉટર તને લેવામાટે આવશે. તું આખી રાત આ મહાલયમાં મારી સાથે જ વીતાડજે. લે આ મારા પ્રેમના ચિહ્નસ્વરૂપ એક સો ગીની" મહારાજાએ આમ બોલીને ટેબ્લના ખાનામાંથી જેમાં એક સો ગીની ભરેલી હતી તેવી ચાંદીની કોથળી કાઢીને કલ્યાણીને દૂરથી આપી દીધી.

"આપ નામદારના આ ઋણથી હું ક્યારે મુક્ત થઇશ !" કલ્યાણીએ કોથળી લઇને કૃતજ્ઞતા દર્શાવી.

મહારાજાએ કૉલબેલ વગાડતાં પાસેના ઓરડામાં બેઠેલી મિસ ઇસાબેલા તરત આવી લાગી અને મહારાજાએ તેને કહ્યું કે: "મિસ ઇસાબેલા, કલ્યાણી આજે રજસ્વલા થયેલી હોવાથી ચોથે દિવસે સાંઝે મારી પાસે આવવાની છે. અમારા વચ્ચેનો પડદો ખુલી ગયેલો હોવાથી હવે એને અહીં લાવવાની તકલીફ તમારે લેવાની નથી. અત્યાર સુધીના તમારા કામની દલાલી તમોને મળી જશે."

"એની ચિંતા નથી. મારા અન્નદાતાનું કામ થઇ ગયું એટલે મને લાખો મળી ગયા !" મિસ ઇસાબેલાએ સભ્યતા (?) દર્શાવી.

"ત્યારે અત્યારે હવે મને જવાની આજ્ઞા છે ?" કલ્યાણીએ જવાની ઇચ્છા દર્શાવી.

"મિસ ઇસાબેલા, કલ્યાણીને એને ઘેર મૂકીને તમો પાછાં અહીં આવજો; કારણ કે, આજે રાતે તમારે જમવાનું પણ અહીં છે અને સૂવાનું પણ અહીં જ છે." મહારાજાએ આજ્ઞા સંભળાવી.

"જેવી મહારાજાની આજ્ઞા." મિસ ઇસાબેલાએ મહારાજાની આજ્ઞાને મસ્તકે ચઢાવી લીધી.

કલ્યાણી અને ઇસાબેલા મૉટરમાં બેસીને વિદાય થઇ. મહારાજા એક દાસીદ્વારા મદિરા મંગાવીને આનંદથી મદિરાપાન તથા ધૂમ્રપાન કરવા લાગ્યા.

* * * * *

મહારાજા પાસેથી કલ્યાણી જ્યારે ઘેર આવી ત્યારે તેની માતા, તેનો ભાઇ જટાશંકર તથા તેની ભાભી પાર્વતી આદિ તેનાં સર્વ કૌટુંબિક

જનો ઘરમાં જ હતાં. કલ્યાણીએ ઘરમાં આવતાંની સાથે જ પોતાની માતા ગિરિજાને કહ્યું કે: "મા, દરવાજાને બંધ કરીને સાંકળ વાસી દે અને તમો સર્વ અંદરના ઓરડામાં આવો; કારણ કે, મારે તમોને એક બહુ જ ખાનગી તથા અગત્યથી ભયંકર વાર્તા સંભળાવવાની છે."

'ભયંકર વાર્તા' એ શબ્દો સાંભળીને માતા ગિરિજાનું હૃદય કંપવા લાગ્યું. તેણે આંગણાનાં દ્વાર વાસીને સાંકળ ચઢાવી દીધી. સર્વ કૌટુંબિક જનો અંદરના ઓરડામાં એકત્ર થયાં. કલ્યાણી, પોતાની માતા તથા પોતાના ભાઇને સંબોધીને વિક્ષુબ્ધ હૃદય તથા સંતપ્ત મુદ્રાથી કહેવા લાગી કે:–

"આપણા મહારાજાની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ છે, અને તેઓ આજકાલ પોતાની પ્રજાની વહુદીકરીઓને રાજસત્તા તથા ધનના બળથી ભ્રષ્ટ કરવાનો ધંધો આદરી બેઠા છે. એ વાર્તા તો તમારા સાંભળવામાં આવેલી હોવી જ જોઇએ."

"હા, એ વાર્તા અમારા સાંભળવામાં આવી છે; પરંતુ અમારો એ વાર્તાની સત્યતામાં હજી વિશ્વાસ નથી બંધાતો; કારણ કે, રાજા મહારાજાઓના દુશ્મન ઘણા હોય છે અને તેઓ આવી ખોટી અફવાઓને ફેલાવતા રહે છે." ભોળી માતા ગિરિજાએ એ વાત જૂઠી હોવાનું કહ્યું.

"અત્યાર સુધી મારી પોતાની પણ એવી જ માન્યતા હતી કે એ અપવાદ અસત્ય હશે અથવા તો અતિશયોક્તિપૂર્ણ હશે; પરંતુ આજે મારા જાણવામાં આવ્યું છે કે આપણા મહારાજા ઉપર મૂકાયલો એ આરોપ અક્ષરશઃ સત્ય છે અને મહારાજા ઇશ્વરસિંહ પ્રજારક્ષક નહિ, પણ પ્રજાભક્ષક નરપિશાચ છે; કારણ કે એ રાહુની દૃષ્ટિ મારા પર પણ પડી ચૂકી છે; આજે અમારી હેડ મિસ્ટ્રેસ માર્ફત મને રાજમહાલયમાં બોલાવીને મહારાજાએ મારી પાસેથી અશ્લીલ પ્રેમની માગણી કરી છે અને મારી પવિત્રતાના મૂલ્યના બાના તરીકે આ એક સો ગીની મને આપી છે. જો હું તેમની પાપવાસનાને તૃપ્ત કરું, તો તેમણે મારા બંધુને ચાર સો રૂપિયાના પગાર પર ચઢાવવાનું અને આપણને હજારો રૂપિયા આપવાનું પ્રલોભન મને દેખાડ્યું છે ને જો હું તેમની પાપવાસનાને આધીન ન થાઉં, તો આપણી દુર્દશા કરી નાખવાની માર્મિક વિભીષિકા–ધમકી-પણ દર્શાવી દીધી છે. આજે તો હું રજસ્વલા હોવાનું નિમિત્ત દર્શાવીને નિષ્કલંક છટકી આવી છું; પરંતુ જો આપણે આ રાજ્યમાં જ રહીશું, તો આજથી ચોથે દિવસે મારાથી મારી પવિત્રતાના દુર્ગને અભેદ્ય રાખી શકાય તેમ

નથી. આપણા હાથમાં માત્ર બે દિવસનો જ સમય છે અને એટલા સમયમાં આપણે આ વિષયનો કોઇ પણ એક નિર્ણય કરી લેવાનો છે. જો પોતાની દીકરી તથા બહેનની ભડવાઇ કરીને પૈસા તથા પદવી મેળવવાનો અને સુખમાં રહેવાનો તમારો અભિલાષ હોય, તો મને આનંદથી નરરાક્ષસ મહારાજાના હસ્તમાં સોંપી દ્યો અને જો મારી પવિત્રતા તથા આપણા બ્રાહ્મણકુલની પ્રતિષ્ઠાને નિષ્કલંક રાખવાનો તમારો અભિનંદનીય અભિલાષ હોય, તો આવતી કાલે જ આ ઘરબાર તથા આ રાજ્યને શાશ્વત નમસ્કાર કરીને મારી સાથે મહાપ્રતાપી તથા દયાળુ બ્રિટિશ સરકારના કોઇ સુરક્ષિત નગરમાં ચાલવાને તૈયાર થઇ જાઓ. પરમાત્મા આપણને દાળરોટલો જ્યાં જઇશું ત્યાં આપતો રહેશે. જેણે દાંત દીધા છે તે ચાવણું આપ્યા વિના નહિ જ રહે. તમો સર્વને મારી સાથે આવવાનું હું એટલામાટે કહું છું કે હું યુવતી વિધવા હોવાથી વિદેશમાં પણ મને તમારા આશ્રયની આવશ્યકતા છે અને કદાચિત્ હું એકલી જ કયાંક ચાલી જાઉં, તો પણ આ દુષ્ટ રાજા કીનાખોર તથા 'ઇસાના ખાર મૂસામાં' કાઢનાર હોવાથી મારી સાથેના વૈરનો બદલો તમારી પાસેથી લેશે અને તમોને જરા વાર પણ જંપીને નહિ બેસવા દે. પછી તો જેવો તમારો વિચાર.'

"બહેન, જો તારી પવિત્રતા તથા આપણા બ્રાહ્મણકુળની પ્રતિષ્ઠા નિષ્કલંક રહેતી હોય, તો પૈસા તથા પદવીમાટે બહેનના ભડવા તરીકે પોતાને ઓળખાવવાની અને બાપદાદાની આબરૂ પર પાણી ફેરવી દેવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા નથી. જો એવો જ વખત આવશે, તો હું ભીખ માગીને પણ તમો સર્વને પાળીશ; પણ જાણી જોઇને આવું પાપ તો નહિ જ કરૂં. મને તો હવે એમ જ જણાય છે કે આપણા રાજાનો વિનાશકાળ નિકટમાં આવેલો હોવાથી તેમની આવી વિપરીત બુદ્ધિ થઇ ગઇ છે." જટાશંકરે પોતાનો શુભ તથા પવિત્ર અભિલાષ દર્શાવ્યો.

"મારી પુત્રીને ભ્રષ્ટ થયેલી જોવા કરતાં મારૂં મૃત્યુ થઇ જાય એ જ વધારે સારૂં છે." માતા ગિરિજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"પવિત્રતા તથા પ્રતિષ્ઠા એ જ આપણાં આર્ય નારીઓનાં જીવન તથા ધન હોવાથી અને એ ઉભય વસ્તુઓની રક્ષામાટે સર્વસ્વનો ત્યાગ કરવો એ જ આપણો ધર્મ હોવાથી હું તમો જ્યાં લઇ જાઓ ત્યાં તમારી સાથે આવવાને સંમત છું" કલ્યાણીની ભાભી પાર્વતીએ વીરગર્જના કરી.

"મારી એકલીની પવિત્રતાની રક્ષામાટે તમો સર્વ પોતાનાં સર્વ સુખોને તિલાંજલિ સમર્પવાને તૈયાર થયાં છો એમાટે હું તમોને ધન્યવાદ આપું છું, અને આવતી કાલથી જ પ્રવાસની છુપી તૈયારીઓ કરી લેવાની સૂચના પણ અત્યારથી જ આપી મૂકું છું. ઝાઝો સામાન સાથે લેવાના લોભમાં લપટાશો નહિ; જે કાંઇ જર જોખમ હોય તે જ સંભાળીને લઇ લેજો. એ રાક્ષસ રાજાના આપેલા પંદર સો રૂપિયા અત્યારે તો વિદેશમાં આપણને કામ આવશે અને જગદાધાર આપણો આધાર હોવાથી આગળ ઉપર જોઇ લેવાશે." કલ્યાણીએ ધન્યવાદ સાથે પ્રવાસની તૈયારી કરી લેવાની સૂચના પણ આપી દીધી.

"ત્યારે આપણે પ્રયાણ ક્યારે કરીશું ?" પાર્વતીએ પૂછ્યું.

"પરમ દિવસે રાતની ટ્રેનમાં; પરંતુ સ્ટેશન અહીંથી પાંચ ગાઉ અથવા દશ માઇલ દૂર હોવાથી અને ત્યાં ટ્રેન રાતે બાર વાગે આવતી હોવાથી જો દશ વાગે અહીંથી નીકળવાની અને મૉટરમાં બેસીને સ્ટેશન પર પહોંચવાની વ્યવસ્થા કરવામાં આવે તો સારૂં કે જેથી આપણા પ્રયાણની વાર્તા બીજા દિવસના પ્રભાત પર્યન્ત આપણા પાડોશીઓના જાણવામાં પણ ન આવે." કલ્યાણીએ એક નવીન સૂચના આપી.

"હું આપણા યજમાન નિર્ભયરામ શેઠની મૉટર માગી લાવીશ." જટાશંકરે કહ્યું.

"પણ તેના બીજા કોઇને જાણ ન થવી જોઇએ; કારણ કે, એ રાક્ષસ-રાજના જાસૂસો જ્યાં ત્યાં રખડતા હોય છે." કલ્યાણીએ સાવધાન રહેવાની સૂચના આપી અને તે સાથે જણાવ્યું કે: "તમો આવતી કાલે આઠ દિવસની રજા લઇ લેજો અને તમારો ચાર્જ બીજા માણસને આપી દેજો કે જેથી તમારા પર એ દુષ્ટ રાજા કાંઇ આફત ન વર્ષાવી શકે."

કલ્યાણી તથા તેનાં આપ્ત જનોએ આવી રીતે દેશત્યાગનો નિશ્ચય કરી લીધો.

* * * *

બીજો દિવસ વીત્યો અને ત્રીજો દિવસ પણ વીત્યો. ત્રીજે દિવસે રાતે દશ વાગે નિર્ભયરામ શેઠની મૉટર કલ્યાણીના ઘરની ગલીના નાકાપર આવીને ઊભી રહી. જટાશંકરે જે થોડોક સામાન સાથે લેવાનો હતો તે બાંધીને તૈયાર રાખેલો હોવાથી તરત મૉટરમાં મૂકી દીધો અને ઘરને તાળાં વાસીને તે પોતે, કલ્યાણી, પાર્વતી તથા ગિરિજા આવીને મૉટરમાં બેઠાં. મૉટર સ્ટેશનની દિશામાં ચાલવા લાગી. પોણા અગિયાર વાગે મૉટર

સ્ટેશનના કૉમ્પાઉન્ડમાં આવી લાગી; ટ્રેન જો રાઇટ ટાઇમે આવે તો હજી સવા કલાક બાકી હતો. જટાશંકરે પોતાની માતા, ભગિની તથા પત્નીને સેકંડ ક્લાસ વેટીંગ રૂમમાં બેસાડીને તથા સામાન રખાવીને મૉટરને પાછી મોકલી દીધી અને બુકિંગ ઑફિસમાં જઇને મુંબઇ જવામાટે સેકન્ડ ક્લાસની ચાર ટિકિટ લઇ લીધી. ટિકિટ લીધા પછી તેના જાણવામાં આવ્યું કે જયશ્રી જંકશન્ મૂક્યા પછી એન્જિન્ બગડવાથી બીજું એન્જિન્ આવે ત્યારે જ ટ્રેન આગળ વધે એવો મામલો હતો અને તેથી ટ્રેન દોઢ બે કલાક લેટ આવવાનો સંભવ હતો. પરંતુ નિરુપાય. સ્ટેશન પર મહારાજાના જાસૂસો ભૂમંડલાથી જનારાં તથા ત્યાં નવાં આવનારાં પ્રવાસિજનોની બરાબર ખબર રાખતા હોવાથી અને મહારાજાને ટેલિફોન-દ્વારા તરત એ ખબર પહોંચાડતા હોવાથી એક જાસૂસે સ્ટેશનના ટેલિફોન રૂમમાં જઇને ભૂમંડલાથી રવાના થનાર પેસેંજરોની ખબર ટેલિફોનદ્વારા મહારાજાને સંભળાવવાનો નિત્યના નિયમ પ્રમાણે આરંભ કરી દીધો

* * * *

રાત્રિના સાડા અગિયાર વાગ્યા હતા; મહારાજા ઇશ્વરસિંહ એ વેળાયે રાજમહાલયમાંના પોતાના ખાનગી ઓરડામાં શૉફર વાલજી તથા હેડ મિસ્ટ્રેસ મિસ ઇસાબેલા સાથે મદિરાપાન કરતા અને ઠઠ્ઠા મશ્કરીમાં પોતાના અમૂલ્ય સમયનો તથા પોતાની પ્રતિષ્ઠાનો વ્યય કરતા બેઠા હતા. શૉફર વાલજી મહારાજાના દેખતાં મિસ ઇસાબેલા સાથે અયોગ્ય છૂટ લીધા કરતો હતો, પરંતુ મહારાજાને તેનું કાંઇ ન હોતું; કારણ કે, મિસ ઇસાબેલા મહારાજા તથા શૉફરની જોઇન્ટ પ્રોપર્ટી હતી. અચાનક ટેલિ-ફોનની ઘંટડી વાગી, મહારાજાએ ટેલિફોનના ભૂંગળાને કાનપર રાખીને 'અલવ' શબ્દ ઉચ્ચાર્યો અને ત્યાર પછી જે શબ્દો તેમના કાનમાં આવીને અથડાયા તે સાંભળીને તેઓ આશ્ચર્યસ્તંભિત થઇ ગયા. તેઓ મિસ ઇસાબેલા તથા શૉફર વાલજીને સંબોધીને ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યાઃ—

" જેણે આવતી કાલે મારી શય્યાને શોભાવવાનું પ્રોમિસ આપ્યું હતું તે કામિની કલ્યાણી તેના ભાઇ, તેની માતા તથા તેની ભાભી સાથે મુંબઇ જાય છે અને અત્યારે સ્ટેશનપર છે. રજસ્વલા હોવા છતાં તે પ્રવાસ કરવાને તૈયાર થઇ છે અને તે પણ મારી રજા લીધા વિના જ એટલે મારા મનમાં કાંઇક સંશય થાય છે. ટ્રેન દોઢથી બે કલાક લેટ હોવાથી આપણે અત્યારે જ સ્ટેશનપર જઇને તેની તપાસ કરવી જોઇએ. ક્યાંક એવું ન થાય કે મને હાથતાળી આપીને તે મારા પંજામાંથી છટકી જાય ! "

"જો ચાલવું હોય તો નીચે મૉટર તૈયાર છે." વાલજીભાઇ બોલ્યા: "જો તે ભાગી જાય છે એમ આપણને જણાશે, તો ઊપાડી લાવીશું મૉટરમાં નાખીને અહીં પાછી અને આપની આવતી કાલે પૂર્ણ થનારી ઇચ્છા આજે જ પૂર્ણ થઇ જશે. મોતી એક વાર વીંધાઇ ગયું એટલે પછી થઇ ચૂક્યું."

"મિસ ઇસાબેલા, તમારે પણ અમારી સાથે આવવું પડશે. પ્રથમ તમો એકલાં જાણે કોઇને ઊતારવામાટે આવ્યાં હો તેમ અચાનક તેની પાસે જજો અને કાંઇ શક જેવું દેખાય તો તેને ભોળવીને રેલ્વેના કામ્પાઉન્ડથી બહાર લઇ આવજો. પછી જે કાંઇ કરવાનું હશે તે કરી લેવાશે." મહારાજાએ ઇસાબેલાને પ્રપંચનો પાઠ પઢાવી દીધો.

મહારાજા, વાલજી તથા ઇસાબેલા સજ્જ થઇને નીચે આવ્યાં અને મૉટરમાં બેઠાં. બે સિપાહીઓને પણ મહારાજાએ સાથે લઇ લીધા. વાલજી ભાઇએ મૉટરને સ્ટેશનની દિશામાં ચલાવી દીધી. બારને દશ મિનિટે મૉટર સ્ટેશન પાસે આવી લાગી. વાલજીએ મૉટરને સ્ટેશનના કૉમ્પાઉન્ડથી પચાસેક વાર દૂર લાઇટને ઑફ કરીને એક વટવૃક્ષની નીચે અંધારામાં એવી રીતે ફેરવીને ઊભી રાખી કે તે તથા તેમાં બેઠેલા માણસો કોઇના જોવામાં ભાગ્યે જ આવી શકે. મહારાજાની સૂચના અનુસાર મિસ ઇસાબેલા મૉટરમાંથી ઊતરીને "જ્યારે હું ઇલેક્ટ્રિક હૅન્ડલૅમ્પનો પ્રકાશ કરું ત્યારે મારી પાસે આવજો." એટલી સૂચના વાલજીને આપી વેટિંગ રૂમમાં જવાને ત્યાંથી ઊતાવળે પગલે ચાલતી થઇ ગઇ.

ટ્રેન મોડી આવવાની હોવાથી પ્લૅટફૉર્મની બત્તીઓ સળગાવવામાં આવેલી ન હતી એટલે પ્લૅટફૉર્મ પર અંધકાર જ વિસ્તરેલો હતો. મિસ ઇસાબેલા વેટિંગરૂમમાં આવી લાગી અને ત્યાં બેઠેલી કલ્યાણીને જોઇને જાણે આશ્ચર્યચકિત થઇ હોયની ! તેવા ભાવને દર્શાવીને કહેવા લાગી કે: "ઓહ, બહેન કલ્યાણી, તમો અહીં કયાંથી ? બહારગામ જાઓ છો કે શું ?"

"અને તમો અત્યારે અહીં કયાંથી ? તમો પણ બહારગામ જવાનાં છો કે શું ?" કલ્યાણીએ જવાબ આપવાને બદલે સામો સવાલ કર્યો.

"કલ્યાણી, જો તમો પેટમાં રાખો તો મારા પલાયનનું કારણ તમોને જણાવું." મિસ ઇસાબેલાએ ગંભીરતાથી કહ્યું.

"એટલે ? તમો પલાયન કરી જાઓ છો ? શામાટે ?" કલ્યાણીએ આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું.

"હું શામાટે પલાયન કરી જાઉં છું તે જો તમો મારી સાથે જરા બહાર એકાન્તમાં આવો તો જણાવું." મિસ ઇસાબેલાએ કહ્યું.

"ભલે ચાલો." કલ્યાણી આમ કહીને ઇસાબેલા સાથે વેટિંગરૂમમાંથી બહાર નીકળી.

પ્લૅટફૉર્મ પર ઝાઝાં માણસો ન હોવાથી ઇસાબેલાએ ધીમા સ્વરે કલ્યાણીને સંબોધીને કહેવા માંડયું કે; "મહારાજાના અત્યાચારોથી તથા નીચ શૉફર વાલજીના ભ્રષ્ટાચારોથી હું કંટાળી ગઇ છું તેમ જ તમારા જેવી પવિત્ર યુવતીઓની પવિત્રતાનાં મહારાજાની વિકારલાલસામાં મારે જે બલિદાનો અર્પવાં પડે છે તે પાપ કરતાં મારૂં હૈયું કંપી જાય છે. આજે મહારાજાને કહ્યા વિના મારાં કૌટુંબિક જનોને સાથે લઇને હું આ પિશાચ-ભૂમિને સદાને માટે ત્યજી જવામાટે જ અત્યારે અહીં આવી છું. તમો આ વાર્તા કૃપા કરીને મહારાજાને જણાવશો નહિ; કારણ કે, નહિ તો તેઓ મને હેરાન કરશે. અમોને કોઇ જોઇ ન લે એટલામાટે મેં મારાં માતુશ્રી તથા મારા ભાઇ આદિને બહાર મૉટરમાં જ બેસાડયાં છે. અમો અહીંથી મુંબઇ જવાનાં છીએ."

ઇસાબેલાની આ કથા સાંભળીને કલ્યાણી કહેવા લાગી કે: "જ્યારે તમોએ પોતાના મનની વાત મને જણાવી દીધી છે તો હું પણ હવે મારા પલાયનની વાર્તાને તમારાથી ગુપ્ત રાખવા નથી ઇચ્છતી. મહારાજાની મારા પર કુદૃષ્ટિ થયેલી હોવાથી અને પૈસા તથા પદવીમાટે મહારાજાની દુષ્ટ વાસનાને આધીન થવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા ન હોવાથી અમો પણ અમારી સુરક્ષિતતામાટે મુંબઇ જવાનાં છીએ. જો તમો સેકન્ડ ક્લાસમાં પ્રવાસ કરવાનાં હશો, તો આપણે સાથે જ પ્રવાસ કરીશું."

"હું તમોને તમારા આ ઉત્તમ વિચારમાટે ધન્યવાદ આપું છું." ઇસાબેલાએ આમ કહી પોતાના પોલકામાં હાથ નાખ્યો અને કહ્યું કે: "મારે ટિકિટો હજી લેવાની છે અને રૂપિયા મારાં માતુશ્રી પાસેથી મેં લીધા જ નથી. ચાલો આપણે રૂપિયા લઇ આવીએ."

"ભલે ચાલો." કલ્યાણીએ ભોળા ભાવથી કહ્યું.

ઇસાબેલા કલ્યાણીને વાતોના રંગમાં ચઢાવીને મૉટર પાસે લઇ આવી, ત્યાં તેણે ઇલેક્ટ્રિક પૉકેટ લૅમ્પનો પ્રકાશ કર્યો, શૉફર વાલજી તથા બે સિપાહીઓ તરત ત્યાં આવી લાગ્યા અને તેમને જોતાં જ ઇસાબેલાએ કહ્યું કે: "આને મોઢામાં ડૂચો મારીને નાખો મૉટરમાં; કારણ કે, એ મહારાજાના પંજામાંથી છટકવાને મુંબઇ ભાગી જાય છે"

કલ્યાણી દિઙ્મૂઢ થઈ ગઈ; તેના મોઢામાંથી તત્કાળ કાંઈ પણ શબ્દ નીકળી શક્યો નહિ અને તે ચીત્કાર કરે તે પહેલાં તો શૉફર વાલજી તથા બે સિપાહીઓએ તેના મોઢાને દબાવી તેને ફૂલ પ્રમાણે ઉચકી લઈને મૉટરમાં નાખી દીધી. ઇસાબેલા મૉટરમાં ન બેઠી ને મૉટર વાયુના વેગે ત્યાંથી પ્રયાણ કરી ગઈ. ઇસાબેલા પાછી સ્ટેશનના 'પ્લૅટફૉર્મ' પર આવીને જાણે કંઈ જાણતી જ ન હોય! તેવી રીતે આમ તેમ ફરવા લાગી.

* * * *

મૉટર પોણા કલાક સુધી ચાલતી રહી અને ત્યાર પછી નિર્જન વનમાંના એક ખંડિયેર પાસે આવીને ઊભી રહી. શૉફર વાલજીએ મહારાજાને પૂછ્યું કે: "હવે શી આજ્ઞા છે, નામદાર?"

"આ ખંડિયેરના રક્ષકોને બોલાવો." મહારાજાએ હુકમ ફર્માવ્યો.

એક સિપાહી ખંડિયેરમાં ગયો અને ત્યાંના રાક્ષસી કદના બે અફગાન રક્ષકોને થોડી વારમાં બોલાવી લાવ્યો. મહારાજાએ તેમને પૂછ્યું કે: "નૂરી ક્યાં છે?"

"તે અહીં જ છે; પણ અત્યારે સૂઈ ગઈ હશે." તે બેમાંના એક પઠાણે જવાબ આપ્યો.

"તેને જગાડીને આ છોકરીને તેના હાથમાં સોંપી દો અને તેને કહેજો કે: આ છોકરીની બરાબર સંભાળ રાખજે અને એને કોઈ પણ વાતે દુઃખી થવા દઈશ નહિ. હું બે દિવસ પછી અહીં આવીશ. જો આ છોકરી તમારા ચોકી પહેરામાંથી ક્યાંય ગુમ થશે, તો તમારી જિંદગી જોખમમાં છે એમ જ તમારે સમજવાનું છે. હું હવે થોડા વખતમાં જ તમારા પગાર વધારી આપીશ તેમ જ મનમાનતાં ઇનામ પણ આપીશ. વફાદારી તથા નમકહલાલીથી નોકરી કરો." મહારાજાએ કલ્યાણીને તેમના હાથમાં સોંપતાં આ ઉદ્‌ગારો કાઢ્યા અને ત્યાર પછી સિપાહીઓને આજ્ઞા સંભળાવી કે: "સિપાહીઓ, આ અપ્સરાને સંભાળીને ખંડિયેરોમાંના આપણા ગુપ્ત આવાસમાં પહોંચાડી આવો." તે સિપાહીઓને મદદ આપવાના નિમિત્તથી શૉફર વાલજીનો એસિસ્ટંટ રાજપૂત યુવક પ્રતાપસિંહ પણ ગુપ્ત આવાસમાં જવાને તૈયાર થઈ ગયો.

બે સિપાહીઓ તથા પ્રતાપસિંહ કલ્યાણીને ઊંચકીને લઈ ગયા તેનું કારણ એ કે તે અત્યંત ભયભીત થયેલી હોવાથી મૂર્છિત થઈ ગઈ હતી અને તેને પોતાની સ્થિતિનું લેશમાત્ર પણ ભાન ન હોતું. ખંડિયેરમાંના રાજમહાલય સમાન સુખસાધનોથી ભરેલા ગુપ્ત આવાસમાં લાવીને કલ્યાણીને પ્રતાપસિંહે

એક પર્યંકશય્યામાં સૂવાડી દીધી અને પહાણોએ નૂરીને જગાડેલી હોવાથી તેને સંભાળવા માટેનો મહારાજાનો સંદેશ નૂરીને સંભળાવી દીધો. સિપાહીઓ તથા પ્રતાપસિંહના જવા પછી નૂરી કલ્યાણીના માથા પર કૉલનવૉટર તથા પાણીમાં ભીંજવેલું કપડું રાખીને તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગી, અને તે સાથે દીર્ઘ નિ:શ્વાસ પણ નાખવા લાગી.

* * * *

લગભગ એક કલાક વીતી જવા છતાં પણ ઇસાબેલા સાથે વેટિંગ રૂમમાંથી બહાર ગયેલી કલ્યાણી પાછી ન આવી એટલે તેની માતા ગિરિજાએ વેટિંગરૂમમાં નિદ્રાધીન થયેલા પોતાના પુત્ર જટાશંકરને જગાડયો અને કહ્યું કે: "કલ્યાણી, એક કલાકથી મિસ ઇસાબેલા સાથે બહાર ગઇ છે તે હજી નથી આવી. જરા બહાર જા અને તેને બોલાવી લાવ; કારણ કે, હજી આપણે ભયમાં છીએ."

જટાશંકર પ્લૅટફૉર્મ પર આવ્યો અને ત્યાં ઇસાબેલાને એક બેંચ પર બેઠેલી જોઇને તેણે પૂછ્યું કે: "કલ્યાણી તમારી સાથે હતી તે ક્યાં છે?"

"મારી પાસેથી તો 'હું વેટીંગરૂમમાં જાઉં છું' એમ કહીને તે ક્યારની ચાલી ગઇ છે. તે હજી ત્યાં નથી આવી? વખત ખરાબ છે; જરા તપાસ કરો." ઇસાબેલાએ ભમાવનારો જવાબ આપ્યો.

જટાશંકર કલ્યાણીને પ્લૅટફૉર્મ તથા સ્ટેશનની આસપાસ ચારે તરફ ખોળી વળ્યો: પણ કલ્યાણીનો ક્યાંય પત્તો ન મળવાથી પાછો વેટિંગ રૂમમાં આવ્યો અને પોતાની માતાને કહેવા લાગ્યો કે: "કલ્યાણી ક્યાંય નથી મળતી. જરૂર કાંઇક દગો થયો છે, હવે પાછા ઘેર ગયા વિના આપણો છૂટકો નથી."

માતાના શિરપર દુ:ખનો પર્વત તૂટી પડયો. તે રોવા લાગી. જટાશંકરે દશ ટકા કાપી આપીને ખરીદેલી ટિકિટના પૈસા પાછા લઇ લીધા અને પોતાની માતા, તથા પત્નીને લઇને ભાડાની મૉટરમાં તે પાછો ઘેર આવી લાગ્યો માતા તથા પત્નીને ઘેર મૂકીને ફોજદારની ઑફિસમાં જઇ સ્ટેશન પરથી કલ્યાણીના ગુમ થવાની ફરિયાદ તેણે નોંધાવી દીધી. તે રાત્રે જટાશંકર, તેની માતા તથા તેની પત્ની એ ત્રણે જણને ચિંતાથી એક પળ માત્રને માટે પણ નિદ્રા ન આવી. 'चिन्तातुराणां न सुखं निद्रा' એ કથનની વાસ્તવિકતાને તેઓ અનુભવવા લાગ્યાં.

ટ્રેન આવી ગયા પછી ઇસાબેલા પણ ભાડાની મૉટરમાં બેસીને રાજમહાલયમાં આવી લાગી અને તેણે કલ્યાણીનાં આપ્ત જનો નગરમાં પાછાં આવ્યાં હતાં એ વાર્તા મહારાજાને જણાવી દીધી. મહારાજા પૈશાચિક હાસ્ય કરવા લાગ્યા.

## પ્રકરણ ૪થું
## નૂરી કોણ ?

પ્રભાતમાં નવ વાગ્યા હતા. નૂરીના ઉપચારોથી ઉષ:કાળમાં કલ્યાણી શુદ્ધિમાં આવી ગયેલી હોવાથી ત્યાંના એક કૂવામાંથી પોતાના હાથે જ પાણી ભરીને સ્નાનશુદ્ધ થયા પછી નૂરી સાથે વાતચીત કરતી બેઠી હતી અને વારંવાર અશ્રુ વર્ષાવ્યા કરતી હતી. નૂરીએ કહ્યું કે: "બહેન, ત્યારે હવે તમારા ખાનપાનની શી વ્યવસ્થા કરશો ? કારણ કે, હું મુસલમાન છું અને તમો હિંદુ છો એટલે મારા હાથનું રાંધેલું તો તમોને નહિ જ ખપે."

"બહેન, જમવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા નથી; છતાં જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી પેટને ભાડું દીધા વિના ચાલે તેમ ન હોવાથી જો મને સીધું સામાન, વાસણ તથા ચૂલા વગેરેની વ્યવસ્થા કરી આપશો તો હું મારા હાથે રાંધીને ખાઇ લઇશ." કલ્યાણીએ કહ્યું.

અડધા કલાકમાં નૂરી સીધું સામાન, વાસણ કૂસણ, દૂધ ઘી તથા ખાઇમસ ઇત્યાદિ લઇ આવી; પરંતુ કલ્યાણીએ કહ્યું કે: "આ વાસણ મને કામ લાગે તેમ ન હોવાની મારાથી હાથે રાંધીને પણ નહિ જમી શકાય. હું આજે અપવાસ કરીશ. મારા પ્રાણ જશે, તોય હું મારા ધર્મને તો નથી જ છોડવાની. એક વાર મરવાનું તો છે જ; તો પછી ભ્રષ્ટ થઇને શામાટે મરવું ?"

અહીં વચ્ચે જણાવાની આવશ્યકતા છે કે નૂરી બાવીસથી ત્રેવીસ વર્ષના વયની અને સામાન્યત: રૂપવતી યુવતી હતી. તેનો સ્વભાવ એવો તો મિલનસાર હતો તેમ જ તેની વાણી એવી તો મધુરી હતી કે તેના સમાગમથી કલ્યાણીને પોતાના દુ:ખની માત્રા કાંઇક ઓછી જણાતી હતી. જો નૂરી જેવી રક્ષિકા તેને ન મળી હોત, તો દુ:ખના અતિરેકથી કદાચિત્ તેના હૃદયની ગતિ બંધ થતાં તેનું મૃત્યુ જ થઇ જાત. કલ્યાણીના અપવાસ કરવાના હઠને જોઇને નૂરીના હૃદયમાં શોક થવા લાગ્યો અને તે ચિંતામાં પડી ગઇ. કલ્યાણીએ તેના મૌનને જોઇને કહ્યું કે:–

"બહેન, આ સીધું સામાન લાવ્યાં છો તે અહીંથી પાછાં લઇ જાઓ."

"કલ્યાણી, આમ ગાંડી ન થા અને વખતને વર્તી જા. પોતાના હાથે રાંધી ખાવાથી તું ધર્મભ્રષ્ટ નથી થઇ જવાની. જો જીવતી રહીશ અને અહીંથી ભાગવાનો અવસર તને મળી જશે, તો તારાથી પોતાના શત્રુઓ પાસેથી વૈરનો બદલો પણ લઇ શકાશે અને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત

કરીને શુદ્ધ પણ થઇ શકાશે. મરી જઇશ તો કાંઇ પણ નહિ થાય. અત્યારે શુદ્ધિના યુગમાં વટલીને મુસલ્માન તથા ખ્રીસ્તી થયેલા ધર્મભ્રષ્ટો પણ પાછા હિન્દુધર્મમાં આવી શકે છે, તો પછી ભયભીત થવાનું શું કારણ છે? મારા મનમાં પણ કીન્નાની આગ સળગી રહી છે એટલે મારા વૈરનો બદલો વાળવામાટે પણ હું તને મારાથી જેટલી આપી શકાશે તેટલી સહાયતા આપીશ." નૂરીએ આશ્વાસન આપીને કલ્યાણીની હિમ્મતને વધારવાનો યત્ન કર્યો.

"તમારા મનમાં કીન્નાની આગ શામાટે સળગી રહી છે?" કલ્યાણીએ જિજ્ઞાસા દર્શાવી.

"મારા મનમાં કીન્નાની આગ એટલામાટે સળગી રહી છે કે મહારાજાએ મને ભ્રષ્ટ કરીને એવી આશામાં લપટાવી હતી કે: 'હું તને મારી રાણી બનાવીશ અને જો તારા ઉદરથી પુત્ર જન્મશે તો તેને જ મહારાજપદે સ્થાપીશ'; પરંતુ પછીથી પોતાના એક મુસલ્માન અનુચરદ્વારા મહારાજાએ મારાપર બળાત્કાર કરાવ્યો અને મને વ્યભિચારિણી ઠરાવીને મને કહ્યું કે: 'તારો અપરાધ તો એવો છે કે તને મારી જ નાખવી જોઇએ; પરંતુ એક વખતની તું મારી પ્રેમપાત્રી હોવાથી હું તને મારી ન નાખતાં જીવતી રહેવા દેવાની દયા દર્શાવું છું. પણ તે એ શર્તે કે તારે મુસલ્માન થઇને જેની સાથે તેં વ્યભિચાર કર્યો છે તે મુસલ્માન સાથે નિકાહ કરી લેવો અને તારા તે મુસલ્માન ધણી સાથે આ ખંડિયેરમાં રહીને મારી નોકરી કરવી, મારે નિરુપાય થઇને ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન ધણી ધારવો પડયો અને રાણીપદ પર વિરાજવાને બદલે અત્યારે હું મહારાજાની કુટ્ટિનીના પદને ભોગવી રહી છું." નૂરીએ પોતાના દુર્ભાગ્યની કથા કહી સંભળાવી.

"ત્યારે તમો હિન્દુ છો?" કલ્યાણીએ પૂછ્યું.

"હા, હું ઉચ્ચ રાજપૂત વંશમાં જન્મેલી હિન્દુ અબળા છું." નૂરીએ રાજપૂત અબળા તરીકે પોતાનો પરિચય કરાવ્યો.

"જ્યારે તમો દુષ્ટ મહારાજાના હસ્તથી ભ્રષ્ટ થયાં ત્યારે કુમારિકા હતાં, વિવાહિતા હતાં કે વિધવા?" કલ્યાણીએ પૃચ્છા કરી.

"અમારી રાજપૂત જાતિમાં કન્યાઓનાં લગ્ન વીસ વીસ વર્ષના વયમાં કરાતાં હોવાથી અને મહારાજાના હસ્તથી જ્યારે મારી પવિત્રતાનો નાશ થયો તે વેળાયે મારી અવસ્થા અઢાર વર્ષની હોવાથી હું કુમારિકા જ હતી." નૂરીએ જણાવ્યું.

"તમારું હિન્દુ નામ શું હતું ?" કલ્યાણીએ પૂછ્યું.

"મારું હિન્દુ નામ હતું વસંતબા અથવા વસંતકુમારી અને અત્યારે બની ગઇ છું નૂરી અથવા નૂરુન્નિસા." નૂરીએ પોતાના હિન્દુ નામનો પરિચય કરાવ્યો.

"અને તમારો તે મુસલમાન ધણી ક્યાં છે વારૂ ?" કલ્યાણીએ જિજ્ઞાસા દર્શાવી.

"મહારાજાના કોપનો ભાગી થઇને તે થોડા દિવસમાં જ આપઘાત કરીને મરી ગયો એટલે અત્યારે તો હું વિધવા જ છું; માત્ર કોઇ કોઇ વાર મહારાજા મારા કામચલાઉ ધણી થઇ જાય છે અને મારી ઇચ્છા ન હોવા છતાં મારે મહારાજાની વાસનાને આધીન થવું પડે છે." નૂરીએ કહ્યું.

"ત્યારે હવે તમારો શો વિચાર છે ?" કલ્યાણીએ પૂછ્યું.

"જો લાગ મળે તો હિન્દુધર્મના ઉદ્ધારક સ્વામી વિશ્વાસાનંદજીના શરણમાં જઇને મારો પુનઃ હિન્દુ થવાનો દૃઢ નિર્ધાર છે; કારણ કે, મારી ઇચ્છા વિરુદ્ધ ઇસ્લામને સ્વીકારવા છતાં અદ્યાપિ મેં ગોમાંસનું ભક્ષણ કર્યું નથી અને આપણા હિન્દુ આચારોને ત્યજ્યા નથી. જ્યાં સુધી શુદ્ધિની ચળવળ ચાલી ન હોતી ત્યાં સુધી મારા મનમાં નિરાશા જ વ્યાપેલી હતી; પણ હવે મારા મનમાં આશાનો ઉદય થવા લાગ્યો છે." નૂરીએ આશાનો ભાસ કરાવ્યો.

કલ્યાણી તથા નૂરીનો આવા પ્રકારનો વાર્તાલાપ ચાલી રહ્યો હતો એટલામાં ત્યાંના બે રક્ષકોમાંનો એક પઠાણ રક્ષક એક કાગળ લઇને આવી લાગ્યો અને કહ્યું કેઃ "કલ્યાણી બાઇ, આ કાગળ મહારાજાએ તમોને આપવામાટે મોકલ્યો છે." કલ્યાણીએ કાગળ લીધો અને પઠાણ ચાલતો થઇ ગયો. પઠાણના જવા પછી કલ્યાણીએ કાગળ વાંચવા માંડ્યો. તે કાગળમાં નીચેની વિગત લખાયલી હતીઃ–

"રૂપસુંદરી યુવતી કલ્યાણી, હવે તું મારા જાળમાં સપડાયલી હોવાથી જે વેળાયે મારી ઇચ્છા હોય તે વેળાયે બળાત્કારે પણ તારા યૌવન-કુસુમનો મારાથી ઉપભોગ લઇ શકાય તેમ છે; છતાં બળાત્કાર કરવાની મારી ઇચ્છા ન હોવાથી હું હજી પણ તને ત્રણ દિવસનો સમય વિચાર–માટે આપું છું. આજથી ચોથે દિવસે સંધ્યાકાળ પછી હું તારી પાસે આવીશ. જો તે દિવસે તું પોતાની ઇચ્છાથી જ મારી આશાને પૂર્ણ કરીશ; તો હું તને બંધનમુક્ત કરીને તારા કુટુંબમાં મોકલી આપીશ તથા તારા કુટુંબને નિહાલ કરી દઇશ; પરંતુ તું મારી ઇચ્છાને માન નહિ આપે, તો

બળાત્કારે તારી પવિત્રતાનો નાશ કરીને તારી એવી દુર્દશા કરી નાખીશ કે તું ક્યાંયની પણ નહિ રહે. તારો ભાઇ, તારી માતા તથા તારી ભાભી સ્ટેશન પરથી પાછાં ઘેર આવી ગયાં છે અને તને શોધવાના પ્રયત્નો તારો ભાઇ કરી રહ્યો છે. જો કુટુંબને મળવાની ઇચ્છા હોય તો મારો અનાદર ન કરીશ. લી. તારા પ્રેમપીયૂષનો પિપાસુ મહારાજા ઇશ્વરસિંહ."

કાગળ વાંચીને કલ્યાણીએ એક દીર્ઘનિઃશ્વાસ નાખ્યો અને ત્યાર પછી નૂરીને કહ્યું કે: "બહેન વસંતબા, મિસ ઇસાબેલાએ મારી સાથે દગો કરીને મને આ સ્થિતિમાં લાવી મૂકેલી હોવાથી જ્યાં સુધી તમારા કથનની સત્યતા તમારા વર્તનદ્વારા મારા જાણવામાં ન આવે ત્યાં સુધી તમારા વચનમાં મારો વિશ્વાસ ન બંધાય એ સ્વાભાવિક છે. દૂધથી દાઝેલું માણસ છાશ પણ ફૂંકીને પીએ છે એ તો તમો જાણો જ છો એટલે મને મારા આ અવિશ્વાસમાટે તમો ક્ષમા આપશો એવી આશા છે. કૃપા કરીને મારાપર કોપાયમાન ન થશો."

"મારા વર્તનદ્વારા મારા વચનની સત્યતાને સિદ્ધ કરી બતાવવાને હું તૈયાર છું" નૂરીએ ગંભીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"જો એમ જ હોય તો મને કાગળ, સિયાહી તથા કલમ આદિ લખવાનાં સાધનો લાવી આપો અને હું જે કાગળ લખી આપું તે મારા બંધુને નગરમાં જઇને પહોંચાડી દ્યો; કારણ કે, હું સ્ટેશનપરથી ગઇ કાલે રાત્રે ગુમ થયેલી હોવાથી મારો ભાઇ મારાં માતુશ્રી તથા મારા ભાભીને લઇને પાછો ઘેર આવ્યો છે એમ મહારાજાએ આ કાગળમાં જણાવ્યું છે." કલ્યાણીએ કાગળ પહોંચાડવાની માગણી કરી.

"કલ્યાણી, જો હું પોતે જ કાગળ પહોંચાડવાને તારા ભાઇપાસે જઇશ, તો મહારાજાના જાસૂસો જ્યાં ત્યાં રખડતા હોવાથી મને જોઇ લેશે એટલે મને પણ તારી પાસેથી દૂર કરી દેવામાં આવશે. એટલામાટે હું તારો કાગળ ટપાલમાં નાખી દઇશ એટલે તારો કાગળ સહીસલામત તારા ભાઇને મળી જશે. હું લખવાનાં સર્વ સાધનો તથા પોસ્ટની ટિકિટ પણ તને આપું છું; કારણ કે, મહારાજાના ટેબલમાં તે સર્વ સાધનો તૈયાર છે અને તે ઓરડાની કુંચી મારી પાસે છે. હું તારી જ છું; એટલે તારે ચિંતા ન રાખવી." નૂરીએ કાગળ પહોંચાડવાની વધારે સારી યુક્તિ દર્શાવી.

"મારી સાથે દગો તો નહિ કરો?" કલ્યાણીએ શંકા દર્શાવી.

"હું પરમેશ્વરને સાક્ષી રાખીને કહું છું કે તારી સાથે દગો નહિ જ કરૂં અને તારા ઉદ્ધારમાટે મારી શક્તિ અનુસાર સર્વ પ્રયત્નો મારા

પ્રાણની પરવા ન રાખીને પણ કરીશ." નૂરીએ સોગંદ લીધા અને ત્યાર પછી કહ્યું કે: "ત્યારે હવે તું રાંધવા માંડ એટલે તારા જમ્યા પછી હું તને લખવાનાં સાધનો લાવી આપીશ."

આમ કહીને નૂરી ચાલતી થઇ ગઇ અને કલ્યાણીએ રાંધવાની શરૂઆત કરી દીધી. રાંધતી રાંધતી તે પરમાત્માને કહેવા લાગી કે: "હવે તારા વિના મારો અન્ય કોઇ પણ ઉદ્ધારક નથી!"

* * * * * *

કલ્યાણી જમી રહ્યા પછી નૂરીએ પોતાના વચન પ્રમાણે ફાઉન્ટેન પેન, કાગળ, કવર તથા પોસ્ટલ સ્ટૅંપ આદિ સાધનો કલ્યાણીને લાવી આપ્યાં. કલ્યાણીએ ઓરડાનાં બારણાં વાસીને પોતાના ભાઇ જટાશંકર ઉપર એક લાંબો કાગળ લખી નાખ્યો, મહારાજા ઇશ્વરસિંહનો જે કાગળ થોડી વાર પહેલાં જ તેને મળ્યો હતો તેને પણ પોતાના કાગળ સાથે લપેટીને બંધ કરી દીધો, કવરપર ઍડ્રેસ લખ્યું, ટિકિટ ચોડી દીધી અને કવરને ચોંટાડીને ટપાલમાં નાખવામાટે નૂરીને આપી દીધું. નૂરી ત્યાંથી નિકટમાં આવેલા એક ગામડામાં ગઇ અને ત્યાં રાખવામાં આવતા લેટર બૉક્સમાં તે કાગળ તેણે નાખી દીધો. તે દિવસે જ વિલેજ પોસ્ટમૅન કાગળો કાઢવાને આવવાનો હોવાથી કાગળ તરત રવાના થઇ ગયો. ભૂમંડલા નગર તો ત્યાંથી બાર માઇલ દૂર હતું એટલે ત્યાં કાગળ નાખવાને મૉટર અથવા ઘોડા ગાડીના સાધન વિના જઇ શકાય તેમ હતું જ નહિ અને તેવું કોઇ સાધન અત્યારે ત્યાં ન હોવાથી વિલેજના લેટરબૉક્સનો ઉપયોગ કર્યા વિના છૂટકો ન હોતો.

---

## પ્રકરણ ૫ મું

### ખરો રાજપૂત

આ ઘટના પછી બીજે દિવસે કલ્યાણીનો ભાઇ જટાશંકર ચિંતાતુર થઇને ચાહ પીતો બેઠો હતો એટલામાં પોસ્ટમૅને આવીને તેને એક બંધ કાગળ આપ્યો. કલ્યાણીના હસ્તાક્ષરને જોતાં જ ચાહ પીવાનું ભૂલી જઇ જટાશંકરે કાગળ ખોલીને વાંચવા માંડ્યો. તેમાં આ વિગત લખેલી હતી:–

" મારા માડીજાયા વીર જટાશંકર ભાઇ, સ્ટેશન પરથી ઇસાબેલા મને બોલાવીને કૅમ્પાઉન્ડ બહાર લઇ ગઇ હતી અને ત્યાં અંધારામાં મહારાજા ઇશ્વરસિંહ મૉટર લઇને તૈયાર ઊભેલા હોવાથી મને મોઢામાં ડૂચો મારીને મૉટરમાં નાખી ઊપાડી જવામાં આવી હતી. મહારાજાએ મને

ભૂમંડલા નગરથી બાર માઇલ્સના અંતરે આવેલા વૈજનાથના ખંડિયેરમાંના એક ગુપ્ત આવાસમાં પઠાણોના ચોકી પહેરામાં રાખી છે. શામાટે તે મહારાજાએ આજે જ મોકલેલા મારા પરના પત્રથી તમારા જાણવામાં આવી શકશે; કારણ કે, તે પત્ર મેં આ સાથે તમારા પર મોકલ્યું છે. અર્થાત્ મહારાજાએ મને ભ્રષ્ટ કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે; પરંતુ તમો નિશ્ચયપૂર્વક માનજો કે બીજો કોઇ ઉપાય નહિ ચાલે, તો હું આત્મહત્યા કરી નાખીશ; પણ આ જન્મમાં ભ્રષ્ટ તો નથી થવાની તે નથી જ થવાની. આ કાળા કૃત્યના કરનાર મહારાજા પોતે જ હોવાથી ઇન્સાફની અદાલતમાં આપણને કશોય ઇન્સાફ નથી મળવાનો. જો બની શકે તો મને યુક્તિથી છોડવવાનો અને રાતોરાત મહારાજાની હદમાંથી બહાર લઇ જવાનો પ્રયત્ન કરશો અને નહિ તો આપણા હિંદુસમાજને આ વાર્તા જણાવીને બ્રિટિશ ગવર્મેન્ટને અરજી મોકલશો. મહારાજાના આ સાથે મોકલેલા કાગળને જાળવી રાખશો; કારણ કે ભવિષ્યમાં, તે બહુ ઉપયોગી થઇ પડશે. મહારાજાના વિશ્વાસઘાતનો ભોગ થઇને નિરુપાયવશાત્ મુસલ્માન થયેલી નૂરી નામની બાંદી મૂળ રાજપૂત યુવતી હોવાથી તેના મનમાં મારા પર દયા આવતાં આ કાગળ ટપાલમાં નાખી આવવાની તેણે ઉદારતા દર્શાવી છે. જો અત્યંત છુપી રીતે તેને કાગળ આપશો, તો મને તે પહોંચાડશે એવો મારો વિશ્વાસ છે. આપણાં માતુશ્રીને આશ્વાસન આપીને શાંત રાખશો અને મારી વ્હાલી ભાભીને મારા પ્રણામ વંચાવશો. મહારાજાના અત્યાચારનો ભોગ થયેલી તમારી દીન સહોદરા કલ્યાણીના આશીર્વાદ સ્વીકારશો."

જટાશંકર આ કાગળ વાંચીને ઘોર ચિંતામાં પડી ગયો. તત્કાળ કલ્યાણીના ઉદ્ધારનો કોઇ પણ ઉપાય તેને સૂઝી શકયો નહિ. તે આવી રીતે ચિન્તામગ્ન અવસ્થામાં બેઠો હતો એટલામાં મહારાજાની મોટરનો બાવીસથી ચોવીસ વર્ષના વયનો ગરાસિઓ ક્લીનર અથવા શૉફર વાલજીનો ઍસિસ્ટંટ પ્રતાપસિંહ જટાશંકર પાસે આવી લાગ્યો. જટાશંકરે તેને ઓળખ્યો અને તેથી તેના મનમાં કોઇ નવીન સંકટની ભીતિ થવા લાગી. છતાં પોતાના ભયને વ્યક્ત થવા ન દેતાં તેણે પ્રતાપસિંહને આવકાર આપીને કહ્યું કે: "પધારો, પ્રતાપસિંહજી, આપ કોઇ દિવસ નહિ, ને આજે અચાનક અમારે આંગણે કયાંથી ?"

"જટાશંકર ભાઇ, બારણાં વાસી લ્યો; કારણ કે, હું આપને આપની બહેનના ભયંકર સમાચાર સંભળાવવામાટે આવ્યો છું. હું પણ રાજપૂત બચ્ચો છું, અને મહારાજાના પૈશાચિક અત્યાચારોને જોઇને હવે મારૂં

રાજપૂત લોહી ઊકળી આવ્યું છે. જો મારો બાપ એક જ હોય, તો આજથી મેં મહારાજા સાથે શત્રુ તરીકે વર્તવાની દૃઢ પ્રતિજ્ઞા મારા મનમાં કરી લીધી છે અને મારી તે પ્રતિજ્ઞાથી હું નથી જ ચળવાનો." પ્રતાપસિંહે આવવાના કારણ સાથે પોતાની પ્રતિજ્ઞાનો પણ પ્રકાશ કરી દીધો.

જટાશંકરે બારણાં વાસીને પૂછ્યું કે: "મારી બહેનના શા ભયાનક સમાચાર છે ?"

"પરમ દિવસ રાત્રે સ્ટેશનવાડમાંથી આપની બહેનનું હરણ કરીને મહારાજાએ તેમને અહીંથી બાર માઇલ્સ પરના વૈજનાથના ખંડિયેરમાં રાખેલાં છે. સ્ટેશન પરથી તમારી બહેનને ઉપાડી જવામાં આવ્યાં તે વેળાયે હું પોતે હાજર હતો. આપણે એક બે દિવસમાં તમારી બહેનને તે ખંડિયેરમાંથી નસાડવાની કોશિશ કરવી જ જોઇએ. હું અને મારા જેવા જ મારા બે રાજપૂત મિત્રો આ કાર્યમાં તમોને સહાયતા આપવાને તૈયાર છીએ." પ્રતાપસિંહે ખરી લાગણીથી આવા પ્રકારની તત્પરતા દર્શાવી.

"ત્યારે વાંચો અત્યારે જ મારી બહેનનો મને મળેલો આ કાગળ." પ્રતાપસિંહના વચનમાં વિશ્વાસ બંધાઇ જવાથી જટાશંકરે કલ્યાણીનો કાગળ પ્રતાપસિંહને વાંચવામાટે આપી દીધો.

કાગળ વાંચીને પ્રતાપસિંહે કહ્યું કે: "નરી આપણા હાથમાં છે, તો બહેન કલ્યાણીને આપણે અવશ્ય બચાવી શકીશું. વાલજી ગઇ કાલે રાતે ચાર દિવસની રજા લઇને લક્ષ્મીબંદર ગયો છે. તેનો અધિકાર અત્યારે મારી પાસે છે. એટલે જે મોટર જોઇશે તે મારાથી લાવી શકાશે. મારા કુટુંબને મે અહીં રાખ્યું જ નથી અને તમારી બહેનને બચાવ્યા પછી મારે આ રાજ્યમાં રહેવું જ નથી એટલે હું સર્વથા નિર્ભય છું. તમારાં માતુશ્રી તથા તમારી પત્નીને તમો આજે જ મુંબઇ રવાના કરી દ્યો અને તે પણ દિવસની જ ટ્રેનમાં. રાતે નવ વાગે તમો મારા જેવા પોશાકમાં સજ્જ થઇને દિલ્હી દરવાજા નામથી જે સ્થાન ઓળખાય છે ત્યાં બગીચાના બાહ્ય ભાગમાં આવીને ઊભા રહેજો. હું ત્યાં તમોને મળીશ. અત્યારે કોઇ પણ જાતની હો હા કરશો જ નહિ; કારણ કે, નહિ તો આપણી બાજી બગડી જશે."

"હું રાતે નવ વાગે તમોને અવશ્ય મળીશ." જટાશંકરે કહ્યું.

પ્રતાપસિંહ ત્યાંથી ચાલતો થઇ ગયો.

બપોર પછી બે વાગ્યાની ટ્રેનમાં જટાશંકરે પોતાની માતા તથા પત્નીને મુંબઇ રવાના કરી દીધી અને પોતા પાસે માત્ર પાંચ સો રૂપિયા

રાખીને બાકીના પૈસા પણ તેમને સોંપી દીધા તેમ જ ઘરેણાં ગાંઠાં પણ તેમને સ્વાધીન કરી દીધાં. રાતે સાડા આઠ વાગે રાજપૂત જેવો પોશાક પહેરીને જટાશંકર ઘરમાંથી દિલ્હી દરવાજા નામક સ્થાનની દિશામાં ચાલવા લાગ્યો.

* * * * * *

પ્રતાપસિંહ બગીચાના દરવાજાથી જરા દૂર જટાશંકરની વાટ જોતો જ ઊભો હતો. જટાશંકરને જોઇને તે પાસે આવ્યો અને આસપાસમાં કોઇ ન હોવાથી નિર્ભય થઇને કહેવા લાગ્યો કે: "ભાઇ જટાશંકર, હું મૉટર લઇને વૈજનાથના ખંડિયેર તરફ ગયો હતો અને નૂરીની મુલાકાત લઇને જે આવશ્યક સંદેશ બહેન કલ્યાણીને મોકલવાનો હતો તે મેં મોકલી દીધો છે. આપણા સદ્ભાગ્યે આજે જ નૂરીએ બહેન કલ્યાણીને ઉગારીને પોતે પણ આપણી સાથે પલાયન કરવાનું વચન આપેલું છે અને બરાબર રાતે સાડા બાર વાગે વૈજનાથના ખંડિયેરથી થોડા અંતરપર મૉટર તૈયાર રાખીને આપણને ખંડિયેરમાં આવવાની સૂચના આપેલી છે. આજે બરાબર હિમ્મત રાખવાની છે."

"મારી બ્હેનના ઉદ્ધારમાટે અને અમારા બ્રાહ્મણ કુળની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવામાટે હું મૃત્યુના મુખમાં ધસી જવાને પણ તૈયાર છું; કારણ કે, આજે મેં પરશુરામના સ્વભાવને ધારણ કરી લીધો છે." જટાશંકરે વીરતાનો પરિચય કરાવ્યો.

"ધન્ય છે તમારી વીરતાને! જ્યારે આજકાલના નિર્વીર્ય થયેલા હિન્દુઓમાં તમારા જેવી વીરતા તથા પ્રતિષ્ઠાને રક્ષવાની ધગશનો આવિર્ભાવ થશે, ત્યારે જ હિન્દુજાતિના પુનરુદ્ધારની આશા રાખી શકાશે." પ્રતાપસિંહે આ ઉદ્ગાર કાઢીને કહ્યું કે: "વારુ, ત્યારે જો તમારે જમવું હોય, તો જમી આવો અને બરાબર સાડા અગિયાર વાગે મને આ સ્થાનમાં જ આવી મળો. હું મૉટર લઇ આવીશ અને તમોને અહીંથી મૉટરમાં બેસાડી લઇશ. લ્યો, આ રિવોલ્વરને તમારી પાસે રાખી લ્યો. આ રિવોલ્વર છ બારની છે. કદાચિત્ આનો ઉપયોગ પણ કરવો પડે."

"તમારો અતિશય ઉપકાર." આવી રીતે કૃતજ્ઞતા દર્શાવીને જટાશંકરે તે રિવોલ્વરને કોટના ખીસામાં સેરવી દીધી.

ત્યાર પછી પ્રતાપસિંહ તથા જટાશંકર જૂદી જૂદી દિશામાં ચાલતા થઇ ગયા.

* * * * *

વૈજનાથના ખંડિયેરમાંના જે ઓરડામાં કલ્યાણીને રાખવામાં આવી

હતી તે ઓરડાના ઘડિયાલમાં બારના ટકોરા ક્યારનાય થઇ ગયા હતા. કલ્યાણી ઘડિયાલમાં મિનિટો ગણતી કોચપર બેઠી હતી. બાર ને પંદર મિનિટે નૂરી કલ્યાણીના ઓરડામાં આવીને કહેવા લાગી કે: "બહેન કલ્યાણી, અહીં જે બે દાસીઓ તથા બે નોકરો રહે છે તેમને તેમના ઓરડામાં બહાર તાળાં વાસીને મેં કબ્જે કરી દીધાં છે એટલે કોઇ જાગી જાય તોય તેનાથી બહાર નીકળી શકાય તેમ નથી. જે બે પઠાણો બહાર પહેરાપર છે તેમનાં મોઢાંમાં ડૂચા મારીને તથા તેમના હાથપગ બાંધીને તારો ભાઇ તથા પ્રતાપસિંહ અહીં આવશે અને બરાબર સાડાબાર અથવા એક વાગે આપણને સહીસલામત અહીંથી કાઢી જશે. આપણે હવે આપણા મૂલ્યવાન્ સમયને વ્યર્થ જવા દેવો ન જોઇએ."

હું તો મિનિટો જ ગણી રહી છું અને આ રાક્ષસભવનમાંથી આ પળે જ નીકળી જવાને તૈયાર છું." કલ્યાણીએ ઉદ્ગાર કાઢ્યા.

આ વેળાએ સાડાબાર વાગવા આવ્યા હતા. ખંડિયેરમાંના એ ગુપ્ત આવાસના બાહ્ય ભાગમાં ચાર ભીમકાય તથા બલિષ્ઠ પુરુષો આવી લાગ્યા. તેમણે કાળા ઝભ્ભા પહેરેલા હતા અને મોઢાંપર બોકાનાં બાંધી લીધાં હતાં. તેમનામાંના એક પુરુષે પઠાણ દ્વારપાલોને સંબોધીને કહ્યું કે: "દરવાજો ખોલો; કારણ કે, અમારે નૂરીને મહારાજાનો એક ખાનગી સંદેશ પહોંચાડવાનો છે."

મહારાજાનું નામ સાંભળીને દ્વારપાલે દરવાજાની બારી ઉઘાડીને તે પુરુષને અંદર આવવા દીધો અને ત્યાર પછી તે બારી બંધ કરતો હતો એટલામાં તો બીજા ત્રણ પુરુષોએ બારીમાં પેસી આવીને બન્ને પઠાણોનાં મોઢાંમાં ડૂચા મારી દીધા અને તેમની જ પાઘડીઓ વડે તેમને બાંધીને એક ખૂણામાં નાખી દીધા. આ કાર્ય કરી લીધા પછી પોતાના બે સાથીઓને સાવધાનતામાટે દ્વારપાલોનાં સ્થાનમાં ઊભા રાખીને પ્રતાપસિંહ તથા જટાશંકર નિર્ભયતાથી બંગલાના આભ્યંતર ભાગમાં આવી લાગ્યા. ત્યાં નૂરી તેમની વાટ જોતી જ ઊભી હતી એટલે તે તેમને કલ્યાણી પાસે લઇ ગઇ. કલ્યાણી પોતાના ભાઇને જોયા પછી ત્યાંથી તેમની સાથે ચાલતી થઇ. તેઓ નીચે આવ્યાં. પઠાણો તેવી જ દશામાં પડ્યા હતા. જટાશંકરે તેમને સંબોધીને કહ્યું કે: "અમારા જવા પછી તમારા મહારાજાને જણાવજો કે હિન્દુઓ આવીને કલ્યાણીને લઇ ગયા છે અને તેમને પકડવાની ચેષ્ટા કરશો, તો તમારી પોતાની જિન્દગી પણ જોખમમાં છે."

ત્યાર પછી પ્રતાપસિંહ, જટાશંકર, તેમના બે સાથી, કલ્યાણી તથા

નૂરી એ સર્વ જ્યાં અંધારામાં મૉટરને ઊભી રાખવામાં આવી હતી ત્યાં આવી લાગ્યાં અને મૉટરમાં બેસી ગયાં. મૉટર પૂર્ણ વેગથી ચાલવા લાગી અને તેઓ ખંડિયેરથી તેમ જ ભયથી વધારે અને વધારે દૂર થવા લાગ્યાં.

હવે એ જ રાત્રે નવ વાગ્યાથી એક વાગ્યા સુધીમાં મહારાજા ઇશ્વરસિંહ કેવા પ્રકારના અન્ય પૈશાચિક કાર્યક્રમમાં ગુંથાયલા હતા એનું આપણે અવલોકન કરીએ.

---

## પ્રકરણ ૬ ઠું
## ધોળા દિવસની લૂટ

મહારાજા ઇશ્વરસિંહ પોતાના મહાલયના ખાનગી ઓરડામાં રાતે નવ વાગે સિગાર ફૂંકતા અને વ્હિસ્કીને સેવતા ઇજીચેરમાં પડયા હતા; એટલામાં એક હજૂરીએ આવીને મસ્તક નમાવી એવા સમાચાર આપ્યા કે: "બાપુ, જે ધનાઢ્ય ગૃહસ્થો તથા ધનાઢ્ય ધર્માચાર્યોને આપ શ્રીમાને બોલાવ્યા હતા તેઓ આવી લાગ્યા છે અને આપ શ્રીમાનની આજ્ઞાની વાટ જોતા નીચે બેઠા છે."

"બહુ સારું. પ્રથમ બાવા પ્રસન્નરામજીને મારી પાસે મોકલ." મહારાજાએ આજ્ઞા સંભાળવી.

"જેવી આજ્ઞા." કહીને હજૂરી ચાલ્યો ગયો.

થોડી વારમાં પ્રસન્નરામ બાવાજી મહારાજા સમક્ષ આવી લાગ્યા અને નમન કરીને ઊભા રહ્યા એટલે મહારાજાએ કહ્યું કે: "આ કુરસી પર બેસો."

બાવાજીએ કુરસીપર બેસીને પૂછ્યું કે: "મહારાજાએ મને અત્યારે બોલાવવાનો પરિશ્રમ શા કારણથી લીધો છે?"

"મેં તમોને અત્યારે એટલામાટે બોલાવ્યા છે કે તમો ધર્મગુરુ તથા બ્રહ્મચારી હોવા છતાં રાતે રાંડોને મંદિરમાં પૂરો છો અને રાંડીરાંડોને ભ્રષ્ટ કરીને તેમની પાસેથી પૈસા પણ લૂટો છો એ ઘણી જ શર્મની વાત છે અને મારાથી તમારાં એ કૃત્યો અજાણ્યાં નથી એ મારે તમોને જણાવી દેવું હતું. તમારી વિરુદ્ધ પંદરથી વીસ લેખિત ફરિયાદો મારી પાસે આવી છે. અત્યારે રાજ્યને નાણાંની આવશ્યકતા હોવાથી જો આવતી કાલે સાંઝે ચાર વાગ્યા સુધીમાં રૂપિયા વીસ હજાર ચુપચુપ પહોંચાડી દેશો, તો આ આફતમાંથી છટકી જશો; નહિ તો મારે અનિચ્છાપૂર્વક ઇન્સાફની અદાલતમાં તમારી તપાસ ચલાવીને તમને જેલમાં પણ મોકલવા પડશે

અને તમારું મંદિર તથા તમારી મિલ્કત જપ્ત કરવાં પડશે. પછી તો જેવો તમારો વિચાર." મહારાજાએ વ્હિસ્કીને ગળામાં પધરાવતાં પધરાવતાં અત્યંત ગંભીરતાના અભિનય સહિત આ બાણુ સમાન વાક્યો ઉચ્ચાર્યાં.

પ્રસન્નરામ બાવો સારી રીતે જાણતો હતો કે તેના કરતાં પણ મહારાજા પોતે ભયંકર વ્યભિચારી હતા; પરંતુ સત્તા આગળ શાણપણ ચાલી શકે તેમ ન હોવાથી તેણે અનિચ્છાપૂર્વક કહ્યું કે: "ધર્માવતાર અત્યારે મારી પાસે રૂપિયા પંદર હજારથી વધારે રકમ તૈયાર ન હોવાથી અને અત્યારે આવકમાં પણ ઘટાડો થઇ ગયેલો હોવાથી એટલી રકમ હું આવતી કાલે મોકલી આપીશ."

"તમારી આ રાજભક્તિમાટે હું તમોને ધન્યવાદ આપું છું. હવે ભલે સિધારો અને સુંદરનાથ મહારાજને મોકલતા જાઓ." મહારાજાએ કહ્યું.

પ્રસન્નરામ બાવો ગયો અને સુંદરનાથ મહારાજ આવ્યા. સુંદરનાથ રાધાવલ્લભ સંપ્રદાયના એક ધર્મગુરુ હતા. મહારાજાએ તેમને કહ્યું કે: "મહારાજ, ધર્મગુરુ થઇને ધંધા તો સારા કરો છો. મંદિરમાં જુગાર રમાડો છો, ગર્ભવતી વિધવાઓના ગર્ભ પડાવો છો અને લોકોની વહુ દીકરીઓને ધર્મના નામે ભ્રષ્ટ કરો છો એ તમારાં કૃત્યો મારાથી અજાણ્યાં નથી. એક વિધવાની પચાસ હજારની મિલ્કત હમણાં જ તમારા હાથમાં આવી છે તો તેમાંથી પચાસ હજાર આવતી કાલે મોકલી આપજો; નહિ તો ફજેતીના ફાળકા થશે, તમારી બધી મિલ્કત જપ્ત કરીને તમોને જેલ જાત્રા કરવાને મોકલી આપવામાં આવશે."

"જે મિલ્કત મારા હાથમાં આવી છે તે સ્થાવર મિલ્કત હોવાથી અને અત્યારે રોકડાં નાણાં મારી પાસે બહુ જ થોડાં હોવાથી આવતી કાલે બાર હજારથી વધારે મારાથી નહિ આપી શકાય, અન્નદાતા! બીજી રકમ આવતા વર્ષે ભરી આપીશ." સુંદરનાથે કહ્યું.

"ભલે, હું તમારું માન જાળવું છું. પણ આવતા વર્ષે એ રકમ અવશ્ય મને મળવી જોઇએ; નહિ તો પછી મારાથી શર્મ નહિ રાખી શકાય; અને હા, તમારી એ વિધવાને આવતી કાલે રાતે આ વખતે અહીં લઇ આવજો; કારણ કે, મારે તેને જરા જોવી છે." મહારાજાએ આજ્ઞા સંભળાવી.

"જેવી મહારાજાધિરાજની આજ્ઞા." સુંદરનાથ આ શબ્દોના ઉચ્ચારથી આજ્ઞાધીનતા દર્શાવીને વિદાય થઇ ગયો.

ત્યાર પછી મહારાજાએ મગનલાલ શેઠને બોલાવીને કહ્યું કે:

"મગનલાલ શેઠ, પાકે પાયે મારા સાંભળવામાં આવ્યું છે કે તમારા વ્યાપારમાં ઘણા ગોટાળા છે અને તમો ઘરને સંભાળીને નાદાર થવાની એટલે કે રૂપિયા પાંચ લાખનો ગોટાળો કરીને દીવાળું ફૂંકવાની તૈયારી કરી ગયા છો. જો આબરૂ જાળવવી હોય તો રૂપિયા એક લાખ આવતી કાલે મૂગા મૂગા પહોંચાડી દેજો; નહિ તો ઇન્સાફની અદાલતમાં વેવલાં વીખાઇ જશે, વાલના વટાણા થઇ જશે અને બેડીઓ ખખડાવવા-માટે જેલમાં જવું પડશે; પછી તો જેવો તમારો વિચાર. મારા છેલ્લા વિલાયતના પ્રવાસમાં તથા ગવર્નર સાહેબની પધરામણી વખતે તેમને માન આપવામાં નાણાંની મોટી રકમ રાજ્યની તીજોરીમાંથી ખર્ચાઇ ગયેલી હોવાથી મને નાણાંની અત્યારે ઘણી જ આવશ્યકતા છે. જો તમો લાખ રૂપિયા આપી દેશો તો તમોએ ગમે તેટલો ગોટાળો કર્યો હશે તો પણ તમોને બચાવી લેવામાં આવશે એની ખાત્રી રાખજો. એ તો દુનિયા એમ જ ચાલે છે."

"મારાથી લાખ તો નહિ, પણ પચાસ હજાર આપી શકાશે; કારણ કે, મારે નાદાર થઇને દીવાળું અત્યારે જ નથી ફૂંકવું. જો આપ લાખ રૂપિયા અત્યારે જ વસૂલ કરશો તો મારે અત્યારે જ દીવાળું ફૂંકવું પડશે." મગનલાલ શેઠ રડવા જેવા થઇને બોલ્યા.

"તમારા વચનમાં મારો વિશ્વાસ છે. હાલ પચાસ હજાર મોકલજો અને જ્યારે દીવાળું ફૂંકવાની તૈયારી કરો ત્યારે બીજા પચાસ હજાર સંભાળીને મોકલી આપજો." મહારાજાએ ઉદારતા દર્શાવી.

"પરમાત્મા આપ નામદારનું કલ્યાણ કરો." આવા પ્રકારનો આશીર્વાદ આપી નમસ્કાર કરીને મગનલાલ શેઠ ચાલતા થઇ ગયા.

ત્યાર પછી મફતલાલ શેઠનો વારો આવ્યો. મફતલાલ શેઠને બોલાવીને મહારાજાએ કહ્યું કે: "મફતલાલ શેઠ, તમારા સ્વર્ગવાસી પુત્ર અમથાલાલની તરુણ વિધવા સાથે તમારો આડો વ્યવહાર હોવાની વાત સંભળાય છે તે ખરી છે કે કેમ ?"

"ગરીબ પરવર એ વાત બિલકુલ ખોટી છે." મફતલાલ શેઠે કહ્યું.

"એ વાત બિલકુલ ખરી છે. એક વાર તમારી વિધવા વહુને પંઢરપુર મોકલાવીને તમોએ ત્યાં તેની સૂવાવડ પણ કરાવી છે અને તેની છોકરી પંઢરપુરના અનાથાશ્રમમાં જીવતી છે. મૂગા મૂગા રૂપિયા દશ હજાર આવતી કાલે મોકલી આપજો અને તમારી વિધવા વહુને પણ સાથે લેતા આવજો; નહિ તો તમારી પવિત્રતાની પોલ ખુલી જશે ને ઝેર ખાઇને મરી જવાનો

વખત આવી લાગશે. મને અસત્યવાદ નથી ગમતો એ તમો નથી જાણતા કે શું ?" મહારાજાએ આંખો ફેરવીને કહ્યું.

મફતલાલ નિર્દોષ હોવા છતાં પણ બોલ્યો કે: "હું નિર્દોષ છું, છતાં આપ નામદારને રૂપિયા દશ હજાર જોઇતા હોય તો તે આપવાને તૈયાર છું. મારી વિધવા પુત્રવધૂ અત્યારે તેને પીયર છે એટલે તે આવશે ત્યારે તેને આપની સેવામાં હાજર કરીશ."

"બહુ સારૂં; જાઓ." મહારાજાએ રૅાફમાં જ હુકમ ફર્માવ્યો.

મફતલાલ જતાં જતાં મનોગત કહેવા લાગ્યો કે: "આ રાક્ષસ રાજાના રાજ્યમાં હવે વધારે વખત રહેવામાં માલ નથી. એના નામપર દશ હજારની ધૂળ નાખીને આ રાજ્યને છોડી જવાની તૈયારી કરવી જોઇએ; નહિ તો આપણી માલમિલ્કત તથા આબરૂ બન્નેની સલામતી નથી."

હવે કોઇ આવનાર ન હોવાથી મહારાજાએ પાસેના ઓરડામાં બેઠેલી ઇસાબેલાને બોલાવી અને દાસીને મદિરા લાવવાનો ઑર્ડર સંભળાવ્યો. મદિરાપાન કરતાં કરતાં મહારાજાને અચાનક કલ્યાણીનું સ્મરણ થઇ આવ્યું અને તે સ્મરણ સાથે તેના મનમાં વિકાર થતાં તે કહેવા લાગ્યો કે: "મિસ ઇસાબેલા, મારી એવી ઇચ્છા છે કે અત્યારે જ વૈજનાથના ખંડિયેરમાં ચાલીને મારે કલ્યાણીના યૌવન તથા પ્રેમનો ઉપભોગ કરવો. તમો પણ ચાલો મારી સાથે."

"જેવી અન્નદાતાની આજ્ઞા." ઇસાબેલાએ કહ્યું.

મહારાજાએ કૉલબેલ વગાડીને હજૂરીને બોલાવ્યો અને કહ્યું કે: "જે શૉફર હોય તેને મૉટર તૈયાર કરવાનું કહી દે. મારે અત્યારે વૈજનાથના ખંડિયેરમાં જવાનું છે."

---

## પ્રકરણ ૭ મું

### કલ્યાણીનો ઉદ્ધાર

મૉટર તૈયાર થઇ અને મહારાજા તથા ઇસાબેલા કલ્યાણી તથા નૂરીના પલાયન પછી અડધા કલાકમાં જ વૈજનાથના ખંડિયેરમાં આવી લાગ્યાં. તેમણે પઠાણ પહેરેગીરોને જે હાલતમાં જોયા તે હાલતને જોઇને તેમના હોશ ઉડી ગયા. મહારાજાએ પઠાણોનાં મોઢાંમાંથી ડુચા કાઢ્યા અને તેમને બંધનમુક્ત કરીને તેમની આ દુર્દશાનું કારણ પૂછતાં તેમણે જણાવ્યું કે: "અમારી આવી દશા કરીને તેમ જ બીજાં દાસ દાસીઓને તેમના ઓરડામાં કયદ કરીને ચાર બદમાશો કલ્યાણી તથા નૂરીને નસાડી ગયા

છે. કલ્યાણીના તથા નૂરીના પલાયનની ઘટનાને એક કલાકથી વધારે વખત થયો નથી. બદમાશોએ કાળાં વસ્ત્રો પહેરેલાં હોવાથી તથા બોકાનાં બાંધેલાં હોવાથી અમો તેમને ઓળખી શકાય ન હોતા અને હવે પછી પણ અમારાથી તેમને ઓળખી શકાય તેમ નથી.''

આ મોકાણના સમાચાર સાંભળતાં જ મહારાજાનો બધો નશો એકદમ ઊતરી ગયો, તેઓ લાલ પીળા થઇ ગયા અને ઇસાબેલા સહિત મૉટરમાં બેસીને તેમણે શૉફરને કહ્યું કે: "ચલાવ; આપણે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટના બંગલે જવાનું છે.'

પોણા કલાકમાં મૉટર પોલિસ સુપરિન્ટેન્ડેન્ટના બંગલા આગળ આવીને ઊભી રહી, મહારાજાએ શૉફરને મોકલીને પોલિસ સુપરિન્ટેન્ડેન્ટને જગાડયો અને તે મહારાજા પાસે આવ્યો એટલે મહારાજાએ તેને કહ્યું: "કલ્યાણી તથા નૂરીને કોઇ બદમાશો મૉટરમાં બેસાડીને એક કલાક પહેલાં વૈજનાથના ખંડિયેરમાંથી નસાડી ગયા છે. મારી માન્યતા છે કે તેઓ બ્રિટિશ હદમાં પહોંચવામાટે વિલાસપુરના માર્ગે જ ગયેલાં હોવાં જોઇએ. તેઓ મૉટરમાં ગયેલાં હોવાથી જો બ્રિટિશ હદમાં પહોંચી ગયાં હોય, તો પણ કોઇ પણ ઉપાયે તેમને પકડી લાવો. જીવની પણ પરવા ન કરશો. જો તમો તેમને પકડી લાવશો, તો હું દશ હજાર રૂપિયા તમોને ઇનામ તરીકે આપીશ અને દીવાનની પદવી પર ચડાવી દઇશ. સાથે હથિયારબંધ ચારેક સિપાહીઓને પણ લઇ જજો.''

"જેવો મહારાજાનો હુકમ." આમ કહીને પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અમીરખાને પોતાના શૉફરને મૉટર તૈયાર કરવાનો તથા પોતાના વિશ્વાસપાત્ર ચાર સિપાહીઓને તૈયાર થવાનો હુકમ મોકલીને પોતે પણ પ્રવાસની તૈયારી કરી લીધી. મહારાજા તથા ઇસાબેલા મહાલયમાં ચાલ્યાં ગયાં. અડધા કલાકમાં મૉટર પણ આવી લાગી અને સિપાહીઓ પણ સજ્જ થઇને આવી લાગ્યા એટલે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સિપાહીઓ સહિત મૉટરમાં બેસીને વિલાસપુરની દિશામાં અગ્રેસર થવા લાગ્યો. સડક સારી હોવાથી અને જીવના જોખમે પણ કલ્યાણી તથા નૂરી અને તેમને નસાડનાર બદમાશોને પકડવાનાં હોવાથી અમીરખાનની આજ્ઞાથી શૉફરે મૉટરને કલાકના ચાળીસ માઇલ્સની ઝડપે દોડાવવા માંડી હતી.

* * * *

હવે આપણે કલ્યાણી તથા તેના ઉદ્ધારકોની ભાળ લઇશું.

પ્રતાપસિંહ મૉટરને પૂરી ઝડપથી ત્રીસ માઇલ્સ લઇ ગયો અને ત્યાં સુધી તેના માર્ગમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન ન આવ્યું. ત્રીસ માઇલ્સ પછી અચાનક મૉટરની ટાંકીમાં પેટ્રોલ ખૂટી જતાં મૉટર ચાલતી અટકી ગઇ. પ્રતાપસિંહ ઉતાવળમાં પેટ્રોલનો કૅન સાથે લેતાં અને ટાંકીમાંના પેટ્રોલને માપતાં ભૂલી ગયો હતો. નિકટમાં અડધા માઇલપર એક ગામ હતું, પણ ત્યાં પેટ્રોલ મળી શકે તેમ ન હોવાથી મૉટરને ચલાવવાનો જેમ કોઇ ઉપાય ન હોતો તેમ જ મૉટર વિના બાકીના વીસ માઇલ્સનો પંથ કાપીને વખતસર બ્રિટિશ હદમાં પહોંચી શકાય તેમ ન હોતું; કારણ કે, તેમના મનમાં પાછળ મહારાજાના માણસો આવી પહોંચવાની અને પકડાઇ જવાની સતત ભીતિ રહ્યા કરતી હતી. એક કલાક જેટલો સમય વીતી ગયો, પરંતુ તેઓ કોઇ પણ પ્રકારના નિર્ણય પર આવી શક્યા નહિ. બીજો અડધો કલાક એમ જ વીત્યો. એટલામાં દૂરથી મૉટરની લાઇટ તેમના જોવામાં આવી. પ્રતાપસિંહ ચમકી ગયો. તેણે જટાશંકરને કહ્યું કે: "આ મૉટરને અહીં જ રહેવા દઇને તમો તથા આ બન્ને મિત્રો બહેન કલ્યાણી તથા નૂરીને લઇને આ ઢોળાણપરથી નીચે ઉતરી જાઓ અને ઝાડની આડમાં છુપાઇ રહો. હું આપણા ઉદ્ધારનો બીજો ઉપાય અજમાવું છું. હું જ્યારે 'ટ્રાવમ્ફ' શબ્દ ઉચ્ચારું ત્યારે સાવધાન થઇ જજો અને ઉતાવળથી અહીં આવી પહોંચજો." તેઓ સર્વ તેની સૂચના પ્રમાણે ઢોળાણપરથી નીચે ઉતરી ગયાં અને પ્રતાપસિંહ હિમ્મતથી ત્યાંનો ત્યાં જ ઊભો રહ્યો. પોલિસ સુપરિન્ટેન્ડેન્ટની મૉટર પોલિસ પાર્ટીને લઇને ત્યાં આવી લાગી. ત્યાં સ્ટેટની મૉટર તથા પ્રતાપસિંહને ઊભેલો જોઇને પોલિસ સુપરિન્ટેન્ડેન્ટે મૉટરને ઊભી રખાવીને પ્રતાપસિંહને પૂછ્યું કે: "તમો અત્યારે આ મૉટર સાથે અહીં ક્યાંથી?"

"હું મોતના મોઢામાંથી ઉગર્યો છું. હું સ્ટેશન પરથી મૉટર લઇને ગેરેજમાં જતો હતો તેટલામાં ત્રણેક બદમાશોએ મૉટરની આડા ફરીને મને અટકાવ્યો અને ત્યાર પછી તેઓ રિવૉલ્વર તાકીને મને બળાત્કારે વૈજનાથના ખંડિયેર આગળ લઇ ગયા. ત્યાંથી તેમણે બે સ્ત્રીઓને મૉટરમાં બેસાડી અને વળી પાછા મૉટરને અહીં હંકરાવી લાવ્યા. મારી પાસે હથિયાર ન હોવાથી અને હું એકલો હોવાથી મારાથી કાંઇ પણ ન કરી શકાયું. તે બદમાશો તે બન્ને સ્ત્રીઓને લઇને આ સામે દેખાતા ગામ ભણી ગયા છે અને મારી મૉટરનું પેટ્રોલ ખૂટી જવાથી હું અહીં મદદમાટે બાઘો બનીને ઊભો રહ્યો છું. જો આપની મૉટરમાં પેટ્રોલ વધારે હોય તો આપો કે જેથી હું પાછો ઠેકાણે પહોંચી જાઉં."

"અમો એ બદમાશોને પકડવામાટે જ આવ્યા છીએ. પેટ્રોલના ચાર ચાર ગ્યાલનના બે કૅન અમોએ સાથે લીધા છે. એક કૅન તમો લઇ લ્યો ને ટાંકીમાં પેટ્રોલ ભરીને મૉટરને તૈયાર રાખો. હંકારી ન જશો; કારણ કે, અમો આ ગામમાંથી હમણાં જ તે બદમાશોને પકડી લાવીએ છીએ." આમ કહી પ્રતાપસિંહને પેટ્રોલનો કૅન આપીને પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ પોતાની મૉટરને તે ગામ ભણી હંકારી ગયો.

પ્રતાપસિંહે અંધારામાં જ ટાંકીમાં પેટ્રોલ ભરીને મૉટરને વર્કિંગ ઓર્ડરમાં લાવી મૂકી અને ત્યાર પછી 'ટ્રાયમ્ફ' શબ્દનો ત્રણ વાર ઉચ્ચાર કર્યો. જટાશંકર તથા તેના બન્ને સાથીઓ કલ્યાણી તથા નૂરીને લઇને તત્કાળ ત્યાં આવી લાગ્યા અને મૉટરમાં બેસી ગયા. પ્રતાપસિંહે મૉટરને ફુલપાવર વિલાસપુરની દિશામાં ચલાવી દીધી. મૉટરને ચલાવ્યા પછી પ્રતાપસિંહે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ તથા પોલિસપાર્ટી આવી પહોંચવાની વાર્તા સાથે તેની પાસેથી કેવી ચાલાકીથી પોતે પેટ્રોલનો કૅન કઢાવ્યો હતો તે વાર્તા પણ કહી સંભળાવી અને તે સાંભળીને સર્વ જનો પોલિસ સુપરિન્ટેન્ડેન્ટની બુદ્ધિનો ઉપહાસ કરવા લાગ્યાં.

* * * *

પોલિસ પાર્ટીએ તે સ્ત્રીઓ તથા તેમને ભગાડનાર બદમાશોને પકડવામાટે ગામનાં બધાં ઘરો ખોળી માર્યાં અને ગામના લોકોને માર પણ માર્યો; પરંતુ તેમનો ક્યાંય પત્તો ન મળ્યો. તેઓ ગામમાં હોય તો પત્તો મળે ને? અંતે નિરાશ થઇને તેઓ પાછા જ્યાં પ્રતાપસિંહ તેમને મળ્યો હતો ત્યાં આવ્યા; પરંતુ ત્યાં ન હોતો પ્રતાપસિંહ કે ન હોતી તેની મૉટર. તેઓ આશ્ચર્યથી દિઙ્મૂઢ જેવા બની ગયા. હવે પ્રતાપસિંહના સંબંધમાં શંકાશીલ થઇને પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહબ મોડા મોડા સાવધાન થયા અને સાવધાન થયા પછી તરત જ તેમણે શૉફરને કહ્યું કે: "આપણે વિલાસપુર સુધી તો તપાસ કરવી જ જોઇએ. ચલાવ જલ્દી; કારણ કે, એક ક્ષણ જાય છે તે પણ મહત્ત્વની છે." મૉટર દોડવા લાગી.

* * * *

પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ તથા તેની પોલિસપાર્ટીને તે ગામડા તરફ જતાં, ત્યાં તપાસ કરતાં અને ત્યાંથી પાછાં આવતાં એક કલાકથી વધારે વખત વીતી ગયેલો હોવાથી એટલા સમયમાં પ્રતાપસિંહ પોતાની મૉટરને પૂર્ણ વેગથી દોડાવીને વિલાસપુરની સીમામાં આવી પહોંચ્યો. ત્યાં મૉટરને ઊભી રાખીને તેણે કલ્યાણી તથા નૂરીને કહ્યું કે: "હવે આપણે રેલ્વે સ્ટેશન

પર જવાનું છે. ત્યાં કદાચિત્ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ આવી લાગે, તો તેના સવાલના કરડા જવાબ આપજો અને તેની ધમકીથી દબાઇ જશો નહિ; કારણ કે, આ બ્રિટિશ હદ હોવાથી અને સ્ટેશન પણ બ્રિટિશ જ્યુરિસ્ડિક્શનમાં હોવાથી તેઓ બ્રિટિશ સરકારની મધ્યસ્થતા વિના આપણને પકડી શકે તેમ નથી અને બ્રિટિશ સરકારને મધ્યસ્થ કરવાની તેમની હિંમત ચાલી શકે તેમ નથી. છતાં તેઓ મારામારી પર આવશે તો અમોએ પણ બંગડીઓ નથી પહેરી એટલે તમારે હવે ભયને હૃદયમાં રાખવો જ નહિ. પરમાત્માએ આપણને બચાવી લીધાં છે."

વિલાસપુરમાં પ્રતાપસિંહના બે ત્રણ જીવજાન રાજપૂત મિત્ર હોવાથી પ્રતાપસિંહે પોતાના એક મિત્રના ઘર આગળ મૉટરને લાવીને ઊભી રાખી દીધી અને તેને સર્વ કથા સંભળાવીને કહ્યું કે: 'ભાઇ હરિસિંહજી, અમારા રવાના થવા પછી મહારાજા ઇશ્વરસિંહને જણાવી દેજો કે 'તમારી મૉટર પ્રતાપસિંહ રાખી ગયો છે તે મંગાવી લ્યો;' જ્યાં સુધી તેઓ ન મંગાવે ત્યાં સુધી મૉટરને કોઇ ગેરેજમાં રખાવી દેજો: મહારાજા ઝખ મારીને ભાડું પણ ભરી આપશે."

હરિસિંહને પ્રતાપસિંહે સાથે લીધો અને સ્ટેશન પર આવીને મૉટર તેને સોંપી દીધી. હરિસિંહ પણ સારી રીતે મૉટર ડ્રાઇવિંગ જાણતો હોવાથી મૉટરને લઇને ચાલતો થયો. ટ્રેનના આગમનમાં એક કલાકનો વિલંબ હોવાથી ટિકિટો લઇને તેઓ સર્વ વેટિંગ રૂમમાં જઇને બેઠાં અને ચાહ મગાવીને પીવા લાગ્યાં.

* * * *

પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ પણ માર્ગમાં મળતા ગાડાંખેડુ, ઘોડાગાડીમાં પ્રવાસ કરતાં મુસાફિરો તથા પગે પાળા પથિકોને આગળ ગયેલી મૉટરના સમાચાર પૂછતો પોતાની મૉટરમાં વિલાસપુર તરફ આગળ વધી રહ્યો હતો. તેની મૉટર જાણે ઊડતી હોયની ! તેવા વેગથી ચાલતી હતી.

* * * *

કલાક વીતી ગયો. ટ્રેન આવી લાગી. પ્રતાપસિંહે સર્વથી પ્રથમ કલ્યાણી તથા નૂરીને સેકન્ડ કલાસ કમ્પાર્ટમેન્ટમાં બેસાડી દીધી; ત્યાર પછી જટાશંકરને બેસવાનું કહીને પોતાના બન્ને સાથીઓને જટાશંકર પાસેથી પચાસ પચાસ રૂપિયા અપાવીને રાજી કર્યા અને કહ્યું કે: "ભૂમંડલાથી જાણવા યોગ્ય સમાચાર અમોને લખતા રહેજો." એન્જિને વ્હિસલ કરી અને પ્રતાપસિંહ પણ ગાડીમાં બેસી ગયો. એ જ વેળાયે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ

અને તેના સિપાહીઓ પ્લૅટફૉર્મ પર આવી લાગ્યા. પણ ટ્રેન ઊપડી ચૂકી હતી એટલે પ્રતાપસિંહ, જટાશંકર તથા કલ્યાણી આદિને જોવા છતાં પણ તેમનાથી કાંઇ પણ કરી શકાયું નહિ અને તેઓ તેમનાં મોઢાં તાકતા ઊભા રહી ગયા. પ્રતાપસિંહે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટને ઉપાલંભસૂચક નમસ્કાર કરવા માંડયા, પોલિસ સુપરિન્ટેન્ડેન્ટનું હૃદય કોપાગ્નિથી બળીને ખાક થવા લાગ્યું અને ટ્રેન ભપ ભપ કરતી કરતી ચાલતી થઇને થોડી વારમાં જ અદૃશ્ય થઇ ગઇ.

*   *   *   *   *

બીજે દિવસે બપોરે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ ઠાલા હાથ હીલવતો ભૂમંડલાનગરમાં પાછો આવી લાગ્યો અને મહારાજને તેણે સાચા સાથે જૂઠાની મેળવણી કરીને એવા સમાચાર સંભળાવ્યા કે: "અમારી મૉટરને માર્ગમાં અકસ્માત્ થવાથી વિલાસપુરના રેલ્વે સ્ટેશન પર અમો અડધો કલાક મોડા પહોંચ્યા અને ત્યાં આપણા અપરાધીઓ ટ્રેનમાં બેસીને ઊપડી ગયેલા હોવાની વાર્તા અમારા જાણવામાં આવી. વધારે તપાસ કરતાં જણાયું કે આપણા મૉટરખાતાના ઉપરી વાલજીભાઇનો ઍસિસ્ટંટ પ્રતાપસિંહ સ્ટેટની મોટરમાં બેસાડીને કલ્યાણી તથા જટાશંકરને નસાડી ગયો હતો. સ્ટેટની મોટરને વિલાસપુરમાં તેણે કોના હાથમાં સોંપી હતી તે અમારા જાણવામાં નથી આવ્યું; કારણ કે, એની તપાસ કરવા જેટલો સમય અમારી પાસે ન હોતો."

'ચિન્તા નહિ; આ ઇશ્વરસિંહ ફર્સ્ટકલાસ સ્ટેટનો રાજા હોવાથી તેઓ જો પાતાલમાં જઇ છુપાશે તો પણ તેમને અહીં પકડી મંગાવશે. આ કાર્યમાં મારા લાખો રૂપિયા વપરાઇ જશે, તો પણ તેની મને દરકાર નથી. તેમને કેવી રીતે પકડી મંગાવવા એનો જ હવે મારે વિચાર કરવાનો છે; કારણ કે, તેમને બ્રિટિશ ગવર્ન્મેન્ટ માર્ફત પકડી મંગાવતાં આપણી પોલનો પ્રકાશ થઇ જવાનો સંપૂર્ણ સંભવ હોવાથી આ કાર્યને આપણે કાવત્રાંથી જ સિદ્ધ કરવું પડશે."

"મહારાજાની રાય રાસ્ત છે, દુરુસ્ત છે." પોલિસ સુપરિન્ટેન્ડેન્ટે તે જેના ગાડામાં બેઠો હતો તેનાં ગીત ગાયાં.

"ઠીક, ત્યારે તમો અત્યારે જાઓ અને મને આ બાબતનો એકાન્તમાં બરાબર વિચાર કરવા દો." મહારાજાએ આજ્ઞા ફર્માવી.

"જેવો હુકમ, ગરીબ પરવર!" કહીને મનમાં 'ચાલો, સસ્તામાં છુટયા,' એમ બોલતો પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ ત્યાંથી ચાલતો થઇ ગયો.

કલ્યાણીના ઉપભોગને પ્રાપ્ત કરવાની પોતાની સમસ્ત ધારણાને ધૂળમાં મળી ગયેલી જોઇને કોપાયમાન થયેલો રાજા ઇશ્વરસિંહ પોતાના ખાનગી ઓરડામાં સિગાર ફૂંકતો આમ તેમ આંટા મારવા લાગ્યો અને થોડી વાર પછી વસ્ત્ર બદલી પોતાની મૉટરમાં બેસી ઑફિસમાં જવાને રાજમહેલમાંથી રવાના થઇ ગયો. શૉફર વાલજી આજે સવારમાં લક્ષ્મીબંદરથી પાછો આવેલો હોવાથી અત્યારે મૉટરને ચલાવવામાટે તે જ બેઠો હતો. સેક્રેટરીએટના કૉમ્પાઉન્ડમાં સીડીપાસે મૉટર ઊભી રહેતાં મહારાજાએ વાલજી શૉફરને કહ્યું કે: 'આજે આપણે આપણા 'વસંત વિહાર'માં રાત વીતાડવાની હોવાથી તે દિવસના જલસા જેવા જલસાની સઘળી તૈયારીઓ સાંઝ સુધીમાં થઇ જવી જોઇએ." "જેવો હુકમ" વાલજીએ કહ્યું. મહારાજા પોતાની ઑફિસમાં ચાલ્યા ગયા અને વાલજી જલસાની તૈયારી કરાવવામાટે મૉટરને લઇને અન્યત્ર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૮ મું

## પ્રજાના પોકાર

મહારાજા પોતાની ઑફિસમાં આવીને પોતાના આસનપર વિરાજ્યા એટલે દીવાન સાહબ દયારામ વ્રજવાસી પણ પોતાની ઑફિસમાંથી આવીને મહારાજા સમક્ષ હાજર થઇ ગયા, અને અરજદારોને બોલાવવાના કાર્યનો આરંભ કરવામાં આવ્યો; કારણ કે, મહારાજા ઇશ્વરસિંહ ઑફિસમાં આવીને પ્રથમ અરજદારોને બોલાવતા હતા અને પ્રજાવત્સલ રાજાઓમાં પોતાની ગણના કરાવવામાટે અરજદારોની અરજ સાંભળી લેતા હતા. પછી તે અરજનો અમલ કેવા પ્રકારનો થતો હતો તે અત્યારના દૃશ્યથી આપણા જાણવામાં આવી શકે તેમ છે એટલે તેના ભિન્ન વિવેચનની આવશ્યકતા નથી. જેમને પ્રથમ બોલાવવામાં આવ્યા તે બે અરજદારો ખેડુત હતા. એક ખેડુત સાઠેક વર્ષનો વૃદ્ધ હતો અને બીજો ખેડુત પચીસ વર્ષનો તરુણ હતો. વૃદ્ધ ખેડુતે મહારાજાને નમસ્કાર કરી આંખોમાંથી શ્રાવણ ભાદ્રપદની જલવૃષ્ટિ સમાન અશ્રુવૃષ્ટિ વર્ષાવવા માંડી.

મહારાજાએ તેને પૂછ્યું કે. "તું રડે છે શામાટે? તારે શું કહેવાનું છે?"

"અન્નદાતા, તમોએ છૂટા મૂકી દીધેલા શિકારના દીપડાએ પરમ દિવસે મારા આંધળાની લાકડી સમા એકના એક જવાન જોધ જેવા પચીસ

વર્ષના વયના દીકરાને ફાડી ખાધો અને અમારામાંના બે જણે તે દીપડાને મારી નાખ્યો એટલે ફોજદાર સાહેબ આવીને અમારા તે બન્ને જણને પકડીને લઇ ગયા છે ને તેમના પર મારનો વર્ષાદ વર્ષાવી રહ્યા છે. અમારે હવે શું કરવું અને ક્યાં જવું ?"

"દીપડાને મારવાની રાજ્ય તરફથી સખ્ત મનાઇ છે એ તમો નથી જાણતા કે શું ? જેમણે દીપડાને મારીને કાયદાનો ભંગ કર્યો તેમને ફોજદાર પકડીને લઇ ન જાય અને તેમનાપર મારનો વર્ષાદ ન વર્ષાવે તો શું તેમને સિંહાસનપર બેસાડીને તેમનાપર ફૂલોનો વર્ષાદ વર્ષાવે ? ફોજદારે જે કર્યું છે તે કાયદાસર અને બરાબર કર્યું છે." મહારાજાએ કરડાકીથી કહ્યું.

"તમારા દીપડા અમારા જવાન જોધ જેવા દીકરાઓને મારી; ફાડીને ખાઇ જાય, અમારાં જીવન સમાં ઢોર, ગાય, બળદ તથા ભેંસ આદિને અમારા દેખતાં જ રેંસી નાખે અને અમારૂં ખેદાન મેદાન કરી નાખે; તો પણ અમારે તમારા દીપડાને ન મારવા અને હાથ જોડીને બેસી રહેવું એ ક્યાંનો ઇન્સાફ ? જ્યાં માણસ કરતાં શિકારના દીપડાની કીમત વધારે અંકાતી હોય, તે રાજ્યમાં અમારા જેવા ગરીબ ખેડુતોથી કેવી રીતે રહી શકાય એનો તમારે જ વિચાર કરવાનો છે." વૃદ્ધ ખેડુતે હૈયાની હોળીને મોઢામાંથી બહાર ઠાલવી દીધી.

"મારા શિકારના દીપડાઓને તમારાથી આંગળી પણ નહિ ચીંધી શકાય. જો પાલવે તો મારા રાજ્યમાં રહો અને નહિ તો આજે જ મારા રાજ્યમાંથી બહાર નીકળી જાઓ. તમારા જેવા પાંચ પંદર ભીખારીઓના ચાલ્યા જવાથી રાજ્યને કાંઇ રંડાપો આવી જવાનો નથી; સમજ્યા ? દીપડાને મારી નાખવાના અપરાધમાટે જે બે જણને પકડવામાં આવ્યા છે તેમને તેમના એ ભયંકર અપરાધની યોગ્ય શિક્ષા આપવામાં આવશે અને તમો જો કાંઇ પણ ચીન પાંચ કરશો તો તમારી મિલ્કત પણ જપ્ત કરી લેવાશે. ચાલતા થાઓ; આવી નકામી અરજીઓ સાંભળવાની અને તમારા જેવા ભૂતો સાથે માથાફોડ કરવાની મને ફુરસદ નથી." મહારાજાએ પોતાની અપૂર્વ ન્યાયશીલતા (?)નો આ ઉદ્ગારોથી યોગ્ય પરિચય કરાવ્યો.

"મહારાજાધિરાજ, અમો તમારી આંખમાં ભીખારી હોવા છતાં ખરી રીતે તમારા અન્નદાતા છીએ એ ભૂલી ન જાઓ અને અમોને યોગ્ય ન્યાય આપવાની ઉદારતા દર્શાવો. અમો માનીએ તો જ તમો રાજા છો અને નહિ તો કાંઇ પણ નથી. જો અમોને યોગ્ય ન્યાય નહિ મળે અને દીપડાઓને પકડી લેવામાં નહિ આવે, તો અમારા જેવા પાંચ પંદર ભીખારીઓ નહિ,

પરંતુ પાંચ હજાર ખેડુતો તમારા રાજ્યમાંથી ચાલ્યા જશે અને તમારાં પંદર ગામ ઉજ્જડ થઇ જશે એ નિશ્ચયપૂર્વક માની લેશો. જ્યાં સુધી અમારા જાનમાલની સલામતીનો પૂરો બંદોબસ્ત નહિ થાય ત્યાં સુધી અમો કર પણ નથી આપવાના. તમારા દીપડાઓએ અમારાં સેંકડો ઢોરોને મારી નાખેલા હોવાથી અને પંદરથી વીસ માણસોના પણ પ્રાણ લીધેલા હોવાથી અમો આજે એ દીપડાના ત્રાસથી મુક્ત થવાનો અને નહિ તો આ રાક્ષસરાજ્યમાંથી નીકળી જવાનો નિશ્ચય કરીને જ તમારી પાસે આવ્યા છીએ." અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને ઊભા રહેલા તરુણ ખેડુતે ભયને સર્વથા તિલાંજલિ સમર્પીને અત્યંત નિર્ભયતા તથા ઓજસ્વિતાથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"તમો કયા ગામના નિવાસી છો ?" દીવાને પૂછ્યું.

"અહીંથી પંદર ગાઉ પર આવેલા મુંચાણા ગામના અમો નિવાસી છીએ અને જાતિના આયર (આહિર) છીએ." તરુણ ખેડુતે કહ્યું.

"તમો બન્નેનાં નામ શાં છે ?" દીવાને નામ જાણવાની ઇચ્છા દર્શાવી.

"મારૂં નામ જેતસી નંદાણિયો છે, અને હું મુંચાણા ગામનો એક વાર પટેલ પણ હતો." વૃદ્ધ ખેડુતે પોતાનું નામ દર્શાવ્યું અને ત્યાર પછી કહ્યું કે; "આ મારો જમાઇ છે અને એનું નામ અરસી (અરિસિંહ) છે."

"ઠીક છે; જાઓ-તમારાથી થાય તે કરી લેજો." આ પ્રમાણે કહીને મહારાજાએ કૅાલબેલ વગાડ્યો; પટાવાળો આવી લાગ્યો; મહારાજાએ તેને કહ્યું કે: "આ બન્ને બદમાશોને અહીંથી ધક્કા મારીને કાઢી મૂકો અને ટેલિફોન કરીને કમાન્ડરને બોલાવો."

જેતસી તથા અરસી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના મહારાજાપ્રતિ કોપદર્શક તથા તિરસ્કારદર્શક દૃષ્ટિપાત કરીને ચાલતા થઇ ગયા ત્યાર પછી એક અરજદાર વિધવાને બોલાવવામાં આવી અને તે આવીને ઊભી રહેતાં દીવાન સાહબે કહ્યું કે: "બાઇ, તમારે જે કાંઇ પણ કહેવું હોય તે મહારાજાને કહો."

વિધવાની અવસ્થા ચાળીસ વર્ષની હતી અને તે કાંઇક દેખાવડી પણ હતી. તેણે અત્યારે કાળો ઘાઘરો, કાળી ચોળી અને કાળો સાલ્લો એ રીતે સર્વ કાળાં વસ્ત્રો જ પરિધાન કરેલાં હતાં. તે સ્ત્રી જાતિની રાજપૂત હતી. તેણે કહ્યું કે:" મહારાજાધિરાજ, આપે અમારા કોઇ પણ પ્રકારના અપરાધ વિના અમારી જાગીર જપ્ત કરી લીધેલી હોવાથી અને અમોને માત્ર માસિક એક સો રૂપિયાનો પગાર બાંધી આપેલો હોવાથી અમો ભૂખે મરીએ છીએ અને

નાર્ગો ફરીએ છીએ. હવે આવાં દુઃખો અમારાથી નથી ખમાતાં તેથી હું પોતે ઓઝલને તિલાંજલિ આપીને આપ સમક્ષ છેવટની પ્રાર્થના કરવાને આવી છું કે અમારી જાગીર અમને પાછી આપી દો અને અમારા આશીર્વાદને મેળવી લ્યો. જેમણે આ રાજ્યને સુરક્ષિત રાખવામાટે રણભૂમિમાં પોતાનાં જીવન સમર્પી દીધાં હતાં તેમના વંશજોની વિના કારણ આવી દુર્દશા કરવી એ આપ જેવા ધર્માવતાર રાજવીને નથી છાજતું. પછી તો જેવી આપની ઇચ્છા, આપ અમારા અન્નદાતા હોવાથી આપવિરુદ્ધ અમારે બ્રિટિશ સરકાર આગળ ફરિયાદ નોંધાવવી પડે એ મને પોતાને તો યોગ્ય નથી જ લાગતું. છતાં આપ ન્યાય નહિ જ આપો, તો પછી અમારે અનિચ્છાપૂર્વક બ્રિટિશ સરકારનો ન્યાયને મેળવવામાટે આશ્રય લેવો જ પડશે.'

"તમો આજે નહિ, પણ આવતી કાલે સાંઝે રાજમહાલયમાં આવજો એટલે આપણે આ વિષયનો નીરાંતે વિચાર કરીશું. તમોને અવશ્ય ન્યાય મળશે." મહારાજાએ રાજપૂત વિધવા પ્રતિ વિલક્ષણ દૃષ્ટિપાત કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"મહારાજ, જો ન્યાય આપવો હોય, તો અત્યારે અને આ સ્થાનમાં જ આપી દો; કારણ કે, આપના ચારિત્ર્યને હું સારી રીતે જાણતી હોવાથી રાજમહાલયમાં આપની પાસે આવવાની મારી ઇચ્છા નથી. હું મારી પવિત્રતાનું બલિદાન આપીને જાગીરને મેળવનારી વેશ્યા નથી. કિંતુ મહાપવિત્ર રાજપૂત વિધવા છું એ આપે નિરંતર સ્મરણમાં રાખવાનું છે. જો આવી રીતે મારે જાગીર મેળવવી હોત, તો તો જ્યારે આપનો પ્રથમ સંદેશ મને આપના શૉફર વાલજીદ્વારા મળ્યો હતો ત્યારે જ હું આપની વિકારલાલસાને તૃપ્ત કરવામાટે આપની પાસે આવી ગઇ હોત." રાજપૂત વિધવા સુગંધાદેવીએ દીવાનના દેખતાં જ રોકડો જવાબ સંભળાવી દીધો.

"આ ફર્સ્ટ ક્લાસ સ્ટેટ છે અને ફર્સ્ટ ક્લાસ સ્ટેટના દેશી રાજાઓનાં કામોની વચ્ચે હસ્તાક્ષેપ કરવાનો બ્રિટિશ સરકારનો અધિકાર ન હોવાથી બ્રિટિશ સરકાર પાસે જવાથી તમારું કાંઇ પણ નથી વળવાનું એ તમો કદાચિત્ નહિ જાણતાં હો તેથી જ આમ બોલી રહ્યાં છો; છતાં બ્રિટિશ સરકાર પાસે પહોંચવાની જ તમારી ઇચ્છા હોય તો તે ઇચ્છાને પૂરી કરી લ્યો અને જ્યારે દોડી દોડીને થાકી જાઓ ત્યારે મારી પાસે આવજો." મહારાજાએ તે વિધવાને આ પ્રમાણે કહીને દીવાનને હુકમ ફર્માવ્યો કે: 'દીવાનજી, આમને જે સો રૂપિયા ભરણપોષણમાટે દર મહિને આપવામાં આવે છે તે પણ આજથી બંધ કરો. એઓ શું કરે છે તે હવે મારે જોવાનું છે."

"જો બ્રિટિશ સરકાર પાસેથી પણ મને ન્યાય નહિ મળે, તો પરમાત્મા પાસેથી તો મને અવશ્ય ન્યાય મળશે જ. મને તો એમ જ દેખાય છે કે તમારો વિનાશકાળ નિકટમાં આવેલો હોવાથી જ તમારી બુદ્ધિમાં આટલી સીમા પર્યન્ત ભ્રષ્ટતાનો સંચાર થઇ ગયો છે. પરમાત્મા આપને સદ્‌બુદ્ધિ આપે. મને આ સો રૂપિયા પણ નથી જોઇતા." આમ બોલીને નિરાશાદર્શક નિઃશ્વાસ નાખતી તે રાજપૂત વિધવા ઊતાવળે પગલે ત્યાંથી રવાના થઇ ગઇ.

પટાવાળાએ કમાન્ડરના આગમનની ખબર આપી એટલે કમાન્ડર-સેનાપતિ-મંગળસિંહને બોલાવીને મહારાજાએ કહ્યું કેઃ "મંગળસિંહજી, મુંચાણા તથા તેની આસપાસનાં કેટલાંક ગામોના ખેડુતો કર ન આપવાનો અને રાજ્ય વિરુદ્ધ બળવો જગાડવાનો વિચાર ચલાવી રહ્યા છે, તો આપણા લશ્કરને તૈયાર રાખજો અને જ્યારે મારી આજ્ઞા મળે ત્યારે ત્યાં બળવાને દાબી દેવામાટે રવાના થઇ જજો."

"જેવી મહારાજાની આજ્ઞા.' મંગળસિંહે આજ્ઞાધીનતા દર્શાવી.

"ભલે ત્યારે સિધાવો." મહારાજાએ મંગળસિંહને જવાની સૂચના આપી દીધી.

મંગળસિંહ ઑફિસમાંથી નીકળ્યો અને પટાવાળો બપોરની ટપાલ લઇ આવ્યો. સર્વથી પ્રથમ મહારાજાએ આજની ટપાલમાં આવલું 'રાજસ્થાનમિત્ર' નામક દેશી રાજ્યોના ભયંકર ભેદોને પ્રકાશિત કરનારું વર્તમાનપત્ર ખોલીને વાંચવા માંડયું અને આરંભમાં જ ભૂમંડલા રાજ્યમાં મહારાજના દીપડાઓએ વર્તાવેલા ત્રાસ તથા મહારાજાએ અન્યાયથી જપ્ત કરી લીધેલી જાગીરોના સંબંધમાં લખાયલો કડક લેખ તેના જોવામાં આવતાં તે પોતાના દીવાનને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"આ છાપાવાળા પહેલા નંબરના ગધેડા હોય એમ જ દેખાય છે. એ ભીખારડા એડિટરોને અમારા જેવા રાજાઓનાં કાર્યોની ટીકાટીપણી કરવાનો અધિકાર જ શો છે? આ છાપાવાળાઓએ જ આવા લેખો લખીને દેશી રાજ્યોની રાજભક્ત પ્રજાને ભડકાવીને બ્રિટિશ રાજ્યની પ્રજા પ્રમાણે રાજદ્રોહી તથા તોફાની બનાવી દીધી છે. આપણા રાજ્યમાં આવાં છાપાં જોઇએ જ શામાટે? આજે અને અત્યારે જ આ 'રાજસ્થાનમિત્ર' નામધારી રાજસ્થાનના શત્રુ છાપાને એક ખાસ હુકમ બહાર પાડીને આપણા રાજ્યમાં આવતું અટકાવી દો અને એના એડિટર પીયૂષચંદ્ર શ્રેષ્ઠીને પકડવાનું છૂપું વૉરંટ પણ કાઢી રાખો. તે જ્યારે પણ આપણા રાજ્યમાં ભૂલે

ચૂકે આવે ત્યારે જ એ વૉરંટ બજાવીને તેને પકડવાનો છે. તે મારા હાથમાં આવશે ત્યારે આ લેખો લખવાનો સ્વાદ તેને હું બરાબર ચખાડી દઈશ."

"જેવો મહારાજાધિરાજનો હુકમ." દીવાન સાહેબે અનિચ્છાપૂર્વક મહારાજાની આજ્ઞાને મસ્તક પર ચઢાવી લીધી.

એ પછી જે બે ગૃહસ્થો આવ્યા તે ભૂમંડલા રાજ્યના લક્ષ્મણપુરનામક નગરમાં ચાલતા એક અનાથાશ્રમના પ્રતિષ્ઠિત સંચાલકો હતા. મહારાજાએ તેમને પૂછ્યું કે: "તમો ગૃહસ્થોએ મારી પાસે આવવાનો પરિશ્રમ અત્યારે શા કારણથી લીધો છે?"

"મહારાજાધિરાજ, લક્ષ્મણપુર અનાથાશ્રમમાં અત્યારે નાણાંની અતિશય આવશ્યકતા હોવાથી અમો આપ નામદાર પાસે સહાયતા મેળવવાની આશાથી આવ્યા છીએ. ઓછામાં ઓછી પાંચ હજારની રકમ આપ નામદાર પાસેથી મેળવવાની અમો આશા રાખીએ છીએ." બેમાંના એક પ્રૌઢ વયના ગૃહસ્થે આવવાનું કારણ દર્શાવ્યું.

"કારણ કે, અત્યાર સુધીમાં આ અનાથાશ્રમને રાજ્ય તરફથી કશી પણ સહાયતા મળી જ નથી." બીજા તરુણ ગૃહસ્થે કહ્યું.

"ગૃહસ્થો, એ અનાથાશ્રમ મારી પ્રજાનાં નાણાંથી ચાલતો હોવાથી અને પ્રજાનાં નાણાં તે રાજાનાં જ નાણાં હોવાથી એ અનાથાશ્રમને મારાથી આવી કાંઈ પણ સહાયતા આપી શકાય તેમ નથી; કારણ કે, આવી સંસ્થાઓને ચલાવવાના કાર્યમાં સહાયતા આપવા જેટલા છલકાઈ જતાં નાણાં રાજ્યની તીજોરીમાં નથી. રાજ્યની સાઠ લાખની આવકમાંથી દોઢ લાખનો કેળવણીના ખર્ચ તરીકે ધૂમાડો થઈ જાય છે એટલે હું તો એ ખર્ચને પણ ઘટાડવાનો વિચાર કરી રહ્યો છું ત્યાં તમો વળી આ નવી લફ્ફ ક્યાંથી લઈ આવ્યા? હવે પછી મારી પાસે આવા કામ માટે કદાપિ આવશો નહિ અને મને શર્માવશો નહિ." મહારાજાએ ચોખ્ખો નન્નો વાસી દીધો.

બન્ને ગૃહસ્થો નિરાશ થઈને ત્યાંથી નમાણે મોઢે ચાલતા થઈ ગયા.

અરજદારોનો અંત થતાં મહારાજાએ છૂટકારાનો શ્વાસ લીધો અને કહ્યું કે: "શું રાજાઓનો જન્મ આવા અરજદારોની અરજીઓ સાંભળવામાટે અને નકામી માથાફોડ કરવામાટે થયેલો છે?" મહારાજાએ 'હવાના' સિગાર સળગાવીને થાકેલા મગજને વિશ્રાંતિ આપવા માંડી, અને હજૂરીએ બ્રાંડીનો પેગ લાવી આપ્યો ત્યારે જ મહારાજાની છાતીનો ભાર કાંઈક ઓછો થયો.

# પ્રકરણ ૯ મું

## ઇશ્વરસિંહની ઇન્દ્રસભા

રાત્રિના સાત વાગી ગયા હતા. 'વસંતવિહાર'માં વીજળીની લાઇટ ઝગમગાટ કરી રહી હતી અને જલ્સાની સઘળી તૈયારીઓ કરી દેવામાં આવી હતી. પ્રથમ સ્ટેટની બે ઘોડાની ગાડીમાં ભૂમંડલા નગરની મેટર્નિટી હોસ્પિટલની લેડી ડૉક્ટર મિસ મેનાકુમારી 'વસંતવિહાર'માં આવી લાગી અને હજી તો તે ગાડીમાંથી ઊતરતી હતી એટલામાં સ્ટેટની એક મૉટર છોકરીઓની હાઇ સ્કૂલની હેડમિસ્ટ્રેસ તથા બીજી બે મિસ્ટ્રેસોને લઇને આવી પહોંચી. તેઓ સર્વ વાર્તાલાપ કરતી ડ્રૉઇંગરૂમમાં આવીને સોફાપર બેસી ગઇ. ઇસાબેલા સાથે જે બીજી બે સ્કૂલ મિસ્ટ્રેસો આવી હતી તેઓ અનુક્રમે બાવીસ તથા ચોવીસ વર્ષના વયની રૂપસુંદરી હિન્દુ વિધવાઓ હતી અને પેટમાટે કેળવણી ખાતામાં નોકરી કરતી હતી. તેમનાં નામો અનુક્રમે ગંગા તથા યમુના હતાં અને અત્યાર સુધી તેમણે પોતાનાં ચરિત્રોને સર્વથા નિષ્કલંક રાખ્યાં હતાં. થોડી વારમાં એક બંધ ગાડીમાં ચાર યુવતીઓ આવી લાગી. તેઓ હિન્દુ યુવતીઓ હતી, પ્રતિષ્ઠિત કુલકામિનીઓ હતી અને નિરુપાયવશાત્ મહારાજાની ઇચ્છાને આધીન થઇને પોતાની પવિત્રતાને ખોઇ ચૂકી હતી. છેવટે બે મુસલમાન સુંદરીઓ આવી લાગી કે જેઓ ભૂમંડલા નગરના એક ધનાઢ્ય મુસલમાન વ્યાપારી તથા કૉન્ટ્રેક્ટરની પુત્રી તથા પુત્રવધૂ હતી. તેમનાં વય અનુક્રમે બાવીસ તથા અઢાર વર્ષનાં અને નામ અનુક્રમે લુત્ફુન્નિસા તથા હુસ્નઆરા હતાં. બન્ને સૌન્દર્યની પ્રતિમાઓ હતી. અત્યારે એ બન્ને મુસ્લિમ યુવતીઓએ તુર્ક ઔરતો જેવા પોશાક પહેરેલા હોવાથી તેમની ખુબ્સૂરતી હજારગણી વધારે ખીલી નીકળી હતી. અંતે મહારાજા તથા શૉફર વાલજી પણ આવી લાગ્યા અને સર્વ યુવતીઓએ તેમને ઊઠીને માન આપ્યું. મહારાજા પોતાના આસનપર વિરાજ્યા અને શૉફર વાલજી બીજા આસન પર બેઠો.

ત્યાં મદિરા, સોડા લેમન, કેક, બિસ્કીટ, નાસ્તાની બીજી વસ્તુઓ તથા હાર્મોનિયમ, ફિડલ, સિતાર અને તબલા આદિ વાદ્યો પણ વિદ્યમાન હતાં. ખવાસણોએ મહારાજાને ઇશારો થતાં જ મદિરાનાં પાત્રો (ગ્લાસો) લાવીને સર્વને આપવા માંડયાં. કેવળ ગંગા તથા યમુના એ બે હિન્દુ વિધવાઓ વિના અન્ય સર્વ યુવતીઓએ તેમ જ મહારાજા તથા શૉફર વાલજીએ મદિરાનો સ્વીકાર કરી લીધો. ગંગા તથા યમુનાએ ખવાસણોને કહ્યું કે:

"અમોને ફક્ત લેમોનેડ લાવી આપો; કારણ કે, મદિરા પીવાની અમોને ટેવ નથી." ખવાસણોએ તેમને લેમોનેડ લાવી આપ્યું. મદિરાના બબ્બે અથવા ત્રણ ત્રણ પેગ પીવાઇ ગયા પછી મહારાજાએ રંગમાં આવીને કહ્યું કે: "હવે નાચ તથા ગાયનનો વિલાસ થવો જોઇએ; કારણ કે, નાચ તથા ગાયન વિના આજની મહફિલ રંગમાં આવે તેમ નથી."

"આ બધી ગુલ્ગુલો ગાવાની કળામાં તો પ્રવીણ છે; પણ નાચવાની કળા એઓ જાણે છે કે કેમ એ હું નથી જાણતો." શૉફર વાલજીએ મર્યાદાનું ઉલ્લંઘન કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"મારા સાંભળવામાં આવ્યું છે કે લેડી ડૉક્ટર મિસ મેનાકુમારી નૃત્યકલામાં પણ પ્રવીણ છે તેમજ મિસ ઇસાબેલા પણ ઇંગ્લિશ ડેન્સ તથા હિન્દુસ્તાની નાચ સારી રીતે જાણે છે એટલે ગંગા હાર્મોનિયમ વગાડશે, ગુલ્ફુન્નિસા સિતાર વગાડશે, હું તબલા બજાવીશ અને લેડી ડૉક્ટર તથા હેડમિસ્ટ્રેસ નૃત્ય કરશે એટલે આપણી અત્યારની આ સભા ઇન્દ્રસભાના રૂપને ધારણ કરી લેશે." મહારાજા ઇશ્વરસિંહે કાર્યોની વ્હેંચણી કરી આપી.

"મિસ મેનાકુમારી અને મિસ ઇસાબેલા, ત્યારે બાંધી લ્યો પગે ઘૂઘરા અને થઇ જાઓ સબ્જપરી તથા નીલમપરી પ્રમાણે નાચવાને તૈયાર." શૉફર વાલજીએ મદિરાને ન્યાય આપતાં હુકમ ફર્માવ્યો.

"પણ, અરે હા મિસ મેનાકુમારી, તમો ખરેખરાં કુમારી છો કે પછી મુંબઇની નાટક મંડળીઓ તથા સિનેમા ફિલ્મ કંપનીઓની ઍક્ટ્રેસો અથવા નટીઓ જેવાં જ મિસ અથવા કુમારિકા છો? શું, તમો અત્યાર સુધીમાં એક વાર પણ નથી પરણ્યાં અને કોઇ પણ મિસ્ટરનાં મિસ્ટ્રેસ નથી જ થયાં?" મહારાજાએ પોતાના પ્યાલાને ઇન્સાફ આપતાં વચ્ચે વિલક્ષણ જિજ્ઞાસા દર્શાવી.

"મુંબઇની નાટક મંડળી તથા સિનેમા ફિલ્મ કંપનીઓની ઍક્ટ્રેસો ભલે આમ પચાસ પ્રેમીઓને ધારતી હોય છતાં પરણેલી નથી હોતી એટલે તેમને પોતાને મિસ તરીકે ઓળખાવવાનો સંપૂર્ણ અધિકાર છે; પરંતુ આ મેનાકુમારી તો સેંકડો રિટેલ લવર્સ ઉપરાંત ચાર ચાર હોલસેલ હસ્બંડોની વાઇફ કાયદાસર થઇ ચૂકેલાં હોવા છતાં પોતાને મિસ તરીકે ઓળખાવે છે એટલે હવે 'મિસ' શબ્દના અર્થમાં કાંઇક ફેરફાર થયો હોય એમ જણાય છે." શૉફર વાલજીએ લેડી ડૉક્ટરના કુમારિકાપણાના ભેદને ખોલી દીધો.

"તો શું લેડી ડૉક્ટર ચાર ભાયડા કરી ચૂક્યાં છે?" મહારાજાએ આશ્ચર્ય દર્શાવીને કહ્યું.

"જી હા; એમનો પહેલો પરણેલો ધણી પરલોકવાસી થયા પછી એમણે મુંબઇમાં એક નાગર યુવક સાથે પુનર્લગ્ન કર્યું હતું; તે બીજો પતિ પ્લેગમાં પરલોકવાસી થતાં થોડા દિવસ પોતાની જમાનાની ખાધેલી ઉખડેલી માતા સાથે ભગવાં વસ્ત્ર પહેરી તંબૂરો અને મંજીરા વગાડ્યા પછી વળી પાછાં એઓ શ્રીમતી એક મદ્રાસી ગાર્ડન સુપરિન્ટેન્ડેન્ટનાં પુનર્લગ્નિયાં ધર્મપત્ની થયાં હતાં; પણ તેની સાથે ન બનવાથી મુંબઇની હાઇકોર્ટ માર્ફત એમણે છૂટા છેડા મેળવીને વળી પાછો એક બેવકૂફ નાગર યુવકને જાળમાં સપડાવીને નવો ઘરસંસાર માંડયો હતો. તેના રૂપિયા સતર હજારનું પાણી કરીને માદીકરી આ રાજ્યમાં આવી હતી અને અત્યાર સુધી અહીં જ છે. એમનો ચોથો ધણી અહીં ફરિયાદ કરવાને આવ્યો હતો, પણ તેને ત્રણ હજાર રૂપિયા આપીને એમણે તેની સાથે ખાનગી છૂટા છેડા કરી લીધા હતા. ચાર ચાર ભાયડાને કરી નાખ્યા છે ડિરિમસ, તોય આ લેડી ડૉક્ટર છે અત્યાર સુધી મિસ!" શૉફર વાલજીએ લેડી ડૉક્ટરનો સારી રીતે ભાંગડો વાટી નાખ્યો.

"મિસ મેનાકુમારી, તમોએ ચાર નહિ ને ચોવીસ ભાયડા કર્યા હોય, તોય દુનિયાને બેવકૂફ બનાવવાની અને હજી પણ પોતાને મિસ તરીકે ઓળખાવવાની તમારી હિમ્મતમાટે હું તમોને ધન્યવાદ આપું છું. જેને પાપ કરવાની કળા સારી રીતે આવડતી હોય, તેના માટે આ દુનિયામાં પાપ જેવું કાંઇ છે જ નહિ." મહારાજાએ લેડી ડૉક્ટરને ઠપકો આપવાને બદલે ધન્યવાદ આપ્યો.

"અને જો મને પણ બેવકૂફ બનાવવાની તમારી ઇચ્છા હોય, તો તમારા પાંચમા ધણી તરીકે તમારી સાથે પુનર્લગ્ન કરવાને હું તૈયાર છું." શૉફર વાલજીએ આમ કહીને લેડી ડૉક્ટરના ગળામાં હાથ નાખી દીધો અને તેના ગાલોને ચુંબનથી ભીંજાવી દીધા.

"હું હવે ફ્રી લવની ઉપાસિકા થયેલી હોવાથી મારો હવે કોઇ પણ પુરુષ સાથે પુનર્લગ્ન કરીને પરતંત્રતાની સાંકળમાં બંધાઇ જવાનો વિચાર નથી. જો કોઇ વાર પુનર્લગ્ન કરવાનો મારો વિચાર થશે, તો પ્રથમ ચાન્સ હું તમને જ આપીશ." લેડી ડૉક્ટરે પણ નફટાઇનો જવાબ નફટાઇથી જ આપ્યો.

એ પછી ગંગા હાર્મોનિયમ વગાડવા બેઠી, લુત્ફુન્નિસા સિતાર વગાડવા લાગી, વડારણ પૂરી ફીડલ વગાડવા લાગી, મહારાજ પોતે બાંય ચઢાવીને તબલા વગાડવા તબલચી થઇ બેસી ગયા અને મિસ ઇસાબેલા

તથા લેડી ડૉકટર મિસ મેનાકુમારીએ પગે ઘૂઘરા બાંધીને હિન્દુસ્તાની નાચનો આરંભ કરી દીધો. ઇન્દ્રસભાનો રંગ જામી ગયો. આવી રીતે નૃત્યગાનનો વિલાસ ચાલી રહ્યો હતો એટલામાં મદિરાના મદથી ઉન્મત્ત થયેલો નીચ શૉફર વાલજી સોફાપર બેઠેલી યમુનાની બાજૂમાં સોફાપર આવી બેઠો અને તેની સાથે અસભ્ય વર્તન ચલાવવા લાગ્યો. યમૂનાએ કહ્યું કે: "વાલજી ભાઇ, તમો પોતાના માનમાં રહો તો વધારે સારૂં; કારણ કે, અમો અહીં અમારી આબરૂ ખોવામાટે નથી આવ્યાં. જો અમારી સાથે આવું નીચ વર્તન ચલાવશો, તો અમારે અહીંથી ચાલ્યા જવું પડશે. અમોને આવી ખબર હોત, તો અમો અહીં આવત જ નહિ."

"મોટા આબરૂદારની દીકરી છે તે હું જાણું છું; ચાલ મારી સાથે શયનમંદિરમાં, નહિ તો અહીં આ સર્વના દેખતાં જ તારાપર બળાત્કાર કરીને હું મારી ઇચ્છાને પૂર્ણ કરીશ." શૉફર વાલજી તરત પોતાની નીચતા પર આવી ગયો.

યમૂના તીખા સ્વભાવની હોવાથી તરત તેણે ઊભાં થઇને એવા તો બળથી શૉફર વાલજીની છાતીમાં એક લાત લગાવી દીધી કે તે ચીતકાર કરીને ગાલીચાપર પછડાઇ પડ્યો; ગંગા હાર્મોનિયમ વગાડવાનું મૂકી દઇને યમૂનાની મદદે દોડી આવી અને તેણે પણ વાલજીને પડ્યાપર પાટુ પ્રમાણે ત્રણ ચાર લાતો લગાવી દીધી. નૃત્ય તથા ગાનનો વિલાસ અટકી પડ્યો અને રંગનો ભંગ થઇ ગયો. મહારાજાએ ગંગા તથા યમુનાને ધમકાવી, પણ ગંગા તથા યમુના મહારાજાની ટેબલપર રાખેલી રિવોલ્વર તથા તલ્વાર લઇને મહારાજાની સામે થઈ ગઇ અને ગંગાએ કહ્યું કે: "મહારાજ, જો આબરૂનો ખપ હોય, તો આટલેથી જ અટકી જાઓ અને અમને વધારે ન છેડો; નહિ તો અમોને અમારા પ્રાણ કરતાં અમારી પવિત્રતા વધારે વ્હાલી હોવાથી આપને પણ ઠાર કરી નાખીશું અને અમો પોતે પણ આત્મહત્યા કરીને મરી જઇશું. અમોને અહીંથી નીકળી જવા દો અને પછી છીનાળો સાથે તમારે જે કાંઇ પણ કાળું મોઢું કરવું હોય તે કરો. અમો છીનાળો નથી, કિન્તુ આર્ય દેવીઓ છીએ."

લેડી ડૉકટરે ગંગાને સમજાવવાનો પ્રયત્ન કર્યો એટલે ગંગાએ તેના ગાલપર વજ્રપ્રહાર જેવો તમાચો લગાવી દીધો અને ઇજાએલા વચ્ચે આવતાં યમુનાએ તેને ધક્કો મારીને હેઠે પાડી દીધી. લુત્ફુન્નિસા તથા હુસ્નઆરા થરથર કંપવા લાગી. યમુનાએ મહારાજાના ઊતારી રાખેલા કોટને ઉપાડી લીધો અને ત્યાર પછી ગંગા તથા યમુના એકદમ બંગલા-

માંથી બહાર નીકળીને કૅમ્પાઉન્ડમાં આવી લાગી. ત્યાં મહારાજાની મોટર એક તરફ ખાલી ઊભી હતી. બીજી મૉટરો તથા ગાડીઓને સવારમાં ચાર વાગે પાછી લાવવાનો હુકમ અપાએલો હોવાથી તે મૉટરો તથા ગાડીઓ ચાલી ગઇ હતી. યમુના મૉટર ચલાવવામાં નિપુણ હોવાથી ગંગા પાછળની સીટપર બેઠી અને યમુનાએ સેલ્ફ સ્ટાર્ટર મૉટરને તરત સ્ટાર્ટ કરી દીધી. બંગલાથી ચાર ફર્લાંગ દૂર આવેલો કૅમ્પાઉન્ડનો દરવાજો ખુલ્લો હતો અને પ્રહરી ઊભો હતો, પરંતુ તેને બંગલામાં થયેલી ગડબડની કશીયે ખબર ન હોવાથી તેણે દરવાજાને વાસીને મૉટરને અટકાવવાનો પ્રયત્ન ન કર્યો; તેણે તો અંધારામાં એમ જ ધાર્યું કે: 'વાલજીભાઇ કોઇ ખાનગી કામમાટે ગામમાં જતા હશે.' આવી રીતે ગંગા તથા યમુના છટકી ગયા પછી મહારાજા તથા તેમની ધાઘરાપલ્ટન કૅમ્પાઉન્ડના દરવાજા આગળ દોડી આવ્યાં, પણ પક્ષિણીઓ જાળમાંથી છટકી ગયેલી હોવાથી તત્કાળ તેમનાથી કાંઇ પણ ન કરી શકાયું. મહારાજાના કોટના ખીસામાં રૂપીયા પાંચ હજારની નોટો તથા ગીનીઓ હતી તે કાઢી લઇને યમુનાએ કોટને રસ્તામાં નાખી દીધો. તેઓ સ્ટેશન પર આવી લાગી અને તેમના સદ્ભાગ્ય-યોગે તે જ વેળાયે ટ્રેન આવી લાગતાં મૉટરને ત્યાં જ રખડતી રાખીને તેઓ ટિકિટ લઇને ટ્રેનમાં ચઢી બેઠી; કારણ કે, તેઓ ભૂમંડલા રાજ્યની નિવાસિની ન હોતી એટલે તેમને પોતાનાં ઘરબાર જપ્ત થવાનો, પોતાના સગાંવ્હાલાં ઉપર આફત આવવાનો તેમ જ પોતાની મિલ્કત હાથમાંથી નીકળી જવાનો લેશમાત્ર પણ ભય ન હોતો. વળી મહારાજાના પાંચ હજાર રૂપિયા તેમના હાથમાં આવી ગયા હતા અને તેમના ઘરનો સામાન પચાસ રૂપિયાની કીમતનો પણ ભાગ્યે જ હતો.

મહારાજાએ ગંગા તથા યમુનાને પકડવાનો વિશેષ કોઇ પણ યત્ન ન કર્યો તેનાં બે ત્રણ કારણો હતાં. એક તો તેઓ વાલજીને મારીને નાસી ગઇ હતી, બીજું તેઓ કલ્યાણી જેવી તથા જેટલી રૂપસુંદરી પણ ન હોતી અને તેઓ વિફરેલી વાઘણો જેવી હોવાથી પકડાય તોય ભ્રષ્ટ થવાનો સંભવ ન હોતો; માત્ર એટલું જ નહિ, પણ જો બીજા રાજ્યની હદમાં તેમને પકડવામાં આવે, તો તેઓ મહારાજાનાં સર્વ પાપોને પ્રકાશિત કરી દેતાં જરા પણ અચકાય તેમ ન હોતું એ પણ પાપાત્મા મહારાજા સારી રીતે જાણતા હતા. માત્ર કલ્યાણીને કોઇ પણ ઉપાયે તથા કોઇ પણ જોખમે પકડીને ભૂમંડલા નગરમાં પાછી લાવવાનો તેમનો નિશ્ચય અવિચલ હોવાથી આ

ઘટના ઘટી ગયા પછી તે પોતાના આ નિશ્ચયને પૂર્ણ કરવાના માર્ગને શોધવા લાગ્યો.

* * * * *

મહારાજાએ બીજે દિવસે પોતાના રાજ્યના ચાર તરુણ અધિકારીઓને પોતાના ખાનગી આવાસમાં બોલાવ્યા અને કલ્યાણી, તેની માતા, તેની ભાભી તથા તેનો ભાઇ મુંબઇમાં જ હોવાં જોઇએ એવો તેમનો દૃઢ વિશ્વાસ હોવાથી રૂપિયા પચીસ હજાર આપીને અમુક સૂચનાઓ સહિત મુંબઇ જવાને રવાના કરી દીધા. તે ચાર અધિકારીઓમાંનો એક સૈન્યવિભાગનો અધિકારી રણજિતસિંહ હતો, બીજો પોલિસખાતાનો અધિકારી અમીરખાન હતો, ત્રીજો રેવન્યુખાતાનો વરિષ્ઠ અધિકારી વિનાયકરાવ હતો અને ચોથો મૉટરખાતાનો અધિકારી તથા મહારાજાનો જમણો હાથ શૉફર વાલજી હતો. આ રાક્ષસોની ચંડાળ ચોકડી દેવી કલ્યાણીને ભૂમંડલા નગરમાં પાછી લઇ આવવાનું બીડું ઝડપીને ભૂમંડલા નગરમાંથી વિદાય થઇ હતી.

હવે આપણે મુંબઇમાં કલ્યાણી તથા તેનાં આત્મીય જનોની શી વ્યવસ્થા થઇ હતી તેનું અવલોકન કરીશું.

---

## પ્રકરણ ૧૦ મું

## હરિણી અને શિકારી કૂતરો

જટાશંકરે પોતાની માતા તથા પત્નીને એક દિવસ અગાઉ મુંબઇ રવાના કરી દીધી હતી એ તો આપણે જાણીએ છીએ. તે સાસૂ અને વહૂ અમદાવાદમાં તેમના એક નિકટના સંબંધીને ત્યાં રોકાઇ હતી એટલે બનાવ એવો બન્યો કે જે ટ્રેનમાં તેઓ મુંબઇ જવાની હતી તે જ ટ્રેનમાં જટાશંકર, કલ્યાણી, પ્રતાપસિંહ તથા નૂરી પણ મુંબઇ જતાં હતાં એટલે સર્વનો અમદાવાદના સ્ટેશન પર મેળાપ થઇ ગયો. મુંબઇમાં જે ગૃહસ્થને ત્યાં તેઓ જવાનાં હતાં તે ગૃહસ્થને અમદાવાદથી જટાશંકરે તાર કરી દીધો. અમદાવાદથી રાતે રવાના થઇને તેઓ સવારમાં સાડાઆઠ વાગે મુંબઇના બી. બી. સી. આઇ. રેલ્વેના ગ્રાંટરોડ સ્ટેશનપર આવીને ઉતર્યાં ત્યારે તેમને લેવામાટે મુંબઇના એક વિખ્યાત બૅરિસ્ટર, મુંબઈની લેજિસ્લેટિવ કાઉન્સિલના એક પ્રજાહિતવાદી, પ્રજાપ્રિય તથા સરકારના પણ પ્રેમભાજન અને લોકનાયક મેમ્બર રા. રા. આનંદશંકર દ્વિવેદી એમ. એ. પોતાની

મૉટર લઇને સ્ટેશનપર આવ્યા હતા કારણ કે, તેઓ એ ગૃહસ્થને ત્યાં જ ઊતરવાનાં હતાં.

આનંદશંકરની અવસ્થા ચાળીસ વર્ષની હતી અને તેઓ જટાશંકર તથા કલ્યાણીના પિતાના પિત્રાઇ ભાઇ હોવાથી કાકા થતા હતા. તેઓ ગામદેવીના ચોપાટી પાસેના એક વિશાળ બંગલામાં પોતાના કુટુંબ સહિત રહેતા હતા અને તે બંગલો તેમની પોતાની જ માલિકીનો હતો. તેમના કુટુંબમાં તેઓ પોતે, તેમનાં ધર્મપત્ની મંગલાદેવી, તેમની તરુણ પુત્રી પ્રભાકુમારી તથા તેમના એક તરુણ પુત્ર પાર્વતીશંકર મળીને એકંદર ચાર માણુસ હતાં અને બે દાસીઓ તથા ચાર નોકર હતાં. બંગલામાં પહોંચ્યા પછી કલ્યાણી આદિ અતિથિઓ સ્નાન કરીને શુદ્ધ થયાં અને તેમના માટે ચીનીના પ્યાલામાં ચાહ લાવવામાં આવી એટલે નૂરીએ કહ્યું કે: "મને બળાત્કારે મુસલ્માન બનાવવામાં આવેલી હોવાથી ચાહનો આ પ્યાલો મારા માટે જૂદો જ રખાવજો તેમ જ મને જમવાનાં વાસણ પણ જે નકામાં હોય તે જ આપજો."

"તમને બળાત્કારે કોણે મુસલ્માન બનાવ્યાં છે?" આનંદશંકરે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

નૂરીનાં નેત્રોમાંથી અશ્રુની પ્રચંડ ધારાનું વહન થવા લાગ્યું અને તેનો કંઠ રૂંધાઇ ગયો એટલે કલ્યાણીએ તેના દુઃખની સર્વ કથા આનંદશંકરને કહી સંભળાવી અને તે સાથે મહારાજાએ પોતાપર કરેલા અત્યાચારની વાર્તા પણ સંભળાવી દીધી. પ્રતાપસિંહની સહાયતાથી કલ્યાણીનો ઉદ્ધાર કેવી રીતે કરી શકાયો હતો અને તેઓ અત્યારે કેવા સંયોગોમાં મુંબઇ આવ્યાં હતાં એ વૃત્તાંત જટાશંકરે આનંદશંકરને ઇત્યંભૂ કહી સંભળાવ્યો અને મહારાજા ઇશ્વરસિંહે કલ્યાણીને સંબોધીને લખેલી પત્રિકા પણ તેમની આગળ રજૂ કરી દીધી. આ સર્વ કથા સાંભળીને આનંદશંકરભાઇ ગંભીરતાથી કહેવા લાગ્યા કે:—

"જે બનવાનું હતું તે બની ગયું છે એટલે એનો શોક વ્યર્થ છે, ચિંતા ન કરશો, અત્યારે આ બાઇ ભલે જૂદાં જમે; બે ચાર દિવસમાં જ સ્વામી વિશ્વાસાનંદદ્વારા એમની શુદ્ધિનો પ્રબંધ હું કરાવી દઇશ. અત્યારે તત્કાળ તો આપણે અહીંના પોલિસ કમીશનરને, ચીફ પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટ તેમ જ ગવર્નર સાહબને પણ રક્ષણ આપવા માટેની અરજીઓ મોકલી આપવી પડશે; કારણ કે, બુદ્ધિભ્રષ્ટ રાજા ઇશ્વરસિંહ અહીં પણ તમોને જંપીને બેસવા દેશે કે કેમ એ શંકાસ્પદ છે. અર્થાત્ જો તે દુષ્ટ રાજા કાંઇ

પણ નવીન ઉપદ્રવ કરશે, તો તે વેળાયે એ અરજીઓ આપણુને બહુ જ કામની થઇ પડશે. આઠેક દિવસમાં ગવર્નર સાહબ પોતે પણ પૂનાથી મુંબઇ પધારવાના છે ત્યારે તેમને રૂબરૂ મળીને વળી આ વાત હું વિસ્તાર પૂર્વક જણાવીશ અને મારાથી બનશે, તો ઇશ્વરસિંહની સત્તાને એક વાર તો હું ડગમગતી કરી નાખીશ."

જમવા પહેલાં જ આનંદશંકરે ત્રણ અરજીઓ લખી નાખી અને તે અરજીઓ પર કલ્યાણીની સહી કરાવીને પોસ્ટમાં રજિસ્ટર્ડ કરાવી, અનુક્રમે પોલિસ કમિશ્નર, પ્રેસિડન્સી મેજિસ્ટ્રેટ તથા ગવર્નરને મોકલી દીધી. હાલ તરત તો જટાશંકર. તેની માતા, તેની પત્ની તથા કલ્યાણી અને પ્રતાપસિંહ તથા નૂરી સર્વ જનો આનંદશંકર જેવા સમર્થ પુરુષનો આશ્રય મળતાં નિશ્ચિન્ત થઇને દિવસો વીતાડવા લાગ્યાં. જોતજોતાંમાં આઠ દિવસ વીતી ગયા. એટલા સમયમાં મહારાજા ઇશ્વરસિંહે હરિણી કલ્યાણીને પકડવામાટે દોડાવેલા ચાર શિકારી કૂતરા પણ મુંબઇમાં આવીને તારદેવપર એક બંગલો ભાડે રાખીને રહ્યા હતા; પરંતુ હજી તેમને કલ્યાણીનો પત્તો મળ્યો ન હોતો.

*          *          *          *

ગવર્નર સાહબની સાતમે દિવસે જ મુંબઇમાં પધરામણી થઇ અને આનંદશંકર ભાઇએ ગવર્નર સાહબને તેમના બંગલામાં મળીને ભૂમંડલ નગરના મહારાજા ઇશ્વરસિંહે કલ્યાણી ઉપર કરેલા જુલ્મની સઘળી હકીકત કરુણોત્પાદક ભાષામાં કહી સંભળાવી. તે હકીકત સાંભળી લઇને ગવર્નર સાહબે કહ્યું કે: 'મિસ્ટર આનંદશંકર, હિજ હાઇનેસ મહારાજા ઇશ્વરસિંહની બીજી પણ ઘણી ફરિયાદો મારી પાસે આવી છે અને આવતી જાય છે. તેમના અત્યાચારો હવે સીમાનું ઉલ્લંઘન કરી રહ્યા છે અને તેમની પ્રજાને તેમના અત્યાચારોથી મુકત કરવાનો હું ઘણા દિવસથી વિચાર કરી રહ્યો છું. યોગ્ય કારણ મળતાં હું મારા એ વિચારનો અવશ્ય અમલ કરીશ. તેમની આ ચિઠ્ઠી સંભાળી રાખજો. વખત પર બહુ જ કામ આવશે. દેશી રાજ્યો બ્રિટિશ સામ્રાજ્યનાં આધીન રાજ્યો હોવાથી એક રીતે દેશી રાજ્યોની પ્રજા પણ બ્રિટિશ સામ્રાજ્યની જ પ્રજા છે અને તેથી બ્રિટિશ સરકાર દેશી રાજ્યોની પ્રજાને પણ દેશી રાજાઓના ત્રાસથી મુકત કરવાને બંધાયલી છે એટલે વધારે ભલામણની જરૂર નથી." આનંદશંકરભાઇ ગવર્નરનો ઉપકાર માનીને ચાલતા થયા.

*          *          *          *

મહારાજાની મોકલેલી ચંડાળ ચોકડીએ મુંબઇમાં આવીને એક 'શિવરોલેટ' મૉટર ખરીદી લીધી અને વાલજીભાઇ મૉટર ચલાવવામાં

ઉસ્તાદ હોવાથી રોજ સાંઝે ઍપૉલો, બૅકબે તથા ચોપાટી પર ચક્કર લગાવ્યા કરતા હતા. એક દિવસ સાંઝે આનંદશંકર ભાઇની પત્ની તથા પુત્રી કલ્યાણી તથા તેની ભાભીને મૉટરમાં બેસાડીને ચોપાટી પર હવા ખાવાને લઇ આવી હતી ત્યાં કલ્યાણી અચાનક તે ચંડાળ ચોકડીના જોવામાં આવી ગઇ એટલે જ્યારે આનંદશંકરની મૉટર અંધારૂં થતાં ઘર તરફ જવાને વળી ત્યારે વાલજીએ પણ પોતાની મૉટરને તે મૉટરની પાછળ ચલાવી આનંદશંકરનો બંગલો જોઇ લીધો. તેઓ પોતાના બંગલામાં આવીને 'હવે કલ્યાણીને ઉપાડી જવાનો શો પ્રયત્ન કરવો ?' એ બાબતનો વિચાર કરવા લાગ્યા. તત્કાળ તેઓ કશા પણ નિર્ણય પર ન આવી શક્યા. બીજે દિવસે કલ્યાણી આનંદશંકરને ત્યાં હોવાના તેમણે મહારાજાને તારથી સમાચાર આપી દીધા.

* * * *

ત્રીજે દિવસે કલ્યાણીના નામનો એક કાગળ આવ્યો અને તેમાં એમ લખેલું હતું કે: "બાઇ કલ્યાણી, તમો જો એમ ધારતાં હો કે મુંબઇમાં આવીને તમો નિર્ભય થઇ ગયાં છો તો તમારી ધારણા ભૂલ ભરેલી છે. હજી પણ પાછાં ભૂમંડલાનગરમાં પહોંચી જાઓ અને મહારાજાના શરણને સ્વીકારીને સુખિની થાઓ; કારણ કે, મહારાજા તમારા અપરાધની તમોને ક્ષમા આપવાને તેમ જ તમોને તથા તમારા કુટુંબને સુખી કરવાને તૈયાર છે. જો તમો મહારાજાની ઇચ્છાને માન નહિ આપો, તો મહારાજાના હાથ લાંબા હોવાથી તમોને બળાત્કારે પણ તેઓ પોતાની પાસે ખેંચાવી લેશે. તમોને આશ્રય આપવાના પાપની શિક્ષા કદાચિત્ તમારા આશ્રયદાતા આનંદશંકર ભાઇને પણ ભોગવવી પડશે, લી. તમારો એક હિતેચ્છુ." એક બીજો કાગળ આનંદશંકરના નામનો આવ્યો હતો અને તેમાં એવી ધમકી આપવામાં આવી હતી કે: "તમો કલ્યાણીને તરત મહારાજા ઇશ્વરસિંહ પાસે મોકલી આપો, નહિ તો તમારી જિન્દગી જોખમમાં છે. જો કલ્યાણીને ત્યાં પહોંચાડશો, તો તમોને રૂપિયા પચીસ હજાર મળશે અને આ હુકમનો અનાદર કરશો, તો જીવ ખોઇ બેસશો અને તમારાં બાલ બચ્ચાં રઝળી પડશે. લી. તમારો એક શુભેચ્છક મિત્ર." કલ્યાણીએ પોતાના પર આવેલો કાગળ આનંદશંકરને અને આનંદશંકરે પોતાના પર આવેલો કાગળ કલ્યાણીને વંચાવ્યો. ત્યાર પછી આનંદશંકરે એ બન્ને કાગળોની નકલો પોલિસ કમિશ્નર પર મોકલી આપી અને કલ્યાણીને સાવધાન રહેવાની તથા ક્યાંય એકલાં બહાર ન નીકળવાની સૂચના આપી દીધી. શુદ્ધિ તથા સંગઠનના પ્રચારક સ્વામી વિશ્વાસાનન્દ એ દિવસથી મુંબઇમાં આવેલા હોવાથી જેને

બળાત્કારે વટલાવીને મુસલ્માન બનાવવામાં આવી હતી તે યુવતી વસંતકુમારી ઉર્ફે નૂરીની શુદ્ધિની વ્યવસ્થા કરવામાટે તેમની પાસે જવાને તેઓ ચાલતા થઇ ગયા.

* * * *

ભૂમંડલા નગરથી આવેલી ચંડાળ ચોકડીએ કલ્યાણી કયારે અને કોની સાથે બહાર નીકળે છે, કયાં કયાં જાય છે, કયાં સૂએ અને શું કરે છે એની બરાબર તપાસ રાખવા માટેની કેટલીક છુપી વ્યવસ્થા કરવા માંડી. આનંદશંકરના એક નોકરને પૈસાની લાલચમાં લપટાવીને તેમણે ફોડયો એટલે તે નોકરદ્વારા તેમને કલ્યાણીના સર્વ સમાચાર વખતસર મળવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૧ મું

### વસંત–પ્રતાપ

એક દિવસ આનંદશંકરભાઇના એક જ્ઞાતિબંધુ તથા મિત્રને ત્યાં કાંઇક સારો અવસર હોવાથી આનંદશંકરભાઇ પોતાના કુટુંબનાં સર્વ મનુષ્યો તેમ જ જટાશંકર, તેની માતા, તેની પત્ની તથા તેની ભગિની કલ્યાણી આદિને લઇને તે મિત્રને ઘેર ગયા હતા અને ત્યાં સર્વ જનો એક દિવસ તથા એક રાત વીતાડવાનાં હોવાથી ઘરમાં નોકર ચાકર તથા પ્રતાસિંહ અને વસંતકુમારી ઉર્ફે નૂરી વિના અન્ય કોઇ પણ હતું નહિ. આજે કાંઇ વધારે કામ ન હોવાથી દાસ તથા દાસીઓમાંનાં કોઇ નીચે ઘોરતાં પડયાં હતાં તો કોઇ ગપાટા હાંકી રહ્યાં હતાં. સાંઝે ચાર વાગ્યાનો સમય હતો અને વસંતકુમારી તેને અપાયલા ઉપરના એક ઓરડામાં કોચ ઉપર ચિંતામગ્ન અવસ્થામાં બેઠી હતી. પ્રતાપસિંહનો ઓરડો તેની બાજૂમાં હોવાથી તે એક પુસ્તક વાંચતો પોતાના ઓરડામાં બેઠો હતો. પુસ્તક વાંચનમાં મન ન લાગવાથી પ્રતાપસિંહ ઊઠીને વસંતકુમારીના ઓરડાના દ્વાર પાસે આવ્યો અને પાંચેક મિનિટ લમણે હાથ રાખીને ચિંતામગ્ન થયેલી વસંતકુમારીને જોઇ રહ્યો. અંતે તેના ધૈર્યનો અંત થતાં તેણે વસંતકુમારીને પૂછયું કે: "વસંતકુમારી, એવી તે શી ચિન્તામાં લીન થઇ ગયાં છો કે હું પાંચ કે સાત મિનિટથી અહીં આવીને ઊભો છું છતાં એનું તમોને લેશમાત્ર પણ ભાન નથી?"

"ક્ષમા કરજો, પ્રતાપસિંહજી, મારૂં મસ્તિષ્ક આજે ભમી ગયેલું હોવાથી મારી અવસ્થા આજે પાગલ જેવી થઇ ગઇ છે. આવો, અને કાંઇ

કામકાજ હોય તો ફર્માવો." વસંતકુમારીએ ચિન્તાનિદ્રામાંથી જાગ્રત થઇને વિનય તથા વિવેક દર્શાવ્યા.

"હું આવ્યો'તો તો અમસ્તો વાતો કરીને વખત વીતાડવા; પણ હવે તમારી ગહનચિંતાના કારણને જાણવાની મારી ઇચ્છા તીવ્ર થયેલી હોવાથી જો તમોને કાંઇ હરકત ન હોય તો મને તમારી ચિંતાનું કારણ દર્શાવો. મારી માત્ર એ જ યાચના છે." પ્રતાપસિંહે યાચના કરી.

"મને શુદ્ધ કરીને પાછી હિન્દુધર્મ તથા હિન્દુજાતિમાં લઇ લેવાની આનન્દશંકરભાઇએ વ્યવસ્થા કરી છે એ વાતને તો આપ જાણો છો ખરા કે નહિ?" વસંતકુમારી ઉર્ફે નૂરીએ કહ્યું.

"એ વાતને હું સારી રીતે જાણું છું અને એ તો તમારા માટે આનંદનો વિષય છે." પ્રતાપસિંહ બોલ્યો.

"આપણો પરમ ઉત્કૃષ્ટ સનાતન વૈદિક અથવા હિન્દુધર્મ મને પતિતાને પાછી પાવન કરી દેશે એના જેવો મારા માટે બીજો આનંદનો શો વિષય હોઇ શકે વારૂ? છતાં પણ એ પ્રશ્ન તો અવશિષ્ટ જ રહે છે કે મારી શુદ્ધિનો વિધિ થઇ ગયા પછી પણ મારા કૌમારનો ભંગ થયેલો હોવાથી આપણી જાતિનો કોઇ પણ રાજપૂત નરવીર મારૂં પાણિગ્રહણ કરવાની હિમ્મત દર્શાવશે કે કેમ? અર્થાત્ જો કોઇ રાજપૂત બચ્ચો મારી સાથે પરણવાની હિમ્મત નહિ જ દર્શાવે, તો હું બ્રહ્મચર્ય પાળીને ભગવદ્-ભજનમાં જ મારૂં અવશિષ્ટ આયુષ્ય વીતાડી દઇશ; પરંતુ શુદ્ધિના સ્વર્ગીય સાધનદ્વારા મુસલ્માન મટીને હિન્દુ તો અવશ્ય થઇશ, થઇશ અને થઇશ." વસંતકુમારી ઉર્ફે નૂરીએ આવી રીતે પોતાની ચિંતાનુ કારણ દર્શાવીને શુદ્ધ થવાનો દૃઢ નિશ્ચય પણ દર્શાવી દીધો.

"વસંતકુમારી, તમારા કૌમારનો ભંગ તમારી પોતાની ઇચ્છાથી નહિ, કિન્તુ બળાત્કારથી થયેલો હોવાથી મારી માન્યતા પ્રમાણે તો તમો અક્ષતયોનિ કન્યા જ છો અને શુદ્ધ થયા પછી કોઇ રાજપૂતજાતિનો પુરુષ તમારૂં પાણિગ્રહણ નહિ કરે એવી જો તમારા મનમાં શંકા રહેતી હોય, તો તમારી શુદ્ધિનો વિધિ થઇ ગયા પછી હું પોતે તમારૂં પાણિ-ગ્રહણ કરીને તમોને મારી ગૃહલક્ષ્મીના પદ પર આરૂઢ કરવાને તૈયાર છું; પણ જો તમારી પોતાની ઇચ્છા હોય, તો. તમોને પોતાની ઇચ્છાથી વિરુદ્ધ વર્તવાનો ઉપદેશ હું નથી આપતો." પ્રતાપસિંહે તેની સાથે પરણવાની ઇચ્છા દર્શાવી.

"તો શું તમો અત્યાચાર સુધી કુંવારા છો ?" વસંતકુમારીએ લજ્જાળુતાથી આ પ્રશ્ન પુછ્યો.

"હું પરણ્યો હતો; પરંતુ છ માસ પૂર્વે મારાં પત્ની પરલોકવાસી થવાથી અત્યારે હું વિધુર છું. મારા કુટુંબમાં અત્યારે મારાં વિધવા માતુશ્રી અને મારા એક કનિષ્ટ સહોદર–ભાઈ–વિના અન્ય કોઈ નથી." પ્રતાપસિંહે પોતાની કૌટુંબિક સ્થિતિનો પરિચય કરાવ્યો.

"મારા જીવનની પૂર્વ ઘટનાઓના સ્મરણથી અથવા તો નિંદાપ્રિય લોકોના મેણાંટોણાંથી ભવિષ્યમાં મારી સાથે પરણવામાટે તમારા મનમાં પશ્ચાત્તાપનો તો નહિ થાય અને મારામાંનો તમારો પ્રેમ ઓસરી તો નહિ જાય ?" વસંતકુમારીએ યોગ્ય શંકા દર્શાવીને પોતાની વિચારશીલતા તથા દીર્ઘદર્શિતાનો પરિચય કરાવ્યો.

"હું જ્યારે તમારી સમસ્ત પરિસ્થિતિને જાણ્યા પછી જ તમોને મારાં પત્ની તરીકે સ્વીકારવાને તૈયાર થયો છું; તો પછી પશ્ચાત્તાપનો તથા પ્રેમ ઓસરી જવાનો સંભવ જ કયાં છે ? હું રાજપૂત બચ્ચો હોવાથી મારા વચનથી કદાપિ ફરનાર નથી અને તમોને કદાપિ છેહ આપનાર નથી એનો નિશ્ચય રાખશો; કારણ કે, જેના વચન બે હોય છે તેના બાપ પણ બે હોય છે; અર્થાત્ જેના બાપમાં ફેર હોય છે તેના વચનમાં પણ ફેર થાય છે." પ્રતાપસિંહે ગૌરવદર્શક ભાવથી કહ્યું.

"જો એમ જ હોય, તો હું આપની સદાની સેવિકા છું એમ જ આપે માનવાનું છે; કારણ કે, આપ જેવો ધર્મપરાયણ, પરોપકારી તથા વચનશીલ પુરુષ અત્યારે મને બીજો કોણ મળી શકે તેમ છે ? વળી આપણે સમાન વયનાં તથા સમાન સુંદર હોવાથી આપણો સંસાર સુખમય નીવડશે એવો મારો દૃઢ વિશ્વાસ છે. આ વાર્તા આપ આનંદશંકરભાઈ તથા જટાશંકરભાઈને જણાવી દેજો; કારણ કે, મારી એવી ઇચ્છા છે કે જે દિવસે મારી શુદ્ધિનો વિધિ થાય તે જ દિવસે આપણા લગ્નનો વિધિ પણ થઈ જાય તો સારું કે જેથી આપની હૃદયપૂજા કરવાનો લાભ આ કિંકરીને સત્વર મળી શકે." વસંતકુમારીએ પ્રતાપસિંહ સાથે પરણવાની સ્પષ્ટ ઇચ્છા લજ્જાપૂર્વક દર્શાવી દીધી અને પ્રતાપસિંહના હસ્તને પોતાના સુકોમલ હસ્તમાં ઝાલી લીધો,

'મારો પણ એ જ મનોભાવ છે." આમ બોલીને પ્રતાપસિંહે તેનો હાથ ઝાલીને તેના ગુલાબી ગાલોને પોતાની ચુંબનમુદ્રાથી મુદ્રાંકિત કરી દીધા.

વરઘેલી વસંતકુમારીએ પણ ચુંબનનો બદલો ચુંબનથી જ વાળી આપ્યો અને પોતાના હાથોને પ્રતાપસિંહના ગળાની આસપાસ વીંટાળી દીધા. તેણે કહ્યું કે: "નાથ, હવે મારી સર્વ ચિંતાઓનો અંત આવી ગયો છે અને અત્યારે મારા હૃદયસમુદ્રમાં આનંદની ઉત્તુંગ લહરીઓ ઊછળી રહી છે."

"મને પણ અત્યારે એમ જ જણાય છે કે અત્યારે આ મર્ત્યલોકમાં હું સ્વર્ગના આનંદને અનુભવી રહ્યો છું. પરમાત્મા આપણા આ સુખને અવિચલ રાખે." પ્રતાપસિંહે ઉદ્ગાર કાઢ્યા.

---

## પ્રકરણ ૧૨ મું

## દાનવ મહારાજાની દેવી મહારાણી

ભૂમંડલાપતિ શ્રી ઇશ્વરસિંહજી મહારાજનાં ધર્મપત્ની અથવા ભૂમંડલેશ્વરી મહારાણી શ્રીમતી આનન્દકુમારી બા સાહબ જો કે નાની જાગીરના રાજપૂત જાગીરદારનાં પુત્રી હતાં; છતાં તે જાગીરદાર ઉચ્ચ ક્ષાત્રવંશનો હોઇને પોતે મહા ધર્મશીલ તથા નીતિપરાયણ હોવાથી તેમ જ તેની ધર્મપત્ની પણ એક સતી સાધ્વી રાજપૂત રમણી હોવાથી પોતાનાં જન્મદાતા માતાપિતાના અનેકાનેક સદ્ગુણો આનંદકુમારી બા સાહબમાં આનુવંશિકતાથી જ ઊતરી આવ્યા હતા એટલે આનંદકુમારી બા સાહબની સૌન્દર્યચ્છટા ચાળીસ વર્ષની અવસ્થામાં પણ શહનશાહ જહાંગીરની હૃદયેશ્વરી ઇતિહાસ પ્રસિદ્ધ ચિરયૌવના નૂરજહાન બેગમની સૌન્દર્યચ્છટા પ્રમાણે જેવી રીતે અલૌકિક હતી તેવી જ રીતે એ આર્ય રમણીના સદ્ગુણો પણ સર્વથા અલૌકિક તથા પ્રશંસનીય હતા. મહારાજા ઇશ્વરસિંહને તેમના રાજ્યાભિષેકના સમયમાં બે ચાર મોટાં રાજ્યોના રાજાઓ દશ દશ તથા પંદર પંદર લાખના દાયઝા સહિત પોતાની રાજકુમારીઓ આપવાને તૈયાર હોવા છતાં તે રાજકુમારીઓ દેવી આનંદકુમારીની નૈસર્ગિક સુન્દરતામાં ચતુર્થ અંશે પણ સમાનતા કરી શકે તેમ ન હોવાથી અને મહારાજા ઇશ્વરસિંહ પ્રથમથી જ અતિશય સૌંદર્યલોલુપ નરભ્રમર હોવાથી મોટા રાજ્યના કોઇ મોટા રાજાના સંબંધના તથા દશ કે પંદર લાખના દાયઝાના મોહને ત્યજી દઇને તેમણે આનંદકુમારી સાથે પરણવાનું જ ઉચિત ધાર્યું હતું. આનન્દકુમારીના પિતા પાસેથી મહારાજા ઇશ્વરસિંહને જો કે નામમાત્રનો રૂપિયા પચાસ હજારનો જ દાયઝો મળ્યો હતો; છતાં પોતાના

સૌન્દર્ય તથા સદ્‌ગુણો વડે તે આર્ય લલનાએ મહારાજાના હૃદયને એટલી સીમા પર્યન્ત મુગ્ધ કરી દીધું હતું કે એ સ્વચ્છંદ મહારાજા જો કોઇથી થોડા ઘણા પણ દબાતા હોય તો તે કેવળ પોતાની એ સૌન્દર્યમૂર્તિ સદ્‌ગુણપ્રતિમા ગૃહલક્ષ્મીથી જ દબાતા હતા. પરણીને મહારાજાના રાજમહાલયમાં આવ્યા પછી ધીમે ધીમે મહારાજાના દુરાચારો, અનાચારો તથા અત્યાચારોનો જેમ જેમ વિકાસ થવા લાગ્યો તેમ તેમ તે અનાચારો, અત્યાચારો તથા દુરાચારોની કથાઓ મહારાણીના સાંભળવામાં આવતી ગઇ અને તેનું પરિણામ એ થયું કે સર્વ રીતે સુખિની હોવા છતાં પતિના દુરાચારોથી તે સતી સાધ્વી નિરંતર શોકાતુર અને શોકાતુર જ રહેવા લાગ્યાં; કારણ કે, તેમના ભદ્ર ઉપદેશોને રાજાજી જો કે સાંભળી લેતા હતા; પરંતુ 'શેઠની શીખામણ ઝાંપા સૂધી' એ ન્યાયનું અવલંબન કરીને પોતાના ચારિત્ર્યને સુધારવાનો લેશમાત્ર પણ પ્રયત્ન કરતા ન હોતા. ઇચ્છા વિના કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરી શકાતો નથી, એટલે જ્યાં મહારાજાની પોતાના દુશ્ચરિત્રને સુધારવાની અને સચ્ચારિત્ર્યશીલ થવાની ઇચ્છા જ ન હોય, ત્યાં તેમના હસ્તથી ચારિત્ર્યને સુધારવાનો પ્રયત્ન થઇ જ ક્યાંથી શકે વારૂ ? અસ્તુ. મહારાણી જેવાં સુશિક્ષિતા કિંબહુના વિદુષી વનિતા હતાં તેવાં જ પરોપકારિણી, ઉદારહૃદયા તથા દાનશીલા પણ હતાં અને તેથી પોતાને મળતી ખાનગી ખર્ચની હજારો રૂપિયાની રકમનો તેઓ દાનમાં તથા વિદ્વાનોને પારિતોષિકો આપવામાં જ વ્યય કરી નાખતાં હતાં. મહારાણીના હૃદયમાં મહારાજાના દુર્ગુણજન્ય શોક ઉપરાંત જે એક અન્ય શોક અષ્ટોપ્રહર અવિચળ રહ્યા કરતો હતો તે પોતાના ક્ષેત્રની નિષ્ફળતાનો શોક હતો; કારણ કે, પોતાના લગ્નની ઘટનાને વીસ વર્ષ જેટલો દીર્ઘ કાળ વહી ગયેલો હોવા છતાં તેમને કોઇ વાર ખોટો દિવસ પણ ચઢ્યો ન હોતો એટલે તેઓ પુત્ર સંતાન કિંવા પુત્રી સંતાનના માતૃપદથી અદ્યાપિ સર્વથા વંચિતા જ રહ્યાં હતાં. એક તો સામાન્યતઃ સ્ત્રીઓના હૃદયમાં માતૃપદને મેળવવાની નૈસર્ગિક પ્રબળ આકાંક્ષા રહ્યાં જ કરે છે અને ઇશ્વરસિંહ મહારાજે સંસારને પોતાના એક પત્નીવ્રતનો દંભ દેખાડવામાટે બીજી રાણી કરી જ ન હોતી એટલે 'જો ન કરે નારાયણ ને મહારાજાનું અપુત્રાવસ્થામાં જ કાંઇ અનિષ્ટ થઇ જશે, તો આ રાજ્યનો અધિકાર કોણ જાણે કોના હસ્તમાં ચાલ્યો જશે ને જો તે વેળાયે મારા દુર્ભાગ્યવશાત્ હું જીવતી હોઇશ, તો તે નવીન રાજાની મારે કોણ જાણે કેવી યે પરાધીનતા વેઠવી પડશે !' એ ચિન્તા પણ ચિતા પ્રમાણે મહારાણીના હૃદયને પ્રજાળ્યા કરતી

હતી. પોતાના પતિના વંશની રક્ષા તથા રાજ્યના ઉત્તરાધિકારીને ઉત્પન્ન કરવામાટે મહારાણી આજે કેટલાક સમયથી પોતાના પતિને કોઇ મોટા રાજાની રાજકુમારી સાથે પરણાવવાનો વિચાર કરી રહ્યાં હતાં. જે વેળાયે મુંબઇમાં ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાઓ ઘટી રહી હતી તેજ વેળાયે ભૂમંડલાનગરીમાં મહારાણી આનંદકુમારી બા સાહબના પોતાના પતિદેવને બીજી વાર પરણાવવાના વિચારો તથા પ્રયત્નો ચાલી રહ્યા હતા. મહારાણીએ રજવાડામાં ખાનગી કાગળો લખીને તેમ જ પોતાનાં માણસો મોકલીને પાંચ સાત અવિવાહિતા રાજકુમારીઓનાં ચિત્રો (ફોટોગ્રાફ) મંગાવી લીધાં હતાં અને અત્યારે મહારાણી તે ફોટોગ્રાફોનું નિરીક્ષણ કરતાં જ પોતાના ઐકાંતિક આવાસમાં વિરાજેલાં હતાં.

મહારાણી આનંદકુમારી બા સાહબ, અત્યારે તેમણે પોતાના શરીર પર કેવળ સૌભાગ્યદર્શક ત્રણ ચાર રત્નમંડિત અલંકારોને ધારણ કરેલા હોવા છતાં અને તેમનાં વસ્ત્રો પણ સાવ સાદાં હોવા છતાં, પોતાના ઇશ્વર-દત્ત અલૌકિક સૌન્દર્યના પ્રભાવથી તેમ જ નિસર્ગદત્ત ગાંભીર્યરૂપ અલંકારથી એવાં તો દીપી રહ્યાં હતાં કે તેમની એ દીપ્તિ સર્વથા અશ્રુતપૂર્વ તથા અવર્ણનીય જ જણાતી હતી. તેઓ અત્યારે સામાન્ય ગાલીચાની ઉપર અમુક ભાગમાં પાથરેલા બહુમૂલ્ય ઇરાની મૃદુ ગાલીચાપર એક મોટા ગોળ તકિયાને અઢેલીને ઉપર જણાવ્યા પ્રમાણે રાજકુમારીઓની પ્રતિકૃતિયોનું ગંભીર એકાગ્રતાપૂર્વક અવલોકન કરી રહ્યાં હતાં. એટલામાં મહારાણીની ખવાસજાતિની અત્યંત કૃપાભાજન તથા વિશ્વાસપાત્ર ત્રીસેક વર્ષના વયની પ્રભાવશાલિની દાસી યમુના (જમના) ત્યાં આવી લાગી અને મહારાણીના ચિત્રાવલોકન વિષયક કાર્યમાં વિક્ષેપ નાખીને કહેવા લાગી કે:—

"બા સાહેબ, એક રાજપૂત વિધવા આપને મળવામાટે આવ્યાં છે અને આપ સમક્ષ આવવાની પરવાનગીની રાહ જોતાં નીચે ઊભાં રહ્યાં છે."

"ભલે, તે બાઇને માનપૂર્વક અહીં લઇ આવો." મહારાણીએ ગંભીરતાથી તે રાજપૂત વિધવાને પોતા સમક્ષ લઇ આપવાની અનુમતિ દર્શાવી દીધી.

દાસી યમુના નીચે જઇને થોડી વારમાં જ તે રાજપૂત વિધવાને મહારાણી સમક્ષ લઇ આવી: મહારાણીએ તેને ઊભાં થઇને આવકાર આપ્યો અને પોતાની જોડમાં ગલીચાપર બેસાડીને પ્રેમ તથા અનુકંપાદર્શક ભાવથી તેના કુશળ સમાચાર પૂછીને જિજ્ઞાસા દર્શાવી કે: "કેમ બ્હેન, અત્યારે અચાનક મારી પાસે આવવાનો પરિશ્રમ તમારે શા કારણથી લેવો પડયો છે?"

અહીં અમારા પાઠકો તથા પાઠિકાઓએ જાણી લેવાની આવશ્યકતા છે કે આ રાજપૂત વિધવા તે જ હતી કે જે થોડા દિવસ પૂર્વે એક અરજદાર તરીકે મહારાજા ઇશ્વરસિંહ સમક્ષ હાજર થઇ હતી અને જેણે પોતાની દુર્દશાનો વૃત્તાંત કહી સંભળાવીને પોતાના સ્વર્ગવાસી સ્વામીની જપ્ત કરાયલી જાગીરને પાછી સોંપી દેવામાટે મહારાજા પાસેથી નમ્રતા તથા વિવેકપૂર્વક માગણી કરી હતી; પરંતુ મહારાજાએ જપ્ત કરેલી જાગીરને પાછી સોંપી દેવાની ઉદારતા દર્શાવવાને બદલે જ્યાં સુધી એ રાજપૂત વિધવા તેમના પૈશાચિક વિકારને તૃપ્ત કરવાની ઉદારતા ન દર્શાવે ત્યાં સુધી તેને જે સો રૂપિયાનો પગાર રાજ્યની તીજોરીમાંથી જાગીરના બદલામાં અપાતો હતો તે પણ બંધ કરી દીધો હતો અને જે થાય તે કરી લેવાનું એ નિરાધાર વિધવાને જણાવી દીધું હતું. મહારાણી આનંદકુમારી બા સાહબ એ રાજપૂત વિધવાને સારી રીતે ઓળખતાં હતાં, તેની સાથે તથા તેના સંતાનો સાથે મહારાજાએ કરેલા અન્યાયયુક્ત વ્યવહાર અથવા દુર્વ્યવહારનાં કારણોને સારી રીતે જાણતાં હતાં અને એ વિધવા રાજપૂતાણીના શીલરક્ષાવિષયક હઠવાદના યોગે એ વિધવા રાજપૂતાણીને અતિશય માનની દૃષ્ટિથી નિહાળતાં હતાં. પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી તે રાજપૂત વિધવા મહારાણીના પ્રશ્નના ઉત્તરમાં નેત્રોમાંથી અશ્રુની ધારા વર્ષાવીને બાષ્પરુદ્ધ કંઠથી કહેવા લાગી કે:

"અત્યારે મહારાજા રાજમહાલયમાં નથી એ સમાચાર મેળવી લીધા પછી જ હું રાજમહાલયમાં આપ દેવી સમક્ષ ઉપસ્થિત થવાનું સાહસ કરી શકી છું. આપના અમૂલ્ય સમયનો આવશ્યકતા કરતાં વિશેષ ભોગ લેવાની મારી ઇચ્છા ન હોવાથી સ્પષ્ટ શબ્દોમાં મારે એટલી જ કથા આપને અત્યારે સંભળાવવાની છે કે હું જ્યાં સુધી મહારાજાની પૈશાચિક લાલસાને તૃપ્ત કરવાની નીચતા ન દર્શાવું ત્યાં સુધી અમારી જાગીર અમોને પાછી સોંપવાનો મહારાજાનો વિચાર નથી અને પવિત્રતાનું લીલામ પોકરાવીને જાગીરને મેળવવાનો મારો વિચાર નથી; એટલે અમારી જાગીર હવે અમોને પાછી મળે એ આશા આકાશકુસુમને મેળવવાની આશા સમાન સર્વથા વ્યર્થ છે. અધૂરામાં પૂરું અમોને રાજ્યની તીજોરીમાંથી જીવાઇના જે માસિક એક સો રૂપિયા અપાતા હતા અને જેનાથી અમો અડધો ભૂખમારો વેઠીને જેમતેમ છાશબાકળાં આરોગી અમારા પ્રાણોને જાગીરને મેળવવાની આશાથી ટકાવી રહ્યાં હતાં તે અમોને મળતી જીવાઇ પણ બંધ કરી દેવામાં આવી છે અને આજે પાંચ પાંચ દિવસથી અમો બળાત્કારે

નિર્જલા એકાદશી વ્રતનું પાલન કરી રહ્યાં છીએ. હું રાજપૂતાણી અને મારાં સંતાનો રાજપૂત હોવાથી અમારાથી જેમ ભીખ નથી માગી શકાતી તેમ આ ભૂખનાં દુઃખો પણ નથી વેઠી શકાતાં એટલામાટે આજે ઝેર ખાઇને આત્મહત્યા કરી નાખવાનો અને આ સર્વ અસહ્ય માનસિક તથા શારીરિક યંત્રણાઓથી સદાને માટે મુક્ત થઇ જવાનો મેં મારા મનમાં નિશ્ચય કરી લીધો છે; કારણ કે, આ દુઃખોમાંથી મૃત્યુના શરણ વિના મુક્ત થવાનો અન્ય કોઇ પણ ઉપાય મારા જોવામાં તો નથી જ આવતો. આપના પતિદેવના પૈશાચિક અત્યાચારો રાજ્યમાં કેવા પ્રકારના ભયાનક અનર્થોને ઉપજાવી રહ્યા છે એ વાર્તા આપને જણાવી દેવામાટે જ હું અત્યારે આપ સમક્ષ આવી છું. મરતાં મરતાં પણ 'મારાં સંતાનોની મારા મૃત્યુ પછી શી સ્થિતિ થશે!' એ ચિન્તા તો મારા હૃદયમાં રહી જ જવાની છે અને એ ચિન્તા કદાચિત્ મારા આત્માની સદ્‌ગતિ ન થવા દે, તો તે પણ સ્વાભાવિક છે. જેવી ઇશ્વરેચ્છા; સંતાનોનું ભાગ્ય સંતાનોની સાથે છે! સંતાનો કરતાં મારા સતીત્વની મહત્તા અધિક હોવાથી સતીત્વની રક્ષામાટે મારે આત્મઘાતના પાપને સ્વીકારીને પણ મારા આ દેહનો પાત કરવો જ જોઇએ... . ..."

મહાદુઃખિની વિધવાથી વિશેષ બોલી શકાયું નહિ. તેના વૃત્તાંતના શ્રવણથી મહારાણીનું હૃદય દ્રવી ગયું અને તેથી મહારાણીનાં નેત્રોમાંથી પણ અશ્રુના મૌક્તિકતુલ્ય બિન્દુઓ ટપકવા લાગ્યા. મહારાણી બળાત્કારે પોતાના હૃદયને દૃઢ કરી, નિઃશ્વાસ નાખી, પોતાના અશ્રુબિન્દુઓને ઓઢણીના પાલવ વડે લુછી તે દુઃખિની રાજપૂત વિધવાને આશ્વાસન આપતાં કહેવા લાગ્યાં કે: "બહેન, આ જનાનખાનાની ચાર દીવાલોના બાહ્ય ભાગમાં મારી પોતાની લેશમાત્ર પણ સત્તા ન હોવાથી અને મહારાજા આવી બાબતોમાં કોઇનું કાંઇ પણ માને તેમ ન હોવાથી હું લાચાર છું અને મારાથી તમારૂં વિશેષ કાંઇ પણ કલ્યાણ કરી શકાતું નથી એનો મારા હૃદયમાં અતિશય ખેદ થાય છે. 'તપેશ્વર તે રાજેશ્વર અને રાજેશ્વર તે નરકેશ્વર' એવી જે એક સામાન્ય લોકોક્તિ આપણા હિન્દુસમાજમાં પ્રચલિત છે તેને મારા પતિદેવ મહારાજા સાહબ પોતાના દુરાચારોથી સાર્થક અથવા સત્ય સિદ્ધ કરી રહ્યા છે એ જોઇને મારા શોકનો અવધિ થઇ જાય છે. હું સારી રીતે જાણું છું કે મહારાજાએ પૂર્વજન્મમાં કરેલાં તપોના યોગે અત્યારે આ જન્મમાં તેઓ શ્રીમાનને રાજપદની પ્રાપ્તિ થયેલી છે અને અત્યારે તેઓ જે અન્યાય, અત્યાચાર, દુરાચાર, દુર્વ્યવહાર તથા પ્રજાપીડન

કરી રહ્યા છે તે પાપોના પરિણામે મૃત્યુ પછી તેમનો નરકવાસ પણ અવશ્યંભાવી છે; પરંતુ રાજસત્તાના મદથી અંધ થયેલાં તેમનાં નેત્રો પોતાના ભયાનક પારલૌકિક પરિણામને નથી જોઇ શકતાં એ તેમનું મહા-દુર્ભાગ્ય છે. છતાં પણ મારો તમોને એ જ ઉપદેશ છે કે આવી રીતે આશાને સર્વથા તિલાંજલિ ન આપો અને આત્મહત્યાના વિચારને પણ માંડી વાળો. અત્યારે હું તમને બે હજાર રૂપિયા આપું છું તે લઇ જાઓ અને હાલ તરત ભૂખમરાના દુઃખથી મુક્ત થાઓ. જરૂર પડે વળી પાછાં મારી પાસે આવજો અથવા તો કેવળ સંદેશો કહાવજો એટલે મારાથી જે કાંઇ પણ આપી શકાશે તે સહાયતા હું આપને આપતી રહીશ અને તે ઉપરાંત આપની જાગીર આપને પાછી અપાવી દેવાના પણ મારાથી કરી શકાશે તે સર્વ પ્રયત્નો અવિશ્રાંત પરિશ્રમથી કરતી રહીશ.” મહારાણીએ આવી રીતે અનુકંપા દર્શાવીને પોતાની તીજોરીમાંથી પોતે જ ઊઠીને રૂપિયા બે હજારની નોટો કાઢી લીધી અને તે નોટોનું બંડલ તે રાજપૂત વિધવાના હાથમાં આપી દીધું.

મહારાણી જે વેળાયે નોટો કાઢવામાટે ઊઠયાં. તે વેળાયે ત્યાં ગાલીચાપર પડેલા રાજકુમારીઓના ફોટોગ્રાફો ઉપર તે રાજપૂત વિધવાની દૃષ્ટિ પડી ગઇ અને મહારાણી મહારાજાને પુત્રપ્રાપ્તિમાટે બીજી રાજકુમારી સાથે પરણાવવાનો વિચાર કરી રહ્યાં હતાં એ વાર્તા તેના સાંભળવામાં આવેલી હોવાથી તેમ જ અમુક વિવાહયોગ્ય થયેલી અવિવાહિતા રાજકુમારીઓને તે સારી રીતે ઓળખતી હોવાથી તે રાજકુમારીઓના ફોટોગ્રાફોને મહારાણીએ જે આશયથી મંગાવ્યા હતા તે આશય તત્કાળ તે ચાણક્યબુદ્ધિ રાજપૂત વિધવાના જાણવામાં આવી ગયો, અને તે આશય જાણવામાં આવતાંની સાથે જ તેના મુખમંડળમાં એક પ્રકારની વિષાદદર્શિકા કૃષ્ણ-છાયા છવાઇ ગઇ. તેણે મહારાણીને કાંઇક કહેવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. અસ્તુ. મહારાણીએ આપેલી નોટોના બંડલને સ્વીકારતાં તેણે પ્રથમ તો મહારાણીનો અત્યંત ઉચિત શબ્દોમાં ઉપકાર માનતાં કહ્યું કે: “ખરેખર આપ એક દાનવ મહારાજાનાં માનવી નહિ; પણ દેવી ગૃહ-લક્ષ્મી છો અને આપના દૈવી ગુણોના પ્રતાપે જ મહારાજા આટલા અપરાધો કરવા છતાં ક્ષેમકુશળ રહી શકે છે. આ ઉદારતામાટે હું આપ દેવીનો જેટલો પણ ઉપકાર માનું તેટલો ઓછો જ થવાનો છે. પરમાત્મા આપનું કલ્યાણ કરો. પરંતુ એ સાથે મારે એ વાર્તા પણ સત્યના સમર્થન-માટે આપને જણાવવી જ જોઇએ કે આપ અત્યારે અજાણતાં કોઇ એક નિર્દોષ વ્યક્તિને અધોગતિની ગર્તામાં પછાડી નાખવાનો અને પાપના વૃક્ષને ફળદ્રૂપ કરવાનો ઘોરતમ અપરાધ કરી રહ્યાં છો.’

"હું કોઈ એક નિર્દોષ વ્યક્તિને અજાણતાં અધોગતિની ગર્તામાં પછાડી નાખવાનો અને પાપના વૃક્ષને ફળદ્રૂપ કરવાનો ઘોરતમ અપરાધ કરી રહી છું? બહેન, આ તમો શું બોલી રહ્યાં છો? આ તમો મારો ઉપકાર માનો છો કે મારા ઉપકારનો બદલો અપકારથી વાળી રહ્યાં છો?" તે રાજપૂત વિધવાના આશયને ન સમજી શકવાથી મહારાણીએ કાંઈક આવેશદર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"આ ફોટોગ્રાફો કોના છે અને તે આપ શ્રીમતીએ શા કારણથી મંગાવ્યા છે?" રાજપૂત વિધવાએ ગંભીરતાથી ચિત્રોના સંબંધમાં જિજ્ઞાસા દર્શાવી.

"આ રાજ્યના ભાવી રાજા અથવા મહારાજાના ઉત્તરાધિકારીની આવશ્યકતા અનિવાર્ય હોવા છતાં પરમાત્માએ આ નારીશરીરને માતૃપદથી વિભૂષિત કરવાની ઉદારતા દર્શાવેલી ન હોવાથી અને હવે હું માતા, ને તે પણ પુત્ર અથવા આ રાજ્યના યુવરાજની માતા થઈ શકીશ એવી મારા હૃદયમાં લેશમાત્ર પણ આશા ન હોવાથી મેં મારા પતિદેવને કોઈ અન્ય તરુણી તથા રૂપસુંદરી રાજકુમારી સાથે પરણાવવાનો મારા મનમાં નિશ્ચય કરી લીધો છે અને કોઈ ઉત્તમ રાજકુમારીના નિર્વાચનમાટે જ મેં રાજકુમારીઓના આ ફોટોગ્રાફો મંગાવ્યા છે; કારણ કે, મારા મનમાં એવી સંપૂર્ણ આશા છે કે નવી રાણીના સમાગમથી મહારાજા અવશ્ય પુત્રસંતાનને પ્રાપ્ત કરી શકશે અને પરમાત્માની કૃપાથી જો મારી એ આશા ફળીભૂત થશે, તો અમારા વંધ્યત્વનો પણ અંત આવી જશે અને આ રાજ્યનો ઉત્તરાધિકાર કોઈ અન્ય વ્યક્તિના હસ્તમાં જતો અટકી જશે." મહારાણીએ રાજકુમારીઓના ફોટોગ્રાફોને મંગાવવાનું સત્ય કારણ કોઈ પણ પ્રકારના સંકોચ તથા કપટ વિના સરળતાથી કહી સંભળાવ્યું.

"મહારાજાની રાણી થઈને આવનારી આ રાજકુમારીઓમાંની કોઈ પણ રાજકુમારી યુવરાજની માતા તો જ્યારે થવાની હશે ત્યારે થશે; પરંતુ મહારાજા આવા ભયંકર દુરાચારી હોવાથી આવા દુરાચારી મહારાજાની પત્ની થઈને આ પિશાચરાજ્યમાં આવવાથી તે બિચારી નિર્દોષ રાજકુમારીનો જન્મ જો તે રાજકુમારી સતી સાધ્વી તથા પતિપરાયણા હશે, તો, સર્વથા વ્યર્થ તથા નિષ્ફળ થઈ જશે; મહારાજાને બીજી વાર પરણાવનાર આપ શ્રીમતી હોવાથી તે આપ શ્રીમતીના શિરપર નિરંતર અભિશાપોની જ વૃષ્ટિ વર્ષાવશે અને તે રાજકુમારીને જાણી જોઈને દુઃખ તથા અધોગતિની

ગર્તામાં પછાડી નાખવામાટે પછીથી કદાચિત્ આપ શ્રીમતીના ધર્મપરાયણ સુકોમળ હૃદયમાં પશ્ચાત્તાપનો પાવક પ્રકટી નીકળશે. એ તો માધ્યાહ્ન સૂર્યના પ્રકાશ સમાન સ્પષ્ટ વાર્તા છે કે નારીને જે વાસ્તવિક સુખ તથા સંતોષ સદાચારી તથા પ્રેમી પતિના સમાગમથી મળી શકે છે તે સુખ તથા સંતોષ સમસ્ત વિશ્વના કોઇ મહાન્ સમ્રાટ્ની સામ્રાજ્ઞી થવાથી નથી મળી શકતાં અને આપ શ્રીમતી નારી હોવાથી એ રહસ્યને સારી રીતે જાણી શકો છો એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ. આ તો થઇ મહારાજાની નવી રાણીના પદે આવનારી કોઇ રાજકુમારીની અકારણ દુર્દશાની વાત; હવે આપણે બીજી બાજૂને તપાસીએ. ધારી લ્યો કે આપની ઇચ્છા અનુસાર એ નવીન રાણી આ રાજ્યના ભાવી ઉત્તારાધિકારીને જન્મ આપીને યુવરાજની માતાના ગૌરવમય પદપર વિરાજવાના પ્રસંગને પ્રાપ્ત કરી લે અને આપની આશા સફળ થઇ જાય; તો ય તેથી આ રાજ્ય તથા આ રાજ્યનાં દારિદ્રય તથા દુર્દશાનો અંત નથી જ આવવાનો; કારણ કે, 'વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા' એ આ વિશ્વનો નવ્વાણું ટકા ત્રિકાલાબાધ્ય તથા અપરિવર્તનશીલ નિયમ હોવાથી અને આપના પતિદેવ અથવા આ રાજ્યના વર્તમાન મહારાજા રાજપૂતાણી રાણીના ઉદરથી જન્મેલા શુદ્ધ રાજપૂત રાજવી હોવાને બદલે રાજમાતા થવાના અનિવાર્ય લોભથી સ્વર્ગવાસી મહારાજાનાં સ્વર્ગવાસિની મહારાણીશ્રીએ ધન આપીને અર્ભકાવસ્થામાં ખરીદી લીધેલા પરજિયા સોની જાતિનાં માતાપિતાના ગૃહમાં જન્મેલા અન્ય જાતિના બાળક હોવાથી એમના બીજથી જે પુત્ર નામક ફળ ઉત્પન્ન થશે તે ફળ પણ એમના જેવું જ પાકશે અને મહારાજાનો વંશ જો ઉત્તરોત્તર એમનો એમ જ ચાલતો રહેશે તો આ રાજ્ય તથા આ રાજ્યની પ્રજાની વધારે ને વધારે દુર્દશા જ થતી રહેશે, ભૂમંડલા રાજ્યના નભોમંડળમાં પ્રજાના કલ્યાણરવિનો કદાપિ ઉદય થશે જ નહિ અને એ પાપાત્મા પ્રજાપતિના વંશને અવિચલ રાખવાનો પ્રયત્ન અત્યારે આપશ્રીમતીના હસ્તથી થતો હોવાથી ભવિષ્યમાં આ રાજાના વંશજોના અત્યાચારોથી પીડાતી પ્રજાના આર્તનાદો સ્વર્ગમાં પણ આપ શ્રીમતીના આત્માની શાશ્વત શાંતિનો વારંવાર ભંગ કરતા રહેશે: કદાચિત્ આ એક જ મહાભયાનક પાપના યોગે આપ શ્રીમતીના પુણ્યશાલી આત્માને સ્વર્ગનાં સુખોથી વંચિત થઇને નરકવાસની અસહ્ય યંત્રણાઓ ભોગવવી પડશે. આનુવંશિકતા એક વિલક્ષણ વસ્તુ હોવાથી મહારાજાને પરણાવવાનાં પગલાં જોઇ વિચારીને જ ભરજો. આવા પિશાચોપમ પ્રજાપતિઓના વંશનો ક્ષય થઇ જાય અને આવાં

રાજ્યોના ઉત્તરાધિકારી કોઇ કુલીન તથા અભિજાતવંશી પુરુષો થાય એમાં જ આવાં રાજ્યોનું તથા આવાં રાજ્યોની પ્રજાનું કલ્યાણ છે. આપ શ્રીમતી એક પતિપરાયણા સતી સાધ્વી રાજપૂતાણી હોવાથી જો આપ શ્રીમતીના હૃદયમાં મારા આ દિગંબર કટુ સત્યવાદથી કાંઇ પણ આઘાત થયો હોય તો તેની મને ક્ષમા આપશો, આ સત્યવાદનો શાંત ચિત્તથી સંપૂર્ણ વિચાર કરવાની ઉદારતા દર્શાવશો અને ત્યાર પછી જ મહારાજાના વંશને સુરક્ષિત રાખવા તથા વિસ્તારવામાટે પોતાના આત્મનાદને અનુસરીને જે કાંઇ પણ કરવાનું હોય તે કરશો. મારી તો પરમાત્માનાં ચરણોમાં અષ્ટોપ્રહર એ જ પ્રાર્થના છે કે હે પરમાત્મન, કાં તો હિન્દુધર્મશાસ્ત્રમાં રાજાઓનાં જે શુભ લક્ષણો વર્ણવાયલાં છે તે શુભ લક્ષણોથી વિભૂષિત ઇશ્વરાંશ રાજાઓને ભારતવર્ષનાં દેશી રાજ્યોનાં સિંહાસનો પર સ્થાપી દે અને નહિ તો આવા પિશાચધર્મા તથા પિશાચકર્મા અસુર રાજ્યકર્તાઓને સત્વર પદભ્રષ્ટ કરાવીને દેશી રાજ્યોમાં કાં તો પ્રજાતંત્રને સ્થાપી દે અને પ્રજાતંત્રની સ્થાપનાનો સમય હજી દૂર હોય તો બ્રિટિશ સામ્રાજ્યસત્તાદ્વારા આવા પિશાચ રાજાઓનાં રાજ્યોને ખાલસા કરાવીને દેશી રાજ્યોની પ્રજાઓપર થતા પૈશાચિક અત્યાચારોના વેગને એકદમ અટકાવી દે; કારણ કે, આજકાલના અમુક અપવાદરૂપ દેવતુલ્ય દેશી રાજાઓને જો વર્જ્ય કરવામાં આવે, તો બહુસંખ્ય દાનવપ્રતિમ દેશી રાજાઓ—હિંદુ તથા મુસ્લિમ દેશી રાજ્યકર્તાઓ—ની રાજ્યવ્યવસ્થા કરતાં બ્રિટિશ સરકારની શાસનપદ્ધતિ પ્રજાને કાંઇક પણ અધિક સુખ, અધિક સ્વાતંત્ર્ય તથા અધિક સંતોષ આપનારી છે એનો તો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ." સત્યવાદિની રાજપૂત વિધવાએ કોઇ પણ પ્રકારના ભય તથા સંકોચ વિના એક લઘુ વ્યાખ્યાનના સ્વરૂપમાં આ વાક્યો ઉચ્ચારીને પોતાના વિચારોને દર્શાવી દીધા.

મહારાણી પતિપરાયણા સતી સાધ્વી હોવાથી પોતાના પતિદેવની આટલી સીમા પર્યન્તની નિન્દા તથા નિર્ભર્ત્સનાને સાંભળીને તેમના પવિત્ર હૃદયમાં ખેદ તથા શોકનો આઘાત તો અવશ્ય થયો; પરંતુ તેઓ સતી સાધ્વી હોવા સાથે સત્યગ્રાહિકા, વિચારશીલા તથા ન્યાયોપાસિકા હોવાથી અને પોતાના મહારાજા પતિની કુલહીનતા તથા દુર્ગુણપરંપરાને પોતાના મનમાં સારી રીતે જાણતાં હોવાથી તેમણે મૌનનું અવલંબન કરીને અને નિરાશાદર્શક એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને પોતાના રોષને પોતાના મનમાં જ દબાવી દીધો: પ્રૌઢા રાજપૂત વિધવા પ્રતિ તેમણે તિરસ્કાર તો ન જ દર્શાવ્યો; પરંતુ આત્મગત તેઓ તેના સત્યવાદની સ્તુતિ જ કરવા લાગ્યાં.

હવે પોતાના વચનબાણથી ભલાં મહારાણીના હૃદયમાં અધિક વ્યથા ઉપજાવવાના કાર્યને અનુચિત માનીને તે પ્રૌઢા રાજપૂત જાગીરદાર વિધવાએ રાજમહાલયમાંથી વેળાસર પ્રયાણ કરવાનું જ ઉચિત ધાર્યું. તેણે મહારાણીને સંબોધીને કહ્યું કે: "દેવી, હવે આપ શ્રીમતીના ઉપકાર તથા ઔદાર્યના ભારથી દબાયલી આ દીન રાજપૂત વિધવા જવાની આજ્ઞા માગે છે. હું આપના પતિદેવની વિરોધિની હોવા છતાં આપની પક્ષપાતિની તથા પ્રશંસિકા હોવાથી જો કોઇ પણ વેળાયે મારી કોઇ પણ પ્રકારની સેવાની આવશ્યકતા જણાય, તો કાળી રાતે મૂષળધાર વૃષ્ટિમાં પણ આ રાજપૂતાણી આપની સેવામાં, આપનો સંદેશ મળતાંની સાથે જ, આવીને હાજર થઇ જશે અને આપના કલ્યાણમાટે પોતાના પ્રાણોનું પણ આનંદપૂર્વક બલિદાન આપી બતાવશે."

"હું આ લાગણી તથા કૃતજ્ઞતામાટે આપનો ઉપકાર માનું છું. આવજો અને કોઇ પણ વાતે મુંઝાશો નહિ" મહારાણીએ બળાત્કારે પોતાની ગંભીરતાનો ભંગ કરીને હસિત મુદ્રાથી વિવેક અથવા શિષ્ટાચાર દર્શાવ્યો.

રાજપૂત વિધવાએ ઊઠીને પ્રયાણ કર્યું. એ જ વેળાયે મહારાણીની સૂચનાથી ઓરડાના બાહ્ય ભાગમાં બેઠેલી દાસી યમુના ઓરડામાં આવી લાગી અને કહેવા લાગી કે: "મહારાજા રાજમહાલયમાં પધાર્યા છે અને જીના (દાદર અથવા નીસરણી) પાસે ઊભા રહીને આ હમણાં જ અહીંથી રવાના થયેલાં બાઇના સંબંધમાં ઠાકર વાલજી સાથે કાંઇક ખાનગી મસ્લહત કરી રહ્યા છે."

"જો એમ જ હોય તો તું અત્તર ઘડી દોડ અને એ બાઇને એના રહેઠાણ સુધી સહીસલામત પહોંચાડી આવ. મને મળવામાટે આવેલી એ સાધ્વી રાજપૂતાણીનું મહારાજા તથા તેમના પાસબાનોના હાથે આ રાજમહાલયમાં જો લેશમાત્ર પણ અપમાન થશે, તો મહારાજાને તો જાણે પોતાના નાકની પરવા જ નથી, પણ તેમના નાક સાથે મારૂં નાક પણ વઢાઇ જશે અને પ્રજાજનોનો મારામાં જે થોડો ઘણો વિશ્વાસ ટકી રહ્યો છે તે મારામાંનો પ્રજાનો વિશ્વાસ બિલ્કુલ ઊઠી જતાં મારૂં મૂલ્ય પણ મહારાજાના મૂલ્ય જેટલું જ અંકાશે. મારી જમણી આંખ તથા મારૂં જમણું અંગ ક્યારનાં ફરક્યાં કરે છે અને મારા મનમાં અનિષ્ટસૂચક કલ્પનાઓને ઉત્પન્ન કર્યાં કરે છે. પ્રભુ કલ્યાણ કરો!"

"આપ શ્રીમતી લેશમાત્ર પણ ચિન્તા ન કરશો; હું આ ચાલી. એ બાઇને સહીસલામત ઘેર પહોંચાડીને જ પાછી આવીશ. મારા પ્રાણ

જશે તોય એ બાઈનું અપમાન નહિ થવા દઉં અને આપનું ખાધેલું લૂણ બરાબર હલાલ કરી બતાવીશ. યમુના મહારાણી આનંદકુમારી બા સાહબની દાસી છે; કોઈ એવી તેવી રેઢિયાળ રાણીની દાસી નથી.” આવા પ્રકારના વીરત્વદર્શક શબ્દો વડે મહારાણીને આશ્વાસન આપી દાસી યમુના વેગપૂર્વક ત્યાંથી ચાલતી થઈ ગઈ.

પ્રૌઢ રાજપૂત વિધવા રાજમહાલયની નિસરણી પરથી નીચે ઊતરવા લાગી અને જ્યારે આઠ કે દશ પગથિયાં ઊતરવાનાં બાકી રહ્યાં એટલે નીચે નીસરણીના કઠેડાને ઝાલીને ઊભેલા મહારાજા ઇશ્વરસિંહ પોતાનાં ભૂંડાં કામોના સાથી શૉફર વાલજી સાથે ધીમા સ્વરથી કાંઈક વાતચીત કરતા તે રાજપૂત વિધવાના જોવામાં આવ્યા. મહારાજાનું મોઢું બીજી દિશામાં હોવાથી ધીમાં પગલાંથી ઊતરતી રાજપૂત વિધવાને તેઓ નીસરણી પર જોઈ શક્યા ન હોતા; પરંતુ શૉફર વાલજીનું મોઢું નીસરણી તર્ફ હોવાથી અને તે એ રાજપૂત વિધવાને ઓળખતો હોવાથી તેણે એ બાઈને જોઈ લીધી અને તરત ઓળખી લઈને મહારાજાને કહ્યું કે: “આપ શ્રીમાન્ જેમના આગમનની પ્રતીક્ષા કરી રહ્યા હતા તે શ્રીમતી આવી લાગ્યાં છે.”

“તો લઈ જાઓ ઊપાડીને એ હઠીલી અબળાને મારા ખાનગી તથા છુપા ભોંયરામાં. આજે એની પવિત્રતાનો મદ બરાબર ઊતરી જવાનો છે.” મહારાજાએ શૉફર વાલજી તથા ત્યાં ઊભેલા બે પ્રહરીઓને સંબોધીને આ આજ્ઞા કઠોર ભાવથી સંભળાવી.

શૉફર વાલજી તથા બન્ને પ્રહરીઓએ આક્રમણ કરી તે અનાથા તથા અસહાયા વિધવાને પોતાના સ્કંધભાગપર ઊપાડી લીધી. તે પિશાચરાજના પંજામાં સપડાયલી રાજપૂત વિધવા ભયથી અવાક્ થઈ જતાં તેની ચીત્કાર કરવાની શક્તિનો લોપ થઈ ગયો: બહુધા તે સંજ્ઞાશૂન્યવત્ થઈ ગઈ. એ ક્ષણે જ દાસી યમુના નીસરણીના અર્ધ ભાગમાં આવી લાગી અને તેણે રાજપૂત વિધવા ઉપર થતા અત્યાચારને પોતાનાં નેત્રોથી જોઈ લીધો. તે ત્યાંથી વેગપૂર્વક પાછી મહારાણી સમક્ષ પહોંચવામાટે ત્યાં દોડી ગઈ.

---

## પ્રકરણ ૧૩ મું

## રાજપૂતાણી અને કટારનું પાણી

### “પાવ સેરકી કટારસે મય ફુલાઉં સારી સુલ્તાની !”

મહારાજાના રાજમહાલય નીચેનું ભોંયરું તે નાનાવિધ વિલાસ-

સાધનો વડે ભરપૂર ગુપ્ત શયનમંદિર હોવાથી અને આવી રીતે પવિત્ર અબળાઓના શીલહરણમાટે જ એ ગુપ્ત શયનમંદિરને નિર્માણ કરવામાં આવેલું હોવાથી ગત પ્રકરણનાં અંતમાં જણાવ્યા પ્રમાણે રાજપૂત વિધવાને એ ભોંયરામાં પહોંચાડવાની શૅાફર વાલજી તથા બે પ્રહરીઓને આજ્ઞા સંભળાવીને મહારાજા પોતે તેમનાથી પૂર્વે જ ભોંયરામાં પહોંચી ગયા હતા અને જ્યારે શૅાફર વાલજી તથા બે પ્રહરીઓ અસહાય રાજપૂત વિધવાને ઊપાડીને ભોંયરામાં લઇ આવ્યા તે વેળાયે મહારાજા ઇશ્વરસિંહ પોતાનાં અન્ય વસ્ત્રોને ઊતારી નાખી કેવળ સૂરવાળ તથા પેરણ એ બે બારીક વસ્ત્રોને જ પોતાના શરીર પર ન છૂટકે ધારણ કરીને એક ઇજીચેરમાં બેઠા હતા. ભોંયરાના રક્ષક બે નાજરો અથવા ખાજાસરાઓ (પંઢો) ત્યાં મહારાજાના મોઢામાંથી પડતા બોલને ઝીલી લેવામાટે અને મહારાજાની જે કાંઇ આજ્ઞા થાય તે આજ્ઞાના પાલનમાટે ઇજીચેરના ઉભય પાર્શ્વોમાં હાથ બાંધીને અથવા અદબ વાળીને ઊભા હતા. એ બન્ને ખાજાસરા અથવા હીજડા વીસ વીસ કે બાવીસ બાવીસ વર્ષના વયના હોઇને સ્વરૂપસુંદર હોવાથી અને ચોટલા વધારી મૂછો મુંડાવી મહારાજાની ઇચ્છા અનુસાર સ્ત્રીઓનાં વસ્ત્રોને જ ધારણ કરતા હોવાથી તેમને પ્રથમ વાર જોનારને તો તે બે દાસીઓ જ હોવી જોઇએ એવો જ ભ્રમ થઇ જવાનો સોળે સોળ આના સંભવ હતો. પાવૈયાઓ સ્ત્રીઓનાં નામોને જ ધારણ કરતા હોવાથી અને બોલતી વેળાયે પોતાને નારીજાતિ તરીકે જ ઓળખાવતા હોવાથી એ મૂળ જામનગરના પાવૈયા ચૉકના નિવાસી પાવૈયાનાં નામ અનુક્રમે દાડમદે તથા ફૂલાંદે હતાં અને સર્વ જનો તેમને એ નામોથી જ બોલાવતા હતા.

જ્યારે શૅાફર વાલજી તથા બે પ્રહરીઓ તે પ્રૌઢા રાજપૂત વિધવાને જબ્બરદસ્તીથી ઊપાડીને મહારાજાના ભૂગર્ભગત શયનમંદિરમાં લઇ આવ્યા અને મહારાજાના સંકેતથી ફૂલાંદેએ ભોંયરાનાં બારણાંને અંદરથી વાસી દીધાં એટલે ભયથી થરથર કંપતી ઊભેલી તે રાજપૂત વિધવાને સંબોધીને મહારાજા ઇશ્વરસિંહ અત્યંત નિર્લજ્જતાથી કહેવા લાગ્યા કે: "પવિત્રતાની મૂર્તિ, કાં તો પોતાની રાજીખુશીથી મારી ઇચ્છાને આધીન થઇ તારા મૃતપતિની જાગીરને તારા પુત્રના કલ્યાણમાટે પાછી મેળવી લે અને કાં તો ભ્રષ્ટ થઇને મરી જવામાટે તૈયાર થઇ જા; કારણ કે, તારા જેવી સતીઓએ જેવી રીતે પોતાના સતીત્વને પાળવાનું પણ લીધેલું હોય છે તેવી જ રીતે મેં તારા જેવી હઠીલી સતીઓના સતીત્વપાલનના પણને મૂકાવવાનું પણ લીધેલું હોવાથી તારી પોતાની ઇચ્છા હોય કે ન હોય તો ય આજે હું

તારા સતીત્વનો ઉચ્છેદ કર્યા વિના તો નથી જ રહેવાનો. પરંતુ જો મારે તારા પર બળાત્કાર કરવાનો પરિશ્રમ વેઠવો પડશે, તો તેનું પરિણામ એ થશે કે તારા સતીત્વનો સંહાર અને મારા મનોરથની સિદ્ધિ તો અવશ્ય થઇ જશે; પરંતુ તારા મૃતપતિની જાગીર તારા પુત્રને પાછી નહિ મળે અને મારા આ અત્યાચારની કથા બીજાઓને સંભળાવવામાટે અથવા તો બ્રિટિશ સરકારના મોટા અધિકારીઓ સમક્ષ પોતાની ફરિયાદને રજૂ કરવામાટે તારો આ સુંદર દેહ સજીવન રહીને આ ભોંયરામાંથી બહાર નહિ જ નીકળી શકે એ તારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. હું દશ મિનિટ અથવા વધારેમાં વધારે પંદર મિનિટ જેટલો સમય તને વિચાર કરવામાટે આપું છું તો જે વિચાર કરવાનો હોય તે કરી લે અને જે નિશ્ચયપર આવવાનું હોય તે નિશ્ચયપર આવી જા; કારણ કે, તારા કલ્યાણ તથા અકલ્યાણનો તારા પોતાના અત્યારના અંતિમ નિર્ણય ઉપર જ આધાર રહેલો છે." રાજપૂત વિધવાને આવી રીતે વિભીષિકા દર્શાવીને મહારાજાએ ફૂલાંદેને કહ્યું કે: "ફૂલાંદે, લાવ, જેને આ મૃત્યુલોકની સુધાના નામથી ઓળખવામાં આવે છે તે મદિરા નામધારિણી સુધાને સુવર્ણપાત્રમાં ભરીને લઇ આવ; કારણ કે, એ સુરા નામક સુધાની સહાયતા વિના આવા પ્રકારના મદનવિલાસના પ્રસંગો થવા જોઇએ તેટલા રસદાયક થઇ શકતા નથી અને એટલામાટે જ સુરાદેવી અત્યાર સુધી પોતાની પૂજ્યતા તથા મહત્તાને અસંખ્ય વિરોધની વચ્ચે પણ સર્વથા અવિચળ રાખી શકી છે."

ફૂલાંદે એક કબાટમાંથી બહુ જ ઊંચી જાતની તથા સુગંધિત મદિરાની સુરાહી તથા સુવર્ણપાત્રો લઇ આવી અને એક સુવર્ણપાત્રમાં મદિરા ભરીને તે પાત્ર તેણે મહારાજાના હસ્તમાં આપ્યું. મહારાજાએ તે પાત્રને હાથમાં જ રાખીને કહ્યું: "આ વાલિયાને પણ પાત્ર ભરી આપ; કારણ કે, સોબતી વગર આ મદિરાનો જેટલો નશો ચઢવો જોઇએ તેટલો નથી ચઢવાનો." ફૂલાંદેએ મદિરાનું બીજું પાત્ર ભરીને શૉફર વાલજીને આપ્યું. શૉફર વાલજી તે મદિરાપાત્ર લઇને એક ખુરસીમાં બેસી ગયો અને મહારાજાના પાત્ર સાથે પોતાના પાત્રને અથડાવીને દારૂડિયાઓના નિયમને અનુસરીને 'શેરો' તથા 'ચિન ચિન' શબ્દોને તેણે ઉચ્ચાર્યા. મહારાજા તથા શૉફર સુધાના પાન પ્રમાણે સુરાનું પાન કરવા લાગ્યા.

જે વેળાયે મહારાજા તથા શૉફર વાલજી આવી રીતે સુરાના સેવનમાં તલ્લીન થયેલા હતા તે વેળાયે અસહાયા રાજપૂત વિધવા પોતાના મનમાં જે વિચારો કરી હતી તે વિચારો એ હતા કે: "દેવીતુલ્ય મહારાણી પાસેથી

ધનની સહાયતા તો મળી; પરંતુ એ ધનનો મારાથી પણ ઉપયોગ ન કરી શકાયો અને મારાં સંતાનોથી પણ એનો લાભ ન લઇ શકાયો; માત્ર એટલું જ નહિ, પણ મારી ફૂટી ગયેલી કિસ્મતે મને મહારાજાના પંજામાં સપડાવીને મારા માટે અકાળ મરણના અને મારાં સંતાનોમાટે નમાયાં થવાના દારુણ પ્રસંગને જ ઉપસ્થિત કરી બતાવ્યો. જેવી ઇશ્વરેચ્છા. ભલે આજે દેહનો પાત થઇ જાય અને મારાં સંતાનો ભૂખના દુઃખથી ટળવળતાં 'અન્ન અન્ન' કરતાં મરી જાય; પરંતુ આ ખરી રાજપૂતાણી પોતાના ધર્મથી ભ્રષ્ટ નહિ થાય તે તો નહિ જ થાય ! પંદર મિનિટને બદલે ત્રીસ મિનિટ વીતી ગઇ; મહારાજાએ પોતાના પાત્રમાંની મદિરાને ઉદરમાં પધરાવી દઇને તે રાજપૂત વિધવાને ગંભીર મુદ્રાથી પૂછ્યું કે: "નિશ્ચય કરી લીધો ?"

"જી હા," રાજપૂત વિધવાએ લાલચોળ આંખો તથા કરડાકીભરેલા અવાજથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"શો નિશ્ચય કર્યો ?" મહારાજાએ અધીરતાથી જિજ્ઞાસા દર્શાવી.

"પ્રાણને આ નશ્વર શરીરમાંથી કાઢી આપવાનો; પરંતુ ધન, જાગીર તથા પુત્ર કલ્યાણના પ્રલોભનના જાળમાં સપડાઇને મારી પવિત્રતામાં લેશમાત્ર પણ કલંક અંત પર્યન્ત ન લાગવા દેવાનો !" રાજપૂતાણીએ દઢતાદર્શક સ્વરથી વીરત્વપૂર્ણ ઉત્તર આપ્યું.

"દાડમદે તથા ફૂલાંદે, આ હઠીલી રાજપૂતાણીને પકડીને સુવડાવી દો પલંગ ઉપર અને એ કાંઇ પણ તોફાન ન કરી શકે એટલામાટે એને બરાબર પકડી રાખો." મહારાજાએ પોતાના હીજડા વીરોને હુકમ ફર્માવ્યો.

"આ પવૈયાઓ આ વીરા રાજપૂતાણીને પકડીને પલંગપર સૂવાડી દે, તો તો થઇ જ રહ્યું ને ! હીજડાઓ, ખબરદાર ! જો જીવનો ખપ હોય, તો છેટા જ રહેજો: નહિ તો મારૂં તો જે કાંઇ થવાનું હશે તે થશે, પણ તમારાં લોહી તો અત્યારે અને આ ક્ષણે જ રેડાઇ જશે." રાજપૂતાણીએ તરત પોતાના કટિભાગમાં છુપાવી રાખેલી પાશેરની કટારને બહાર કાઢી લઇને અધિકારદર્શક સ્વરથી તેને પકડવામાટે આગળ વધતા પાવૈયાઓને આ શબ્દો ઉચ્ચારી આગળ વધતા અટકાવી દીધા. અર્થાત્ કટારને જોતાંની સાથે જ 'વોય મા ! આણે તો કટાર કાઢી' આ શબ્દો આશ્ચર્ય તથા ભયથી ઉચ્ચારી પાવૈયાઓ જ્યાંના ત્યાં જ ઊભા રહી ગયા; તેઓ એક પણ ડગલું ભરીને જરાય આગળ ન વધી શકયા.

"ભલે ગમે તેવા બહાદુર હોય તોય પાવૈયા તે પાવૈયા જ ને ! વાલિયા, આ કામ તારા વગર થઇ શકવાનું નથી; આ વિફરેલી વાઘણને તો તારાથી જ

કાબૂમાં લઇ શકાશે." મહારાજાએ પાવૈયાઓની નિર્ભત્સના કરીને રાજપૂતાણી-ને પલંગપર સૂવડાવવાનું કામ વાલજીને સોંપી દીધું.

"જેવી અન્નદાતાની ઇચ્છા. આવી સેંકડો હઠીલી સુંદરીઓને પકડી પકડીને આ પલંગ પર સૂવડાવી દીધી છે, તો આ બિચારીના શા ભાર છે. જોઇ લ્યો હવે ભાયડાના સપાટા !" આ ગર્વદર્શક શબ્દોને ઉચ્ચારતો વાલજી મદિરાપાત્રને ટિપાઇ પર મૂકી એકદમ કુરસીમાંથી ઊઠીને ઊભો થઇ ગયો અને રાજપૂતાણી નામક વિફરેલી વાઘણના દેહપર ધસી ગયો.

જીવનની લાલસાને ત્યજી દેનાર વ્યક્તિ શું નથી કરી શકતી ? રાજ-પૂતાણી પોતાની પવિત્રતાની રક્ષામાટે આજે પોતાના પ્રાણપર ઉદાર થઇ ગયેલી હોવાથી અને મરવા કિંવા મારવાના અંતિમ નિશ્ચય પર આવી લાગેલી હોવાથી વાલજી હજી તો તેનો હાથ ઝાલવાને આગળ વધતો હતો એટલામાં પોતે જ તેનાપર ધસી જઇને તેની છાતીમાં લાત મારી તે શૂર-વીર રાજપૂતાણીએ તેને જમીનપર ચતોપાટ પછાડી નાખ્યો, એટલામાં મહારાજાના સંકેતથી બે પ્રહરીઓ તે રાજપૂતાણી પર લપકયા એટલે સાવધાન રાજપૂતાણીએ તેમનામાંના એક પ્રહરીની છાતીમાં આત્મરક્ષામાટે પોતાની કટાર ઠેઠ પીઠ સુધી ભોંકી દીધી, પ્રહરી લોહી લોહાણ થઇને ધરણીપર ઢળી પડયો અને રાજપૂતાણીની કટારે તેના હૃદયને ચીરી નાખેલું હોવાથી પડતાંની સાથે ત્યાંનો ત્યાં જ મરી ગયો. રાજપૂતાણી નામક સજીવન ચંડિકા દુર્ગા અથવા મહાકાલીએ નરપિશાચ નરેન્દ્રના એક સહાયક પ્રહરીના જીવનનું બલિદાન તો લઇ લીધું અને એ રાજપૂતાણી અત્યારના નિર્માલ્ય યુગમાં પોતાની વીરતાનું પાણી આટલી સીમા પર્યન્ત બતાવશે એવી મહારાજની લેશ-માત્ર પણ ધારણા ન હોવાથી મહારાજા સાહબ પણ રાજપૂતાણીના આ પાણીને જોઇને દિગ્મૂઢ થઇ ગયા અને ગભરાટમાં પડી ગયા. મહારાજાના ગભરાટનું બીજું કારણ એ હતું કે મહારાજાએ અત્યારના શાંતિયુગમાં સર્વથા અનાવશ્યક માનીને યુદ્ધવિદ્યાનો લેશમાત્ર પણ અભ્યાસ કર્યો ન હોતો; એક સમય એવો હતો કે રાજપૂતો પોતાની તલ્વારને સતત સહચરી તથા અર્ધાંગી માનીને રાત્રે શય્યામાં પણ તલ્વારને સાથે રાખીને જ સૂતા હતા અને મહારાજા તો સૂરવાલ, ગંજીફ્રાક, પેરણ અથવા ખમીસ, જૅકેટ તથા લાંબા અંગરખામાં જ સભ્યતાને સમાપ્ત ગયેલી માનતા હોવાથી જ્યારે રાજસભામાં પધારતા હતા ત્યારે પણ કમ્મરે તલ્વાર ન હોતા લટકાવતા, તો પછી આવા સમયમાં તો તેમની પાસે તલ્વાર, કટાર તથા રિવાલ્વર જેવાં પ્રાણરક્ષાનાં સાધનો હોય જ કયાંથી વારૂ ? પ્રહરીઓ પાસે બંદૂકો હતી; પરંતુ રાજપૂતાણીને ઊપાડવાનું કામ

તેમના માથાપર આવી પડતાં તેઓ બંદૂકને બહાર જ મૂકી આવ્યા હતા. રાજપૂતાણી હવે બરાબર ખૂન પર આવી ગયેલી હોવાથી તેણે બીજા પ્રહરીના પડખામાં પણ કટાર ચલાવી દીધી એટલે બીજો પ્રહરી પણ ઘાયલ થઇને નીચે પડી ગયો. મહારાજાને હવે પોતાના પ્રાણ ભયમાં દેખાવા લાગ્યા એટલે તેઓ રાજપૂતાણી પર બળાત્કાર કરવાના વિચારને હાલ તરત થોડી વારને માટે મુલ્તવી રાખીને પ્રાણને બચાવવામાટે અને એ વિફરેલી વાઘણને ભોંયરા નામક પાંજરામાં કયદ કરીને પછીથી તેની પાસેથી વેરનો બદલો વાળી લેવામાટે દરવાજા તરફ દોડયા; રાજપૂતાણી પણ તેમની પાછળ દોડી; મહારાજાએ બારણું ઊઘાડી નાખ્યાં; એ જ વેળાયે રાજપૂતાણીએ મહારાજાને ધક્કો મારીને નીચે પછાડી નાખ્યા અને જો એ ક્ષણે જ મહારાણી આનંદકુમારી દેવી તથા તેમની દાસી યમુના ત્યાં ન આવી લાગ્યાં હોત તો મહારાજાના જીવનદીપનું પણ એ ક્ષણે જ એ રાજપૂતાણીની કટારથી શાશ્વત નિર્વાણ થઇ ગયું હોત ! મહારાણીને જોતાં જ રાજપૂતાણીનો કટારવાળો ઊગામેલો હાથ જ્યાં હતો ત્યાં જ અટકી ગયો અને ત્યાં નાટકમાં કેટલીક વાર ગોઠવાય છે તેવો ખરેખરો ટેબ્લો થઇ ગયો. દેવીના આગમનથી દાનવના જીવનની રક્ષા થઇ ગઇ.

---

## પ્રકરણ ૧૪ મું

## વિનાશને પંથે

### "સાહબ રૂઠે કયા કરે? ઉલટી અક્કલ દે!"

મહારાજા ઇશ્વરસિંહના પાપકર્મસહાયક તથા મોઢે ચઢાવેલા શૉફર વાલજીને દશમ પ્રકરણમાં આપણે મુંબઇમાં જોયો હતો અને ત્યાર પછી ગત પ્રકરણમાં તે ભૂમંડલાનગરમાં આપણા જોવામાં આવ્યો તેનું કારણ એ હતું કે મુંબઇમાં કલ્યાણીના નિવાસસ્થાનનો પત્તો મળી ગયા પછી અને એ સમાચાર તેણે તારદ્વારા મહારાજાને પહોંચાડી દીધા પછી મહારાજાએ કેટલાક ગુપ્ત પરામર્શમાટે અર્જન્ટ તાર કરીને તેને ચાર કે પાંચ દિવસને માટે પોતાની પાસે બોલાવી લીધો હતો અને જે દિવસે તે ભૂમંડલાનગરમાં આવી લાગ્યો હતો તે જ દિવસે ગત પ્રકરણમાં વર્ણવાયલી રાજપૂત વિધવા ઉપર અત્યાચાર કરવાની ને એ અત્યાચારમાં મહારાજાને સર્વથા નિષ્ફળતા મળવાની ઘટના ઘટી હતી મહારાણીએ વિચાર ન કરતાં પોતાની દાસી યમુનાદ્વારા ક્ષેમકુશળતાથી તે જાગીરદાર

રાજપૂત વિધવાને તેના પોતાના સ્થાનમાં પહોંચાડી દીધી હતી અને તે સાથે તેને તેના પરિવાર સહિત હાલ તરત ભૂમંડલારાજ્યમાંથી બહાર નીકળી જવાની સૂચના એટલામાટે આપી દીધી હતી કે મહારાજા ભવિષ્યમાં તેને કોઇ પણ રીતે પજવવાની ચેષ્ટા ન કરી શકે; માત્ર એટલું જ નહિ, પણ મહારાણીએ પ્રથમ આપેલી રૂપિયા બે હજારની રકમ ઉપરાંત બીજી પણ રૂપિયા બે હજારની રકમ તેનાપર મોકલી આપી હતી અને ભવિષ્યમાં તેને જેટલી જોઇએ તેટલી સહાયતા આપવાનું અભિવચનયુક્ત આશ્વાસન પણ આપ્યું હતું. અસ્તુ.

જાગીરદાર રાજપૂત વિધવાના શૌર્યથી થયેલા પોતાના તથા પોતાના સહાયકોના પરાજય, રાજપૂત વિધવાને ભ્રષ્ટ કરવાના પોતાના નિષ્ફળ થઇ ગયેલા પ્રયત્ન અને એ જ વેળાયે મહારાણીના થયેલા અચિન્ત્ય આગમનથી મહારાજાના કોપનો આજે અવધિ થઇ ગયો હતો; માત્ર એટલું જ નહિ, પણ મહારાણીના આગમનથી જ આજે તેઓ રાજપૂતાણી નામક વિફરેલી વાઘણ અથવા દેવી ચંડિકાના પંજામાંથી જીવતા બચી શક્યા હતા એ માટે પોતાની દેવીતુલ્ય અર્ધાંગીનો અંતઃકરણમાં ઉપકાર માનવાને બદલે મહારાજા પોતાના મનમાં આજે મહારાણીને પોતાના વ્યભિચારમાર્ગના કંટક સમાન માનીને એ કાંટાને છાંટી નાખવાના પાપમય વિચારો કરી રહ્યા હતા.

રાત્રિનો પ્રથમ પ્રહર સમાપ્ત થઇ ગયો હતો અને લગભગ દશ વાગ્યાનો શુમાર હતો. નિરાશ થયેલા મહારાજા પોતાનાં ભૂંડાં કામોના સાથી શૉફર વાલજીને સાથે લઇને વૈજનાથના તે ખંડિયેરમાં આવી મદિરાપાન કરતા બેઠા હતા કે જે ખંડિયેરમાં એક વેળાયે નૂરીની દેખરેખ તળે બાલવિધવા કલ્યાણીને કયદી તરીકે રાખવામાં આવી હતી અને જે ખંડિયેરમાંથી પ્રતાપસિંહે કલ્યાણી તથા નૂરી ઉભયનો ઉદ્ધાર કર્યો હતો. થોડી વારમાં તો ત્યાં એક બીજી મૉટર આવી લાગી અને તેમાં જે એક રમણીને લઇ આવવામાં આવી હતી તે રમણીને શૉફર વાલજી બહાર આવીને ખંડિયેરના અંદરના સુસજ્જિત ઓરડામાં લઇ ગયો. એ રમણી અન્ય કોઇ નહિ, પણ મહારાણી આનંદકુમારી બા સાહબની વિશ્વાસપાત્ર દાસી યમુના જ હતી. દાસી યમુના મહારાજાને મર્યાદાપૂર્વક નમન કરીને ઊભી રહી એટલે મહારાજાએ તેને કહ્યું કે: "યમુના, મારે અત્યારે તારી સાથે કેટલીક ખાનગી વાતચીત કરવાની હોવાથી અને તે વાતચીતમાં લગભગ એક કલાક જેટલો સમય વીતી જવાનો સંભવ હોવાથી આ ખુરસી

પર બેસી જા. સંકોચને ત્યજી દે અને અત્યારે મને રાજા નહિ, પણ એક સામાન્ય ગૃહસ્થ માની લે."

"આપ શ્રીમાન્‌ની આ ઉદારતામાટે આપ શ્રીમાન્‌નો હું અતિશય આભાર માનું છું; પરંતુ ગમે તેની પણ હું એક દાસી અથવા ગોલી હોવાથી આપ અન્નદાતા સમક્ષ મારાથી આ કુરસીપર બેસવાની ધૃષ્ટતા કરી શકાય તેમ નથી એટલામાટે આપની ક્ષમા માગું છું. હું આ ગાલીચાપર બેસીને આપ શ્રીમાન્ જે કાંઇ કહેશો તે સાંભળી લઇશ અને આપના સવાલોના જે કાંઇ જવાબો આપવાના હશે તે આપતી રહીશ." યમુનાએ પોતાના દાસીધર્મને વળગી રહીને વિવેકપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા.

"વારુ; તારી એવી જ ઇચ્છા છે તો મારા આ કોચની પાસે મારા નિકટમાં જ ગાલીચા ઉપર બેસી જા." મહારાજાએ કહ્યું.

યમુના મહારાજાના કોચથી એક અથવા દોઢ હાથના અંતરે ગાલીચાપર બેસી ગઇ. મહારાજાએ પ્રથમ મદિરાનું પાત્ર તેના સમક્ષ ધર્યું અને મહારાજાનું અપમાન ન થાય એટલામાટે યમુનાએ તે મદિરાપાત્રને પોતાના હાથમાં લઇ લીધું; પરંતુ તેમાંની મદિરાને ઉદરમાં પધરાવવાને બદલે પીવાનો અભિનય કરી મહારાજાની દૃષ્ટિને ઠગીને ગાલીચાપર ઢોળી નાખી. મહારાજાએ યમુનાને સંબોધીને હવે ગંભીરતાથી કહેવા માંડ્યું કે:–

"યમુના, તું રાજમહાલયમાં જન્મી છે; રાજમહાલયમાં ઊછરીને મોટી થઇ છે અને અત્યાર સુધી રાજમહાલયમાં વસીને રાજસેવામાં જ પોતાના જીવનને વીતાડી રહી છે એટલે રજવાડાના રંગઢંગ તારાથી અજાણ્યા તો ન જ હોય એ નક્કી વાત છે. તું મહારાણીની વિશ્વાસપાત્ર દાસી છે એ હું સારી રીતે જાણું છું; પરંતુ મારો આત્મા તારી સુંદરતા તથા બુદ્ધિમત્તાનો દાસાનુદાસ થઇ ગયેલો હોવાથી આજે કેટલાક સમયથી હું તારી સાથે લગ્ન કરીને તને મારી પાટરાણીના પદપર સ્થાપવાની ઇચ્છા કરી રહ્યો છું અને મારી ઇચ્છાને પૂર્ણ કરવાના ઉપાયને શોધી રહ્યો છું."

"હું તો પરણેલી છું અને મારો ધણી જીવતો હોઇને આપ નામદારનો એક હજૂરી હોવાથી આપ નામદાર મારી સાથે લગ્ન કેવી રીતે કરી શકશો?" યમુનાએ મહારાજાના પ્રથમ પ્રસ્તાવને જ આવી રીતે મર્યાદાપૂર્વક કાપી નાખ્યો.

"ગાંડી રે ગાંડી, રજવાડામાં રહેવા છતાં તારા મનમાં હજી આવી કુશંકાઓ થયા કરે છે?" મહારાજા હસીને કહેવા લાગ્યા: "જો મારી

ધારણા પ્રમાણે સર્વ વ્યવસ્થા થઇ જશે, તો તારા ધણી પાસેથી હું તને પાંચ મિનિટમાં છૂટાછેડા અપાવી દઇશ; તારા ધણીને પાંચ દશ હજાર રૂપિયા આપીને બીજી બાયડી કરી લેવાનું જણાવી દઇશ અને તને મારી પાટરાણી બનાવી દઇશ. આ બધું તો જાણે પરિશ્રમ વિના જ થઇ જશે; પરંતુ જ્યાં સુધી મહારાણી જીવતી છે ત્યાં સુધી મારાથી મારી આ ઇચ્છાને પાર પાડી શકાશે કે નહિ એનો જ મારા મનમાં સંદેહ રહ્યા કરે છે અને તેટલામાટે મારા સુખના માર્ગમાં વારંવાર કંટકરૂપ થતી એ મહારાણીને આ સંસારમાંથી સદાને માટે વિદાય કરી દેવાની આવશ્યકતા અનિવાર્ય થઇ પડી છે. મહારાણી તારા વિના બીજી કોઇ દાસીનું રાંધેલું અન્ન નથી ખાતી ને તારા વિના બીજી કોઇ દાસીના હાથનું આણેલું પાણી પણ નથી પીતી એ તો તું જાણે જ છે એટલે આપણા સુખના માર્ગમાંથી મહારાણીને દૂર કરી દેવાનું કાર્ય તારા વિના અન્ય કોઇ પણ વ્યક્તિથી સિદ્ધ થઇ શકે તેમ છે જ નહિ. જો તારી પોતાની ઇચ્છા દાસી મટીને મહારાણી થવાની હોય અને પોતાના ભાગ્યને ચમકાવવાનો અવસર હાથમાંથી તારે ન જવા દેવો હોય, તો આ કાર્યસિદ્ધિના ભારને તું પોતાના મસ્તક પર ઊપાડી લે અને મહારાણીજીને મહાનિર્વાણના માર્ગમાં વિદાય કરી મહારાણીપદની અધિકારિણી થઇ જા."

બુદ્ધિમતી યમુના મહારાજાના આશયને બરાબર સમજી ગઇ. તેણે મહારાજાના આ પ્રસ્તાવને લક્ષપૂર્વક સાંભળી લઇને કહ્યું કે: "મહારાજાધિરાજ, અવિનય થતો હોય તો ક્ષમા આપશો; પરંતુ મારા હસ્તથી આ કાર્ય સિદ્ધ થઇ ગયા પછી જો આપ મારી સાથે પણ વિશ્વાસઘાત કરી બેસો અને એક બીજા મહારાજાધિરાજે કર્યું હતું તેમ પ્રથમ મહારાણીનો મારા હાથે ઘાત કરાવી મને પણ આ સંસારમાંથી દૂર કરવામાટે મહારાણીને મારી નાખવાનો આરોપ મારા શિરપર ચઢાવી ફાંસીને લાકડે લટકાવી દ્યો; તો પછી મારે શું કરવું ? કોઇ પણ સામાન્ય સ્ત્રીને મહારાણીપદ પર આરૂઢ થવાની આકાંક્ષા હોય એ સ્વભાવિક હોવાથી જો કે મારા હૃદયમાં પણ મહારાણીના પદ ઉપર આરૂઢ થવાની આકાંક્ષા તો છે જ; પરંતુ જીવન વિના મહારાણીપદ ભોગવી શકાય તેમ ન હોવાથી જીવનને સુરક્ષિત રાખીને જ હું મારી એ આકાંક્ષાને પૂર્ણ કરવા ઇચ્છું છું; મારા પોતાના અસ્તિત્વને જોખમમાં નાખીને એ આકાંક્ષાને પૂર્ણ કરવાનો મારો મનોભાવ નથી."

"મારા તરફથી તને જે કાંઇ પણ ખાત્રી જોઇએ તે ખાત્રી આપવાને હું તૈયાર છું." મહારાજાએ કાંઇક હિમ્મતમાં આવીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"મને એક તો જાણે દશ હજાર રૂપિયા રોકડા મળવા જોઇએ અને તે ઉપરાંત 'મહારાણીને મારી નાખવાનું કામ મેં જ તને સોંપેલું હોવાથી જ્યારે મહારાણી મરણને શરણ થઇ જશે, ત્યારે હું મારા બાપના બોલથી તારી સાથે પુનર્લગ્ન કરવાને અને તને મારી પાટરાણીના પદ ઉપર આરૂઢ કરવાને બંધાઉં છું. જો હું મારા આ વચનનું પાલન ન કરું, તો આ કાગળનો મારા વિરુદ્ધ ગમે તે પ્રકારનો ઉપયોગ કરવાનો તને સંપૂર્ણ અધિકાર છે;' આવા આશયનો આપના પોતાના હસ્તાક્ષરોથી લખાયલો આપની મોહોરવાળો દસ્તાવેજ પણ મળી જવો જોઇએ. જો આવો દસ્તાવેજ મને મળી જાય તો પછી આપની ઇચ્છા અનુસાર કોઇ પણ પ્રકારનું સાહસ કરવાને આપની આ આજ્ઞાધારિણી સેવિકા યમુના નિરંતર તૈયાર છે." યમુનાએ પોતાના જીવનની સુરક્ષિતતા તથા સ્વાર્થસિદ્ધિમાટે આવા પ્રકારના દસ્તાવેજ તથા રૂપિયા દશ હજારની માગણીને મહારાજા સમક્ષ કોઇ પણ પ્રકારના સંકોચ વિના રજૂ કરી દીધી.

જે કલમથી એક વાર કલ્યાણીના હસ્તે પોતાના સહોદર ઉપરની પત્રિકા લખાઇ હતી તે જ કલમથી મહારાજાએ મદિરા તથા મદિરા કરતાં પણ અધિક રાજસત્તાના મદથી સારાસારનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં યમુનાને તેની માગણી પ્રમાણેનો દસ્તાવેજ તરત લખી આપ્યો અને કહ્યું કે; 'રૂપિયા દશ હજારની રકમ હું આવતી કાલે જ તને આપી દઇશ. પરંતુ, સાવધાન, આ દસ્તાવેજ કોઇના હાથમાં ન જાય અને કોઇના વાંચવામાં ન આવી જાય; નહિ તો તારી તથા મારી બન્નેની મિટ્ટી પલીદ થઇ જશે.'

"એની લેશમાત્ર પણ ચિન્તા ન રાખશો; પરંતુ મારી એક અન્ય પ્રાર્થના છે અને તે વિચારપૂર્વક લક્ષમાં રાખી લેવા યોગ્ય છે." યમુનાએ દસ્તાવેજને પોતાની ચોળીમાં સુરક્ષિત કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"જે કહેવાનું હોય તે મોકળા મનથી કહી દે." મહારાજાએ તેને બોલવાની અનુમતિ આપી,

"આપ મહારાણીને કયા ઉપાયથી પૂરાં કરી દેવા માગો છો તે કૃપા કરીને જણાવશો ?" યમુનાએ આવશ્યક જિજ્ઞાસા દર્શાવી.

"સ્લો પોઇજન એટલે કે ધીમા ઝેરના પ્રયોગથી; કારણ કે, આ ઉપાયનું અવલંબન કરતાં કોઇના મનમાં કશી શંકા પણ નહિ આવે અને અમુક સમય પર્યન્ત રુગ્ણશય્યામાં રહીને મહારાણી સ્વર્ગમાં પ્રયાણ કરી જશે એટલે આપણા મનોરથ અનાયાસ સિદ્ધ થઇ જશે." મહારાજાએ ઉત્તર આપ્યું. "પણ મને તેવું ઝેર કોણ લાવી આપશે ?" યમુનાએ પૂછ્યું.

"મિસરની મહારાણી કલીયોપેટ્રાએ કરેલા નાનાવિધ હલાહલોના સંગ્રહ પ્રમાણે મારા વિષસંગ્રાહાલયમાં પણ એવાં અનેક પ્રકારનાં ઝેર તૈયાર છે. મહારાણીના જીવનદીપના નિર્વાણમાટે જે ધીમા ઝેરનો પ્રયોગ કરવાનો છે તે ધીમા ઝેરની શીશી હું તને આવતી કાલે આપીશ." મહારાજાએ ગંભીરતાથી કહ્યું.

"હવે મારી એ પ્રાર્થના છે કે મહારાણીના મૃત્યુને નિપજાવવાનો પ્રયત્ન આપણી રાજધાનીમાં તથા આપણા રાજમહાલયમાં કરવાને બદલે જો મુંબઇ જેવા સ્થાનમાં કરવામાં આવે અને તે પણ જો આપની ગેરહાજરીમાં કરવામાં આવે, તો તેમાં આપણી વધારે સલામતી છે." યમુનાએ દીર્ઘદૃષ્ટિથી પોતાનો આ પ્રસ્તાવ રજૂ કર્યો.

"તારી આ સલાહ ઘણી જ સારી હોવા છતાં સવાલ એ ઊભો થાય છે કે અત્યારે મહારાણીને મુંબઇ મોકલવાં કેવી રીતે ?" મહારાજાએ કહ્યું.

"મહારાણીશ્રીની નાસિક ત્ર્યંબકની યાત્રા કરવાની અને ગોદાવરીમાં સ્નાન કરીને પવિત્ર થવાની ઘણા દિવસથી ઇચ્છા હોવાથી જો આપની અનુમતિ હોય તો તેઓ પોતે જ આપની પાસેથી મુંબઇ જવાની આજ્ઞા માગી લે એવા પ્રસંગને હું ઊભો કરી દઉં. આપ મહારાણીને મુંબઇ તથા નાસિક જવાની આજ્ઞા આપી દેજો અને પ્રવાસની સર્વ વ્યવસ્થા કરી આપજો એટલે પછી મુંબઇમાં જે કાંઇ કરવાનું હશે તે હું કરી લઇશ અને ત્યાંના સમાચાર પ્રતિદિવસ આપને પહોંચાડતી રહીશ." યમુનાએ મહારાણીને મુંબઇ મોકલવાનો ઉપાય મહારાજાને દર્શાવી દીધો.

"જો એમ થતું હોય તો બીજું જોઇએ છે જ શું વારૂ ?" મહારાજાએ આનંદદર્શક ઉદ્‌ગાર કાઢ્યો.

"ત્યારે હવે મને રાજમહાલયમાં પહોંચાડવાની શૉફરને આજ્ઞા આપશો; કારણ કે, લગભગ સાડા અગિયાર થવા આવ્યા છે અને પાછલી રાતે મહારાણીના શયનમંદિરમાં મારે રહેવાનું છે. જો હું ત્યાં વેળાસર હાજર નહિ થઇ જાઉં, તો મહારાણી મને અનેક પ્રકારના પ્રશ્નો પૂછશે અને જો

આશાથી સંતોષકારક ઉત્તર નહિ આપી શકાય તો મારા પર ચીડાઇ જશે અને કદાચિત્ શંકાશીલ પણ થઇ જશે." મહારાજાની અશ્લીલ ચેષ્ટાઓથી બચવામાટે યમુનાએ હવે ત્યાંથી જેમ બને શીઘ્ર છટકી જવાની યુક્તિ કરવા માંડી.

યમુનાના હૃદયમાં મંગળાચરણમાં જ વિપરીત ભાવના ન થઇ જાય એટલા માટે કાંઇ પણ મર્કટચેષ્ટા કર્યા વિના જ મહારાજા ઇશ્વરસિંહે યમુનાને ત્યાંથી વિદાય થવાની આજ્ઞા આપી દીધી અને શૉફરને બોલાવીને યમુનાને સત્વર રાજમહાલયમાં પહોંચાડવાનો હુકમ ફર્માવી દીધો.

યમુનાના ગયા પછી મહારાજાએ વાલજીને સંબોધીને કહ્યું કે: "હું ન હોતો ધારતો કે આ ચાલાક પક્ષિણી આ વ્યાધના જાળમાં આમ તત્કાળ સપડાઇ જશે."

"લક્ષ્મી તથા પદવીના લોભમાં મહાત્માઓ પણ લપટાઇ જાય છે; તો બે બદામની બાંદી એ વસ્તુઓના લોભમાં લપટાઇ જાય એમાં નવાઇ જેવું શું છે વારૂ ?" વાલજીએ વિકટ હાસ્ય કરીને કહ્યું.

જે વેળાયે દાસી યમુના વૈજનાથના ખંડિયેરમાંથી રાજમહાલયમાં પાછી આવી લાગી તે વેળાયે મધ્યરાત્રિ વીતી ગઇ હતી અને લગભગ એક વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. મૉટર હોવા છતાં માર્ગમાં આટલો બધો વિલંબ થઇ ગયો તેનું કારણ એ હતું કે વૈજનાથથી ભૂમંડલા પ્રતિ આવવાનો માર્ગ ખડબચડો હોવાથી મૉટરના એક ટાયરમાં વચ્ચે પંકચર પડી ગયું હતું અને તેથી બીજું ટાયર ચઢાવતાં લગભગ અડધા કલાક જેટલો સમય વીતી ગયો હતો; માત્ર એટલું જ નહિ, પણ બીજી વાર પંકચર ન પડી જાય એટલામાટે મૉટરના વેગને બહુ જ મંદ રાખવો પડયો હતો.

દાસી યમુના જ્યારે મહારાણીના શયનમંદિરમાં આવીને ઉપસ્થિત થઇ ગઇ તે વેળાયે મહારાણી આનંદકુમારીબા સાહેબ પોતાના રાઇટિંગ ટેબ્લ પાસે ગોઠવી રાખેલી ઇઝીચેરમાં દીપકના પ્રકાશની સહાયતાથી એક પુસ્તક વાંચી રહ્યાં હતાં. મહારાણીને લખવા વાંચવાનો અતિશય શોક હોવાથી અને રાત્રિના સમયમાં જો નિદ્રા ન આવે તો તેઓ ઘણીક વાર લખવા કિંવા વાંચવામાં સમય વીતાડતાં હોવાથી પોતાના શયનમંદિરમાં પણ તેમણે એક સુંદર તથા વિશાળ રાઇટિંગ ટેબ્લ રાખ્યું હતું અને તેની ઉપરના શેલ્ફમાં થોડાંક ઉત્તમ પુસ્તકો પણ ગોઠવી રાખ્યાં હતાં.

યમુના મહારાજાના આમંત્રણને માન આપીને વૈજનાથના ખંડિયેરમાં ગઇ હતી એ વાર્તા મહારાણીના જાણવામાં હોવાથી વસ્તુતઃ તેઓ શ્રીમતી અત્યારે તો પુસ્તક વાંચતાં હૃદયમાં યમુનાના આગમનની જ પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. યમુનાએ આવતાંની સાથે જ કહ્યું કેઃ—

"અદ્યાપિ આપ નિદ્રાધીન નથી થયાં? પુસ્તકના વાંચન તથા જાગરણમાં જ સમયને વીતાડી રહ્યાં છો? એક વાગી ગયો છે એ આપ જાણો છો ખરાં કે નહિ?"

મહારાણીએ પુસ્તકનાં પૃષ્ઠોની વચ્ચે બુકમાર્ક મૂકી પુસ્તકને ટેબલ પર રાખતાં યમુનાને સંબોધીને કહેવા માંડ્યું કેઃ "યમુના, તને કોઇ દિવસ નહિ ને આજે મહારાજાએ અચાનક વૈજનાથના ખંડિયેર જેવા ભયંકર સ્થાનમાં રાત્રિના સમયમાં બોલાવેલી હોવાથી જ્યાં સુધી ત્યાંથી તું ક્ષેમકુશળ પાછી ન આવે ત્યાં સુધી મારાં નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ કેવી રીતે થઇ શકે, એની કલ્પના તારે પોતે જ કરી લેવાની છે. અસ્તુઃ હવે કહી દે કે આજના શા સમાચાર છે?"

"બિલ્કુલ બોકાણના સમાચાર છે; હવે જો ભૂમંડલામાં, આ રાજમહાલયમાં કિંવા આ રાજ્યની સીમામાં આવેલા કોઇ પણ સ્થાનમાં વધારે દિવસ રહેવાના હઠવાદને વળગી રહેશો અને મારી મંત્રણાને માન આપીને હાલ તરત મુંબઇ જેવા નિર્ભય સ્થાનમાં એટલે કે બ્રિટિશ સરકારના રાજ્યમાં જઇને વસવાની દક્ષતાને નહિ દર્શાવો, તો આપના પ્રાણ ભયમાં છે એ નિશ્ચયપૂર્વક માની લેજો; કારણ કે, આપ જ્યારે ને ત્યારે મહારાજાનાં પૈશાચિક કૃત્યોમાં બાધા નાખતાં હોવાથી અને મહારાજાને ધર્મ, નીતિ તથા ન્યાયના માર્ગમાં ચાલવાના ઉપદેશો આપતાં હોવાથી મહારાજા આપ શ્રીમતીને પોતાની વૈરિણી માનીને આપ શ્રીમતીની હત્યા કરાવી નાખવાને તૈયાર થઇ ગયા છે અને હું આપની વિશ્વાસપાત્ર દાસી હોવાથી આપની જીવનલીલાને સમાપ્ત કરી નાખવાનું કાર્ય આજે મને મહારાણીપદની લાલસામાં લપટાવીને મારા હાથમાં જ સોંપાયલું છે." આવી રીતે પ્રસ્તાવના કરીને યમુનાએ વૈજનાથના ખંડિયેરમાં મહારાજાએ તેની સાથે કરેલા વાર્તાલાપનો મહારાણી સમક્ષ અક્ષરસઃ પુનરુચ્ચાર કરી બતાવ્યો અને તે વાર્તાલાપના પુનરુચ્ચારના શ્રવણથી મહારાણીના સખેદ આશ્ચર્યનો અવધિ જ થઇ ગયો.

બે ચાર ક્ષણ પર્યન્ત આવી રીતે સખેદ આશ્ચર્યમાં નિમગ્ન રહ્યા

પછી મહારાણીએ એક નિઃશ્વાસ નાખીને એટલા જ શબ્દો ઉચ્ચાર્યા કે: "મારા હસ્તથી એવો શો અપરાધ થયો છે કે જે અપરાધના બદલામાં મહારાજા મને દેહાંતદંડ આપવાને કટિબદ્ધ થઇ ગયા છે!"

"પોતાના અપરાધને કોઇ પણ વ્યક્તિ જોઇ કિંવા જાણી શકતી નથી એટલે જો આપ પોતાના ભયાનક અપરાધને જોઇ અથવા જાણી ન શકતાં હો, તો તે સ્વભાવિક છે. જો મને પોતાને પૂછવામાં આવે તો સત્યના સમર્થનમાટે મારે કહેવું જોઇએ કે આપ શ્રીમતીના હસ્તથી એક અપરાધ નહિ, પણ એવા અનેક અપરાધો થયેલા છે અને થતા રહે છે કે તે અપરાધોમાટે અથવા તે મહાભયાનક અપરાધોના બદલામાં આપ શ્રીમતીને કેવળ એક જ વાર નહિ, પણ જો સો વાર રીબાવી રીબાવીને મારી નાખવાની સજા ફર્માવવામાં આવે, તો તે સજા પણ આપ શ્રીમતીના અપરાધોની ભયંકરતાને જોતાં તો ઓછી જ કહી શકાય અને મહારાજાને એટલી ઓછી સજા ફર્માવવામાટે કદાચિત્ મહાદયાલુ તરીકે જ ઓળખી શકાય તેમ છે." બુદ્ધિશાલિની યમુના દાસીએ વક્રોક્તિથી આ ઉદ્ગારો કાઢ્યા.

"યમુના, આજે આ તું શું બકી રહી છે? એક સર્વથા નિર્દોષ તથા નિરપરાધિની અબળાને ભયંકર અપરાધિની તરીકે વ્યક્ત કરી રહી છે? શું આજ તારી નિમકહલાલી છે?" શોકવિહ્વલા મહારાણીએ યમુનાના આશયને તત્કાળ ન સમજી શકવાથી કોપાયમાન થઇને આ શબ્દો ઉચ્ચાર્યા.

"શ્રીમતી, જરા શાંત થાઓ અને શાંત ચિત્તથી મારા બે પાંચ પ્રશ્નોનાં યથાર્થ ઉત્તર આપી દો એટલે આપ શ્રીમતીના હસ્તથી શા શા અપરાધો થયા છે ને થાય છે એ રહસ્ય કાં તો પોતાની મેળેજ આપના જાણવામાં આવી જશે અને નહિ તો હું આપને એ રહસ્ય નિમેષમાત્રમાં જ સમજાવી દઇશ." યમુનાએ શાંત તથા ગંભીર ભાવથી કહ્યું.

"ભલે, હું તારા પ્રશ્નોનાં ઉત્તર આપવા તૈયાર છું." મહારાણીએ ઉત્તર આપવાની તત્પરતા દર્શાવી.

"મહારાજા સાથે લગ્નના પવિત્ર ગ્રંથિવડે બંધાઇને આ રાજમહાલયના અંતઃપુર અથવા રાણીવાસમાં આવ્યા પછી અત્યાર સુધી આપ શ્રીમતી એકનિષ્ઠાથી સીતા, સાવિત્રી તથા સુકન્યા આદિક પ્રાતઃસ્મરણીયા સતી સાધ્વી આર્ય નારીઓ પ્રમાણે પાતિવ્રત્યને પાળી રહ્યાં છો, એ વાત સાચી કે ખોટી?" યમુનાએ પોતાના પ્રથમ પ્રશ્નને આવી રીતે મહારાણી સમક્ષ રજૂ કર્યો.

"એ વાત સાચી." મહારાણીએ ગર્વદર્શક ભાવથી ઉત્તર આપ્યું.

"જો એ વાત સાચી હોય; સાચી જ છે; તો એ જ આપ શ્રીમતીનો સર્વથી પ્રથમ અપરાધ છે; કારણ કે, અંતઃપુરવાસિની રાણીઓ પાતિવ્રત્યને પાળતી રહે અને અધર્મ તથા અનીતિથી સર્વથા અલિપ્ત રહે એ કદાચિત્ પ્રાચીન તથા મધ્યકાલિક રાજવંશોની પ્રથા હશે; પરંતુ આજકાલના રજવાડામાં તો પાતિવ્રત્ય ધર્મ તથા નીતિનું પાલન રાણીઓ તથા મહારાણીઓનું પાપ જ મનાય છે." યમુનાએ મહારાણીના ધર્મ તથા નીતિયુક્ત પાતિવ્રત્યપાલનને મહારાણીના પ્રથમ અપરાધ તરીકે ઓળખાવ્યો અને તેના સમર્થનમાં ઉદાહરણ આપતી તે કહેવા લાગી કે: "શુક્લપક્ષનો અને તેમાં પણ વિશેષતઃ પૂર્ણિમાનો ચંદ્રમા સાધુ પુરુષો તથા સાધ્વી સ્ત્રીઓની દૃષ્ટિમાં અતિશય શીતલ, સુધાંશુ તથા આનંદવર્ધક સુહૃદ્તુલ્ય હોવા છતાં ચોર, વ્યભિચારી તથા અભિસારિકાઓ કિંવા વ્યભિચારિણી વનિતાઓને એટલામાટે જ વૈરી અથવા અપરાધી તરીકે દેખાયા કરે છે કે તે અંધકારનો નિવારક હોવાથી એ ચોરો, વ્યભિચારિઓ તથા અભિસારિકાઓને જે કાળાં કૃત્યો અંધકારના આવરણમાં લપાઇને કરવાનાં હોય છે તે કાળાં કૃત્યો ચંદ્રમાના પ્રકાશમાં, અંધકારના અભાવે, તેમનાથી નથી કરી શકાતાં અથવા તો ચંદ્રમાના પ્રકાશથી તેમનાં કાળાં કૃત્યો અન્ય જનોના જોવામાં આવી જતાં પ્રકાશિત થઇ જાય છે; સૂર્યનારાયણનો પ્રકાશ સમસ્ત વિશ્વનો જીવનદાતા હોવા છતાં દિવાભીત(ઘુવડ)ની દૃષ્ટિને પરમશત્રુ અથવા ઘોર અપરાધી દેખાય છે તે એટલામાટે કે સૂર્યનારાયણનો પ્રકાશ દિવાભીતનાં નેત્રોની નિશાચરી નિરીક્ષણશક્તિનો લોપ કરી નાખે છે; આદર્શ સાધુ પુરુષો તથા આદર્શ સાધ્વી સન્નારીઓ ભાવિક તથા ધર્મિષ્ઠ જનોની દૃષ્ટિમાં પરમપૂજ્ય. પરમવંદનીય તથા પ્રાતઃસ્મરણીય હોવા છતાં દુરાચારી તથા વ્યભિચારી પુરુષોને પોતાની સતીશિરોમણી ગૃહલક્ષ્મીઓ પોતાની પરમવૈરિણી તથા અપરાધિની તરીકે એટલામાટે દેખાયા કરે છે કે તે સાધ્વી સ્ત્રીઓ ન્યાયાધીશના પવિત્ર આસનપર વિરાજીને પોતાના વ્યભિચારી પતિઓને ધર્મ તથા નીતિના ઉપદેશોદ્વારા વ્યભિચારના માર્ગથી પરાવૃત્ત કરીને સદાચાર તથા ધર્મના માર્ગમાં વાળવાના અવિશ્રાંત પ્રયત્નો કરતી રહે છે અને તે નરપિશાચ પતિઓની માન્યતા અનુસાર તેમની સ્વચ્છંદતા નામક સુધામાં ધર્મ તથા નીતિના વિષને મેળવતી રહે છે! અર્થાત્ મારા અત્યારના કથનનો સારાંશ એ જ છે કે કેટલાક અપવાદોને જો વર્જ્ય કરવામાં આવે, તો આજે કેટલાક સમયથી રાજકુટુંબોમાં બહુધા દૃઢમૂલ

થઇ ગયેલી પ્રથા અનુસાર જો અંતઃપુરવાસિની રાણીઓ પોતાના દુરાચારી પતિઓ જેવી રીતે ગોલીઓ સાથે દુરાચાર, વેશ્યાઓ સાથે વિહાર તથા પરસ્ત્રીઓ સાથે પ્રેમના વ્યાપાર કરતા રહે છે તેવી જ રીતે જનાનખાનાની ચાર દીવાલોની સીમામાં રહીને ભલે ગોલાઓના ભાગ્યને ચમકાવતી રહે; જો પોતામાં આવડત હોય તો સ્વપ્નમાંય ગર્ભને ધારણ ન કરવા છતાં નાટયશાળાની કોઇ એક કુશળ નટી પ્રમાણે અભિનયકૌશલ્યપૂર્વક ગર્ભવતીની ભૂમિકા ભજવી બતાવી ધન તથા પ્રપંચના બળથી કોઇ ઘાંચી, મોચી, તેલી, તંબોલી, સોની, સુતાર, મોચી, ચમાર, ભરવાડ કે ભોઇના તરતના જન્મેલા કિંવા બે ચાર માસના વયના બાળકને ખરીદી રાજકુમાર તરીકે ઓળખાવી પાટરાણી તથા ભવિષ્યની રાજમાતાના બહુમાનયુક્ત પદપર આરૂઢ થઇ જાય; જ્યાં સુધી પતિ પોતાના 'સ્વાર્થ' માં બાધાકારક ન થતો હોય ત્યાં સુધી હૃદયમાં હલાહલ હોવા છતાં મધુરી વાણીથી પતિને નિરંતર રીઝવતી રહે; પરંતુ પતિદ્વારા પોતાના 'સ્વાર્થ' માં બાધા થતી જોતાંની સાથે જ પોતાના પતિનું કાટલું કાઢી નાખતાં પણ વાર ન કરે અને તેમ છતાં સંસારમાં પોતે મહાધર્મશીલા તથા સાધ્વી તરીકે જ ઓળખાતી રહે; તો આજકાલની ઘણીક રાજપ્રપંચ પ્રવીણા દુરાચારિણી રાણીઓનાં એ સર્વ કૃત્યો આપણા મહારાજા જેવા રાજા મહારાજાઓથી અવશ્ય સહન કરી શકાય છે; કિંતુ આપ શ્રીમતી સમાન સતી સાધ્વી અર્ધાંગીઓનાં સદાચાર, સદુપદેશ તથા સચ્ચારિત્ર્ય આદિક એ નરપિશાચ મહારાજાઓથી સહન નથી કરી શકાતાં અને એટલામાટે જ આવા દુરાચારી પતિઓની દૃષ્ટિમાં આપ શ્રીમતી જેવી સદાચારિણી ગૃહલક્ષ્મીઓ ઘોર અપરાધિની તથા મૃત્યુદંડને પાત્ર જ દેખાયા કરે છે. સારૂં થયું કે આપ શ્રીમતીને મૃત્યુના મુખમાં ધકેલી દેવાનું કાર્ય આપ શ્રીમતીના પુણ્યપ્રભાવથી મહારાજાએ આપની આ વિશ્વાસપાત્ર દાસીને જ સોંપ્યું એટલે આપ શ્રીમતીને હવે આ સેવિકા ઊની આંચ પણ નથી આવવા દેવાની; પરંતુ જો આ કાર્ય કોઇ નીચ સ્વભાવની તથા લોભિષ્ટવૃત્તિની ગોલીને સોંપવામાં આવ્યું હોત, તો તે ગોલીની મહત્ત્વાકાંક્ષા તો પૂરી થાત કિંવા ન થાત તે તો પરમાત્મા જાણે; પણ તે ગોલીના હાથે આપ શ્રીમતીના જીવનું જોખમ તો જરૂર થઇ જાત; કારણ કે, આવા ઘણા બનાવો બની ગયા છે અને અત્યારે પણ બન્યા કરે છે એટલે એમાં નવાઇ જેવું કાંઇ છે જ નહિ. રાજા રાણીને મરાવી નાખે, રાણી રાજાને ઝેર ખવડાવી દે, યુવરાજ પિતાની હત્યા કરાવી નાખે, કુટાયો પાટવીકુંવરનું

કાસળ કાઢી નાખે, જો યુવરાજ પોતાનો વિરોધી જણાય, તો પિતા પોતે જ પોતાના પુત્રને પરલોકના પંથે પ્રયાણ કરાવી દે; માત્ર એટલું જ નહિ, પણ પોતાના સુખના માર્ગમાં કંટકરૂપ થનાર પુત્રને તેની પોતાની જન્મદાત્રી માતા જ હતો ન હતો કરી નાખે એ તો રજવાડાના રોજના રંગ અને રાજપરિવારની નિત્યની લીલાઓ છે. અસ્તુઃ હવે અત્યારના પ્રસંગનો વિચાર કરીને આવતી કાલે જ મહારાજા પાસેથી નાસિકયાત્રાની અનુમતિ મેળવી લેજો અને એ દિવસમાં જ મુંબઇ જવાની તૈયારી કરી લેજો. આપણી ક્ષેમકુશળતાની અન્ય જે કંઇ પણ યોજના કરવાની છે તે આપણે મુંબઇ પહોંચ્યા પછી નીરાંતે કરી લઇશું."

"યમુના, તું મારી દાસી અથવા ગોલી નથી; કિંતુ મારી માજણી સગી બહેન તથા ખરી રાજપૂતાણી છે એની આજે મને પૂરેપૂરી ખાત્રી થઇ ગઇ છે. અત્યારે હવે મારા મનમાં એ જ વિચાર આવ્યા કરે છે કે તારા આ ઉપકારનો બદલો મારાથી ક્યારે તથા કેવી રીતે વાળી શકાશે?" મહારાણીનું હૈયું ભરાઇ આવતાં મહારાણીએ સદ્‌ગદિત થઇને આ શબ્દો ઉચ્ચાર્યા.

"આ અવસર આવા પ્રકારના વિચારોને હૃદયમાં સ્થાન આપવાનો નથી; કિંતુ આત્મરક્ષાના ઉપાયોને દૃઢતાપૂર્વક યોજી લેવાનો છે. સમય આવતાં મારી સેવાનો બદલો મને આપ શ્રીમતી પાસેથી અથવા તો પરમાત્મા પાસેથી મળી રહેશે અને મારાં સત્કર્મ નિષ્ફળ નથી જ થવાનાં એવો મારો દૃઢ વિશ્વાસ છે. અને હા, મારી એક બીજી વાતને પણ આપ શ્રીમતીએ લક્ષમાં રાખી લેવાની છે અને તે એ કે આપ શ્રીમતીએ જે કાંઇ પણ રોકડ એકઠી કરી હોય તેને તેમ જ બહુમૂલ્ય વસ્ત્રાલંકારોને પણ સાથે લઇ લેવાની વાતને ભૂલી જશો નહિ; કારણ કે, વિદેશમાં જે કાંઇ પણ સાધન આપણી સાથે હશે તે જ આપણને કામ આવશે." યમુનાએ ગંભીરતાથી કહ્યું.

"અને પેલી જાગીરદાર વિધવાને પણ આપણે મુંબઇ આવવાનું કહી દઇએ તો કેમ? કારણ કે, મારી ગેરહાજરીમાં મહારાજા તેના પર અવશ્ય જુલ્મનો વર્ષાદ વર્ષાવશે એવો મારા મનમાં સકારણ ભય રહ્યા કરે છે." મહારાણીએ એક અન્ય ઇચ્છા દર્શાવી.

"સવારમાં હું પોતે જ એ રાજપૂતાણી પાસે જઇને આપનો સંદેશ તેને સંભળાવી આવીશ." યમુનાએ કહ્યું.

એ વેળાયે ક્લૉકમાં ત્રણના ટકોરા થયા. યમુનાએ આગ્રહ કરીને મહારાણીને પોઢાડી દીધાં અને તે પોતે શયનમંદિરના દ્વારમાં જાગતી બેસી રહી.

---

## પ્રકરણ ૧૫ મું
## પીડાતી પ્રજાના પોકાર

હવે આપણે મુંચાણાની દિશામાં વળીશું. જેમનો અમારાં પાઠકો તથા પાઠિકાઓને અતઃપૂર્વ પરિચય થઇ ચૂકયો છે તે મુંચાણા ગામના ખેડુતોના પટેલ જેતસી તથા અરસીએ મહારાજાને મળ્યા પછી મુંચાણામાં આવીને આસપાસનાં પંદર ગામોના ખેડુતોને બોલાવ્યા હતા અને પંદરે ગામોના બહુધા સઘળા ખેડુતો મુંચાણામાં આવી શકે એટલામાટે વીસેક દિવસના ગાળા પછીનો એક દિવસ ખેડુતોની સભાના દિવસ તરીકે નક્કી કરવામાં આવ્યો હતો. જેતસી તથા અરસીના આમંત્રણને માન આપીને પંદરે પંદર ગામના પંદરથી પંચાવન વર્ષના વય પર્યન્તના સઘળા ખેડુતો નક્કી કરેલે દિવસે મુંચાણામાં આવીને હાજર થઇ ગયા હતા. કેવળ સ્ત્રીઓ; માંદા તથા અતિશય વયોવૃદ્ધ પુરુષો અને પંદર વર્ષથી ઓછી અવસ્થાના બાળકો જ ઘેર રહ્યાં હતાં. મુંચાણાનો ચૉરો વિશાળ હોવા છતાં આજે ખેડુતોની વિશાળ સંખ્યાએ વિશાળ ચૉરામાં તલ નાખી શકાય તેટલી જગ્યાને પણ ખાલી રહેવા દીધી ન હોતી. ખેડુતોની આજની સભામાં મુંચાણા ગામના ખેડુતોની બાયડીઓ પણ હાજર થઇ ગઇ હતી અને તેઓ વાછરા દાદાના પેઢા અથવા ઓટલા ઉપર પીપળાની નીચે બેઠી હતી. વયોવૃદ્ધ હોવા છતાં જેનાં શરીરમાં અદ્યાપિ તારુણ્યની સ્પષ્ટ છટા જોવામાં આવતી હતી અને જેની ગર્જનાને લોકો સિંહની ગર્જના તરીકે ઓળખતા હતા તે મુંચાણા ગામનો એક સમયનો પટેલ જેતસી નંદાણિયો પોતાના સ્થાન ઉપર ઊભો થઇ ગયો અને પોતાના કૃષિકાર બંધુઓને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ—

"મારા ખેડુત ભાઇઓ, અમો ધાં લઇને આપણા મહારાજા પાસે ગયા હતા અને મહારાજાએ ન્યાય આપવાને બદલે 'મારા શિકારના ડીચ-ડાઓને તમારાથી આંગળી પણ નહિ ચીંધી શકાય. જો તમારે રહેવું હોય, તો મારા રાજ્યમાં રહો, અને નહિ તો લબાચા ઉપાડીને આજે જ મારી નવાઇમાંથી રવાના થઇ જાઓ; કારણ કે, તમારા જેવા ભીખારડાઓના

ચાલ્યા જવાથી રાજ્ય કંઇ રંડાઇ જવાતું નથી. દીપડાને મારી નાખવાના ગુનાહમાટે જે બે જણને પકડવામાં આવ્યા છે તેમને તેમના એ ભયંકર અપરાધની વ્યાજબી સજા જરૂર આપવામાં આવશે અને તમો જો કાંઇ પણ તીન પાંચ કરશો, તો તમારાં ઘર ખોરડાં તથા જમીન જાગીર પણ જપ્ત કરી લેવાશે. જાઓ, ચાલતા થાઓ; આવી નકામી અરજીઓ સાંભળવાની અને તમારા જેવા ભૂતો સાથે માથાફોડ કરવાની મને ફુરસદ નથી." આવી જાતનો બિલ્કુલ બેપરવાઇ ભરેલો રોકડો જવાબ પરખાવી દીધો હતો એ બાબત તો અમારા મોકલેલા સંદેશાથી તમારા જાણવામાં આવેલી હોવી જોઇએ. ભાઇઓ, એ તો તમો સારી રીતે જાણો જ છો કે આપણા ઇશ્વરસિંહ નામધારી કલિયુગસિંહ બાપૂના રાજ્યમાં શિકારના દીપડા કરતાં પણ માણસની જિંદગી હલકી મનાય છે; ગરીબ તથા હથિયાર વગરની રૈયતની જિન્દગીની કીમત બાપૂનાં પાળેલા વિલાયતી કુતરાંની કીમત જેટલી પણ નથી અંકાતી; નથી આપણાં જાનમાલની સલામતી કે નથી આપણી જવાન તથા રૂપાળી વહૂ, દીકરી કે બહેનોના શીયળની સલામતી; રોજ નવા નવા કર આપણા માથાપર નાખીને મહારાજા આપણા લોહીને ચૂસી રહ્યા છે; આપણને ફરજિયાત ભૂખમરાથી મારીને પોતે અહીં તેમ જ વિલાયતમાં રાજ્યની જે આવકનો પ્રજાના હિતમાટે વ્યય થવો જોઇએ તે આવકની હલકી જાતનાં મોજ શોકમાં હોળી કરી રહ્યા છે; આપણી ઘી, દાણા તથા બીજી વસ્તુઓને પરરાજ્યમાં વેચવાની બંદી કરીને રાજધાનીમાંના કસાઇઓને પણ લજાવે તેવા જથાબંધ માલ ખરીદનાર મોટા વ્યાપારીઓના હાથે, ઓછા ભાવે આપણો માલ વેચી નાખવાની ફરજ પાડીને, આપણાં ગળાંને રેંસી રહ્યા છે; દારૂની બદીને ફેલાતી અટકાવવામાટે દારૂ વેચવાના ઇજારા અપાય છે, એ તો જાણે ઠીક છે: પરંતુ જેના વગર માણસથી બે ચાર દિવસ પણ ન ચલાવી લેવાય તેવી મીઠું, ખાંડ, તંબાકુ, બીડી, શાકભાજી, ઘાસલેટ, દીવાસળી તથા એવી અન્યાન્ય અનેક વસ્તુઓના ઇજારા આપીને રાંકડી રૈયતના અકાળ મરણને આગ્રહ કરીને નોતરી રહ્યા છે અને જ્યારે પણ આ રાજ્યમાં બાપૂના બોલાવ્યાથી બીજા બાપૂઓ અથવા ગોરા પરોણાઓની પધરામણી થાય છે ત્યારે વગર પૈસે આપણી પાસે વેઠ કરાવીને ઘાણીમાં પીલાતા તલની પેઠે આપણા શરીરોનાં તેલ કાઢી રહ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ આ અત્યાચારી મહારાજાના અત્યાચારી અધિકારીઓ પણ આપણા પર દી ને રાત જુલ-

મની ઝડી વર્ષાવી રહ્યા છે, તો મારે તમો સઘળા ભાઈઓને અત્યારે એ જ સવાલ પૂછવાનો છે કે આપણે આટલા આટલા જુલ્મો સહીને અથવા બીજા શબ્દોમાં કહું, તો પોતાને સાવ નમાલા, બિલકુલ બાયલા તથા મૂંગા બહેરા તરીકે સાબિત કરી બતાવીને આ રાજ્યમાં જ નિવાસ કરવો કે પછી આ રાજ્યને છોડીને બીજા રાજ્યમાં ચાલ્યા જવું ?"

"હું નથી ધારતો કે જેના હૃદયમાં પોતાના મનુષ્યત્વનું લેશમાત્ર પણ અભિમાન વસેલું હશે અને જે પોતાના મનુષ્યત્વને સર્વથા વિસારી નહિ બેઠી હોય તેવી કોઈ પણ મનુષ્યવ્યક્તિ આ રાક્ષસરાજ્યમાં નિવાસ કરવાનો અવિચાર દર્શાવશે." જેતસિંહ નન્દાણિયાના જમાઈ તરુણ અરિસિંહે કૃષિકારોનાં હૃદયોમાં મનુષ્યત્વ અથવા આત્મભિમાનની જ્યોતિને પ્રકટાવવાના શુભ આશયથી આ શબ્દો ઓજસ્વિતાપૂર્વક ઉચ્ચાર્યા.

"જ્યારે પણ આપ મોટેરાઓનો હુકમ હોય ત્યારે અમો આ રાક્ષસરાજ્યમાંથી બહાર નીકળી જવાને તૈયાર છીએ; કારણ કે, હવે આ રાજ્યમાં રહીને આવા પૈશાચિક અત્યાચારોને અમારાથી સહન કરી શકાય તેમ છે જ નહિ." સભામાં આવેલા બહુસંખ્ય કૃષિકારોએ આ તથા આવા પ્રકારના ઉદ્‌ગારો કાઢવા માંડયા અને તેથી નિસ્તબ્ધતાનો ભંગ થતાં સભામાં કેટલાક સમય પર્યંત એક પ્રકારનો કોલાહલ વ્યાપી રહ્યો.

લગભગ પંદરેક મિનિટ પછી જ્યારે એ કેલાહલ ઓછો થઈ ગયો ત્યારે અરસીએ કહેવા માંડયું કે: "જ્યારે આ પિશાચરાજ્યના ત્યાગના સંબંધમાં આપણો મતભેદ છે જ નહિ અને આપણી માતાઓ, ભગિનીઓ, પત્નીઓ તથા પુત્રીઓની પવિત્રતાનાં મૂલ્ય આપણે આપણી સ્થાવર તથા જંગમ સંપત્તિ એટલે કે જમીન, ઘર ખોયડાં તથા પૈસા ટકા કરતાં હજાર કિંવા લાખ ગણાં વધારે આંકીએ છીએ; તો પછી આ રાક્ષસભૂમિમાંથી યથાશકય ઊતાવળથી બહાર નીકળી જવામાં જ આપણી વધારે સલામતી છે. અમો એવા નિશ્ચય પર આવી લાગ્યા છીએ કે ઓછામાં ઓછા પંદર દિવસ અને વધારેમાં વધારે એક માસ જેટલા અવધિમાં આપણે આપણી જન્મભૂમિ,—સ્વર્ગાદપિ ગરીયસી જનની જન્મ ભૂમિ,—આપણું વતન વાડી અને આપણી ઉઘરાણી પાઘરાણીને છેલ્લા 'રામ રામ' કરીને બ્રિટિશ હદમાં ચાલ્યા જઈએ તો સારું. અર્થાત્ અમારી સર્વ ભાઈયોને એ જ પ્રાર્થના છે કે લેવડ દેવડ તથા જેટલી જંગમ સંપત્તિને સાથે લઈ શકાય તેમ હોય તેટલી જંગમ સંપત્તિને સાથે લઈ પંદર દિવસમાં આ રાજ્યમાંથી નીકળી જવામાટે સર્વ ભાઈઓએ પોતાનાં

પારિવારિક જનો સહિત અહીં મુંચાણામાં આવી પહોંચવું એટલે અહીંથી આપણે સિંધ પ્રાંતમાં સઘળાં સાથે જ પ્રયાણ કરી જઇશું; કારણ કે, સિંધમાં અત્યારે અંગ્રેજ સરકારે એક નવી નહેરો ખોલેલી હોવાથી અને જો આપણા દેશના ખેડુતો ત્યાં જઇને ખેડ કરવાની ઇચ્છા ધરાવતા હોય, તો આપણા દેશના ખેડુતોને દશ વર્ષ સુધી કાંઇ પણ કર કે વેરા લીધા વિના જ જેટલી જોઇએ તેટલી જમીન ખેડવામાટે આપવાની અંગ્રેજ સરકારની ખાસ મરજી હોવાથી ત્યાં જતાંની સાથે જ આપણને જમીનો મળી જશે અને આપણને પેટ ભરવાની તથા બૈરાં છોકરાંને પાળવાની ચિંતા એક દિવસને માટે પણ નહિ ભોગવવી પડે."

"પંદર દિવસને બદલે અમો દશ દિવસમાં જ અહીં પાછા આવી લાગીશું" સઘળા ખેડુતોએ એકત્ર સ્વરથી આ સંમતિદર્શક વાક્ય ઉચ્ચારીને વાતાવરણને નિનાદિત કરી દીધું.

'હર હર મહાદેવ'ના જયનાદ સહિત આજની કૃષિકારસભાની સમાપ્તિ થઇ ગઇ અને શાક રોટલા ખીચડી તૈયાર હોવાથી સર્વ ખેડુતો વાળૂ કરવાને ઊઠયા.

ઇશ્વરસિંહ મહારાજના બે પગારદાર જાસૂસો અથવા ડિટેકિટવો એ કૃષિકારસભામાં ખેડુતના વેશમાં આવીને બેસી રહેલા હોવાથી સભાનું વિસર્જન થતાંની સાથે જ વાળૂ કરવામાટે જવાને બદલે તેઓ ગામમાંથી રવાના થઇ ગયા. ગામ બહાર આવીને તેમણે પરસ્પર કાંઇક ગુપ્ત મંત્રણા કરી લીધી અને ત્યાર પછી એક જાસૂસ બીજા જાસૂસને વિદાય કરીને પાછો વધારે ખબર મેળવવામાટે ગામમાં આવી લાગ્યો અને ખેડુતો સાથે બેસીને ખીચડી તથા રોટલાને ઇન્સાફ આપવા મંડી ગયો.

* * * *

મુંચાણાથી રવાના થયેલો જાસૂસ એક ગાઉ ચાલીને એક બીજા ગામમાં પહોંચ્યો અને ત્યાંના દરબારી થાણામાંથી એક ઘોડો લઇ તે ઘોડા ઉપર સવાર થઇને બીજે દિવસે પ્રભાતમાં રાજધાની ભૂમંડલાનગરમાં આવી લાગ્યો. દિવસના અગિયાર વાગે મહારાજાની મુલાકાત લઇને મુંચાણાના સર્વ સમાચાર મહારાજાને તેણે અક્ષરશઃ કહી સંભળાવ્યા. મહારાજાએ જાસૂસને વિદાય કરીને સેનાપતિ મંગળસિંહને પોતાની પાસે બોલાવી મંગાવ્યો, એક કલાક જેટલો સમય તેની સાથે વાર્તાલાપમાં વીતાડયો અને ત્યાર પછી તેને જવાની આજ્ઞા આપી દીધી.

* * * * *

કૃષિકારોની સભા બુધવારની સાંઝે મુંઆણામાં ભરાઇ હતી અને ભૂમંડલાથી માત્ર પાંત્રીસેક ગાઉના અંતરે બ્રિટિશ હદમાં આવેલા રાજાપુર નામક ગ્રામમાંથી પ્રકટ થતાં 'રાજસ્થાનમિત્ર' નામક સાપ્તાહિક પત્રના શનિવારના અંકમાં એ કૃષિકારસભાના સર્વ સમાચાર ઇત્થંભૂત છપાઇને પ્રકટ થઇ ગયા; માત્ર એટલુંજ નહિ, પણ મહારાજા ઇશ્વરસિંહે જાગીરદાર રાજપૂત વિધવાપર બળાત્કાર કરવાનો જે પૈશાચિક પ્રયત્ન કર્યો હતો અને તે વીરજાયા રાજપૂતાણીએ મહારાજાને પોતાનું જે પાણી બતાવી દીધું હતું તે ઘટનાને પણ જરા મીઠું મરચું ભભરાવીને એ જ અંકમાં પ્રકટ કરવામાં આવી હતી. રવિવારે જ્યારે 'રાજસ્થાનમિત્ર'નો એ અંક ભૂમંડલામાં મહારાજા ઇશ્વરસિંહના વાંચવામાં આવ્યો ત્યારે તેના કોપનો અવધિ થઇ ગયો અને તેને પોતાના રાજ્યમાં સર્વત્ર ભયાનક રાજદ્રોહનો દુર્ગંધ આવવા લાગ્યો. અહીં એ વાર્તાને પણ લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે મહારાજાએ રજવાડાનાં પાપો, અન્યાયો તથા દુરાચારોને પ્રકાશમાં લાવનાર એ 'રાજસ્થાનમિત્ર' નામક પત્રને પોતાના રાજ્યમાં આવતું ઘણા દિવસથી અટકાવી દીધેલું હોવા છતાં અને ભૂમંડલા રાજ્યના એ પત્ર મંગાવનાર, વાંચનાર તથા વેચનાર પ્રજાજનમાટે એક હજાર રૂપિયા દંડ તથા બે વર્ષ સુધીના કારાગૃહવાસની શિક્ષા ઠરાવેલી હોવા છતાં તે પોતે તો 'રાજસ્થાનમિત્ર' પોતાના એક ગુપ્તચરદ્વારા ભૂપાલદુર્ગ નામક બ્રિટિશ કૅમ્પમાંથી મંગાવી લેતા હતા અને આદિથી અંત પર્યન્ત વાંચતા હતા. આટઆટલી સખ્તાઇ રાખવા છતાં તેમનાં બધાં ભોપાળાં એ પત્રમાં તંતોતંત પ્રકટ થતાં હતાં એટલે 'એ બધા સમાચાર તે પત્રના કાર્યાલયને મારા રાજ્યના રાજદ્રોહી યુવક નાગરિકો જ લખીને મોકલી દેતા હોવા જોઇએ;' એવો તેમનો દૃઢ નિશ્ચય થઇ ગયો અને તેથી પોતાના રાજ્યમાં ઊગી નીકળેલા રાજદ્રોહ નામક વૃક્ષને જડમૂળથી ઊખેડી નાખવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લઇને તેમણે પોતાના ડિટેક્ટિવ ખાતાના ઉપરીને તત્કાળ પોતાની પાસે બોલાવી મંગાવીને કહ્યું કેઃ "મારા રાજ્યનું આ ડિટેક્ટિવખાતું છે કે ડોન્કીખાતું છે એ મારાથી સમજી શકાતું નથી. આપણા રાજ્યનાં આટઆટલાં ભોપાળાં આ છાપામાં છપાઇ જાય છે અને તમો આ બધા સમાચાર લખી મોકલનાર રાજદ્રોહીઓને હજી પકડી નથી શકતા એ જ બતાવી આપે છે કે તમો ડિટેક્ટિવખાતાના ઉપરીના ઓહદામાટે બિલ્કુલ નાલાયક છો. હું તમોને પંદર દિવસ જેટલો ટાઇમ છેલ્લી વાર આપું છું; એટલા વખતમાં આપણા શહેરમાં આવડતના અજીર્ણવાળા, પોતાને મોટા લેખકમાં ખપાવવામાટે

છાપાંમાં આર્ટિકલો લખનારા, સંસારસુધારકના વેશ ભજવનારા, સ્વતંત્રતાનાં ગીતડાં ગાનારા, ખાદીનાં કપડાં પહેરનારા અને રાતદિવસ રાજ્યવિરુદ્ધ ખટપટ તથા ચળવળ કરનારા તોફાની બારકસોને એકદમ પકડીને કેદ કરી લ્યો, તેમનાં ઘરો તથા દુકાનોની ઝડતી લઇ નાખો અને ઇન્સાફની અદાલતમાં ઊભા કરી જેલમહેલની જાત્રાયે મોકલી દો; નહિ તો તમારો રોટલો ટળી જશે અને એ ફિતૂરી નૌજવાનોને બદલે તમારે જ જેલમહેલનો નિવાસ કરવો પડશે. આપણા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટમાં મારો હોવો જોઇએ તેટલો વિશ્વાસ ન હોવાથી આ કામ હું ખાસ તમોને સોંપી રહ્યો છું; તો મારા ખાધેલા લૂણને હલાલ કરી બતાવો અને ગુનાહગારોને બરાબર જેલમાં મોકલાવો. જો આ કામને ફતહયાબ કરી બતાવશો, તો તમારી ઘણી જ સારી કદ્ર કરવામાં આવશે; તમોને મોટો પગાર અને મોટો ઓહદો આપવામાં આવશે."

"મહારાજાની કૃપાથી આ કાર્ય હવે ચુટકી બજાવતાંમાં જ સિદ્ધ થઇ જશે." ડિટેક્ટિવખાતાના મોટા અમલદારે કહ્યું.

"જાઓ." મહારાજાએ કરડાકીથી તેને જવાનો હુકમ ફર્માવ્યો.

તે અમલદાર નમન કરીને ચાલતો થયો અને મહારાજા પોતે ગંભીર ચિન્તામાં પડી ગયા.

---

## પ્રકરણ ૧૬ મું

## મુંબઇના મવાલીઓની મદદ

ક્ષત્રિય યુવક પ્રતાપસિંહની સહાયતાથી બ્રાહ્મણી બાલવિધવા કલ્યાણી તથા તેનાં આત્મીય જનો મહારાજા ઇશ્વરસિંહના પંજામાંથી સહીસલામત છટકીને મુંબઇ પહોંચી ગયાં હતાં એ વાર્તાને તો ભૂમંડલા નગરની સમસ્ત પ્રજા જાણતી હતી, માત્ર કલ્યાણીને મુંબઇમાંથી પાછી ભૂમંડલામાં ઊપાડી લાવવામાટે મહારાજાએ પોતાના અમુક અધિકારીઓની ચંડાળ ચૅાકડીને મુંબઇ મોકલી હતી અને તે ચંડાળ ચૅાકડી મુંબઇમાં જે ધંધા કરી રહી હતી તે વાર્તા ભૂમંડલાની અમુક વિશિષ્ટ વ્યક્તિયો વિના અન્ય સામાન્ય પ્રજાના જાણવામાં આવી શકી ન હોતી; કારણ કે, એ વાર્તા ગમે તે કારણવશાત્ 'રાજસ્થાનમિત્ર'માં છપાઇ નહોતી; બીજા વર્તમાનપત્રોમાં પણ આવી ન હોતી અને આવી ગુપ્ત વાર્તાઓને જાણી લેવાનું પ્રજા પાસે વર્તમાનપત્રો વિના અન્ય કોઇ સાધન ન હોતું. એ વાર્તાને ભૂમંડલાની જે અમુક

વિશિષ્ટ વ્યક્તિયો જાણતી હતી તેમાં મહારાણી શ્રી આનંદકુમારી બા સાહબ તથા તેમની વિશ્વાસપાત્ર દાસી યમુનાનો પણ સમાવેશ થતો હતો; કારણ કે, પ્રતાપસિંહ મહારાજા ઇશ્વરસિંહનો ભાયાત હોઇને બુદ્ધિમાન્ તથા સદાચારી રાજપૂત યુવક હોવાથી મહારાણીશ્રી તેનામાં ના પુત્રતુલ્ય વાત્સલ્ય ધરાવતાં હતાં અને પ્રતાપસિંહ પણ મહારાણીશ્રી પ્રતિ પોતાની જન્મદાત્રી માતાતુલ્ય પૂજ્યભાવ દર્શાવતો હતો. મહારાણીમાં પ્રતાપસિંહનો અતિશય વિશ્વાસ હોવાથી કલ્યાણીપક્ષના સમાચાર તે વારંવાર દાસી યમુનાના નામે તેના ઘરના સરનામાથી પત્ર લખીને મહારાણીને જણાવ્યા કરતો હતો અને મહારાજાની મોકલેલી ચંડાળ ચોકડીની મુંબઇમાં ચાલતી પ્રવૃત્તિયોના સમાચાર, ઘણા જ થોડા તથા આછા આછા સમાચાર, મહારાણીને એક અન્ય સ્થળેથી મળ્યા કરતા હતા. અર્થાત્ મહારાજા ઇશ્વરસિંહ મુંબઇ એટલે કે બ્રિટિશ સામ્રાજ્યની સીમામાંથી કલ્યાણીનો અપહાર કરાવવાની અથવા અન્ય શબ્દોમાં કહેવામાં આવે તો બ્રિટિશ સરકારના શત્રુ તથા કોપભાજન થવાની ચેષ્ટા કરી રહ્યા હતા એટલી વાર્તા તો સારી રીતે મહારાણીના જાણવામાં આવી ગઇ હતી. મહારાજા ઇશ્વરસિંહ મહારાણીને મારી નખાવવાને તૈયાર થઇ ગયેલા હોવા છતાં અને મહારાજાની એ નીચતા મહારાણીના જાણવામાં આવી ગયેલી હોવા છતાં પણ નાસિકયાત્રાનું નિમિત્ત દર્શાવીને પોતાના અત્યંત વિશ્વાસપાત્ર ચાર સેવકો તથા દાસી યમુના ઉપરાંત બીજી બે દાસીઓને લઇને મુંબઇમાં આવી પહોંચેલાં મહારાણી આનંદકુમારી બા સાહબ એક મહાસાધ્વી તથા પતિપરાયણા આર્યનારી હોવાથી પોતાના પતિના કલ્યાણને જ ચિંતી રહ્યાં હતાં અને જો બની શકે તો મહારાજાને ભાવિ સંકટના આઘાતથી બચાવવામાટે મહારાજાના અનાચારોને અટકાવવાનો દાસી યમુના સાથે વારંવાર પરામર્શ કરી રહ્યાં હતાં. મુંબઇમાં મહારાજાનો પોતાની માલીકીનો એક વિશાળ બંગલો હોવા છતાં અનિવાર્ય કારણોથી મહારાણીએ મુંબઇમાં આવ્યા પછી માત્ર બે દિવસ પોતાના બંગલામાં મેહમાન તરીકે વીતાડીને આનંદશંકરભાઇ એમ. એ., એમ. એલ. સી. દ્વારા વરલીના સમુદ્રતીરપ્રાંતમાંનો એક બંગલો ભાડે રાખી લઇને તે બંગલામાં જ નિવાસ કરવા માંડયો હતો. જે વેળાયે મહારાણીશ્રી મુંબઇમાં આવ્યાં તે જ વેળાયે મહારાજા સાથે ભૂમંડલામાં કેટલોક ગુપ્ત પરામર્શ કરી લઇને શૉફર વાલજી પણ પાછો મુંબઇમાં આવી પહોંચ્યો હતો.

* * * * *

શૉફર વાલજી મુંબઇમાં આવી પહોંચ્યા પછી બીજે જ દિવસે

રાત્રિના સમયમાં કલ્યાણીના હરણમાટે મુંબઇમાં પધારેલા ચાર ચાંડાલો પોતાના ભાડે રાખેલા બંગલાના ડ્રૉઇંગરૂમમાં રાંડોને નચાવતા અને મદિરાપાન કરતા મહારાજા ઇશ્વરસિંહનો જયજયકાર કરી ભૂમંડલારાજ્યની પ્રજાનાં નાણાંનો સદ્ઉપયોગ (?) કરી રહ્યા હતા. આ જલ્સો નવ વાગ્યાથી આરંભાયો હતો અને અત્યારે સાડા અગિયાર વાગવા આવ્યા હતા. એ વેળાયે નીચેના એક દરબાને ઉપર આવીને એવા સમાચાર સંભળાવ્યા કે: "જેમને આપ નામદારોએ બોલાવ્યા હતા તે પઠાણ અચ્છનખાન તથા દિલાવરખાન આવી લાગ્યા છે અને ઉપર આવવામાટે આપ સાહેબોની રજા માગી રહ્યા છે."

જે ચંડાળ ચૉકડીને મહારાજાએ મુંબઇ મોકલી હતી તે ભૂમંડલાના સૈન્યવિભાગના અધિકારી રણજિતસિંહ, પોલિસખાતાના અધિકારી અમીરખાન, રેવન્યુખાતાંના વરિષ્ટ અમલદાર અથવા રેવન્યુ કમિશ્નર વિનાયકરાવ તથા મૉટરખાતાના અધિકારી હોવા ઉપરાંત મહારાજાના જમણા હાથ શૉફર વાલજીભાઇની બનેલી હતી એ તો પૂર્વે કહેવાયલું જ છે. અત્યારે એ ચારે ચાંડાલો રાંડોના જલ્સાની ઘડીભર મોજને તથા મદિરાપાનની મોજમજાહને દિલોજાનથી માણી રહ્યા હતા અને આ મોજ મણાવનાર મહારાજાને મનોગત ધન્યવાદ (?) સમર્પી રહ્યા હતા. દરબાને આવી ઉપર્યુક્ત સમાચાર સંભળાવતાં પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અમીરખાને કહ્યું કે: "એ શરીફ્જાદાઓને ઇજ્જત સાથે અહીં લઇ આવ અને સોડાની બાટલીઓ ખલાસ થઇ ગઇ છે તે પણ હૉટલમાંથી ફૌરનથી પેસ્તર મંગાવ."

દરબાને નીચે આવીને પ્રથમ એક માણસને સોડાની એક ડઝન બાટલીઓ બહુ જ ઊતાવળથી લાવવામાટે દોડાવ્યો અને ત્યાર પછી તે બે પઠાણ મહાશયોને લઇને પાછો ઉપર આવ્યો. આ પઠાણો મુંબઇના એક મવાલી મંડળના સરદાર, અફસરે મક્કાર, જુગારના જબરા અડ્ડા ચલાવનાર અને ગુનાહગારોના લિસ્ટમાં પહેલો નંબર ધરાવનાર હોવા છતાં જાણે કોઇ મોટી રિયાસતના નવાબો પોતાને આંગણે પધાર્યા હોય તેવી રીતે તેમને દરવાજામાં પ્રવેશતા જોતાંની સાથે જ ભૂમંડલાના અસુરનાથના એજંટો એકદમ ઊઠીને ઊભા થઇ ગયા, અતિશય માનપૂર્વક ડ્રૉઇંગરૂમમાં લઇ આવ્યા અને ગાદી તકિયાપર બેસાડયા પછી જ તેઓ પોતે પણ ગાદીપર બેઠા. તેમના આગમનથી ગાનારી તવાયફે બંધ રાખેલા સંગીતને અમીરખાનની સૂચના મળતાં પુનરપિ આરંભી દીધું અને શૉફર વાલજી તથા રેવન્યુ કમિશ્નર વિનાયકરાવ એ મોંઘેરા તથા માતબર (?) મેહમાનોને વિલાયતી દારૂના પ્યાલા ભરીભરીને આપવા માંડયા. અચ્છનખાન તથા દિલાવરખાનના

આવ્યા પછી રંડીઓએ બે ત્રણ ઇશ્કને ભડકાવનારી ગજલો ગાઇ સંભળાવી અને ત્યાર પછી શૉફર વાલજીના હુકમથી રંડીઓ પોતાના સંગીતની સમાપ્તિ કરીને ત્યાંથી પોતાના સાજિન્દાઓ સહિત એક બીજા ઓરડામાં ચાલી ગઇ; કારણ કે, એ બે મુસ્લિમ તવાયફને દોઢ દોઢ સો રૂપિયા આપવા કરીને આખી રાતના કરારથી બોલાવવામાં આવી હતી. રંડીઓ તથા સાજિન્દાઓ ત્યાંથી ઊઠી ગયાં પછી ઝુમંડલાનો પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અમીરખાન અચ્છનખાન તથા દિલાવરખાનને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"બહાદુર દિલશેરો, આપ બિલ્કુલ બેખૌફ તથા ગમે તેવાં જોખમ ભરેલાં કામોને ચુટકી બજાવતાંમાં કરી શકવાની તૌરીક ધરાવો છો અને મુંબઇના હજારો મવાલીઓ આપના હુકમના તાબેદાર બંદા છે એવી આપની તારીફ અમારા સાંભળવામાં આવવાથી અમોએ અત્યારે આપને એક એવા જ કામ માટે અહીં બોલાવ્યા છે અથવા આપને અહીં આવવાની તકલીફ આપી છે. હવે આપને અમારે એટલું જ પૂછવાનું છે કે અમારૂં કામ આપ કરી આપશો કે કેમ ?"

"જો અમોને અમારી મેહનતનો બરાબર બદલો મળી જશે, તો આપનું ગમે તેવું જોખમભરેલું અને અમારી જાનોને જોખમમાં નાખી દેનારૂં કામ હશે, તો તે કામને પણ અમો બેધડક પાર પાડી દઇશું. જો અમારી મેહનતનો અમોને બરાબર બદલો મળતો હોય તો અમો કોઇ પણ કામને ખૌફનાક અથવા બદકામ તરીકે માનતા જ નથી અને આકબત એટલે કે જન્નત તથા દોજખની ફિક્ર રાખતા જ નથી. અમો તવંગરીને જન્નત માનીએ છીએ અને ગરીબીને દોજખ માનીએ છીએ. અમારૂં જે કાંઇ કામ હોય તે જણાવી દો એટલે તેમાં રહેલા જોખમનો વિચાર કરીને તે કામ કરી આપવાના બદલામાં તમારે અમોને કેટલી રકમ આપવી પડશે એ અમારાથી કહી શકાય. જો તેટલી રકમ આપશો તો તમારૂં કામ થશે અને તેટલી રકમ નહિ આપો તો આ પઠાણ બહાદુરો સલામ વાલેકુમ કરીને પોતાને રસ્તે પડી જશે." જમાનાના ખાધેલા અને લગભગ પાંત્રીસથી સાડત્રીસ વર્ષની અવસ્થામાં વિચરતા પઠાણ અચ્છનખાને ચોખ્ખા શબ્દોમાં પોતાની શર્તને આવી રીતે રજૂ કરી દીધી.

"અમારા રાજ્યમાંથી એક નૌજવાન ઔરત અહીં નાસી આવી છે તેને અમારે મુંબઇમાંથી કોઇ પણ જોખમે પાછી અમારા રાજ્યમાં ઊપાડી જવાની છે. અમો બધા એક દેશી રાજાના અમલદારો હોવાથી જો અમો જ તે ઔરતને અહીંથી, બ્રિટિશ સરકારની હદમાંથી, ઊપાડી

જઇએ અને જો પકડાઇ જઇએ, તો અમો મુસીબતમાં આવી પડીએ તેની તો ફિકર નથી; પણ અમારા મહારાજા પણ મુસીબતમાં આવી પડે, તો તેમના માટે પદભ્રષ્ટ થવાનો સમય આવી લાગે તેમ હોવાથી એ કાર્ય અમો તમારા હાથે અથવા તમારી મદદથી જ કરાવવા માગીએ છીએ. જો તમો અમારૂં આ કામ કરી આપશો અને કદાચિત્ પકડાઇ જવાનો પ્રસંગ આવી લાગે તો તે વેળાએ જીવપર આવી બનવા છતાં અમારાં નામો તથા અમારા મહારાજાના નામને ગુપ્ત રાખવાનું વચન આપી દેશો, તો અમો તમોને રૂપિયા દશ હજાર આપીશું. તમારે જે કામ કરવાનું છે તે એટલું જ કે તમારે તે ઓરતને ઊપાડી મૉટરમાં નાખીને અમો તમોને કહીએ તે સ્થાનમાં સહીસલામત પહોંચાડી દેવાની છે. ત્યાર પછીની સઘળી વ્યવસ્થાને અમો પહોંચી વળીશું." રેવન્યુ કમિશ્નર વિનાયકરાવે કામ તથા તેના દામના ભેદને ખુલ્લો કરીને જણાવી દીધો.

"મને લાગે છે કે તમારા મહારાજા એ ઓરતના આશક હોવા જોઇએ અને તેથી જ આવા જોખમમાં ઊતરવાને તૈયાર થઇ ગયેલા હોવા જોઇએ." દિલાવરખાન બોલ્યો.

"આપનું અનુમાન સત્ય છે. અમારા મહારાજા એક સાનીયે મજનૂં આશકમિજાજ હાકિમ છે એટલે તેમની આવી લીલાઓ હમેશા ચાલતી જ રહે છે." શૉફર વાલજીભાઇએ મહારાજાને મજનૂંની ઉપમા આપીને મજનૂનું એક પ્રકારે ખુલ્લું અપમાન જ કરી બતાવ્યું.

"ખબરદાર, તમારા મહારાજા જેવા તથા આપણા જેવા હવસપરસ્ત તથા સાનીયે શયતાન ઇન્સાનોને મજનૂં જેવા પાક, જાંનિસાર તથા આશકે સાદિક ઇન્સાન સાથે સરખાવીને મજનૂંની રૂહને અજાબ ન પહોંચાડો; રૂહાની મહબ્બતની તૌહીન ન કરી બતાવો." આવી રીતે શૉફરવાલજી ભાઇને ખબરદાર કરીને અચ્છનખાન પૈસાની બાબત પર આવીને કહેવા લાગ્યો કે: "એક મોટી રિયાસતનો હાકિમ આ કામનો છે કરાવનાર અને આવા જોખમ ભરેલા કામના દામ ફક્ત રૂપિયા દશ હજાર ? જો આ કામના મેહનતાણા તરીકે અમોને ઓછામાં ઓછા રૂપિયા ત્રીસ હજાર આપવામાં આવે તો જ અમારાથી આ કામ કરી શકાય તેમ છે; અને નહિ તો અત્યારે અડધી રાત થઇ ગયેલી હોવાથી અમારા વાલેકુમ અસ સલામ છે." આ શબ્દોને ઉચ્ચારતો અચ્છનખાન જાણે ત્યાંથી રવાના થવામાટે ઘણો જ ઊતાવળો થઇ ગયો હોવની ! તેવો ડોળ કરતો ઊઠીને ઊભો થઇ ગયો.

અમીરખાને તેને મનાવીને પાછો ગાદી પર બેસાડયો અને છેવટે એ

કામનાં બદલામાં પચીસ હજાર રૂપિયા આપવાનો કરાર નક્કી થતાં રૂપિયા પાંચ હજારની નોટો પહેલા હફતા તરીકે અચ્છનખાનને હવાલે કરી દેવામાં આવી. નોટોના એ બંડલને ખીસામાં સરકાવીને અચ્છનખાને કહ્યું કેઃ—

"ઘણીક વાર એવા બનાવો પણ બની ગયા છે કે અમુક કામો અમોએ કરી આપવા છતાં ઠરાવેલી રકમમાંની બાકી રહેલી રકમ અમોને કોઇએ પરખાવી જ નથી, અને કેટલાક બદમાશો અમોને પણ ઠગી ગયા છે, તમો જો કે તેવા બદમાશ નથી, શરીફ છો; છતાં અમોને બાકીની રૂપિયા ૨૦,૦૦૦ વીસ હજારની રકમનો દસ્તાવેજ તો તમારે કરી જ આપવો પડશે. અમો વ્યાજે નાણાં ધીરવાનો શરાફી ધંધો પણ કરીએ છીએ એટલે રૂપિયા વીસ હજારની અમોને 'ઓન ડિમાંડ' ચિઠ્ઠી લખી આપશો તો પણ ચાલશે; કારણ કે, અમારા હાથમાં તમારો આવો દસ્તાવેજ હોય અને તમો ફરી જાઓ તો પછી અમારા નાણાં કેવી રીતે વસૂલ કરવાં એ અમો સારી રીતે જાણીએ છીએ." એ ચંડાળ ચૉકડી ભવિષ્યમાં નાણાં આપવામાં ઢીલ ન કરે અથવા નાણાંને હજમ કરી જવાની કોશિશ ન કરે એટલામાટે અચ્છનખાને દસ્તાવેજની માગણી સાથે ભયની માર્મિક સૂચના પણ આપી દીધી.

જો કે પ્રથમ અચ્છનખાનને સમજાવવાનો તથા વિશ્વાસ રાખવાનો અતિશય પરિશ્રમ કરવામાં આવ્યો, છતાં જ્યારે તે ચસતો પૂજે એ બાબતમાં એકનો બે ન થયો ત્યારે અંતે નિરુપાય થઇને ચંડાળ ચૉકડીના ચાર મેમ્બરોએ ભવિષ્યમાં જો એ નાણાં ઘરમાંથી કાઢીને આપવાં પડે તો ય એક જ માણસના માથા પર વીસ હજારની રકમ કાઢી નાખવાનો ભાર ન આવી પડે તેટલામાટે વિચાર કરીને પ્રત્યેક મેમ્બરે રૂપિયા પાંચ પાંચ હજારની 'ઓન ડિમાંડ' ચિઠ્ઠીઓ અચ્છનખાનને લખી આપી, અને ત્યાર પછી અચ્છનખાન તથા દિલાવરખાન બીજે દિવસે સાંજે મળવાનું કહીને ચંડાળ ચૉકડીની નવી મૉટરમાં બેસી ત્યાંથી રવાના થઇ ગયા.

તેમના ચાલ્યા જવા પછી શૉફર વાલજીભાઇએ કહ્યું કેઃ "પઠાણો બડા ચાલાક છે; કોઇ પણ માતાએ એવો દીકરો નથી જણ્યો કે આ વ્યાજખાઉ પઠાણોને ઠગી જાય."

"જ્યારે એઓ આવા અને આટલા ચાલાક છે, ત્યારે જ બ્રિટિશ રાજ્યમાં વસીને આટલી હદ સુધીની ગુંડાગિરીને ધમધોકાર અને તે પણ વળી ધોળે દિવસે ચલાવી શકે છે." અમીરખાને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

રંડીઓને પાછી એકલી જ ડૉઇંગરૂમમાં બોલાવવામાં આવી અને ચંડાળ ચૉકડીએ તેમની સાથે અશ્લીલ ચેષ્ટાઓના વ્યાપારને આરંભી દીધો.

# પ્રકરણ ૧૭ મું

## દૂઝણી ગાય (પ્રજા) ને દોહવાની કળા!

એક બાજૂ મુંચાણા તથા તેની આસપાસનાં ગામોના ખેડુતોને દાબી દેવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો; બીજી બાજૂ કલ્યાણીને મુંબઇથી ઊપાડી લાવવાની વ્યવસ્થામાટે જે ચંડાળ ચૉકડીને મુંબઇ મોકલવામાં આવી હતી તે ચંડાળ ચૉકડીને નાણાંની મોટી મોટી રકમો વારંવાર મોકલવી પડતી હતી; મહારાણીને મુંબઇ મોકલતી વખતે રૂપિયા પચીસ હજારની રકમ યાત્રાના ખર્ચમાટે કાઢી આપવી પડી હતી; મહારાજામાટે ખાસ મંગાવવામાં આવતી વિલાયતી મદિરાઓ, ઊંચામાં ઊંચી જાતની સિગારો તથા સિગારેટો, મોંઘામાં મોંઘી કીમતના અત્તર તથા સેન્ટો, નવા નવા મેકરની અમેરિકન્, ફ્રેંચ તથા બ્રિટિશ મૉટરો, જામનગરથી રોજ રેલ્વે પાર્સલમાં આવતાં મઘમઘતાં તાજાં ફૂલો, તથા એવી જ વિલાસ વૈભવની અન્યાન્ય વસ્તુઓ અને હેડમિસ્ટ્રેસ ઘુસાએલા તથા લેડી ડૉકટર સત્યવતી જેવી સુશિક્ષિતા કુટ્ટિનીઓને તેમના કાયદેસર મળતા પગારો ઉપરાંત ખાનગી નોકરીના બદલામાં અપાતા મોટા મોટા ખાનગી પગારોમાં લાખો રૂપિયાનાં આંધણ મૂકાઇ જતાં હતાં એટલે મહારાજા ઇશ્વરસિંહના ખજાનાની ઘણીક વાર એવી હાલત થઇ પડતી હતી કે સાધારણ વ્યાપારીની તીજોરીમાં કદાચિત્ પાંચ પચીસ હજાર રૂપિયા હોઇ શકે; પરંતુ રાજ્યની તીજોરીમાં પાંચ સો રૂપિયાની નાનકડી રકમના પણ વાંધા દેખાઇ આવે. રાજ્યનાં એક હજાર ગામ અને લગભગ એક કરોડની વાર્ષિક આવક હોવા છતાં હજાર ગામના ધણી ઇશ્વરસિંહ બાપૂ જ્યારે જુઓ ત્યારે દીવાળિયા ને દીવાળિયા જ રહ્યા કરતા હતા અને તેથી નાણાં મેળવવામાટે તેમને વારંવાર નવી નવી યુક્તિઓ યોજવી પડતી હતી. આવી રીતે ચારે તરફ મુશ્કેલીઓ ઊભી થયેલી હોવા છતાં અત્યારે રાજ્યની તીજોરીમાં રૂપિયા ત્રણ હજારથી વધારે રકમ બાકી ન હોવાથી એમ જ કહી શકાય કે તીજોરીનું તળિયું દેખાઇ રહેવાની અણી ઉપર આવી લાગ્યું હતું. દીવાન સાહબે આ સ્થિતિના અથવા નાણાંની તંગીની આ મોકાણના સમાચાર બે દિવસ પૂર્વે બાપૂને સંભળાવી દીધેલા હોવાથી બાપૂ આજે ચિન્તાના ગહન સમુદ્રમાં નિમજ્જિત થઇ ગયા હતા. પ્રભાતના આઠ વાગ્યા હતા અને બાપૂ ચિંતામગ્ન થઇને રાજમહાલયમાંના પોતાના ખાનગી ઓરડામાં આંટા ફેરા મારી રહ્યા હતા.

જાણે પરમાત્માએ બાપૂની ધા સાંભળી હોય તેવી રીતે હજૂરીએ

આવીને મસ્તક નમાવી એવા સમાચાર સંભળાવ્યા કેઃ "એડીકાંપ લાવણ્ય-સિંહજી પધાર્યા છે અને સલામે આવવાની પરવાનગી માગી રહ્યા છે."

"તેમને એકદમ અહીં મોકલ; અને જ્યાં સૂધી લાવણ્યસિંહજી અહીંથી પાછા ન જાય ત્યાં સૂધી બીજું કોઇ પણ માણસ આવે તો તેના ખબર પહોંચાડવામાટે પણ તું મારી પાસે ન આવીશ. મને જરૂર પડશે, તો હું કૉલબેલ વગાડીશ." મહારાજાએ હુકમ ફર્માવ્યો.

અહીં આપણી નવલકથાની રંગભૂમિપર અત્યારે પ્રથમ વાર અવતીર્ણ થનારી એ લાવણ્યસિંહ નામક વ્યક્તિનો અમો અમારાં પાઠકો તથા પાઠિકાઓને સંક્ષિપ્ત પરિચય કરાવીશું. લાવણ્યસિંહ લગભગ પાંત્રીસેક વર્ષના વયનો એક રાજપૂત અથવા ગરાસિયો હતો અને આજકાલના રજવાડાના રંગને સારી રીતે ઓળખીને વર્તનારો હોવાથી મહારાજા ઇશ્વરસિંહના એડ ડિ કૅમ્પ અથવા સૈનિકવિભાગના સંદેશવાહક તથા બૉડીગાર્ડ કિંવા અંગરક્ષકની પદવીપર ચઢી જઇને માસિક પાંચ સો રૂપિયાનો પગાર મેળવતો હતો. આજકાલના દેશી રાજાઓના સૈન્યવિભાગમાં સંદેશવાહકોની કેટલી આવશ્યકતા હોય છે એના વિવેચનની આવશ્યકતા નથી; અર્થાત્ લાવણ્ય-સિંહની પદવી આ હતી; પરંતુ તે મહાચતુર, વાકપટુ, પ્રપંચપરાયણ, ધૂર્તશિરોમણિ તથા સ્વાર્થની સિદ્ધિમાટે કોઇ પણ પ્રકારના પાપથી ન ડરનાર મનુષ્યરૂપધારી પિશાચ હોવાથી મહારાજાએ તેને રાજ્યમાંના પૈસાદાર શિકારોને ખૂણે ખાંચરેથી શોધી કાઢવાનું અને બહાર હોહા ન થાય તેવી રીતે તે પૈસાદાર શિકારો પાસેથી નાણાંની મોટી મોટી રકમો કઢાવવાનું કામ સોંપી દીધું હતું. એ ઉપરાંત મહારાજા વિરુદ્ધ જે કંઇ પણ હીલ-ચાલ રાજ્યમાં થતી હોય તેની દેખરેખ તથા તપાસ પણ એ જ લાવણ્યસિંહ રાખતો હતો. ટુંકામાં કહેવાનું એટલું જ કે લાવણ્યસિંહ તેના નામ અનુસાર જેટલો દેખાવડો તથા રૂપાળો હતો તેટલો જ, કિંબહુના તેથી પણ અધિક પરિમાણમાં હૈયાનો મેલો તથા કાળો હોઇને સોમલના રૂપ તથા ગુણની વિષમતાને સોએ સો ટકા સત્ય સિદ્ધ કરી બતાવનારો હતો. અત્યારે લાવણ્યસિંહનો આટલો પરિચય પર્યાપ્ત છે.

લાવણ્યસિંહ આવી લાગ્યો અને સ્મિતમંડિત મુખથી મહારાજાને નમન કરીને ઊભો રહ્યો. મહારાજાએ પોતે ઇજીચેરમાં ઝોકાવી તેને પાસેના કોચપર બેસાડી અધીરતાથી જિજ્ઞાસા દર્શાવી કેઃ "ઓછામાં ઓછા રૂપિયા બે લાખ આજકાલમાં મળી જાય તેવી કાંઇ વ્યવસ્થા કરી આવ્યા છો કે કેમ? કારણ કે, તીજોરીનું તળિયું દેખાઇ જવાની અણીપર આવી લાગ્યું છે,

ચારે તરફથી નાણાંની માગણીઓ ચાલૂ છે અને હું મુંઝાઇ ગયો છું. જો આજે અથવા આવતી કાલે રૂપિયા બે લાખ ન મળી જાય, તો મારે મારૂં પોતાનું કેટલુંક ખાનગી ઝવેરાત પાણીના મૂલ્યે વેચી નાખવું પડશે અને મારા ઝવેરાતનો કોઇ ખરીદનાર આપણા રાજ્યમાં મળી શકે તેમ ન હોવાથી એ સાટામાટે પરરાજ્યના અથવા મુંબઇના કોઇ ઝવેરીને જ અર્જંટ તાર કરીને બોલાવવો પડશે."

"બાપૂ, અત્યારે તો હવે એ ઝવેરાત નહિ વેચવું પડે." લાવણ્યસિંહ ગંભીરતાથી કહેવા લાગ્યો: "કારણ કે, અત્યારે હું આપણા રાજ્યના મુંબઇમાં વ્યાપાર કરતા અને લખાતપતિ ગણાતા એક માલદાર શિકારને જાળમાં સપડાવીને લઇ આવ્યો છું. આવા શિકારોને સપડાવવામાટે આપણા હમેશના ઉપાયોને મેં બરાબર યોજી દીધા છે, એટલે હવે આપ નામદારે તેની પાસેથી જે રકમ બાકી કઢાવવાની હોય તે કઢાવી લેવાની છે; આટલુંજ કામ આપ નામદારમાટે બાકી રાખવામાં આવ્યું છે." આવી રીતે મહારાજાના નિરાશાવ્યાપ્ત હૃદયમાં આશાના અમૃતને રેડીને લાવણ્યસિંહે ટાંચણીથી એક બીજા સાથે જોડી દીધેલા ચાર પાંચ કાગળ મહારાજાના હાથમાં આપી દીધા.

તે કાગળોને વાંચતાં મહારાજાના મુખમંડળમાં આશા તથા આનંદને દર્શાવનારી એક પ્રકારની નવીન તેજસ્વિતા ચમકવા લાગી અને ઉત્સાહમાં આવી જઇને મહારાજાએ કહ્યું કે: "એ નવા શિકારને એકદમ મારી આગળ લાવીને હાજર કરો; એને તથા એના ભાઇઓને હું સારી રીતે ઓળખું છું; બે લાખ, દોઢ લાખ અથવા છેવટે એક લાખ તો મળવાના જ. એક લાખ અત્યારે મળી જાય, તો બીજા એક લાખ બે ચાર દિવસમાં બીજા શિકારને સપડાવી મેળવી શકાશે. રૈયતને રાજાની કામધેનુ અથવા દૂઝણી ગાય કહેવામાં આવે છે તે કાંઇ ખોટું નથી; માત્ર ગોવાળિયા પ્રમાણે રાજાને પોતાની એ દૂઝણી ગાયને દોહવાની કળા આવડવી જોઇએ."

લાવણ્યસિંહ મહારાજાની આજ્ઞા અનુસાર નીચે જઇને પૈસાદાર શિકારને ઉપર લઇ આવ્યો અને મહારાજા સમક્ષ રજૂ કરીને કહેવા લાગ્યો કે:

"જેમના દર્શનનો આપ નામદાર અભિલાપ ધરાવતા હતા, તે રત્તાપરના રહીશ શેઠ બીજલભાઇ વાસુકી તે આ પોતે જ."

"શેઠ આપણે આંગણે પધાર્યા છે તો એમના માટે ચાહ તથા પાન આદિક તો મંગાવો." મહારાજાએ લાવણ્યસિંહને શેઠજીના સત્કારની સૂચના આપી અને તે સાથે એ સવાલ પણ પૂછી લીધો કે; "જે વિધવા બાઇએ અરજી આપેલી છે અને જેની અરજીની સચ્ચાઇની તપાસ પણ

આપણે કરી ચૂકયા છીએ તે વિધવા બાઇ આવ્યાં છે કે કેમ ? જો આવ્યાં હોય તો તેમને પણ અહીં બોલાવી લ્યો."

"જી, બાપુ, તે વિધવા બાઇ પણ આવ્યાં છે અને આપના નિમંત્રણની જ વાટ જોઇ રહ્યાં છે.' લાવણ્યસિંહે મહારાજાને આ ઉત્તર આપીને હજૂરીને ચાહ તથા પાન લઇ આવવાનો અને જે વિધવા બાઇને એક બીજા ઓરડામાં સવારમાં ૭ વાગ્યામાં બોલાવીને બેસાડવામાં આવી હતી, તે બાઇને મહારાજા સમક્ષ લાવીને હાજર કરી દેવાનો હુકમ ફર્માવી દીધો.

"આજે આ દાસને મહારાજાધિરાજના દર્શનનો લાભ મળ્યો છે, તેથી આ દાસ પોતાને મહાભાગ્યશાળી માને છે." શેઠ બીજલભાઇ ભયશંકા-કંપિત હૃદયથી મહારાજાને ઉદ્દેશીને બોલવા લાગ્યા; "પરંતુ આ દાસને અત્યારે અચાનક અહીં શામાટે તથા શા કારણથી બોલાવવામાં આવ્યો છે, એની આ દાસને કશી જ ખબર નથી; તો કૃપા કરીને મને બોલાવવાનું કારણ જણાવશો ? કારણ કે, હું મારી જન્મભૂમિ રત્તાપરમાં, મુંબઇમાં મારી તબીયત સારી ન હોવાથી, હવા ફેર તથા પાણી ફેર માટે આવ્યો છું; ગઇ કાલે કેટલીક જોઇતી વસ્તુ ખરીદવામાટે હું અહીં રાજધાનીમાં આવ્યો હતો અને અત્યારે પાછો રત્તાપર જવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં માન્યવર લાવણ્યસિંહભાઇ 'તમોને બાપુ યાદ કરી રહ્યા છે' એમ કહી મૉટરમાં બેસાડીને મને અહીં લાવ્યા છે. જો હું મોડો પહોંચીશ, તો ઘરમાં બૈરાં વગેરે ચિન્તા કરશે અને મારે રત્તાપર પહોંચીને ઘેર જ જમવાનું હોવાથી જમવામાં વિલંબ થતાં તબીયત કદાચિત્ વધારે બગડશે."

"જરા શાંત થાઓ, નીરાંતે બેસો અને ચાહ પાનને ન્યાય આપો એટલે પછી આપને આવી રીતે અચાનક શામાટે તથા શા કારણથી બોલાવવામાં આવ્યા છે તે આપ જાણી શકશો; તમારા માટે બીવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, તમોને કાંઇ તોપને મોઢે બંધાવી દેવામાટે બોલાવવામાં નથી આવ્યા." મહારાજાએ મર્મયુક્ત શબ્દો ઉચ્ચાર્યા.

ઇશ્વરસિંહ બાપુના પરાક્રમોની કથાઓ તો બીજલભાઇએ ઘણી યે સાંભળી હતી; પરંતુ અત્યારસુધી તેમને બાપુના પરાક્રમનો અનુભવ થયો ન હોતો. આજના બાપુના બોલવામાં જે એક પ્રકારની વક્રતા જણાતી હતી તે વક્રતાને જોઇને બીજલભાઇના મનમાં જે સંશય હતો તે દૃઢ થઇ ગયો; પણ હવે તો "ભાઇ આવી ફસાણા તો કહે કે આવી ફસાણા" જેવો ઘાટ થઇ ચૂકેલો હોવાથી તેમનો બીજો કાંઇ પણ ઉપાય ચાલી શકે તેમ હતું જ

નહિ. મહારાજાએ બીજલભાઈને મુંબઈ તેમનો વ્યાપાર કેવોક ચાલતો હતો અને ત્યાં તેમની સ્થાવર તથા જંગમ સંપત્તિ કેટલીક હતી એ વિષયના કેટલાક પ્રશ્નો પૂછ્યા અને બીજલભાઈએ અતિશય સાવધાનતાપૂર્વક મહારાજાના એ પ્રશ્નોનાં ઉત્તરો આપ્યાં. આ પ્રશ્નોત્તરમાં વીસથી પચીસ મિનિટ જેટલો સમય વીતી ગયો એટલામાં એક રાજસેવક ચાંદીની કિટલી, ચાંદીનો મિલ્કપૉટ, ચાંદીનો શુગરપૉટ, ચાંદીનાં કપ રકાબી તથા ચાંદીના ટીસ્પૂન આદિક ચાંદીના થાળમાં રાખીને લઈ આવ્યો અને તે થાળને એક ટિપાઈ પર બીજલભાઈ આગળ મૂકી દીધો. મહારાજાના ભયથી બીજલભાઈએ ચાહ બનાવીને પીધી તો ખરી; પણ એ ચાંદીના કપ રકાબીમાં પીધેલ ચાહ તબીયતને સચેતન કરવાને બદલે માંદી કરી નાખનારી જ દેખાવા લાગી. તે ચાહ પીને પાનને મોઢામાં નાખતો હતો એવામાં ત્રીસેક વર્ષના વયની એક હિન્દુ વિધવા ત્યાં આવી લાગી અને મહારાજાના આસનથી ચાર કિંવા પાંચ ફીટના અંતરે નીચે ગાલીચા પર બેસી ગઈ. એ હિન્દુ વિધવા રત્નાપરની નિવાસિની હોવાથી બીજલભાઈએ તેને તરત ઓળખી લીધી અને તેનું નામ પણ તે જાણતો હોવાથી જિજ્ઞાસા દર્શાવી કે; "કેમ, ઝવેર બહેન, તમો અહીં ક્યારે આવ્યાં?"

"ભાઈ, જ્યારે તમો કાંઈ દાદ જ નથી આપતા અને મારા ધણીનાં નાણાંને ખાઈ જવાના નિશ્ચય ઉપર જ આવી લાગ્યા છો, તો પછી ગામધણી પાસે ન આવું તો શું કરું? એ તો જગત જાણે છે કે કાં તો રામ ધણી અને કાં તો ગામ ધણી એ બે ધણી પાસેથી જ નિરાધાર તથા ગરીબ માણસોને ઇન્સાફ મળી શકે છે. હું અત્યારે તમારા સંબંધમાં જ ધા લઈને બાપૂ પાસે આવી છું." વિધવા ઝવેરબાઈએ બીજલભાઈને સ્વપ્નમાં પણ જેની કલ્પના ન હોતી તે આરોપને બીજલભાઈના શિર પર સ્થાપવાનો પ્રયત્ન કરીને આ ઉદ્‌ગારો કાઢ્યા. બીજલભાઈની દશા વાઢો તો ટીપું ય લોહી ન નીકળે તેવી થઈ ગઈ.

"શેઠ બીજલભાઈ, જુઓ, તમારા ગામની આ વિધવા બાઈએ આજે પંદર દિવસથી આ અરજી લખીને મોકલી છે." હવે મહારાજા કાંઈક આંખ ફેરવી બીજલભાઈને સંબોધીને કહેવા લાગ્યા: "આ બાઈની એ ફરિયાદ છે કે તમારી માડાગાસ્કરમાં પેઢી છે અને આ બાઈનો સ્વર્ગવાસી ધણી પણ માડાગાસ્કરમાં જ ધંધો રોજગાર કરતો હતો. ત્યાં તેણે રૂપિયા પોણાએ લાખ જેટલી ગંજાવર રકમ તમારી પેઢીમાં જમે રાખી હતી અને તે ભાઈનું અચાનક મૃત્યુ થઈ જતાં તે રકમ તેની આ એકમાત્ર વારસ વિધવા

આપી દેવાને બદલે તમોએ એમ જણાવ્યું હતું કે; અને ભલમનસાઈ મારી પેઢીમાં ખાતા જેવું કાંઈ હતું જ નહિ અને 'તમારા ધણીની મારી એક પાઈ પણ લેણી પડતી નથી.' માડાગારકર સુધી આમારા પૈરા પર ફરિયાદ કરીને પોતાનાં નાણાંને વસૂલ કરવામાટે કોર્ટમાંય તેવી આ બાઈની આર્થિક સ્થિતિ ન હોવાથી તેમ જ આ જઈ વિધવા બાઈ સર્વથા નિરાધાર હોવાથી છેવટે બીજો કોઈ ઉપાય નિરાંતે મારી પાસે ફરિયાદ લઈ આવી છે. આ બાઈ પણ મારી પ્રજા છે અને તમો પણ મારી પ્રજા છો, તો હવે તમોને મારી એ જ સલાહ છે કે આ બાઈના સ્વર્ગવાસી પતિનાં જે નાણાં તમારા ચોપડામાં જમે હોય ને વ્યાજ સુદ્ધાં આ બાઈને આપી દ્યો અને આ બાઈની કાયદાસર પહોંચ લખાવી લ્યો; નહિ તો આનું પરિણામ તમારા માટે સારૂં નથી જ આવવાનું એ ચોક્કસ છે. જો તમો સીધી રીતે નહિ માની જાઓ, તો ઇન્સાફ અથવા ન્યાય નિષ્પક્ષપાત તથા નિર્દય હોવાથી મારે અનિચ્છાપૂર્વક પણ તમારી સાથે સખ્તાઈથી વર્તવું પડશે અને ન છૂટકે તમોને જીવતા શયતાનના ડેલામાં બેસાડી દેવા પડશે. પંદર દિવસમાં મેં જેટલી તપાસ કરવાની હતી તેટલી બધી તપાસ કરી લીધી છે અને આ બાઈના ધણીની મિલ્કત આ બાઈના કહ્યા પ્રમાણે તમો પચાવી ગયા છો એ બાબતની ખાત્રી થઈ ગયા પછી જ મેં તમોને મારી પાસે બોલાવી મંગાવ્યા છે."

ઝવેરબાઈ રોવા લાગી અને રોતી રોતી બોલવા લાગી કે: "મારા ધણીની બે લાખની મિલ્કત હોવા છતાં આજે મારે સગાં વ્હાલાં પાસેથી ઉછીના પૈસા લઈને પેટ ભરવું પડે છે; છતાં આ રાક્ષસોને મારા પર દયા નથી આવતી. મારો ધણી મરી ગયો એટલે મારાં બધાંય મરી ગયાં. હવે તો મહારાજા ઉપર જ મારો આધાર છે."

મહારાજાએ કોઈ પણ પ્રકારે નાણાંની સારી રકમ કઢાવવામાટે આ નાટકની રચના કરી હતી એ રહસ્ય હવે બીજલભાઈના જાણવામાં આવી ગયું; છતાં પણ બીજલભાઈ જ્યાં સુધી ગળાપર છરી ફરી જવાનો અવસર ન આવી લાગે ત્યાં સુધી કેવળ આવી ધમકીઓથી ડરી જઈને નાણાંની મોટી રકમ કાઢી આપે તેટલો ઢીલો તથા કાચો પુરુષ ન હોવાથી તે રોદન કરતી વિધવા ઝવેરબાઈને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે:–

"ઝવેર બહેન, તમારા પતિ સ્વર્ગવાસી થઈ ગયા છે અને પરમાત્માએ તમોને દીકરો કે દીકરી તો આપ્યાં જ નથી; તો આ પાપના પોટલા

કોના માટે બાંધી રહ્યા છો? તમારા પતિએ અમારે નાણાં વ્યાજે રાખ્યાં હશે તેની પહોંચ પોતાના ચોપડામાંથીમાં જે કાંઈ લીધી હશે, તો તેવી કોઈ પહોંચ તમારી પાસે હોય તો તેને લખાવી રજૂ કરો અથવા જે ચોપડા હોય તે મહારાજાધિરાજને બતાવો કરીને એનો કાંઈ પણ વિચારપૂર્વક નિર્ણય કરી શકાય. કોઈ નિર્દોષ એટલે આવા પ્રકારનો આરોપ મૂકવો એ તમારા જેવી ધર્મશીલા હિન્દુ સ્ત્રીપર શોભાવનારું કાર્ય નથી. જો તમો તમારા પતિના અકાળ મૃત્યુથી નિરાધાર અવસ્થામાં આવી પડયાં હો અને નિર્વાહમાટે તમોને સહાયતાની આવશ્યકતા હોય, તો અમો પ્રભુપ્રીત્યર્થ તમોને દશ રૂપિયાનો માસિક પગાર બાંધી આપવાને તૈયાર છીએ; પરંતુ તમારા પતિનાં જે નાણાં અમારાપર નીકળતાં જ નથી તે નાણાંનો તમો અમારા પર ખોટો તેમ જ સાવ બનાવટી દાવો લઈ આવ્યાં છો, એ ઠીક નથી. હજી પણ વિચાર કરો અને અધર્મના માર્ગમાંથી પાછાં વળીને ધર્મના માર્ગે ચઢી જાઓ. જો તમોને અમારા કોઈ શત્રુઓ અથવા વિરોધીઓએ અમારી વિરુદ્ધ ભંભેર્યાં હોય, તો તેમના નામ અમોને આપી દો કે જેથી અમો તેમની પાસેથી અમારી આબરૂનો જવાબ કાયદાસર માગી શકીએ........"

બીજલભાઈની આ નિર્ભયતાને જોઈને મહારાજાના મનમાં એવો ભય થવા લાગ્યો કે: "આ બીજલભાઈના પ્રભાવમાં આવી જઈને અથવા તો આંખની શરમમાં પડી જઈને આ વિધવા સાચી વાતને ઓકી કાઢશે તો ધાર્યા કરતાં વિપરીત પરિણામ આવી જશે; એટલે મહારાજા ઈશ્વરસિંહ બીજલભાઈને ધમકાવતા, તેને વચ્ચે જ બોલતો અટકાવી દઈને, કહેવા લાગ્યા કે: "બીજલભાઈ, આ વિધવા બાઈ સાથે આવી રીતે વાત કરવાનો તમોને કશો પણ અધિકાર નથી. આ બાઈએ એની પાસેના બધા પૂરાવા અમોને બતાવી દીધા છે અને તે પૂરાવાઓને જોઈને અમારી ખાત્રી થયા પછી જ અમોએ તમોને અમારી પાસે બોલાવી મંગાવ્યા છે. આ રામરાજ્ય હોવાથી આ રાજ્યમાં કોઈની ખોટી સતામણી કરવામાં આવતી જ નથી. મારી તમોને એ જ સલાહ છે કે જો તમો પોતાનું ભલું ઈચ્છતા હો, તો આ બાઈને એના પતિનાં નાણાં આબરૂ ઈજ્જતમાં રહીને આપી દો અને રાજ્યને તમારા પર કાયદાના હથિયારને ચલાવવાની ફરજ ન પાડો; નહિ તો કાયદો તમારી ખાનાખરાબી કરી નાખશે."

"મહારાજાધિરાજ, જો અવિનય થતો હોય, તો ક્ષમા આપશો; પરંતુ જ્યારે આવો અવસર આવી લાગ્યો છે ત્યારે મારાથી કહ્યા વિના

નથી જ રહેવાનું કે, આપ નામદારના પોતાના કથન અનુસાર આપ નામદારે બધા પૂરાવા જોઈને અમો આ બાઈના પતિનાં નાણાં ખાઈ ગયા છીએ એવી ખાત્રી જ કરી લીધી છે, તો પછી એ પૂરાવાના આધારે આ બાઈને કોર્ટમાં અમારા પર ધોરણસર દાવો માંડવાની સલાહ આપ નામદાર શા-માટે નથી આપતા અને આ બાઈને કાયદાને રસ્તે જ આગળ શા-માટે નથી વધવા દેતા? જો આવા વિવાદોના નિકાલ આવી રીતે રાજ-મહાલયના ખૂણામાં જ કરવામાં આવતા હોય, તો પછી ઇન્સાફની અદાલ-તોની અને મોટા મોટા પગારના ન્યાયાધીશોની રાજ્યમાં આવશ્યકતા જ શી છે વારુ?" બીજલભાઈએ મહારાજાની દબામણીથી લેશમાત્ર પણ ન દબાઈ જતાં છાતીમાં પૂરેપૂરી હિમ્મતને ભરીને નિર્ભયતાથી આ વચનો સંભળાવી દીધાં.

"લાવણ્યસિંહ, આ ગાંડા વ્યાપારીને, અંગ્રેજી રાજ્યમાં રહીને કાયદાનો ભયંકર વળગાડ લઈ આવેલા મૂર્ખશિરોમણિને બીજા ઓરડામાં લઈ જઈને જરા સમજાવો અને એના વળગાડને કાઢી નાખો; નહિ તો આ ભાઈ સાહબ ફાટયું ફાટયું બોલી રહ્યા છે તે બોલતા બંધ થઈ જશે અને જીવતા શયતાનનો ડેલો એમની બધી તમરીને ઘડીના છઠ્ઠા ભાગમાં ઉતારી નાખશે." મહારાજાએ હવે અધિક માથાઝીક કરવાનું અનુચિત ધારીને લાવણ્યસિંહને આ સૂચના આપી દીધી.

* * * *

લાવણ્યસિંહ બીજલભાઈને બીજા ઓરડામાં લઈ જઈને કહેવા લાગ્યો કે: "બીજલભાઈ શેઠ, જો કે તમારા પરનો દાવો તો રૂપિયા બે લાખનો છે; પરંતુ અહીં અથવા બ્રિટિશ ઇન્ડિયામાં આ બાઈથી તમારા પર કાયદાસર દાવો માંડી શકાય તેમ ન હોવાથી જો તમો આ વિધવા બાઈને મહારાજા માર્ફત રૂપિયા એક લાખ આપવાની ઉદારતા દર્શાવશો, તો પણ મહારાજા માની જશે અને તમારે કશી પણ હાનિ સહન કરવી પડશે નહિ. મહારાજાધિરાજ માત્ર પોતાના રાજ્યમાં વસતી આ નિરાધાર હિન્દુ વિધવાના કલ્યાણમાટે જ આ પરિશ્રમ લઈ રહ્યા છે. મહારાજાને વધારે ચીડાવશો, તો તેનાં તમારે માઠાં પરિણામ ભોગવવાં પડશે. આ ફર્સ્ટ ક્લાસ સ્ટેટ હોવાથી અને ફર્સ્ટ કલાસ સ્ટેટનાં કામોમાં બ્રિટિશ ગવર્ન્મેન્ટને હાથ નાખવાનો લેશમાત્ર પણ અધિકાર ન હોવાથી જો ચીડાયલા મહારાજા પોતાની સત્તાનો ઉપયોગ કરીને તમોને જીવતા શયતાનના ડેલામાં બેસાડી દેશે અથવા તો જેલમાં પૂરાવી દેશે, તો તમારી આબરૂના કાંકરા થઈ જશે,

તમારી ધાં કોઇ પણ નહિ સાંભળે અને જીવતા શયતાનના ડેલામાં સડી સડીને મરી જશો અથવા જેલમાં જમરાજાના કોળિયા થઇ જશો; તો તમારા મડદાને સ્મશાનમાં પહોંચાડવામાટે પણ કોઇ નહિ આવે; સમજ્યા ? મારી તો તમોને એ જ ભલામણ છે કે અત્યારે તો મહારાજાના વચનને માન આપીને વર્તવામાં જ તમારૂં કલ્યાણ છે. પછી તો જેવી તમારી ઇચ્છા."

"ઠીક; મહારાજાની જ્યારે એવી જ ઇચ્છા છે, તો હું એક લાખ રૂપિયાનો ચેક મુંબઇની એક બેંક પર લખી આપીશ; કારણ કે, અમારો વ્યાપાર આ રાજ્યમાં ન હોવાથી આટલી મોટી રકમ અમારા અહીંના ઘરમાં ન હોય એ સ્વાભાવિક છે. મારો લખેલો ચેક પાછો નથી જ વળવાનો એની ખાત્રી રાખશો. મને જે લાગી આવે છે તે એટલું જ કે, મહારાજાને પોતાને આવશ્યકતા હોત અને મહારાજાએ પોતે આટલી રકમ માગી હોત, તો મહારાજા અમારા અન્નદાતા હોવાથી હું ખુશીથી એ રકમ આપી દેત; પરંતુ અમારા પર જૂઠો આરોપ મૂકાવી આ વિધવા બાઇના નામથી મહારાજા અમારી પાસેથી આ રકમ કઢાવી રહ્યા છે તે સર્વથા અનુચિત છે; અમારા ઉપર આ એક જાતનો જુલ્મ જ કરવામાં આવે છે." બીજલભાઇએ હવે જે સમજવાનું હતું તે સમજી જઇને મહારાજારૂપ જીવતા શયતાનના પંજામાંથી છૂટવામાટે નમતું તોળી યુક્તિના શસ્ત્રને ચલાવવાના પ્રયત્નને આરંભી દીધો.

"અત્યારે તમારે જે કાંઇ માનવાનું હોય તે માની લ્યો; પણ રૂપિયા એક લાખનો ચેક એકદમ લખી આપો. જ્યારે મહારાજા કોઇ વાર આનંદમાં હશે ત્યારે આ બાબત હું તેઓ શ્રીમાનને સમજાવીશ અને આ વિધવા બાઇએ જુઠાણું કર્યું હશે તો, તમારાં નાણાં તમોને પાછાં અપાવીશ. અત્યારે મહારાજા સાથે વિવાદ કરવામાં માલ નથી. ચેકબુક સાથે લેતા આવ્યા છો કે કેમ ?" લાવણ્યસિંહ કોઇ પણ રીતે ચેક લખાવી લેવાની ઇચ્છાથી બીજલભાઇને મહારાજાની ભયંકરતાનો જ પરિચય કરાવતો રહ્યો.

"મહારાજાના તેડાને માન આપીને રાજધાનીમાં આવવાનો અવસર આવી લાગ્યો એટલે અહીંથી બેક હજારની કીમતનાં વસ્ત્રો આદિકની ખરીદી કરવાની હોવાથી હું ચેકબુકને મારી સાથે જ લેતો આવ્યો છું." બીજલભાઇએ ચેકબુકને સાથે લાવવાનું તરત માની શકાય તેવું કારણ દર્શાવ્યું.

"ચાલો, ત્યારે મહારાજાના દેખતાં જ ચેક લખી આપો એટલે

તમારો પણ છૂટકો થઇ જાય અને મારાથી પણ જમવામાટે જઇ શકાય." લાવણ્યસિંહે અધીરતા દર્શાવી આ શબ્દો ઉચ્ચાર્યા.

*　　　*　　　*　　　*

લાવણ્યસિંહ બીજલભાઇને બીજા ઓરડામાં લઇ ગયો એટલે મહારાજાના ઓરડામાં મહારાજા તથા વિધવા ઝવેરબાઇ વિના અન્ય તૃતીય વ્યક્તિ ન હોવાથી પ્રથમ મહારાજાએ હજૂરીને "લાવણ્યસિંહ આવે ત્યારે પ્રથમ મને ખબર આપજે; ખબર આપ્યા વિના કોઇને અહીં આવવા દઇશ નહિ." એવો હુકમ આપી દીધો અને હજૂરી ચાલ્યો ગયો એટલે વિધવા ઝવેરબાઇને સંબોધીને કહેવા માંડયું કે: "સુંદરી, તમોએ મારી આજ્ઞાને શિરોધાર્ય કરીને જાણે એ બીજલ તથા એના ભાઇઓ તમારા સ્વર્ગવાસી પતિના રૂપિયા બે લાખ ખરેખર હજમ કરી ગયા છે, એવું નાટક આબાદ ભજવી બતાવ્યું છે તેમાટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું; જો રૂપિઆ એક લાખ મને મળી જશે, તો તમારી આ સેવા તેમજ બીજી ખાનગી સેવાઓના બદલામાં રૂપિયા પાંચ હજાર હું તમોને આપીશ અને તે ઉપરાંત માસિક રૂપિયા પંદરનો પગાર બાંધી આપીને તમારા ગામમાં સારૂં ઘર પણ બંધાવી આપીશ કે જેથી તમારે ઘર તથા રોટલાની ચિન્તા મરતાં સુધી ન કરવી પડે. તમારો મહારાજા કેવો તથા કેટલો ગુણગ્રાહક તથા કૃપાળુ છે એ રહસ્યને હવે જ તમો જાણી શકશો."

"આ ઉદારતામાટે હું મહારાજાનો અતિશય ઉપકાર માનું છું." આવી રીતે ઔપચારિક કૃતજ્ઞતા દર્શાવીને વિધવા ઝવેરબાઇ આગળ વધીને કહેવા લાગી કે: "એ તો જાણે ઠીક; પરંતુ મારી એવી ઇચ્છા છે કે મને જો રૂપિયા પાંચ હજારને બદલે દશ હજાર આપવાની ઉદારતા દર્શાવો તો આપનો મોટો ઉપકાર; કારણ કે, આપની ખાનગી સેવાનું જે પરિણામ થવું જોઇએ તે થઇ ગયું છે; હું માતૃપદને પંથે પડી ચૂકી છું, અને જો આ પાપના ભારને કોઇ તીર્થક્ષેત્રમાં જઇ ઉદરમાંથી કાઢી નાખવામાં નહિ આવે, તો આપના તથા મારા આ પાપકર્મની કથા પ્રકાશમાં આવતાં મારે તો ઝેર ખાઇને અથવા વાવ કે કૂવો પૂરીને આત્મહત્યા જ કરવી પડશે. આવા પાપથી મુક્ત થવામાટે તીર્થક્ષેત્રમાં કેટલા બધા ખર્ચ કરવા પડે છે એ તો આપ જાણો જ છો અને એટલામાટે જ હું પાંચ હજાર વધારે માગી રહી છું. પૈસામાટે આપ પાસે બીજી વાર મારે ન આવવું પડે અને આજે જ આ લેવડદેવડનો અંત આવી જાય, તો સારૂં."

"મને અત્યારે નાણાંની ઘણી જ જરૂર હોવાથી અત્યારે તો પાંચ હજાર જ આપી શકાશે; ભવિષ્યમાં જો આવશ્યકતા હશે, તો તમોને બીજા પાંચ હજાર આપીશ. તમોને તીર્થક્ષેત્રમાં જઇને પાપના ભારથી મુક્ત થવાની વ્યવસ્થા હું કરી આપીશ. કાશીના પંડયાને પાંચ સો રૂપિયા આપવા પડશે, તો રાજ્યના ખજાનામાંથી અપાઇ જશે." મહારાજાએ કહ્યું.

"જેવી આપ નામદારની ઇચ્છા." ઝવેરબાઇએ નિરુપાય થઇને પોતાની સંમતિ દર્શાવી.

"વિધવા ઝવેરબાઇ સાથે આ વાર્તાલાપ કરતી વેળાયે પણ વ્યભિચારીઓના શિરોમણિ મહારાજા ઇશ્વરસિંહ અશ્લીલ ચેષ્ટાઓ તો કર્યા જ કરતા હતા; આટલો સમય પણ તેમનાથી સંયમમાં વીતાડી શકાતો ન હોતો. લાવણ્યસિંહને પણ ખબર આપ્યા વિના ઓરડામાં ન આવવા દેવાનો હુકમ હુજૂરીને તેમણે એટલામાટે જ ફર્માવ્યો હતો. હુજૂરી જ્યારે લાવણ્યસિંહના આગમનની સૂચના આપવામાટે અંદર આવ્યો ત્યારે એ પિશાચ મહારાજા વિધવા ઝવેરબાઇને કોચ પર પોતાના પડખે બેસાડીને એવી તો અવર્ણનીય અશ્લીલ ચેષ્ટા તેની સાથે કરી રહ્યા હતા કે આવાં દૃશ્યોને નિત્ય જોવાની ટેવવાળા તે હુજૂરીની આંખો પણ શરમથી બંધ થઇ ગઇ, કાંઇ પણ બોલ્યા વિના દૂરથી જ તે પાછો વળી ગયો અને મહારાજાએ જ્યારે પોતાની પૈશાચિક લીલાની પરિસમાપ્તિ કરીને લાવણ્યસિંહને અંદર આવવા દેવાની હુજૂરીને બોલાવીને આજ્ઞા આપી ત્યારે જ લાવણ્યસિંહ બીજલભાઇને લઇને અંદર મહારાજા સમક્ષ આવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો. લાવણ્યસિંહે આવતાંની સાથે જ લાંબી લપ્પનને ટૂંકી કરવાના આશયથી મહારાજાને સંબોધીને કહ્યું કે:

"આપ નામદારના આશયને, ન્યાય તથા અનાથ વિધવાના કલ્યાણની સિદ્ધિના ઉદ્દેશને બીજલભાઇ શેઠ સારી રીતે સમજી ગયા છે અને પોતાના પ્રમાદને સ્વીકારીને રૂપિયા એક લાખનો ચેક લખી આપવાને તૈયાર થયા છે; તો હવે મારી આપ નામદારનાં ચરણોમાં એ જ પ્રાર્થના છે કે બીજલભાઇ પણ આપણા રાજ્યના પ્રજાજન હોવાથી એમના પ્રતિ કૃપા દર્શાવીને એક લાખના ચેકને સ્વીકારી લ્યો અને આ વિધવા બાઇના બે લાખના દાવાને આટલેથી જ પતાવી નાખો; કારણ કે, આ દાવો કોર્ટમાં ચલાવી શકાય તેવો છે જ નહિ એટલે આ બાબતને ચોળીને ચીકણી કરવામાં માલ જેવું કાંઇ પણ નથી."

"ભલ, ... વકીલાત કરો છો, તો એટલી ... પણ ચેક મુંબઇની બૅંકમાંથી પાછો ... તો જોઇએ અને તેનાં નાણાં આપણી બૅંકને ... મર મળ ... એ." મહારાજાએ પરદુઃખભંજન વીર વિક્રમાદિત્યની ઉદારતાને ... આંટી નાખે તેવી ઉદારતા (?) દર્શાવી દીધી અને પોતાના મનમાં વિચાર કર્યો કેઃ "વગર મેહનતે મળેલા એક લાખ રૂપિયા પણ કોના બાપના ? કાં તો બીજી રકમ-માટે કોઇ બીજા શિકારને શોધીશું અને કાં તો આ શિકારને બીજી વાર સાંડસામાં સપડાવીશું એટલે રૂપિયા જેટલા જોઇએ તેટલા હાજર !"

"ત્યારે લ્યો પરમાત્માનું નામ અને ઝટ ચેક લખી નાખો." લાવણ્યસિંહે બીજલભાઇને કહ્યું.

બીજલભાઇએ ખીસામાંથી ચેકબુક કાઢીને વિધવા ઝવેરબાઇના નામનો રૂપિયા એક લાખનો ક્રૉસ ચેક લખી નાખ્યો અને સહી કરીને મહારાજાના હાથમાં આપી દીધો. મહારાજાએ ચેકની પાછળ વિધવા ઝવેર-બાઇની સહી કરાવી લીધી અને એ વિધિ, નાણાંહરણવિધિની સમાપ્તિ થતાં બીજલભાઇને નિશ્ચયતાપૂર્વક ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા આપી દીધી. વિધવા ઝવેરબાઇને ત્યાર પછી પાંચ હજાર રૂપિયા અપાઇ ગયા અને મહારાજાની મૉટર ઝવેરબાઇને તેના પોતાના ગામમાં પહોંચાડવાને રવાના થઇ ગઇ.

---

## પ્રકરણ ૧૮ મું

### બીજલભાઇનું પલાયન

ઉસ્તાદ મહારાજાના પંજામાંથી રૂપિયા એક લાખનો ચેક આપીને માંડ માંડ છૂટેલો બીજલભાઇ પ્રથમ તો બજારમાં આવી લાગ્યો અને જો મહારાજાએ પોતાના જાસૂસોને તેની હીલચાલને તપાસવામાટે તેની પાછળ લગાડી દીધા હોય, તો તે જાસૂસોના મનમાં કોઇ પણ પ્રકારની શંકાનો ઉદ્ભવ ન થવા પામે એટલામાટે બીજલભાઇએ બે ચાર વ્યાપારીઓની દુકાનોની મુલાકાત લઇને અમુક વસ્તુઓના ભાવતાલ નક્કી કરી લીધા; ભાવતાલ નક્કી થયા પછી થોડીક વસ્તુઓ ખરીદી લીધી અને અમુક વસ્તુઓ પછીથી મોકલી આપવાનું વ્યાપારીઓને જણાવી દીધું. આવી રીતે લગભગ બે કલાક જેટલો સમય બજારમાં વીતાડયા પછી પોતાના ઓળ-

ખીતા એક ...ની હોવાથી તે
વ્યાપારીના મ ...સી ચલાવનાર એક
ખવાસને પોતા ...સ આવ્યો એટલે તેને
પૂછ્યું કે:-

"થોડોક . છે અને હું એકલો માણસ છું, તો રત્તાપર પહોંચાડવાનું ભાડું શું લેશો?"

"માઇલના આઠ આનાનો બાંધેલો કાયદો જ છે એટલે ભાડું ઠરાવવાની જરૂર જ નથી. ફક્ત તમારે એ વાતને ધ્યાનમાં રાખી લેવાની છે કે જો રત્તાપરથી વળતી વેળાયે ભાડું મળી જશે તો તમારી પાસેથી એક જ વખતનું ભાડું લેવામાં આવશે અને નહિ તો માઇલના હિસાબે આવવા જવાનું ભાડું તમારે જ આપવું પડશે. એ ઉપરાંત કાં તો જમવાનું અને કાં તો ભાતાના આઠ આના તમારે આપવા પડશે." ખવાસ શૉફરે ભાડું લેવાના નિયમો કહી સંભળાવ્યા.

"મૉટર તમારી પોતાની માલિકીની છે કે તમો નોકર તરીકે જ કામ કરો છો?" બીજલભાઇએ એક વિશિષ્ટ ઉદ્દેશથી જિજ્ઞાસા દર્શાવી.

"મારી પોતાની માલિકીની ચાર મૉટરો ચાલે છે; બીજી ત્રણ મૉટરો જૂદે જૂદે ઠેકાણે પાસિંજરોને લઇ ગયેલી હોવાથી અને ચોથી મૉટર હું પોતે જ ચલાવતો હોવાથી જો નક્કી થશે, તો આજે તો હું જ તમોને મારી મૉટરમાં લઇ જઇશ." ખવાસ શૉફરે જવાબ આપ્યો.

આ જવાબ સાંભળતાં બીજલભાઇના મુખમંડળમાં કાંઇક આશા તથા પ્રફુલ્લતાની ઝમક દેખાવા લાગી અને તેણે પૂછ્યું કે: "જો રત્તાપરથી કોઇ બીજે ગામ જવાનું થાય, તો ય ભાડું તો આ હિસાબે જ લેશો ને?"

"જી હા, સાહેબ!" ખવાસ શૉફરે ટુંકો જવાબ આપ્યો.

"મારી એવી માન્યતા હતી કે અહીં મુંબઇ કરતાં વધારે ભાડું લેવાતું હશે તેથી જ મારે આટલી પૂછગાછ કરવી પડી છે. તમો બિલ્કુલ વ્યાજબી ભાડું લ્યો છો એટલામાટે તમોને ધન્યવાદ ઘટે છે. વારૂ, ત્યારે જાઓ અને અડધાથી પોણા કલાકમાં મૉટરને તૈયાર કરીને લઇ આવો. મારે એ પાંચ ગામોમાં જવાનું હોવાથી અને બસેં માઇલ્સની મુસાફરી કરવાની હોવાથી પેટ્રોલ તથા બીજાં સાધનો પૂરતા પ્રમાણમાં ભરી લેજો કે જેથી જંગલમાં ક્યાંય અટકી ન પડીએ. લ્યો આ રૂપિયા પંદર ખર્ચ-માટે લઇ જાઓ અને પછીથી પણ હું તમોને તમારી મેહનતના મૂલ્ય કરતાં

પાંચ દશ રૂપિયા વધારે જ આપીશ; સમજ્યા ?" બીજલભાઇએ આમ કહીને રૂપિયા પંદર રોકડા મુંબઇગરા ખવાસ શૉફરને કાઢી આપ્યા.

શૉફર ત્યાંથી ચાલતો થઇ ગયો એટલે અડધા કલાકમાં બીજલભાઇએ સ્નાન તથા ભોજનના કાર્યને આટોપી લીધું. લગભગ એક કલાકમાં ખવાસ શૉફર ફોર્ડ મૉટરને લઇને આવી લાગ્યો. તેની સાથે તેનો એક માણસ અથવા કલીનર પણ હતો: કલીનરે બીજલભાઇની આજ્ઞા અનુસાર જે સામાન મૉટરમાં રાખવાનો હતો તે રાખી દીધો અને ત્યારપછી બીજલભાઇને લઇને મૉટર રત્તાપરના માર્ગમાં વેગપૂર્વક આગળ વધવા લાગી. માર્ગ ખડબચડો હોવા છતાં મૉટર નવી હોવાથી બે કલાકનો પંથ દોઢ કલાકમાં કાપીને રત્તાપરના ચૉરામાં આવીને ઊભી રહી. વિધવા ઝવેરબાઇને પહોંચાડવામાટે આવેલી મૉટર બીજલભાઇની મૉટરને રત્તાપરના પાદરમાં જ ભેગી થઇ હતી; કારણ કે, તે મૉટર ઝવેરબાઇને પહોંચાડીને પાછી રાજધાની ભૂમંડલા તરફ જતી હતી.

બીજલભાઇએ પોતાના મકાનના આલીશાન ડેલામાં મૉટરને ઊભી રખાવી અને રસોઇયાને ચાહ તથા નાસ્તો તેમ જ રસ્તામાં ન અભડાય તેવું ભાતું તૈયાર કરવાનો હુકમ ફર્માવીને પોતે પોતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ત્યાં તેની પત્ની પાસે ગામનાં પાંચ સાત બૈરાં બેઠેલાં હતાં. તે બૈરાં શેઠને આવેલા જોઇને તરત ઘુંઘટો તાણીને ત્યાંથી ઊઠી રવાના થઇ ગયાં અને જ્યારે ત્યાં કોઇ પરકીય વ્યક્તિ ન રહી એટલે બીજલભાએ પ્રથમ તો પોતાની ધર્મપત્નીને મહારાજા ઇશ્વરસિંહે વિધવા ઝવેરબાઇદ્વારા એક તૂત ઊભું કરાવીને તેની પાસેથી લખાવી લીધેલા ચેકનો સમસ્ત વૃત્તાંત સંક્ષેપમાં કહી સંભળાવ્યો અને ત્યાર પછી કહ્યું કે: "આપણા મહારાજા પોતાના સાધનસંપન્ન નાગરિકો પાસેથી નાણાંની આવી મોટી મોટી રકમો કઢાવી લેવાની કળામાં પોતાને ઉસ્તાદ માને છે; પરંતુ મારે એ ઉસ્તાદ મહારાજાને મારી ઉસ્તાદીનો સ્વાદ ચખાડવાનો છે અને તેટલામાટે અત્યારે ને આ ક્ષણે જ આપણે આપણી જન્મભૂમિનો ત્યાગ તો કરવો જ પડશે; માત્ર એટલું જ નહિ, પણ રૂપિયા એક લાખની રકમ બચાવવા ઉપરાંત ઉસ્તાદ મહારાજાને પણ ભયંકર થાપ આપનાર ઉસ્તાદના ઉસ્તાદ તરીકેની નામનાને મેળવવામાટે અહીંની આ પચીસથી ત્રીસ હજારની કીમતની સ્થાવર મિલકત તથા અહીંથી તત્કાળ ન લઇ શકાય તેવી બે ત્રણ હજારની કીમતની બીજી વસ્તુઓને તિલાંજલિ પણ આપવી પડશે; કારણ કે, પંડિતોનો પણ એ જ ઉપદેશ છે કે: 'જ્યારે સર્વનાશનો પ્રસંગ

આવી લાગ્યો હોય અને સંપત્તિના થોડા ઘણા નાશથી સમસ્ત સંપત્તિના નાશને અટકાવી શકાતો હોય; તો થોડી ઘણી સંપત્તિને જતી કરી દેવી એ જ બુદ્ધિમત્તા છે.' આજે હું પંડિતોના એ ઉપદેશ અનુસાર વર્તવાના નિશ્ચય પર જ આવી લાગ્યો છું. તારા જેટલા પણ બહુમૂલ્ય અલંકાર છે તેમને તું આપણી ચામડાની હૅંડબૅગમાં ભરી લે અને બહુમૂલ્ય વસ્ત્રોને એક ટ્રંકમાં ભરી લે. ચાંદીનાં થોડાંક વાસણોને હું મારી ટ્રંકમાં ભરી લઈશ. એકદમ તૈયાર થઈ જા; કારણ કે, મૉટરને હું સાથે જ લેતો આવ્યો છું અને બે કલાકમાં આપણે આ રાક્ષસ રાજાની ભૂમિમાંથી એકદમ રવાના થઈ જવાનું છે; જો બે દિવસ આપણે આ રાજાના રાજ્યમાં રહીશું, તો આપણા રૂપિયા એક લાખનું પાણી થઈ જશે અને જગત્ આપણને મૂર્ખશિરોમણિની પદવીથી વિભૂષિત કરશે તે તો વળી વધારામાં જ! અર્થાત્ છાશમાં માખણ પણ ચાલ્યું જશે અને વહૂ ફૂવડ પણ કહેવાશે!!"

"અહીંથી ન્હાસીને આપણે ક્યાં જઈશું વારૂ?" બીજલભાઈની પત્ની રામકોરે જિજ્ઞાસા દર્શાવી.

"નટવરબંદર; કારણ કે, નટવરબંદર રાજ્યના વર્તમાન મહારાજા શ્રી કૃષ્ણચંદ્ર બહાદુર તરુણ હોવા છતાં મહાપવિત્રતાત્મા, સચ્ચારિત્ર્યશીલ, મહાદયાલુ, ન્યાયપરાયણ, ધર્મધ્વજ તથા પ્રજાવત્સલ હોવાથી અને તેમનું રાજ્ય તે આજના યુગનું આદર્શ રામરાજ્ય હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ આપણા મહારાજાની સર્વ દુષ્ટતાઓને તેઓ શ્રીમાન્ સારી રીતે જાણતા હોવાથી તેમની રાજધાની નટવરબંદરમાં પહોંચી ગયા પછી આપણા મહારાજાથી આપણું કાંઈ પણ અનિષ્ટ કરી શકાશે નહિ; લાખ રૂપિયાને બચાવવાનો ત્યાં પહોંચતાંની સાથે જ પ્રબંધ કરી દેવાશે અને ત્યાંથી આગબોટમાં બેસીને આપણે મુંબઈ ચાલ્યાં જઈશું." બીજલભાઈએ પોતાની પત્નીની જિજ્ઞાસાને આ ઉત્તરથી તૃપ્ત કરી દીધી.

બીજલભાઈ પાછા બહારની બેઠકમાં આવ્યા અને રામકોર શેઠાણી પોતાનાં બહુમૂલ્ય વસ્ત્રાલંકારોને હૅંડબૅગ તથા ટ્રંકમાં ભરવાના કામમાં લાગી ગયાં. બીજલભાઈ તો ભૂમંડલાથી જમીને જ આવ્યા હતા એટલે રસોઈયાએ તૈયાર કરેલાં પૂરી તથા ચાહ મૉટરના શૉફર તથા ક્લીનરને બોલાવીને તેમણે આરોગાવ્યાં અને પોતે ફક્ત ચાહનો એક કપ પી લીધો. ચાહનો એક કપ શેઠાણીમાટે અંદર મોકલવામાં આવ્યો. બીજલભાઈએ

પ્રથમ મૉટરના શૉફરને પૂછ્યું કેઃ "અત્યાર સુધી તમારું નામ તો મારા જાણવામાં જ નથી આવ્યું. તમારું નામ શું છે વારુ ?"

"મારું નામ રાઘવજી." શૉફરે કહ્યું.

"રાઘવજી ભાઈ, અહીં આવ્યા પછી મારી ગેરહાજરીમાં આવેલો એક કાગળ વાંચતાં મારા જાણવામાં આવ્યું છે કે અમારા એક સગા નટવરબંદરમાં ઘણા જ માંદા છે અને બચે કે ન બચે એવી હાલત છે એટલે આપણે એકદમ નટવરબંદર જવાનું છે. રાત અજવાળી છે એટલે કદાચિત્ રાત્રે મોડા પહોંચીશું, તો પણ વાંધો આવે તેમ નથી. હું તમોને તમારી મેહનતનો ત્રણગણો બદલો આપીશ. આપણે બે દિવસમાં પાછા આવતા રહીશું. જો વધારે રોકાણ થાય તો ય ત્રણ દિવસથી વધારે મોડું તો નહિ જ થાય." બીજલભાઈએ રાઘવજી આગળ નટવરબંદર જવાના પ્રસ્તાવને રજૂ કર્યો.

"પણ ઘેર મારી વાટ જોવાશે તેનું કેમ ?" રાઘવજીએ એક અડચણ બતાવી.

"આપણે નટવરબંદર પહોંચતાંની સાથે ત્યાંની પરિસ્થિતિને જોઈને તમારે ઘેર એક તાર કરી દઈશું એટલે ઘરમાં ચિન્તા કરવાનું કારણ રહેશે જ નહિ." બીજલભાઈએ અડચણને ટાળવાનો ઉપાય દર્શાવ્યો.

"ભલે; જેવી આપની ઇચ્છા." રાઘવજીએ પૈસાની લાલચમાં લપટાઈને તેમને નટવરબંદર પહોંચાડવાની હા ભણી દીધી.

* * * * *

બીજલભાઈ ટ્રંકમાં પોતાના સારાં કપડાં તથા ચાંદીનાં વાસણ ભરી રહ્યો હતો એટલામાં વિધવા ઝવેરબાઈ ત્યાં આવી લાગી અને બીજલભાઈને હાથ જોડી આંખોમાંથી ચોધારાં આંસુ વર્ષાવતી કહેવા લાગી કેઃ "બીજલભાઈ, મારે કેવી સ્થિતિમાં અને કેવા સંયોગોમાં મહારાજાના દબાણથી તમારી વિરુદ્ધ ફરિયાદ કરવી પડી હતી એનો વૃત્તાંત જ્યારે તમો સાંભળશો ત્યારે મારાપ્રતિ તમો કોપ નહિ, પણ દયા જ દર્શાવશો. મહારાજા તથા લાવણ્યસિંહે મારા અવતારને બગાડી નાખ્યો છે; મારે મારા પાપથી મુક્ત થવામાટે આજકાલમાં કોઈ તીર્થક્ષેત્રમાં જવાનું છે અને હું પાછી ત્યાંથી જીવતી આવું કે ન આવું એવી સ્થિતિ હોવાથી અત્યારે હું મારા અપરાધની તમારી પાસેથી ક્ષમા માગવા માટે જ તમારી પાસે આવી છું."

"ઝવેરબહેન, તમો મહારાજાના અત્યાચારોના ભોગ થયાં છો એ હું સારી રીતે જાણું છું અને તેથી તમારા પર મારો લેશમાત્ર પણ રોષ

નથી, તો પછી ક્ષમા આપવાની આવશ્યકતા જ શી હોય વારુ ? હું અત્યારે નટવરબંદર જાઉં છું; કારણ કે, ત્યાં અમારો એક સગો મરણશય્યામાં પડ્યો છે અને તેનું મૃત્યુપત્ર લખાવી લેવાનું છે. હું પાછો આવીશ ત્યારે તમારા દુર્ભાગ્યની કથા નીરાંતે સાંભળીશ." બીજલભાઈએ બલાને ટાળી દેવાના આશયથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"ત્યારે મૉટરને તમોએ એટલામાટે જ રોકી રાખેલી જણાય છે." ઝવેરબાઈ કહેવા લાગીઃ "આજે ઘણા દિવસથી હું પણ નટવરબંદર જવાનો વિચાર કરી રહી છું, પણ મારા એ વિચારને અમલમાં મૂકવાનું મુહૂર્ત જ નથી આવતું અને જોઈએ તેવો સારો સંગાથ પણ નથી મળતો. જો મૉટરમાં જગ્યા હોય અને તમો મને નટવરબંદર લઈ જાઓ તો તમારો જ પાડ; હું બે ચાર રૂપિયા ભાડું આપવું પડશે તો આપીશ."

બીજલભાઈ વિચારમાં પડી ગયો અને થોડી વાર પછી તેણે કહ્યું કેઃ "ચિન્તા નહિ; જો તમારી અમારી સાથે જ આવવાની ઇચ્છા હોય, તો હો હા ન કરતાં અડધા કલાકમાં તૈયાર થઈને આવી જાઓ; પણ સામાન વધારે લેશો નહિ. પરમેશ્વરે અમોને ઘણું યે આપ્યું છે એટલે તમારી પાસેથી ભાડું તો અમો નથી જ લેવાનાં. ભાડું આપવાના વિચારને માંડી વાળજો."

"મુંડકીને વળી સામાન તે શો લેવાનો હોય ? લૂગડાંની એક નાનકડી પોટલી ઉપરાંત મારે બીજી કોઈ વસ્તુ સાથે લેવાની જ નથી અને ઘરમાં પણ કાંઈ જોખમ રાખી જવું નથી કે તે ચોરાઈ જવાની ચિન્તા રાખવી પડે." આમ બોલીને ઝવેરબાઈ કપડાંની પોટલી બાંધી લાવવા તથા ઘરને તાળું વાસી આવવામાટે ત્યાંથી ચાલતી થઈ ગઈ.

* * * * *

જે સમયે બીજલભાઈ રસ્તાપર આવી લાગ્યો હતો તે સમયથી અઢી કલાક જેટલા સમયમાં તેમના પ્રવાસની સર્વ તૈયારીઓ થઈ ગઈ. જેટલો સામાન મૉટરમાં રખાવવાનો હતો તેટલો રખાવી દઈને અને ઝવેરબાઈ પણ ક્યારની યે આવીને ઊભી રહેલી હોવાથી પોતાની પત્નીની સાથે ઝવેરબાઈને મૉટરમાં બેસાડી દઈને બીજલભાઈએ પોતાના મકાનનાં બારી બારણાં બરાબર વાસી અંદરથી બંધ કરી બહારના દરવાજાને મોટું તાળું વાસી દીધું; આસપાસનાં પાડોશીઓને ઘરની સંભાળ રાખવાની ભલામણ કરી દીધી અને બે દિવસમાં પાછાં આવવાનું કહી મૉટરમાં રખાવેલી ટ્રંકની ઉપર પોતે બેસી ગયો. રસોઇયાને શૉફરની બાજૂમાં આગળની

સીટપર બેસાડવામાં આવ્યો અને ક્લીનર પણ રસોઇયાની પડખે સંકોચાઇને બેસી ગયો. મૉટર ચાલતી થઇ ત્યારે તે ક્ષણે જ એક કુમારિકા પાણીનું બેડું ભરીને સામી આવી એટલે શકુન ઘણાં જ સારાં થયેલાં જાણીને બીજલભાઇએ તે આહિર કુમારિકાને એક રૂપિયો આપ્યો, કુમારિકાએ 'ઘણું જીવો મારા વીરા!' કહીને આશીર્વાદ આપ્યો અને તે ક્ષણે જ ધડધડાટ કરતી મૉટર ગામના પાદરથી બહાર નીકળી ગઇ.

પાઠકો તથા પાઠિકાઓના મનમાં એ શંકા ઉદ્ભવવાનો સંભવ છે કે નટવરબંદરમાં પહોંચીને બીજલભાઇથી મહારાજા ઇશ્વરસિંહના હાથમાં ચાલ્યા ગયેલા રૂપિયા એક લાખને બચાવવાનો શો પ્રબંધ કરી શકાય તેમ હતું વારુ? તો એ શંકાનું સમાધાન તેઓ હવે પછીના પ્રકરણના વાંચનથી જ કરી શકશે. બીજો પ્રશ્ન એ છે કે ઝવેરબાઇને બીજલભાઇએ સાથે શામાટે લીધી હશે? એ ભેદ પણ પછી પોતાની મેળે જ પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી જશે.

---

## પ્રકરણ ૧૯ મું

### ઉસ્તાદનો પણ ઉસ્તાદ!

રત્નાપરથી નટવરબંદર લગભગ ચાળીસ ગાઉ અથવા એંસી માઇલ્સના અંતરે હોવાથી અને તેમાં લગભગ છવ્વીસ ગાઉ અથવા બાવન માઇલ્સ જેટલો ભૂમંડલા રાજ્યની હદનો રસ્તો ખાડા ખડબા, ટેકરા તથા ઉકરડાવાળો હોઇને ઘણો જ ખડબચડો હોવાથી; એટલે કે, મહારાજા ઇશ્વરસિંહજીએ પોતાના રાજ્યમાંના રસ્તાઓ સુધરાવીને પોતાની રૈયતને રાહત આપવાની લેશમાત્ર પણ ચિન્તા કે ફિકર રાખેલી ન હોવાથી; માત્ર પોતાની શિકારગાહોની સડકોને જ ચકચકતા આરીસા જેવી બનાવરાવેલી હોવાથી સાધારણમાં સાધારણ અથવા કલાકના કેવળ ત્રીસ માઇલ્સની ઝડપથી ચાલનારી મૉટરે વધારેમાં વધારે બે કલાકમાં તો બાવન માઇલ્સનો પ્રવાસ પૂરો કરવો જ જોઇએ તેને બદલે ભૂમંડલાના બાપુના રાજ્યમાં બાવન માઇલ્સનો પ્રવાસ પૂરો કરતાં આ બ્રૅન્ડ ન્યૂ-બિલ્કુલ નવી-મૉટરને પણ ખાસા મઝાના ચાર કલાક જેટલા-બરાબર બમણા-સમયનો ભોગ આપી દેવો પડ્યો અને તેમ છતાં પણ ઇશ્વરનો પાડ કે માર્ગમાં કાંઇ અકસ્માત્ ન થયો; નહિ તો આવો ખરાબ રસ્તો અને અજવાળી રાત હોવા છતાં ગમે તેવો પણ રાત્રિનો સમય એટલે અકસ્માત્ થવો જ જોઇતો'તો;

કારણ કે, એ રસ્તામાં ધોળે દિવસે પણ ઘણીક વાર મૉટરો અકસ્માતના પંજામાં સપડાઇ જવાના ઘણાય દાખલા એ પૂર્વે રાજ્યના દફતરમાં નોંધાઇ ચૂકયા હતા, પાંચ દશ માણસ પરલોકમાં પ્રયાણ કરી ગયાં હતાં અને પંદર વીસ માણસ બબ્બે મહિના હૉસ્પિટલમાં રહ્યા પછી જ સાજાં થયાં હતાં. પરમેશ્વરની કૃપા સર્વથી પ્રથમ, બીજી ખડબચડા માર્ગોમાં ચાલી શકનારી બિલકુલ નવી ફૉર્ડ મૉટર અને ત્રીજો શૉફર આવા રસ્તાઓનો ભોમિયો હોવા સાથે ઘણો જ હોશિયાર એટલે જ મૉટર અકસ્માતના ભયથી બચીને ચાર કલાક પછી નટવરબંદરની હદની સડકપર સહીસલામત પહોંચી આવી અને ત્યાર પછીના લગભગ અઠ્ઠાવીસ માઇલના પ્રવાસને એક કલાક કરતાં પણ ઓછા સમયમાં પૂરો કરીને શૉફર રાઘવજી ખવાસે શેઠ બીજલભાઇને તેના પરિવાર સહિત શ્રી કૃષ્ણસિંહ મહારાજની રાજધાની નટવરબંદરમાં ક્ષેમકુશળ પહોંચાડી દીધા. એ વેળાએ રાત્રિનો લગભગ દોઢ વાગ્યાનો અમલ થવા આવ્યો હતો. નટવરબંદરમાં બીજલભાઇનાં સગાં તથા ઓળખીતાંનાં પાંચ પંદર ઘર હોવા છતાં અને આમ તો સેંકડો વ્યાપારીઓ તેના નામથી તેને જાણતા હોવા છતાં રાત્રિના કારણ તથા બીજાં કેટલાંક કારણોથી કોઇનું ઘર ઉઘડાવવાનું યોગ્ય ન ધારીને શૉફરને તેણે નટવરબંદરના સમુદ્રતીરપ્રાંતમાં આવેલી ભાટિયાની ધર્મશાળા આગળ મૉટરને લઇ જવાની સૂચના આપી દીધી. મૉટર ત્યાં આવીને ઊભી રહેતાં બીજલભાઇએ તે ધર્મશાળાના લુહાણા રક્ષકને જગાડયો અને ધર્મશાળાના રક્ષકે, તે શેઠ બીજલભાઇને સારી રીતે ઓળખતો હોવાથી, તેમના ઊતારામાટે એ સારામાં સારા હવા ઉજાસવાળા ઓરડા કાઢી આપીને પોતાના ઓરડામાંથી ગાદલાં ગોદડાં પણ લાવી આપ્યાં.

આવી રીતે ઊતારાની સગવડ થઇ ગયા પછી બીજલભાઇએ શૉફર રાઘવજીને પોતાના ઓરડામાં બોલાવ્યો અને હરીકેન લૅમ્પના પ્રકાશમાં પોતાની બૅગમાંથી કરન્સી નોટોનો એક થોકડો કાઢી રૂપિયા દશ દશની દશ નોટો અને પચાસ રૂપિયાની એક નોટ મળીને રૂપિયા દોઢ સો તેના હાથમાં આપીને ગંભીરતાથી જણાવ્યું કે: "રાઘવજી ભાઇ, આજે તમોએ વખતસર અમોને અહીંના રામરાજ્યમાં પહોંચાડી દઇને અમારા પર જે ઉપકાર કર્યો છે તે ઉપકારને હું મારા જીવનની છેલ્લી ઘડી સુધી તો નથી જ ભૂલવાનો. તમારા એંસી રૂપિઆ મારાપર લેણા પડે છે તેને બદલે હું રૂપિઆ દોઢ સો એટલે બમણી રકમ આપું છું તે સ્વીકારી લ્યો અને જો બની શકે તો અત્યારે જ પાછા ભૂમંડલાની દિશામાં મૉટરને હંકારી જાઓ; કારણ કે, હું

મહારાજા ઇશ્વરસિંહ બાપુના પંજામાંથી, મારા રૂપિયા એક લાખ બચાવવા—માટે ચાલાકી કરીને છટકી આવ્યો છું અને હવે મારી જિન્દગીના દિવસોમાં તો બાપૂ ઇશ્વરસિંહનાં રાજ્યમાં હું પાછો નથી જ આવવાનો. અર્થાત્ તમોએ મને અહીં પહોંચાડયો છે એ વાત જો એ જાલિમ બાપૂના જાણવામાં આવી જશે તો 'ઇસાના ખાર મૂસામાં કાઢવા' ના સ્વભાવવાળા બાપૂ, ખવાસોપર તેમની ખાસ ખફા નજર હોવાથી, તમોને થોડા ઘણા પણ જરૂર હેરાન કરશે. આ રૂપિયા ઉપરાંત આ સોનાની વીંટી હું તમોને ભેટ તરીકે આપું છું તે પણ લ્યો અને આ બીજા રૂપિયા દશ તમારા કલીનરને આપજો; કારણ કે, એ બિચારાએ પણ અમારી સારી સેવા કરી છે. જો કોઇ વાર મુંબઇ આવો, તો મને જરૂર મળજો અને મારા લાયક કામ સેવા હોય તે ફર્માવજો."

શૉફર રાઘવજી ખવાસની આંખોમાંથી બોર બોર જેવડાં આંસૂ ખરી પડયાં અને તે કહેવા લાગ્યો કે: "આજે આપને અજાણતાં આફતમાંથી બચાવવાનો અવસર આવા સંયોગોમાં મને પ્રાપ્ત થયો છે તેથી હું મને પોતાને મહાભાગ્યશાળી માનું છું. એક સમયમાં ભૂમંડલાનગરમાં ખવાસોની કેવી ને કેટલી જાહોજલાલી હતી એ તો આપ ભૂમંડલા રાજ્યના વતની હોવાથી જાણતા જ હશો. ભૂમંડલા રાજ્યને એક સમયમાં ખવાસોએ જ પોતાના શૌર્યથી તથા પોતાનાં લોહીની નદીઓ વહેવડાવીને સુરક્ષિત રાખ્યું હતું અને તેનો સાક્ષી ભૂમંડલા રાજ્યનો ઇતિહાસ છે. છતાં આ બાપૂએ ખવાસોની કેવી દુર્દશા કરી નાખી છે તે જગત્ જાણે છે. અમારી લાખો રૂપિયાની જંગમ મિલ્કત અને અમારાં ગામ ગરાસ બાપૂએ લૂટી લીધાં છે, અમોને ભૂખભેળાં કરી દીધાં છે અને મારી બે બહેનોને બળાત્કારે પોતાના જનાનખાનામાં ગોંધી રાખી છે એટલામાટે જ અમારે આ મજૂરી કરવી પડે છે; નહિ તો આજે અમારા આ દિવસ ન આવ્યા હોત. જે નસીબમાં લખ્યું હશે તે થશે; બહુદુઃખિયાને વળી દુઃખ શાનું? અત્યારે તો બે ઘડી આરામ કરીશું અને સવારમાં નાસ્તા પાણી કરીને અને બપોરે જમી જૂઠીને જ નીરાંતે રવાના થઇશું."

બીજલભાઇએ રક્ષકને કહીને એક બીજા ઓરડામાં રાઘવજી શૉફર તથા તેના કલીનરના ઉતારાનો બંદોબસ્ત કરાવી આપ્યો અને ત્યારપછી છૂટકારાનો દમ ખેંચીને બીજલભાઇ નિદ્રાધીન થઇ ગયો.

* * * * *

નટવરબંદરની ટેલિગ્રાફ ઑફિસ સવારમાં આઠ વાગે ઊઘડતી હોવાથી

સવારમાં સાડા છ વાગ્યામાં શય્યાને ત્યજી સ્નાન આદિક પ્રાતર્વિધિથી નિવૃત્ત થઇ ઉતાવળથી કેવળ ચાહ પીને બીજલભાઇ બરાબર આઠના ટકોરા થતાં તો ભાડાની ગાડીમાં બેસીને ટેલિગ્રાફ ઑફિસના દરવાજામાં આવીને ઊભો રહ્યો. ચેકબુક તે સાથે જ લેતો આવ્યો હતો એટલે ટેલિગ્રાફ માસ્ટર પાસેથી તારના બે કોરા ફારમ માગી લઇ ફાઉન્ટેન પેનથી તેણે મુંબઇની જે બૅંક ઉપરનો ચેક મહારાજાને લખી આપ્યો હતો તે બૅંકના મેનેજર ઉપર નીચેના આશયનો તાર લખી નાખ્યોઃ—

"મેનેજર, મર્ક્યુરી બૅંક ઑફ ઇન્ડિયા,

ફોર્ટ, બાબે

"ભૂમંડલાના મહારાજાએ મારી પાસેથી રૂપિયા એક લાખનો ચેક બળાત્કારે લખાવી લીધો છે. તે ચેક ગઇ કાલે લખી આપવામાં આવ્યો છે અને તેનો નંબર ૭૨૮૯૮ છે. એ ચેક ગઇ કાલે ભૂમંડલાથી રવાના કરવામાં આવ્યો હોય, તો ય આવતી કાલે મુંબઇ પહોંચશે. મારી તમોને એ સૂચના છે કે એ ચેકને સ્વીકારશો નહિ અને રૂપિયા આપશો નહિ. જો એ ચેકને સ્વીકારી લઇને રૂપિયા આપશો તો તેની જોખમદારી તમારા માથા પર છે. જવાબ માટે અહીં પૈસા ભરી દીધા છે, તો મારો આ તાર તમોને વખતસર મળ્યો છે તેવો જવાબ તરત તારથી આપો કે જેથી પાછળથી કાંઇ ગેરસમજૂતી ઊભી ન થાય. ચેક ઝવેરબાઇના નામનો છે તે યાદ રાખશો. બીજલભાઇ વાસુકી ભાટિયા

ભાટિયા ધર્મશાળા, બંદર રોડ, નટવરબંદર"

તાર અર્જન્ટ મોકલવામાં આવ્યો હતો અને જવાબમાટે પણ અર્જન્ટ તારના બમણા પૈસા એટલામાટે ભરવામાં આવ્યા હતા કે બૅંકના મૅનેજરથી ખુલાસાવાર જવાબ આપી શકાય. રૂપિયા એક લાખનો જ્યાં બચાવ થતો હોય ત્યાં બે પાંચ રૂપિયાની કરકસરને વળગી રહે તેવો કંજૂસ બીજલભાઇ ન હોતો.

આ આવશ્યક કાર્યની સમાપ્તિ કરીને બીજલભાઇએ નટવરબંદરના વખણાતા પુષ્કરણા બ્રાહ્મણ રસોઇયાઓમાંના એક રસોઇયાને એક મીઠાઇ-વાળા પુષ્કરણા બ્રાહ્મણને કહીને બોલાવી મંગાવ્યો અને તેને રૂપિયા દશ આપીને ચાર માણસની રસોઇનો સામાન લઇને ભાટિયાની ધર્મશાળામાં તરત આવવાની સૂચના આપી દીધી; ત્યારપછી બજારમાંથી ખાજલી—મોળી ને મીઠી—તથા પોપૈયાં ને લીલી બદામ આદિક ફ્રૂટ લઇને બીજલભાઇ લગભગ નવ વાગ્યાના શુમારે પાછો ધર્મશાળામાં આવી પહોંચ્યો. દશેક વાગ્યામાં

પુષ્કરણા ભૂદેવ પણ આવી લાગ્યા અને બાર વાગ્યામાં તો રસોઇ તૈયાર પણ થઇ ગઇ. સાડાબાર વાગે બીજલભાઇ તેની પત્ની, વિધવા ઝવેરબાઇ, રાઘવજીભાઇ શૉફર અને તેનો ક્લીનર, બ્રાહ્મણ પોતે જમી રહ્યા પછી જમવાને બેઠાં. તેઓ હજી તો જમતાં હતાં એટલામાં ટેલિગ્રાફ ઑફિસનો પીયન તાર લઇને બીજલભાઇના નામને પોકારતો આવી લાગ્યો. બીજલભાઇએ અડધા જમ્યા ઊઠી હાથ મોઢું ધોઇ સહી કરી આપીને તાર લીધો અને પરબીડિયું ફાડી તારને વાંચવા માંડ્યો. તેમાં આ જવાબ આવ્યો હતો:—

"બીજલભાઇ વાસુકી ભાટિયા એસ્કવાયર,

ભાટિયા ધર્મશાળા, બંદર રોડ, નટવરબંદર

"તમારો તાર મળ્યો. ગમે તેના નામનો હોય છતાં ૩૨૮૫૮ નંબરનો તમારો ચેક સ્વીકારવામાં નહિ આવે અને તે ચેકનાં નાણાં ભૂમંડલાના મહારાજાને અથવા બીજા કોઇને આપવામાં નહિ આવે એટલે એની જરાય ફિકર રાખશો નહિ. બૅંકમાં એ ચેકને ન સ્વીકારવા માટેની આવશ્યક સર્વ સૂચનાઓ અપાઇ ગઇ છે. ડબ્લ્યુ. એસ. રૅપ્પોપોર્ટ, મૅનેજર, 'મર્ક્યુરી બૅંક ઑફ ઇન્ડિયા' બૉમ્બે."

"ઝખ મારે છે હવે એ ભૂમંડલાનો નરપિશાચ મહારાજા; એ પણ હવે જાણશે કે ઉસ્તાદ આવા હોય છે!" આ ઉદ્ગારો કાઢતો બીજલભાઇ પાછો જમવા બેસી ગયો. એક તો પુષ્કરણા રસોઇયાની બનાવેલી રસોઇ સાદી હોવા છતાં આંગળીઓ ચટાવે તેવી અતિશય સ્વાદિષ્ટ હતી અને તેવામાં બીજલભાઇના હૃદય ઉપરથી ચિન્તાનો ભાર ઓછો થઇ ગયો હતો એટલે બીજલભાઇ આજે ખૂબ પેટ ભરીને જમ્યો અને રાઘવજી શૉફરને પણ તેણે આગ્રહ કરી કરીને (તાણ કરી કરીને) ગળા સુધી ઠાંસીને જમાડ્યો. જમ્યા પછી અડધો કલાક આરામ કરી રાઘવજી ખવાસ મૉટર લઇને ક્લીનર સહિત ભૂમંડલા નગરને માર્ગે પડી ગયો. બીજલભાઇ રાતે ઊંઘ ઓછી આવેલી હોવાથી તેનો બદલો બપોર પછી ઊંઘીને વાળવા લાગ્યો.

સાંઝે પાંચ વાગ્યા પછી અને સાડા પાંચ વાગ્યા સુધીમાં મહારાજા કૃષ્ણસિંહજી બહાદુર ટેનિસ રમવામાટે, જેની સાથે બ્રિટિશ સરકારના રાજદુર્ગવાસી એક પોલિટિકલ એજંટ સાહેબનું નામ તેમના સદ્ગુણોના કારણથી જોડવામાં આવ્યું હતું તે સામાન્યતઃ 'ઑફિસર્સ' ક્લબ'ના નામથી ઓળખાતા સ્થાનમાં, નિત્ય પધારતા હોવાથી અને બીજલભાઇને

તેઓ શ્રીમાન્ સારી રીતે ઓળખાતા હોવાથી લગભગ ૭ વાગ્યાના શુમારે બીજલભાઇ ભાડાની ગાડીમાં બેસી હાર તોરા લઇને ' ઑફિસર્સ' ક્લબ ' ના રમણીય કૅમ્પાઉંડમાં આવી લાગ્યો. બનાવ એવો બન્યો કે મહારાજા શ્રીકૃષ્ણસિંહજી બહાદુર પણ એ જ વેળાયે મૉટરમાં ત્યાં આવી લાગ્યા એટલે ત્યાં જ મહારાજા કૃષ્ણસિંહજી સાથે બીજલભાઇનો મેળાપ થઇ ગયો. તરુણ છતાં નિરભિમાની તથા વિવેકચૂડામણિ મહારાજા તેને પોતાની સાથે લઇ ગયા અને ટેનિસ ગ્રાઉન્ડપર જવાનું માંડી વાળીને ક્લબના મકાનના બાહ્યભાગમાં તેની સાથે વાતચીત કરવામાટે એક કુરસીમાં બેસી ગયા. બીજલભાઇએ રજવાડાના રિવાજ મુજબ પાંચ રૂપિયા ભોળ કરીને મહારાજાના કંઠમાં પુષ્પમાળા પહેરાવી તથા તુર્રાને તેમના શ્રીકરમાં સમર્પ્યો. મહારાજાએ તેને કુરસીપર બેસવાનો આગ્રહ કરીને ખાન્સામાને લેમોનેડ લાવવાનો હુકમ ફર્માવ્યો. પરસ્પર કુશળપ્રશ્ન પૂછવા આદિકની સમાપ્તિ પછી બીજલભાઇએ ભૂમંડલાના મહારાજા ઇશ્વરસિંહજીએ તેની પાસેથી રૂપિયા એક લાખની રકમ લૂટી લેવાની કરેલી યોજના અને તેના પોતાના પલાયનની કથા મહારાજા કૃષ્ણસિંહજીને કહી સંભળાવી તેમ જ બૅંકના મૅનેજર પર પોતે કરેલા તારની નકલ તથા તે તારનો મળેલો જવાબ શ્રીમાન્‌ને વાંચવામાટે આપી દીધાં. આ સમસ્ત વૃત્તાંતને જાણી લીધા પછી વૃદ્ધ પુરુષ સમાન ગંભીર તથા અલ્પભાષી મહારાજા કૃષ્ણસિંહજીએ પોતાના નિત્યના સ્વભાવ અનુસાર પુલકિત વદનથી બીજલભાઇને સંબોધીને કહ્યું કેઃ—

" મહારાજા ઇશ્વરસિંહજી બહાદુરને તમારા જેવો ઉસ્તાદ બીજો કોઇ અત્યારસૂધીમાં તો નહિ જ મળ્યો હોય. તમોએ જે કાંઇ કર્યું છે તે બહુ જ સારૂં કર્યું છે. અહીં મારા રાજ્યમાં તમો સર્વથા નિર્ભય છો. તમારી ઇચ્છા હોય તેટલા દિવસ રાજ્યના પ્રથમ વર્ગના મેહમાન તરીકે દરબારી ઉતારામાં જ રહો. તમોએ મુંબઇમાં અનેક વાર અમારી ખાતિર બર્દાસ્ત કરી છે, તો અહીં અમારે આંગણે અમારા આતિથ્યને તમારે સ્વીકારવું જ જોઇએ. હું દીવાન સાહબને તમારા માટે સર્વ સૂચના અત્યારે જ આપી દઉં છું. "

" મુંબઇની સ્ટીમર ચાર દિવસ પછી મળવાની છે એટલે ચાર દિવસ તો અમારે અહીં કોઇ પણ રીતે રહેવું જ પડશે. ભલે; આપ નામદારનો આગ્રહ છે તો અમો આપ નામદારનાં મેહમાન તરીકે દરબારી ઉતારામાં જ રહીશું " બીજલભાઇએ મહારાજાના સત્કારને સ્વીકારી લીધો.

તે જ દિવસે રાતે આઠ વાગે મહારાજાની બે મૉટરો આવીને બીજલભાઇ, તેની પત્ની તથા ઝવેરબાઇને દરબારી ઊતારામાં લઇ ગઇ; ખરદાસી ખાતાના ઉપરીએ તેમનો સામાન પણ ત્યાં પહોંચાડી દીધો. હવે આપણે વિધવા ઝવેરબાઇના આગમનના કારણને જાણવાનો પ્રયત્ન કરીશું.

---

## પ્રકરણ ૨૦ મું

### વિધવા ઝવેરબાઈની કર્મકથા

દરબારી ઊતારામાં બીજલભાઇનો સામાન રાત્રે સાડા આઠ વાગે આવ્યો એટલે ત્યાં સ્થિર થતાં એકાદ કલાક જેટલો સમય વીતી ગયો. લગભગ દશ વાગે ભોજન તૈયાર થઇ જતાં રાજ્યના એ મેહમાનોને ભોજનશાળામાં બોલાવવામાં આવ્યાં. ભોજનનો પ્રબંધ અત્યંત ઉત્તમ હોવાથી અતિથિયો સંતુષ્ટ થયાં અને મહારાજા કૃષ્ણસિંહજી બહાદુરની આતિથ્ય વિષયક ઉદારતાની જમતાં જમતાં શતમુખથી પ્રશંસા કરવા લાગ્યાં; કારણ કે, બીજલભાઇને પોતાના વ્યાપારના કારણથી અનેક રાજ્યોમાં રાજ્યના અતિથિ તરીકે દરબારી ઊતારાઓમાં ઊતરવાના અવસરો અનેક વાર પ્રાપ્ત થયેલા હોવાથી કેવળ કચ્છના મહારાવશ્રીના ભુજમાંના દરબારી ઊતારા વિના અન્યત્ર ક્યાંય આદરાતિથ્યનો આવો ઉત્કૃષ્ટ પ્રબંધ તેના જોવામાં આવી શક્યો ન હોતો. અસ્તુ.

દરબારી ઊતારાના ઉપરના વિભાગમાં બીજલભાઇને સકુટુંબ નિવાસમાટે સારા મજાના હવા ઉજાસવાળા ત્રણ વિશાળ ઓરડા કાઢી આપવામાં આવ્યા હતા અને તેમાં આવશ્યક સુખસાધનરૂપ સર્વ વસ્તુઓ તૈયાર રાખવામાં આવી હતી; માત્ર એટલું જ નહિ, પણ ખાસ બે નોકરો તથા એક બાઇને બીજલભાઇની તહનાતમાં એટલામાટે રાખવામાં આવ્યાં હતાં કે તેને તથા તેના કુટુંબને કોઇ પણ વેળાયે જોઇતી વસ્તુ તરત મળી શકે, કોઇ બહારના કામમાટે મોકલવાં હોય તો મોકલી શકાય અને કોઇ પણ જાતની મુંઝવણ ન ભોગવવી પડે. રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થઇને ઉપર આવ્યા પછી બીજલભાઇ, તેની પત્ની તથા ઝવેરબાઇ બેઠકના ઓરડામાં વાતો કરતાં બેઠાં. આમ તેમની કેટલીક વાતો થયા પછી વિધવા ઝવેરબાઇએ બીજલભાઇને સંબોધીને ગંભીરતાથી કહ્યું કેઃ—

"બીજલભાઇ, દિવસ જતાં વાર નથી લાગતી. અહીં તમો ત્રણ કે ચાર દિવસ જ રહેવાના છો અને તેટલા સમયમાં દિવસની વેળાયે તમોને

મારી કર્મકથાને સાંભળવાનો અવકાશ મળી શકે એમ હું નથી માનતી. તો જો આજે અથવા આવતી કાલે રાત્રિના સમયમાં જ તમો મારી કર્મકથાને સાંભળી લેશો અને મારા ઉદ્ધારનો માર્ગ મને દર્શાવશો, તો તમારો આ અનાથા, અસહાયા, દીના, હીના તથા મહાદુઃખિની હિન્દુ વિધવા ઉપર અતિશય ઉપકાર થશે. મેં તો જો કે તમારૂં અકલ્યાણ જ કર્યું છે; પરંતુ જો તમો અપકાર ઉપર ઉપકાર કરવાના મહાપુરુષોના ધર્મ તથા સ્વભાવને અનુસરીને મારા કલ્યાણનો ઉપાય મને સૂચવશો, તો પરમાત્મા અવશ્ય તમારૂં કોટિકોટિ વાર કલ્યાણ કરી બતાવશે."

"ઝવેર બહેન, તમોએ મારૂં કાંઇ પણ અકલ્યાણ નથી કર્યું; કારણ કે, તમારી સહાયતાથી મહારાજા ઇશ્વરસિંહજી મારી પાસેથી રૂપિયા એક લાખ કઢાવી અથવા ઓકાવી શક્યા નથી અને તેથી તમોને તેમણે જે રૂપિયા પાંચ હજારની રકમ આપી છે તે સર્વથા વ્યર્થ ગઇ છે. મારો તમારાપર કશોય રોષ છે જ નહિ; મારાથી કરી શકાશે તેટલું હું તો તમારૂં કલ્યાણ જ કરીશ અને તમારા કલ્યાણનો માર્ગ જ તમોને સૂચવીશ. જો તમારી એવી જ ઇચ્છા હોય તો અત્યારે જ તમારી કર્મકથા કહી સંભળાવો; અમો તે સાંભળવાને તૈયાર છીએ. હું આમ પણ મોડો જ ઊંઘું છું એટલે બે વાગી જશે ત્યાં સુધી તો મારી આંખો નહિ જ ઘેરાય." બીજલભાઇએ અનુકંપાદર્શક ભાવથી આ ઉદ્ગારો કાઢ્યા.

"ત્યારે સાંભળી લ્યો મારી હૃદયભેદિકા કર્મકથા." આમ કહીને વિધવા ઝવેરબાઇએ પોતાની કર્મકથાને વર્ણવવાનો આરંભ કરીને કહ્યું કે: "જ્યારે મારી અવસ્થા બાર વર્ષની હતી ત્યારે મને પરણાવી દેવામાં આવી હતી અને મારા લગ્નની ઘટનાથી બે વર્ષ જેટલા કાલાવધિમાં જ મારાં માતપિતા પ્લેગના ભોગ થઇને સ્વર્ગવાસી થઇ જતાં મારો જે એક નાનો ભાઇ હતો તેને મેં મારી પાસે બોલાવી લીધો હતો અને હું મારા શિરચ્છત્ર પતિની છાયામાં જ રહેતી હતી. મારાં આઠ વર્ષ સુખમાં વીત્યાં અને ત્યાર પછી મારા દુર્ભાગ્યની પ્રબળતાથી પરદેશમાં મારા પતિદેવ અચાનક પરલોકવાસી થતાં મારા સુખસૂર્યનો અસ્ત થઇ ગયો. ત્યાંનો જે કાંઇ થોડો ઘણો ધંધો હતો તે મારા ભાઇને સોંપીને હું મારા પતિદેવની પાછળ ન્યાત જમાડવા-માટે અને ત્યાર પછી અહીં જ રહેવામાટે પરદેશમાંથી હિન્દુસ્થાનમાં આવી લાગી. મારાં સાસરિયાંમાં પણ મારૂં બીજું કોઇ હતું નહિ. મારા ભાઇએ મને મારા નિર્વાહમાટે માસિક પચાસ રૂપિયા મોકલવાનું કહેલું હોવાથી

જે બે હજાર રુપિયા હું મારી સાથે લેતી આવી હતી તે બે હજાર રુપિયા મેં અમારા ઘરની આબરૂ પ્રમાણે બ્રાહ્મણભોજન તથા જ્ઞાતિભોજન આદિક કાર્યોમાં ખર્ચી નાખ્યા; કારણ કે, ઘણાં કાળથી પ્રેતભોજન કરનારા જ્ઞાતિબંધુઓ જો મારા તરફથી તેમને એ પ્રેતભોજન આપવામાં ન આવે, તો અમારા ઘરની ગમે તેવી નિંદા કરવાને તૈયાર થઇ જાય અને મને જ઼પીને બેસવા, સૂવા કે રોટલો ખાવા ન દે એ સ્વાભાવિક હતું અને તેટલામાટે જ મારે એ પ્રેતભોજન જ્ઞાતિબંધુઓને આપવું પડ્યું હતું. નહિ તો મારો પોતાનો આ પ્રેતભોજનની રૂઢિ પ્રતિ સંપૂર્ણ તિરસ્કાર હોવાથી અને આવા પ્રકારનાં પ્રેતભોજનનો ધર્મ તથા પરલોક સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ન હોવાથી આવા નિરર્થક પ્રેતભોજનમાં અકારણ પૈસાનું પાણી કરી નાખવાનો મારો લેશમાત્ર પણ વિચાર કિંવા મનોભાવ ન હોતો. જે દિવસે મારા આંગણે મારા પતિના મરણના અથવા બીજા શબ્દોમાં કહું તો મારા પતિના લોહીના લાડૂ જમવામાટે મારાં જ્ઞાતિબંધુઓ તથા જ્ઞાતિભગિનીઓ આવી લાગ્યાં હતાં તે જ દિવસે મહારાજા ઇશ્વરસિંહનો એ. ડી. સી. એ રાજપૂતકુલકલંક લાવણ્યસિંહ પણ અચાનક આપણા ગામ રત્નાપરમાં આવી લાગ્યો હતો અને તેથી મારી જ્ઞાતિના અગ્રેસરોના આગ્રહને વશ થઇને મારે એ નરપિશાચને પણ જમવામાટે મારા ઘરમાં બોલાવવો પડ્યો હતો. આ આજથી એક વર્ષ પહેલાંની જ ઘટના છે. હું એ વેળાયે તારુણ્યના વસંતકાળમાં વિહરતી હોવાથી અને અત્યારે પણ તમો જોઇ રહ્યા છો તેમ મારી શારીરિક સુંદરતા કામી પુરુષોના હૃદયમાં તત્કાળ વિકારને ઉપજાવી દેનારી હોવાથી એ દુષ્ટ પુરુષની કુદૃષ્ટિ મારા સૌન્દર્ય પર પડી ચૂકી અને એ પળથી જ મારા સર્વનાશના શ્રીગણેશ મંડાઇ ચૂક્યા; પરંતુ તે વેળાયે મારી એ ભાવી દુર્દશા મારાથી અજ્ઞાત હતી. અસ્તુ. એ અવસર વીત્યો અને દશ બાર દિવસ થઇ ગયા. હું સંધ્યાકાળે માળા ફેરવતી અને પ્રભુના નામને સ્મરતી મારા ઘરમાં બેઠી હતી એટલામાં આપણા ગામની એક આયરાણી મારી પાસે આવી અને કહેવા લાગી કે: 'દરબારગઢમાં ઓલા બે દિ આવ્યા હતા તે આપણા મહારાજાના કામોરા પધાર્યા છે અને કાંઇક દરબારી કામમાટે તમોને દરબારગઢમાં બોલાવે છે. હું તમોને ત્યાં લઇ જવા માટે જ આવી છું, તો ઝટ ઊઠો અને કપડાં બદલીને મારી સાથે ચાલવા માંડો.' હું હૈયાફૂટી આ દગાબાજ દુનિયાના દાવપેચોથી સાવ અજાણી હોવાથી કોઇ અગત્યના દરબારી કામમાટે જ કામોરાએ મને બોલાવી હશે એમ ધારીને બીજો ધોયેલો કાળો સાલ્લો પહેરીને તે

આયરાણી સાથે દરબારગઢમાં જવાને રવાના થઇ. તે બાપેડ આયરાણી લાવણ્યસિંહના ઓરડામાં મને બેસાડીને 'હું એમને તમારા આવવાની ખબર આપું છું'; એમ કહીને જે ગઇ તે પાછી મારા જોવામાં જ ન આવી. આ વેળાયે રાત્રિનો આરંભ થઇ ચૂકેલો હોવાથી એક માણસ આવીને ત્યાં બે હરીકેન લૅમ્પ મૂકી ગયો અને ત્યાર પછી થોડી વારમાં જ લાવણ્યસિંહ તે ઓરડામાં આવી લાગ્યો. લાવણ્યસિંહે પોતાની દુષ્ટ તથા પૈશાચિક વિકારલાલસાને તૃપ્ત કરવામાટે જ મને એકાંતવાસમાં બોલાવી હતી એટલે તેણે મારી સાથે નિર્લજ્જ વાર્તાલાપ કરવા માંડયો અને મારી પવિત્રતાને કલંકિત કરવાની મારી પોતાની લેશમાત્ર પણ ઇચ્છા ન હોવા છતાં મારી શારીરિક અબળતા, અસહાયતા તથા લજ્જાશીલતાનો લાભ લઇને બળાત્કારે મારા સતીત્વને ભ્રષ્ટ કરી નાખ્યું; મને વિલાયતી દારૂ પણ જોરજુલમથી પીવડાવ્યો અને મારા મોઢામાં માંસનાં કૂચા પણ ખોસી દીધા કે જે મેં ઊલટી કરીને મોઢામાંથી બહાર કાઢી નાખ્યા. ત્યાર પછી આઠ આઠ ને દશ દશ દિવસે પોતાની મૉટર મોકલીને તે મને ભૂમંડલામાંના પોતાના આવાં કાળાં કર્મો કરવામાટે રાખેલા એક ખાનગી મકાનમાં બોલાવતો હતો, આખી રાત ને આખો દિવસ ત્યાં રાખતો હતો અને મહારાજાનો લૂટણિયો એજંટ હોવાથી અલકમલકની વાતો પૂછ્યા કરતો હતો. મેં ભોળાભાવથી આપણા ગામના એક ધનાઢ્ય ગૃહસ્થ તરીકે તમારો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો હતો અને માડાગારકરી તમારી પેઢીના ચાલકોએ મારા પતિદેવને જે જે સહાયતાઓ આપી હતી તે સહાયતાઓની કથા પણ મેં સંભળાવી હતી. આ બધી બાતમી મેળવી લઇને મહારાજા સાથે કેટલીક વાટાઘાટ કરી તેણે તમોને લૂટવાનો એક પ્લૉટ રચી લીધો અને તેમના એ પ્લૉટની સફળતામાટે મારી સહાયતાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી એક દિવસ લાવણ્યસિંહ મને મહારાજા પાસે લઇ ગયો. મહારાજાએ પ્રથમ તો મારા પર અત્યાચાર કરીને પોતાની આસુરી લાલસાને તૃપ્ત કરી લીધી અને ત્યારપછી મને કહ્યું કે: 'તારા ગામના શેઠ બીજલભાઇ અત્યારે રત્નાપરમાં આવેલા હોવાથી તેમની વિરુદ્ધ અમોએ જે અરજી લખાવીને તૈયાર રાખી છે તેની ઉપર તારા હસ્તાક્ષર કરી આપ અને જો તું ભણેલી ન હોય તો અંગૂઠાની છાપ કરી આપ. જ્યારે તને અહીં બોલાવવામાં આવે ત્યારે તારે એમ જ કહેવું કે: 'મારા પતિની આટઆટલી મિલ્કત આ લોકો પચાવી ગયા છે તે મને પાછી મળવી જોઇએ' અને એ ઉપરાંત તારે રોવા રડવાનું નાટક પણ ભજવી

બતાવવું એટલે અમો તને રૂપિયા પાંચ હજાર આપીશું અને જો અમારી આજ્ઞાથી જરા પણ વિરૂદ્ધ વર્તીશ, તો તું ગર્ભવતી થઇ ગયેલી હોવાથી તારો એવો ફજેતો કરી નાખીશું અને તારા પર જુલ્મના એવા વર્ષાદ વર્ષાવીશું કે આ દુનિયામાંથી તું બાતલ થઇ જઇશ અને તારે આત્મહત્યા કરીને મરી જવું પડશે. જો આત્મહત્યા કરીશ તો તારા સાતે અવતાર એવા જ જશે અને તારા પેટમાં બાળક હોવાથી બાળહત્યાનું પાતક તને લાગશે તે તો વળી વધારામાંજ' આ ધમકીઓથી મારે નિરુપાય થઇને તમારી વિરુદ્ધ લખાયેલી અરજી ઉપર મારા હસ્તાક્ષર કરી આપવા પડયા હતા અને તમોને જ્યારે ભૂમંડલામાં મહારાજા સમક્ષ લાવવામાં આવ્યા ત્યારે અશ્રુપાતનું નાટક કંપિત હૃદયથી ભજવી બતાવવું પડયું હતું; કારણ કે, હું ગર્ભવતી થઇ ગયેલી હોવાથી મારી પ્રતિષ્ઠાના રક્ષણમાટે ગર્ભપાત કરાવવાની, એ કાર્યમાટે કોઇ તીર્થક્ષેત્રમાં જવાની તથા એ કાર્યની સિદ્ધિમાટે નાણાંની આવશ્યકતા અનિવાર્ય હતી અને મારી પાસે એટલાં નાણાં હતાં જ નહિ કે મારાથી જેના યોગે આ કાર્યને સિદ્ધ કરી શકાય. અર્થાત્ મારા એક પાપથી મુક્ત થવામાટે અથવા તો મારા એક પાપને છુપાવવામાટે તમારા ઉપર જૂઠો આરોપ મૂકવાનું અને તેમ કરીને મહારાજા પાસેથી રૂપિયા પાંચ હજાર મેળવવાનું આ બીજું અક્ષમ્ય પાતક મેં કર્યું હતું. તે માટે હું તમારાં ચરણોમાં વારંવાર મસ્તક નમાવીને અત્યારે તમારી ક્ષમાની ભિક્ષા માગી રહી છું; તો આશા છે કે મારી દયાજનક પરિસ્થિતિનો વિચાર કરીને મને ક્ષમા આપવાની ઉદારતા અવશ્ય દર્શાવશો અને હવે મારે શું કરવું અને કયાં જવું તે મને દર્શાવશો."

વિધવા ઝવેરબાઇની આ કર્મકથા સાંભળીને બીજલબાઇ તથા તેની સુશીલ ધર્મપત્ની બન્ને વિચારમાં પડી ગયાં. પાંચેક મિનિટ પછી બીજલબાઇની ધર્મપત્નીએ પોતાના પતિને સંબોધીને કહ્યું કે: "પ્રાણેશ, આ વિધવા બાઇ અવશ્ય દયા તથા ક્ષમાને જ પાત્ર છે; એના પર જરાય રોષ ન રાખતાં એના કલ્યાણનો માર્ગ જ એને દર્શાવો. પરમાત્માએ જયારે આપણને નીચ મહારાજાના પંજામાંથી આબાદ બચાવી લીધાં છે અને આપણને ઊની આંચ પણ નથી આવવા દીધી, તો હવે આપણું એ જ કર્તવ્ય છે કે આપણે અપકાર પર ઉપકાર જ કરી બતાવવો અને અહિતકારિણી વ્યક્તિને ઉપકારના શસ્ત્રથી જ ઘાયલ કરવી."

"હું તો પ્રથમથી જ એ વિચાર ધરાવું છું એટલે આ બાબતની વધારે ભલામણ કરવાની જરૂરત છે જ નહિ. આવતી કાલે મહારાજા શ્રી

કૃષ્ણુસિંહજી પાસે હું આ બાઇની બધી હકીકત રજૂ કરીશ અને તેઓ શ્રીમાનની સલાહ લીધા પછી, શું કરવું અને શું નહિ, એના નિર્ણય ઉપર આપણે આવીશું." પોતાની ધર્મપત્નીને આવી રીતે આશ્વાસન આપીને બીજલભાઇ વિધવા ઝવેરબાઇને સંબોધીને કહેવા લાગ્યો કે: "બહેન, તમારા માટે એવા જ માર્ગ અથવા ઉપાયને અમો શોધી કાઢીશું કે જેના યોગે તમારી પ્રતિષ્ઠા પણ જળવાય, તમારે ગર્ભપાત અથવા ભ્રૂણહત્યાના પાતકને પણ ન વ્હોરવું પડે અને ભવિષ્યમાં આત્મકલ્યાણમાટે, શું કરવું ને શું નહિ, એનો પણ તમારાથી નિશ્ચયાત્મક નિર્ણય કરી શકાય. તમો મારાં ધર્મના બહેન છો અને આ તમારા ધર્મબંધુના આશ્રયમાં નિર્ભય છો એમ જ તમારે માનવાનું છે. તમારા પર બળાત્કાર તથા અત્યાચાર કરાયલા હોવાથી તમોને હું પાપીયસી માનતો જ નથી. સંસારનાં સામાન્ય સ્ત્રીપુરુષો તમોને પાપીયસી માને તો તે તેમના અજ્ઞાનનું જ પરિણામ હોવાથી તેમની માન્યતાને તમારે લેશમાત્ર પણ મહત્ત્વ ન આપવું એવી તમોને મારી વારંવાર પ્રાર્થના છે......"

બીજલભાઇના મુખમાંથી આ ઉદ્‌ગારો નીકળી રહ્યા હતા એટલામાં તેની તહનાતમાં રખાયલા એક અનુચરે આવીને એવા સમાચાર આપ્યા કે: "બાપૂ આજે નાટકમાં પધારેલા હોવાથી ત્યાં આપને યાદ કરી રહ્યા છે અને તેમણે મોટર મોકલીને એવો સંદેશ પાઠવ્યો છે કે જો આપને કોઇ જાતની તકલીફ થવાનો સંભવ ન હોય તો નાટકમાં પધારો. મહારાણી સાહેબ પણ નાટક જોવાને પધારેલાં હોવાથી જો સ્ત્રીઓ આવશે તો ય વાંધો નથી." બીજલભાઇની સ્ત્રીએ નાટકમાં જવાની ઇચ્છા ન દર્શાવી એટલે બીજલભાઇ એકલો જ ઊતાવળથી વસ્ત્રો બદલીને મહારાજા કૃષ્ણુસિંહજી બહાદુરની મોટરમાં બેસીને નાટકશાળાની દિશામાં પ્રયાણ કરી ગયો. બીજલભાઇના જવા પછી તેની પત્ની વિધવા ઝવેરબાઇના દુઃખી હૃદયને ઘણી વાર સુધી આશ્વાસનોદ્વારા શાંત કરતી રહી અને લગભગ સાડાબાર વાગ્યાના સુમારે એ બન્ને અબળાઓ તેમની આંખો ઘેરાતાં જે ઓરડો શયનમંદિર તરીકે રખાયલો હતો અને જેમાં શય્યાઓ તૈયાર રાખવામાં આવી હતી તે ઓરડામાં જઇને નિદ્રાધીન થઇ ગઇ.

ચાલો, ત્યારે, પાઠકો તથા પાઠિકાઓ, આપણે પણ બીજલભાઇની પાછળ જઇએ નાટકશાળામાં અને ત્યાંની આવશ્યક ઘટનાનું અવલોકન કરી લઇએ.

## પ્રકરણ ૨૧ મું

### "રાજા ન્યાયમૂર્તિ જ હોવો જોઇએ !"

"Laws are vain, by which we right enjoy,
If Kings unquestioned can those laws destroy."

Dryden.

નાટકશાળામાં કોઇ પણ જાણવાયોગ્ય ઘટના ઘટી હોય તો તે એ જ કે નાટયકળાના સંબંધમાં મહારાજા કૃષ્ણસિંહજીએ બીજલભાઇ સાથે તેમને પોતાના સોફાની બાજૂની કુરસીમાં બેસાડીને કેટલીક ચર્ચા નાટક જોતાં જોતાં જ કરી હતી અને પ્રત્યેક અંકના અંતમાં પંદર પંદર મિનિટનો અવકાશ મળતાં મહારાજા ઇશ્વરસિંહજી તથા તેમના એ. ડી. સી. લાવણ્યસિંહના હસ્તથી વિત્તવા ઝવેરબાઇના જીવનની થયેલી ભયાનક દુર્દશાની કથા સંક્ષેપમાં બીજલભાઇએ મહારાજા કૃષ્ણસિંહજી બહાદુરને કહી સંભળાવીને છેવટે એવા ઉદ્ગારો કાઢ્યા હતા કે: "જો આ વિધવા બાઇને આવશ્યક સહાયતા યથાસમય નહિ મળી જાય તો કાં તો એ બાઇ ધર્મભ્રષ્ટ એટલે કે મુસલ્માન અથવા ક્રિશ્ચિયન્ થઇને હિન્દુસમાજથી સદાને માટે વિભક્ત થઇ જશે, કાં તો વેશ્યાવૃત્તિને સ્વીકારીને પોતાનાં ઉભય કુલોને કલંકિત કરશે, કાં તો ગર્ભપાત કિંવા ભ્રૂણહત્યા કરશે અને કાં તો પોતે જ આત્મહત્યા કરીને મરી જશે." બીજલભાઇના આ ઉદ્ગારોને સાંભળીને મહારાજા કૃષ્ણસિંહજીએ કહ્યું હતું કે: "આવતી કાલે હું ઑફિસમાંથી સાડા પાંચ વાગ્યાને બદલે સાડા ત્રણ વાગે જ રાજમહાલયમાં ચાલ્યો જઇશ અને ચાર વાગે તમો તમારા કુટુંબ તથા એ ઝવેરબાઇને લઇને રાજમહાલયમાં આવજો. તમારાં ધર્મપત્ની અંતઃપુરમાં રાણી સાહેબ પાસે બેસશે એટલામાં આપણે એ અભાગિની તથા અનાથ હિન્દુ વિધવાના દુઃખનિવારણનો આવશ્યક વિચાર કરી લઇશું. મારાથી આપી શકાશે તેટલી સર્વ સહાયતા હું એ દુઃખિની અબળાને આપીશ."

* * * * *

બીજે દિવસે બરાબર ચાર વાગે સ્ટેટની મૉટરમાં બેસી બીજલભાઇ પોતાની ધર્મપત્ની તથા ઝવેરબાઇને લઇને મહારાજા કૃષ્ણસિંહજી બહાદુરના સમુદ્રતીરપ્રાંતવર્તી 'અંજનામહાલય' નામક નવીન રાજમહાલયમાં આવી લાગ્યો. મહારાજા કૃષ્ણસિંહજી નીચેના ડ્રૉઇંગ રૂમમાં તેની વાટ જોતા જ બેઠા હતા. દ્વારમાં ઊભેલી વડારણ બીજલભાઇનાં પત્નીશ્રીને ઉપર મહારાણી સાહેબ પાસે લઇ ગઇ અને બીજલભાઇ ઝવેરબાઇને લઇને

હજુરી સાથે ડ્રૉઇંગ રૂમમાં ન્યાયમૂર્તિ મહારાજાની સેવામાં ઉપસ્થિત થઇ ગયો. મહારાજાએ બીજલભાઇને આદરપૂર્વક તેઓ પોતે જે કોચ ઉપર બેઠા હતા તે કોચની સામે સુંદર કુરસીમાં બેસવાનું કહ્યું. ઝવેરબાઇ જરાક દૂર ગાલીચા ઉપર ઘૂંઘટો તાણીને બેસી ગઇ. બીજલભાઇની સૂચનાથી વિધવા ઝવેરબાઇએ ભૂમંડલાના મહારાજા તથા તેના એ. ડી. સી. લાવણ્યસિંહે તેના પર કરેલા અત્યાચારોની કથા મહારાજા કૃષ્ણસિંહજીને વિદીર્ણ હૃદય તથા અશ્રુપૂર્ણ નયનોથી કહી સંભળાવી અને તે સાંભળીને દયામૂર્તિ મહારાજા કૃષ્ણસિંહજીનું હૃદય એટલી સીમા પર્યન્ત દ્રવી ગયું કે તેમનાં નેત્રો પણ આંસુભીનાં થઇ ગયાં. મહારાજા કૃષ્ણસિંહજી દયા તથા અનુકંપાથી ઉભરાઇ જતા હૃદયથી ઝવેરબાઇને આશ્વાસન આપતા કહેવા લાગ્યા કે:—

"બાઇ, આજથી તમો મારાં ધર્મનાં બ્હેન છો અને હું તમારો ધર્મનો ભાઇ છું એમ જ તમારે માનવાનું છે. જો તમારી અનુમતિ હોય, તો કોઇના પણ જાણવામાં ન આવી શકે તેવી રીતે તમોને અહીં રાખીને તમારી સુવાવડ સુખરૂપ થઇ જાય, તમારી સેવા શુશ્રૂષામાં કોઇ પણ પ્રકારની ત્રુટિ ન થાય અને તમારા સંતાનને જો પોતાની પાસે રાખવાની તમારી ઇચ્છા ન હોય તો તેનો જીવ પણ બચી જાય અને તેના લાલન પાલન માટે તેને યોગ્ય તથા વિશ્વાસપાત્ર મનુષ્યોના હસ્તમાં સોંપી શકાય એ માટેની હું સર્વ વ્યવસ્થા કરી આપીશ; માત્ર એટલું જ નહિ, પણ આ સંકટનો સમય વીતી ગયા પછી જે પાંચ હજારની મૂડી હાલ તરત તમારા હાથમાં છે તેમાંથી એક પૈસો પણ તમારે ન ખર્ચવો પડે અને પ્રતિષ્ઠાપૂર્વક તમારાથી પોતાના જીવનનો નિર્વાહ કરી શકાય એવો પ્રબંધ પણ હું કરી આપીશ. આવી પરિસ્થિતિમાં તમો મુંબઇ જાઓ અથવા તીર્થસ્થાનમાં જઇને ત્યાંના પાપાચારી પંડ્યાઓ અથવા હિન્દુ કે મુસ્લિમ ગુંડાઓના ફન્દામાં ફસાઇને નવી મુસીબતમાં જઇ પડો એ મને તો યોગ્ય નથી જણાતું. પછી તો જેવી તમારી પોતાની ઇચ્છા."

"જો મને મારા આ દેશમાં જ આપ નામદાર જેવા ધર્મરાજનો આવો આશ્રય મળતો હોય તો પછી મારે દૂર દેશમાં શામાટે જવું જોઇએ? જોયું, બીજલભાઇ, આપણા ઇશ્વરસિંહ પણ મહારાજા અને આ કૃષ્ણસિંહજી બહાદુર પણ મહારાજા; પણ રાજા રાજામાં કેટલો ફેર?" આવા પ્રકારના ઉદ્‌ગાર કાઢીને વિધવા ઝવેરબાઇએ કહ્યું કે: "આ કહેવત સુવર્ણના અક્ષરે લખી રાખવા લાયક છે કે:—

"આણંદ કહે છે પરમાણંદા, માણસે માણસે ફેર;
એક લાખું દેતાંય ન જડે ને બીજા ત્રાંબિયાના તેર !"

મહારાજા કૃષ્ણસિંહજીએ પોતાના ચીફ મેડિકલ ઑફિસરને ટેલીફોનમાં કહ્યું કે: "ડૉક્ટર ભદ્રપુરવાળા, તમોને જો ફુરસદ હોય તો આપણા લેડી ડૉક્ટરને સાથે લઇ તરત આવો; અગત્યનું કામ છે. મૉટર મોકલી છે." ડૉક્ટરે ટેલીફોનમાં જવાબ આપ્યો કે: "હું કપડાં પહેરી બહાર જવાની તૈયારીમાં હોવાથી હમણાં જ આવું છું. મૉટર મોકલવાની જરૂર નથી. મારી મૉટર તૈયાર છે. લેડી ડૉક્ટર પણ મારા વાઇફને મળવામાટે આવેલાં હોવાથી અહીં જ છે," દશ મિનિટમાં જ ડૉક્ટર ભદ્રપુરવાળા લેડી ડૉક્ટરને લઇને રાજમહાલયમાં આવી લાગ્યા. ડૉ. ભદ્રપુરવાળા વિલાયતમાં લાંબો વખત રહ્યા હતા. અને એમ. ડી. ની ડિગ્રી મેળવી આવેલા એક પારસી ગૃહસ્થ હતા. તેમના પૂર્વજો દક્ષિણભારતના ભદ્રપુર નામક નગરમાં વસતા હતા તેથી તેઓ પોતાને 'ભદ્રપુરવાળા' અટકથી ઓળખાવતા હતા. તેમના પિતાશ્રી પણ રાજપૂતાનાના એક દેશી રાજ્યમાં ચીફ મેડિકલ ઑફિસર હતા એટલે તેમનો ડૉક્ટરીનો વ્યવસાય હેરીડિટરી અથવા આનુવંશિક હતો. તેમની અવસ્થા લગભગ ચાળીસ વર્ષની હોઇને તેઓ એક પ્રભાવશાળી, દયાળુ તથા ચારિત્ર્યશીલ ગૃહસ્થ હતા અને તેથી ચારિત્ર્યશીલ તથા ન્યાયમૂર્તિ મહારાજા શ્રીકૃષ્ણસિંહજી બહાદુર તેમના પર અતિશય પ્રીતિ તથા કૃપા રાખતા હતા. લેડી ડૉક્ટર એક દાક્ષિણાત્ય હિન્દુ મહિલા હતાં, તેમનો જન્મ ચિત્પાવન નામક બ્રાહ્મણ જાતિમાં થયો હતો, તેઓ મુંબઇની ગ્રાંડ મેડિકલ કૉલેજની એલ. એમ. એન્ડ એસ.ની પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસમાં અવતીર્ણ થયાં હતાં અને જેમના ઉદરથી અવતાર લેવાની કોઇને પણ ઇચ્છા થાય તેવાં ધર્મનિષ્ઠ, પવિત્રાચારિણી તથા ચારિત્ર્યશીલા હતાં- તેમના પતિ પણ ડૉક્ટર હતા; પરંતુ પાંચેક વર્ષથી તેમના પતિનો પરલોકવાસ થઇ ગયેલો હોવાથી અત્યારે તેઓ વિધવા હતાં. તેમની અવસ્થા પાંત્રીસથી સાડત્રીસ વર્ષની હતી. તેમને એક પુત્રી ને એક પુત્ર એવી રીતે બે સંતાન હતાં અને:તેઓ ભૂમંડલામાં પાંચ સો રૂપિયા પગારની નોકરી છોડીને નટવરબંદરમાં ત્રણ સેં રૂપિયાના પગારથી એટલામાટે નોકરી કરતાં હતાં કે ભૂમંડલાના મહારાજા ચારિત્ર્યભ્રષ્ટ હતા અને નટવરબંદરના મહારાજા ભગવાન્ રામચંદ્ર સમાન ચારિત્ર્યશીલ તથા એકપત્નીવ્રતધારી હોવાથી નટવરબંદરના મહારાજાના રાજ્યમાં તેમની પવિત્રા-

તામાં કલંક લાગવાનો ભય તથા સંભવ ન હોતો. લેડી ડૉક્ટરનું નામ કમલાબાઇ હતું અને તેઓ સ્વરૂપસુંદર હોવાથી પોતાની પવિત્રતાને સુરક્ષિત રાખવામાટે તેમને નિરંતર સાવધાન રહેવું પડતું હતું. અસ્તુઃ ચીફ મેડિકલ ઑફિસર તથા લેડી ડૉક્ટર આવી લાગતાં મહારાજા કૃષ્ણસિંહજીએ વિધવા ઝવેરબાઇની દુર્દશાની કથા તેમને સંક્ષેપમાં સંભળાવીને જે સૂચના તે વિધવા બાઇના સંબંધમાં આપવાની હતી તે આપી દીધી અને તે કથા તથા સૂચનાને સાંભળી લઇને ઝવેરબાઇની પ્રસૂતિકાલિક વ્યવસ્થા તથા સેવાશુશ્રૂષાના ભારને દયાશીલ લેડી ડૉક્ટર કમલાબાઇએ પોતાના શિરપર ઊપાડી લીધો. આ વાતચીત ચાલતી હતી એટલામાં દીવાન સાહેબ ભૂમિરાજ આવી લાગ્યા. દીવાન ભૂમિરાજ પચાસ વર્ષના વયના રાજપૂત જાતિના અને ઘણા જ ભલા દીવાન હતા. તેમણે આવતાંની સાથે જ મહારાજા કૃષ્ણસિંહજીને સંબોધીને કહ્યું કેઃ—

"ભૂમંડલાથી મહારાજા ઇશ્વરસિંહજીના એ. ડી. સી. લાવણ્યસિંહજી તથા એસિસ્ટંટ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ લચ્છેશંકરભાઇ બીજલભાઇની તપાસમાટે મારતી મૉટરે આવી લાગ્યા છે અને અહીં આવ્યા પછી શેઠ બીજલભાઇને રાજ્યના મેહમાન તરીકે દરબારી ઊતારામાં રાખવામાં આવ્યા છે એ વાત જાણવામાં આવતાં તેઓ તત્કાળ આપ નામદારને મળવાની ઇચ્છા દર્શાવી રહ્યા છે. મહારાજા ઇશ્વરસિંહજીનો એક કાગળ પણ તેઓ આપ નામદારને હાથોહાથ આપવામાટે લઇ આવ્યા છે. આપ નામદારની મુલાકાત કરાવી આપવાનો અતિશય આગ્રહ કરવાથી હું તેમને સાથે લેતો આવ્યો છું. જો આપ નામદારની આજ્ઞા હોય તો તેમને બોલાવું".

"ભલે બોલાવો." મહારાજા કૃષ્ણસિંહજીએ આજ્ઞા આપી દીધી.

"ત્યારે અમો અહીં બેસીએ કે ચાલ્યાં જઇએ ?" બીજલભાઇએ પૂછ્યું.

"તમો પણ બેસો અને ઝવેરબાઇને પણ અહીં જ બેસાડી રાખો. એઓ અત્યારે જ આવી લાગ્યા છે એ એક રીતે સારું જ થયું છે." મહારાજા કૃષ્ણસિંહજીએ બીજલભાઇ તથા ઝવેરબાઇને ત્યાં જ બેસી રહેવાનું કહી દીધું.

દીવાન સાહેબ લાવણ્યસિંહ તથા લચ્છેશંકરને લઇને પાછા આવી લાગ્યા. લાવણ્યસિંહજી તથા લચ્છેશંકરને આદરપૂર્વક એક કોચપર બેસાડીને મહારાજા કૃષ્ણસિંહજીએ જિજ્ઞાસા દર્શાવી કેઃ "આપ બીજલભાઇ શેઠને અહીંથી ભૂમંડલા લઇ જવામાટે આવ્યા છો કે કેમ ?"

'અમોરા મહારાજાશ્રીએ આપ નામદારને આપવામાટે આ કાગળ આપ્યો છે તે આપ નામદાર વાંચી જોશો એટલે અમારા આગમનનો હેતુ તત્કાળ આપ નામદારના જાણવામાંઆવી જશે; કારણ કે, અહીં આવીને આપ નામદારના મેહમાન બની બેઠેલા આ બીજલભાઇ શેઠ રૂપિયા એક લાખનો ખોટો ચેક આપીને મહારાજાને ઠગી આવ્યા છે અને તે ઉપરાંત રસ્તાપરથી ઝવેરબાઇ નામની એક હિન્દુ વિધવા બાઇને પણ ભગાડી લાવ્યા છે. તે વિધવા બાઇને ભગાડી લાવવાનું કારણ એ છે કે, તે વિધવા બાઇ સાથે આ શેઠ સાહેબનો આડો સંબંધ હોવાથી તે વિધવા બાઇ ગર્ભવતી થઇ ગઇ છે અને આ શેઠ સાહેબ તે બાઇના ગર્ભનો પાત કરાવવામાટે તે બાઇને કોઇ તીર્થસ્થાનમાં મોકલી દેવાના છે. અર્થાત્ આ બીજલભાઇ તથા ઝવેરબાઇ અમારા મહારાજાધિરાજના ગુનાહગાર હોવાથી જો એ બન્ને અપરાધીઓને આપ નામદાર અમારા કબ્જામાં સોંપી દેશો તો આપ નામદારનો અમારા પર મોટો ઉપકાર થશે. એથી અપરાધીઓને શિક્ષા આપવાનું ન્યાયદેવતાનું કાર્ય સરળ થઇ પડશે અને તેનું શ્રેય આપ નામદારને જ મળશે.'' લાવણ્યસિંહે મહારાજા કૃષ્ણસિંહજી સમક્ષ ભયાનક અસત્યવાદ કરી બતાવ્યો.

''આ કાગળમાં આ જ હકીકત લખવામાં આવી છે કે બીજી ?'' મહારાજા કૃષ્ણસિંહજીએ ગંભીર મુદ્રા તથા ગંભીરભાવથી આ પ્રશ્ન પૂછ્યો.

''કાગળમાં પણ આ જ હકીકત લખવામાં આવી છે.'' લાવણ્યસિંહે ઉત્તર આપ્યું.

મહારાજા કૃષ્ણસિંહજીએ કાગળ ઊઘાડીને વાંચ્યો તો તેમાં એ જ હકીકત લખવામાં આવી હતી અને મહારાજા ઇશ્વરસિંહજીએ મહારાજા કૃષ્ણસિંહજીને બન્ને અપરાધીઓને લાવણ્યસિંહ તથા લચ્છેશંકરને સોંપી દેવાનો વારંવર આગ્રહ કર્યો હતો. મહારાજા કૃષ્ણસિંહજીએ બીજલભાઇ તથા ઝવેરબાઇના મુખથી સાંભળેલા વૃત્તાંતોને પોતાના મનમાં સ્મરણ દ્વારા તાજા કરી લઇને પાંચેક મિનિટ પછી લાવણ્યસિંહજીને સંબોધીને જિજ્ઞાસા દર્શાવી કે:—

''મહારાજા ઇશ્વરસિંહજીને શેઠ બીજલભાઇએ જે રૂપિયા એક લાખનો ચેક લખી આપ્યો હતો તે કોના નામનો હતો ?''

''વિધવા ઝવેરબાઇના નામનો; પણ તે ચેક ઝવેરબાઇએ ઇન્ડોર્સ કરી આપ્યો હતો અને રૂપિયા એક લાખ ઝવેરબાઇને રાજ્યની તીજોરીમાંથી તરત આપી દેવામાં આવ્યા હતા; કારણ કે, આ શેઠજી ઝવેરબાઇના સ્વર્ગ-

વાસી પતિની મોટી મિલ્કત બાડાબારકારમાં પચાવી ગયા હતા, ઝવેરબાઇએ મહારાજા આગળ એ બાબતની ફરિયાદ કરી હતી અને મહારાજાએ દયા દર્શાવીને રૂપિયા ત્રણ લાખનો દાવો રૂપિયા એક લાખ તે વિધવા બાઇને અપાવીને માંડવાળ કરાવ્યો હતો." લાવણ્યસિંહે અસત્યવાદની પરિસીમા કરી બતાવી.

"હવે ભૂખંડલા રાજ્યની તીજોરીમાં રાંડી રાંડોને આપવામાટે રૂપિયા એક લાખ જેટલી રકમ ફાજલ પડી રહેવા માંડી છે અને મહારાજા ઇશ્વરસિંહજીએ બેંકના ચેક ઓનર થયા પૂર્વેજ રૂપિયા લાખ લાખની રકમ એકદમ આપી દેવાની અલૌકિક ઉદારતા પોતાની પ્રજાના સંબંધમાં દેખાડવા માંડી છે એ વાર્તા જો સત્ય હોય તો એથી મારા હૃદયમાં અતિશય આનંદ થાય છે." મહારાજા કૃષ્ણસિંહજીએ વક્રોક્તિ અથવા કટાક્ષના સ્વરૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી કહ્યું કે: "આપને કદાચિત્ ખબર નહિ હોય કે આ બીજલભાઇ પ્રમાણે જ જેમના શિર પર આપ મહાનુભાવ ઘૃણાજનક આક્ષેપો કરી રહ્યા છો તે વિધવા ઝવેરબાઇ પણ અત્યારે અહીં જ બેઠેલાં છે. એઓ ઘુંઘટો તાણીને ખૂણામાં બેસી રહેલાં હોવાથી કદાચિત્ આપના જોવામાં આવી શકયાં નહિ હોય. આપ જેમને અપરાધિની માનો છો અને અપરધિની મનાવી રહ્યા છો તે ઉભય વ્યક્તિઓ અહીં વિદ્યમાન હોવાથી આપણે અત્યારે અને આ ક્ષણેજ એમના અપરાધિત્વ કિંવા અનપરધિત્વનો નિર્ણય કરી લઇશું અને જો એઓ અપરાધિ સિદ્ધ થશે તો હું એ બન્નેને અવશ્ય આપના હસ્તમાં સોંપી દઇશ."

"શ્રી કૃષ્ણના નામને ધારણ કરીને શ્રી કૃષ્ણના નામને સાર્થ કરનાર તથા શોભાવનાર મહારાજાધિરાજ, જો મારો અવિનય થતો હોય તો તેની ક્ષમા આપવાની ઉદારતા દર્શાવશો અને આ લાવણ્યસિંહ નામક લંપટ કુતરાને એનાં હડહડતાં જૂઠાણાંનો જવાબ મને જ આપવા દેશો." અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને બેસી રહેલી વિધવા ઝવેરબાઇ, લાવણ્યસિંહના ભયાનક અસત્યવાદ તથા પિશાચકર્મથી તેનું લોહી ઊકળી આવતાં અને તેનો કોપ અનિવાર્ય થઇ જતાં, વિફરેલી વાઘણ પ્રમાણે ગર્જના કરતી બોલવા લાગી અને મહારાજા કૃષ્ણસિંહજીને બોલવાનો અવકાશ આપ્યા વિના જ લાવણ્યસિંહને સંબોધીને તેનાપર ધિક્કાર વર્ષાવતી કહેવા લાગી કે: "શયતાનોના પણ શયતાન, તું આ જૂઠાણાં અહીં કોની આગળ કરી રહ્યો છે ? પ્રથમ તો તેં જ મારાપર બળાત્કાર કરીને મારી પવિત્રતાનો નાશ કરી નાખ્યો; ત્યાર પછી મહારાજા ઈશ્વરસિંહજીએ પણ મારા સતીત્વને ભ્રષ્ટ કરીને પોતાની આસુરી લાલસાને તૃપ્ત કરી લીધી મારા

સ્વર્ગવાસી પતિની માલમીલકતમાં લાખોની મિલ્કત ન હોવા છતાં તેમ જ જે કાંઇ થોડી ઘણી મિલ્કત હતી તેનો દેવતુલ્ય બીજલભાઇ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ન હોવા છતાં તેં તથા મહારાજા ઇશ્વરસિંહજીએ આ ભલા ગૃહસ્થ પાસેથી રૂપિયા એક લાખની રકમ ધોળે દિવસે લૂટી લેવાના મલિન આશયથી મને ડરાવી; ધમકાવી તથા ફોસલાવીને આ ભદ્ર પુરુષ વિરુદ્ધ મારા હાથે ફરિયાદ કરાવી; તારાં કાળાં કર્મના પરિણામે હું ગર્ભવતી થયેલી હોવાથી કૂતરાને રોટલાનો કકડો નાખવામાં આવે છે તેવી રીતે મને ફક્ત પાંચ હજારની રકમ આપવામાં આવી અને જ્યારે આ બીજલભાઇએ ચેક લખી આપ્યા પછી પોતાની બુદ્ધિનો ચમત્કાર દેખાડી તારા તથા મહારાજા ઇશ્વરસિંહજીના ફરેબના ફન્દાની મિટ્ટી પલીદ કરી બતાવી ત્યારે જ તમો બન્ને નરપિશાચોની સાન ઠેકાણે આવી. ખરેખરી કથા આ હોવા છતાં તમો બન્ને નરપિશાચોએ મારી નિરાધાર તથા અસહાય અવસ્થાનો લાભ લઇને મારી સાથે બળાત્કારે કરેલા વ્યભિચારના પાપના ભારને આ પવિત્ર-ચરિત્ર પુરુષના શિર ઉપર સ્થાપવાની ચેષ્ટા કરતાં તું લજાતો કેમ નથી, શર્માતો કેમ નથી; અરે, અહીંના ઊંડા મહાસાગરમાં ડૂબીને મરી કેમ જાતો નથી? મારા અવતારને તમો નરરાક્ષસોએ બગાડી નાખેલો હોવાથી મારી તો એવી જ ઇચ્છા થાય કરે છે કે જો અત્યારે મારી પાસે તલ્વાર કે કટાર હોય તો તેને તારી છાતીમાં ભોંકી દઉં અથવા બંદૂક કે તમંચો હોય તો તેની ગોળીને તારી છાતીમાં ચલાવી દઇને તારી ગુનાહોથી ભરેલી જિન્દગીનો અત્યારે ને આ ક્ષણે જ ખાતમો કરી નાખું કે જેથી ભવિષ્યમાં તારા હાથે હજી પણ જે આવા ઘોર અપરાધો થવાના છે તે થતા અટકી જાય; પવિત્ર પ્રમદાઓનાં જીવન ભ્રષ્ટતાના સ્પર્શથી મુક્ત થાય અને તે સાથે મહારાજા ઇશ્વરસિંહજીના જીવનદીપને પણ જો કોઇ પરોપકારિણી સાહસિકા વ્યકિત સદાને માટે બુઝાવી નાખવાનું સાહસ કરી બતાવે, તો તે વ્યક્તિ ભલે ફાંસીને લાકડે લટકી જાય, પરંતુ સમસ્ત ભૂમંડલારાજ્યની પ્રજા એ નરપિશાચ રાજાના પૈશાચિક અત્યાચારોના અસહ્ય આઘાતથી સદાને માટે મુક્ત થઇ જાય!!! કોટિ કોટિવાર ધિક્કાર છે ઇશ્વરસિંહ જેવા કામાંધ તથા ધનલોલુપ પ્રજાપીડક રાજાઓને અને કોટિ કોટિવાર ધિક્કાર છે તારા જેવા શિશ્નોદરપરાયણ, માનવજાતિકલંક, કુટ્ટિનીકુલદીપક તથા હૃદયહીન રાજકર્મચારીઓને!!!

આ દિગંબર સત્યને ઉચ્ચારતાં વિધવા ઝવેરબાઇનાં નેત્રોમાંથી અગ્નિના કણો જ જાણે વર્ષી રહ્યા હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો.

જ્યારે ઝવેરબાઇએ પોતાના ક્રોધના ઉભરાને આવી રીતે વાણીદ્વારા હૃદય-માંથી બહાર કાઢી નાખ્યો ત્યારે તેને શાંત તથા અવાક્ રહેવાની સૂચના આપીને મહારાજા કૃષ્ણસિંહજી બહાદુર લાવણ્યસિંહને અનુલક્ષીને ગંભી-રતાથી કહેવા લાગ્યા કે:–

"લાવણ્યસિંહજી આ વિધવા બાઇ આપની તથા નામદાર મહા-રાજાશ્રીની આવી પ્રશસ્તિ ગાઇ રહ્યાં છે અને આપ બીજું જ કાંઇ બોલી રહ્યા છો તો મારે સત્યવાદિની તરીકે આ બાઇને સ્વીકારવાં કે આપને તથા આપના નામદાર મહારાજાને જ સત્યવાદી હરિશ્ચંદ્રના અવતાર માનવા ?"

"મહારાજા ઇશ્વરસિંહજી જેવા સત્તાધીશ પુરુષને પણ જે મનુષ્ય ખોટો ચેક આપીને ઠગવાની અને ત્યારપછી બે ચાર કલાકમાં જ ભૂમંડલા રાજ્યની હદમાંથી બહાર નીકળી જવાની હિંમત બતાવી શકયો છે તે ઉસ્તાદોનો ઉસ્તાદ અને કર્નલ મેડોજ ટેલરકૃત 'કન્ફેશન્સ ઑફ અ ઠગ' નામક નવલકથાના નાયક મુસાફિરોને તેમના ગળામાં રૂમાલના ફાંસા નાખીને મારી નાખનાર તથા એક હાથે બારસો ખૂન કરનાર ઠગશિરોમણિ અમીર-અલીનું આજના શાંતિના સમયમાં સ્મરણ કરાવનાર આ કહેવાતા વ્યાપારી બીજલભાઇએ જો આ ભોળી વિધવાના હૃદયને ભોળવીને મારા તથા મહા-રાજા ઇશ્વરસિંહના વિરુદ્ધમાં ઉશ્કેરી દીધું હોય તો એમાં નવાઇ જેવું કાંઇ પણ નથી. આ ચાલાક બીજલભાઇના હાથનું હથિયાર બનેલી આ વિધવા ગમે તેમ બોલે તેની ચિંતા અમોને છે જ નહિ. એ તો જ્યારે ભૂમંડલાની કોર્ટમાં કેસ ચાલશે ત્યારે ન્યાયદેવતા અપરાધીના અપરાધને કોઇ પણ પ્રકારના પક્ષપાત વિના તત્કાળ સિદ્ધ કરી બતાવશે અને અપરાધીને તેના અપરાધની શિક્ષા પણ સંભળાવી દેશે. જો બીજલભાઇ ઇન્સાફની અદાલતમાં બેગુનાહ સાબિત થશે, તો બીજલભાઇને ન્યાયદેવતા ખોટી સજા તો નહિ જ ફર્માવે; એટલામાટે જો બીજલભાઇ પોતાને નિર્દોષ તથા નિરપરાધી માનતા હોય, તો કોઇ પણ પ્રકારના ભય વિના ભૂમંડલાની કોર્ટમાં હાજર થવું અને પોતાની નિરપરાધિતાને સિદ્ધ કરી બતાવવી એ જ એમનું કર્તવ્ય છે. આમ ભાગી જવાથી તો એઓ પોતે જ પોતાને અપ-રાધી તરીકે સિદ્ધ કરી રહ્યા છે." લાવણ્યસિંહે મહારાજા કૃષ્ણસિંહજી સમક્ષ પોતાને તથા મહારાજા ઇશ્વરસિંહજીને સત્યવાદી તરીકે સિદ્ધ કરી બતાવવાનો હાસ્યાસ્પદ તથા નિષ્ફળ પ્રયત્ન કરતાં આ વચનો ઉચ્ચાર્યાં.

"લાવણ્યસિંહજી અથવા લાવણ્યશૃગાલજી, આ શૃગાલવિદ્યા તમારાં જે અલ્પવયસ્ક સંતાનો હોય તેમને જ તમારે શીખવવાની છે; અમારા જેવા

આ સંસારના અનુભવી પુરુષોને શીખવવાની નથી; સમજ્યા ?" બીજલભાઈ હવે પોતાની જિહ્વાને ગતિ આપીને શાંત તથા ગંભીર ભાવથી લાવણ્યસિંહજીને સંબોધીને કહેવા લાગ્યો: "ન્યાયદેવતાનો નિવાસ અને તે ભૂમંડલાપતિ ઇશ્વરસિંહજીના ન્યાયાગારમાં? ન્યાય, નીતિ, ધર્મ તથા પરમાત્માનો ભય અને તે પાપકર્મા નિશાચર પિશાચરાજના આચાર તથા વિચારમાં ! કદાચિત્ રાક્ષસના હૃદયમાં દયા હોવાનું કોઇ કહે તો તે વાત મંજૂર છે; પરંતુ ઇશ્વરસિંહજી મહારાજાના ન્યાયમંદિર નામથી ઓળખાતા અન્યાયમંદિરથી ન્યાય, નીતિ, ધર્મ તથા સત્યવાદ આદિક સો નહિ, હજાર નહિ; પણ એક લાખ યોજન દૂર છે ! જો તમો સત્યવાદ અથવા ન્યાયનો જ દાવો કરતા હો, તો હું એક બે દિવસમાં મુંબઇ જવાનો અને મુંબઇમાં જ રહેવાનો હોવાથી તમો ભૂમંડલાથી એક્સ્ટ્રાડિશન વૉરંટ કાઢી, તે વૉરંટ મુંબઇમાં મારાપર બજાવી મુંબઇના ચીફ પ્રેસિડંસી મૅજિસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં પ્રાઇમાફેસી કેસ કરી તમો તમારી પાસેના પુરાવાથી મને અપરાધી સિદ્ધ કરી શકો છો અને બ્રિટિશ સરકારની ઇન્સાફની અદાલતમાંથી મારો કબ્જો મેળવી શકો છો. હું મુંબઇમાંથી અથવા બ્રિટિશ સરકાની હદમાંથી પલાયન કરી જવાનો નથી એ તમારે નિશ્ચયપૂર્વક માનવાનું છે. મેં મહારાજા ઇશ્વરસિંહજીને ખોટો ચેક આપ્યો જ ન હોતો; ચેક તો ખરો જ આપ્યો હતો; પરંતુ બૅંકના મૅનેજર ઉપર અહીંથી અર્જન્ટ તાર કરીને ચૅકને ઑનર થતો એટલામાટે અટકાવી દીધો હતો કે એ ચૅક મારાપર બળાત્કાર કરીને, મને ધમકી આપીને અને કોઇ અવાવરૂ કિલ્લા અથવા જેલમાં પૂરી દેવાની બીક બતાવીને મારી પોતાની ઇચ્છાથી વિરુદ્ધ લખાવી લેવામાં આવ્યો હતો. હવે આ બીજલભાઇ એવો મૂર્ખ નથી કે તમારા જેવા પાપાત્મા પુરુષના વચનમાં વિશ્વાસ રાખીને ભૂમંડલારાજ્યની સીમામાં પદાર્પણ કરવાની મૂર્ખતા દર્શાવે અને પછી માથે હાથ દઇને પોક મૂકયા કરે ! વિશ્વાસથી મહારાજા ઇશ્વરસિંહજીના ફન્દામાં ફસાઇ ગયેલા અનેક નિરપરાધી મનુષ્યોમાંનો કોઇ પણ મનુષ્ય અદ્યાપિ ન્યાયને મેળવી શકયો છે અને જેલ અથવા કોઇ જૂના કિલ્લામાંથી છૂટીને જીવતો જાગતો પોતાનાં બાલબચ્ચાં ભેગો થઇ શકયો છે એવું એક પણ ઉદાહરણ અત્યારે તમારાથી બતાવી શકાય તેમ છે ખરૂં ! અત્યારે પણ મહારાજા ઇશ્વરસિંહજીના અત્યાચાર તથા અન્યાયના ભોગ થઇને કેટલા નિર્દોષો જીવતા શયતાનના ડેલામાં પોતાનાં કંગાલ જીવનને વીતાડતા મહારાજા તથા તેમના તમારા જેવા અત્યાચારી

અમલદારોના શિરપર અશ્રુપાત સહિત અભિશાપની વૃષ્ટિ વર્ષાવી રહ્યા છે; કેટલા નિરપરાધી પુરુષો પરશુરામના તીવ્ર પરશુ સમાન શસ્ત્રના પ્રહારથી પોતાના થનારા અકાળ મરણની ભગ્નહૃદયથી પ્રતીક્ષા કરી રહ્યા છે; કેટલી નીરાધાર વિધવાઓ તેમના સ્વર્ગવાસી સ્વામીઓની સ્થાવર તથા જંગમ સંપત્તિને મહારાજાએ એક કે બીજી રીતે લૂટી લીધેલી હોવાથી ભૂખમરાથી રીબાઈ રીબાઈને કંગાલ હાલતમાં પોતાનાં અધૂરાં આયુષ્યોને પૂરાં કરી રહી છે અને કેટલાક નિર્દોષ મનુષ્યોને પોતાની રૂપાળી વહુ દીકરીઓને મહારાજાના શયનમંદિરમાં ન મોકલવાના ભયાનક અપરાધ (!) માટે પાંચ પાંચ ને સાત સાત વર્ષની લાંબી મુદ્દતના મહારાજાના જેલ–મહેલનિવાસી મોંઘેરા (!) મેહમાનો બનાવી દેવામાં આવ્યા છે તેમની નામાવલી જો આપને જોઈતી હોય તો અત્યારે અને આ ક્ષણે જ આપવાને આ સેવક તૈયાર છે. આગળ ચાલનારને ઠોકર લાગતી જોવા છતાં જો પાછળ ચાલનાર સંભાળીને પગ ન ભરે, તો તેના જેવો મૂર્ખ બીજો કોણ હોય વારૂ ? મેં તો મારા મનમાં રસ્તાપરને છોડતી વેળાયે દૃઢ પ્રતિજ્ઞા જ કરી લીધી છે કે હું જો જીવતો રહીશ, તો જ્યાં લગી મહારાજા ઇશ્વરસિંહજી પદભ્રષ્ટ નહિ થઈ જાય અથવા તો મૃત્યુના ગ્રાસ નહિ થઇ જાય ત્યાં લગી તો ભૂમંડલારાજ્યમાં પાછો નહિ જ આવું; જો તેઓ પદભ્રષ્ટ થશે, તો તેમને રાજ્યમાંથી વિદાય થતી વેળાયે કાં તો છેલ્લી સલામ કરવાને અને જો તેઓ યમધાનીમાં પધારી જશે તો તેમની અંત્યેષ્ટિક્રિયા કિંવા ઉત્તરક્રિયામાં અગ્રભાગ લેવાને જ ભૂમંડલામાં નવીન સ્વરૂપમાં પદાર્પણ કરીશ."

"લાવણ્યસિંહજી મારો પોતાનો પણ આપને એ જ પરામર્શ છે કે જો મહારાજા ઇશ્વરસિંહજીની થોડી ઘણી બાકી રહેલી પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવાની અને તેઓ શ્રીમાન્‌ની આબરૂનું નવેસરથી લીલામ ન પોકરાવવાની જ આપની ઇચ્છા હોય, તો આપ જેવા આવ્યા છો તેવાને તેવા જ અહીંથી પાછા ચાલ્યા જાઓ અને આપના મહારાજાને પણ એ જ સલાહ આપો કે તેઓ મુંબઈમાં આ શેઠ બીજલભાઈ વિરુદ્ધ ધમાચકડી કરવાના વિચારને માંડી વાળે; નહિ તો આબરૂના સારી રીતે કાંકરા થઈ જશે અને મહારાજા ઇશ્વરસિંહજીના પાપના છાંટા બીજા નિર્દોષ રાજાઓને પણ ઉડતાં દેશી રાજ્યો તથા દેશી રાજાઓ વિરુદ્ધ ઊકળી રહેલું વાતાવરણ એટલું બધું ઊકળી જશે કે જે કદાચિત્ વિઘાતક થઈ પડશે. હું આ ખરેખરી સલાહ આપું છું; છતાં જો આ સલાહથી

વિરુદ્ધ વર્તશો, તો પરિણામ અવશ્ય ભયંકર થવાનું છે." મહારાજા કૃષ્ણસિંહજીએ કોઇ એક શાંત તથા ગંભીર વયોવૃદ્ધ મહાપુરુષ પ્રમાણે શાંત તથા ગંભીર ભાવથી લાવણ્યસિંહને આ કડવા ઓસડિયા જેવા પરિણામે હિતાવહ થઇ પડનારા શબ્દો સંભળાવ્યા અને ત્યારપછી કહ્યું કે: "જો આપની બે ચાર દિવસ અહીં રહેવાની ઇચ્છા હોય, તો રાજ્યના મેહમાન તરીકે આનંદથી રહો. આ નિર્દોષ વ્યક્તિયોને હું મહારાજા ઇશ્વરસિંહજીના પત્રને માન આપીને આપના હાથમાં નથી સોંપી શકતો એની મને ક્ષમા આપશો. આ ન્યાયનો વિષય હોવાથી મનમાં કોઇ પણ રીતે માઠું લગાડશો નહિ."

આટલા સમય પર્યન્ત બોલવાનો અવસર ન મળવાથી મૌનનું અવલંબન કરીને બેઠેલા ગંભીરપ્રકૃતિ દીવાન સાહેબ ભૂમિરાજ હવે બોલવાના અવસરને પ્રાપ્ત થયેલો જોઇને બોલવા લાગ્યા કે: "લાવણ્યસિંહજી, જ્યારે આપ ન્યાયનાં જ બણગાં ફૂંકી રહ્યા છો, તો આપના મહારાજાશ્રીને કૃપા કરીને જણાવશો કે પોતાના રાજ્યમાં ઉત્પન્ન થતાં ઘી, તલ, બાજરો અને રૂ આદિક વસ્તુઓને અમારા રાજ્યમાં આવતી અટકાવી દેવાની સંકુચિત વૃત્તિ દર્શાવવામાં આવી છે તે તો જાણે ઠીક છે; પરંતુ અમારા રાજ્યના વ્યાપારીઓએ આપના રાજ્યના ખેડુતો તથા વ્યાપારીઓને માલની ખરીદીના પેટામાં જે નાણું અગાઉથી આપેલાં છે અને જે નાણાંને હવે આપના રાજ્યના ખેડુતો તથા વ્યાપારીઓ પચાવી ગયા છે તે નાણાં તો અમારા રાજ્યના વ્યાપારીઓને કાયદાસર પાછાં અપાવી દ્યો. જો આપ એ નાણાં અપાવી દેવાને તૈયાર હો; તો અમો કયા વ્યાપારીની કેટલી રકમ કયા ખેડુત અથવા વ્યાપારી ઉપર લેણી પડે છે તેની તફસીલ આપને પૂરી પાડવાને તૈયાર છીએ. આપના મહારાજાએ તો પોતાના રાજ્યના ખેડુતો તથા વ્યાપારીઓને સામો એવો જ હુકમ ફર્માવી દીધો છે કે: 'નટવરબંદર રાજ્યના વ્યાપારીઓનું તમારા પર જે કાંઇ લેણું નીકળતું હોય તે તમારે આપવું જ નહિ; અને જો તે આપશો તો તમો રાજ્યના ગુનાહગાર થશો;' એટલે આપની પાસેથી ન્યાયની માગણી કરવી એ જો કે જખ મારવા જેવું જ છે; પરંતુ જ્યારે શેઠ બીજલભાઇ તથા આ વિધવા બાઇને ન્યાયની દોહાઇ આપીને આપ ભૂમંડલા લઇ જવાની માગણી કરી રહ્યા છો એટલામાટે જ મારે અમારી આ માગણીને રજૂ કરવી પડી છે કે જેના યોગે ભૂમંડલારાજ્યમાં ન્યાયની કેવી ઠઠ્ઠા ને ઠેકડી કરવામાં આવે છે એની આપ નામદારથી કલ્પના કરી શકાય અને અમો ભૂમંડલારાજ્યના ઇન્સાફ (?) થી અજાણ નથી એ

વાર્તા પણ આપના લક્ષમાં આવી જાય."

"ત્યારે અમારા રાજ્યનાં અપરાધીઓને અમારા કબ્જામાં સોંપવાની આપ નામદારની ઇચ્છા નથી, એમ જ અમારે માનવું ને?" લાવણ્યસિંહે મહારાજા કૃષ્ણસિંહજીને સંબોધીને પૂછ્યું.

"તમો જાણી જોઇને અવળું બોલી રહ્યા છો." મહારાજા કૃષ્ણસિંહજી લાવણ્યસિંહના પ્રશ્નનું ઉત્તર આપતા કહેવા લાગ્યાઃ "તમારા રાજ્યનાં અપરાધીઓને તમારા કબ્જામાં સોંપવાની અમારી ઇચ્છા નથી, એમ નથી; કિન્તુ તમારા રાજ્યની નિરપરાધિની તથા સર્વથા નિર્દોષ વ્યક્તિઓને તમારા કબ્જામાં સોંપીને ન્યાયદેવતાનું ભયાનક અપમાન કરવાની અમારી ઇચ્છા નથી, એ જ સત્ય વાર્તા છે; કારણ કે, તમો આ બીજલભાઇ તથા આ વિધવા બાઇના અપરાધને સિદ્ધ નથી કરી શકયા અને કરી શકવાના પણ નથી. એ કદાપિ ભૂલી ન જશો કે **રાજા ન્યાયમૂર્તિ જ હોવો જોઇએ** અને રાજાનું ન્યાયમૂર્તિત્વ ત્યારે જ સુરક્ષિત રહી શકે છે કે જયારે તે આવા પ્રસંગોમાં સર્વથા નિષ્પક્ષપાત ન્યાયને જ તોળી બતાવે છે અને પક્ષપાતના પાશમાં લેશમાત્ર પણ નથી સપડાતો !"

"મહારાજાધિરાજ, ઘણીક વાર એવી ઘટનાઓ પણ ઘટે છે કે આપ નામદારના રાજયના અપરાધીઓ અમારા રાજ્યમાં ચાલ્યા આવે છે એટલે જો આજે આપ નામદાર આ અપરાધીઓને અમારા કબ્જામાં સોંપી દેવાની ઉદારતા નહિ દર્શાવો, તો અમારા મહારાજા પણ ભવિષ્યમાં કદાચિત્ આપ નામદારના અપરાધીઓને આપ નામદારના કબ્જામાં સોંપી દેવાની ઉદારતા દર્શાવતા અટકી જશે અને જો તેમ થશે, તો ભવિષ્યમાં ઉભય રાજ્યોમાટે એક નવી મુશ્કેલી ઊભી થઇ જશે. પછી તો જેવી આપ નામદારની ઇચ્છા; કારણ કે, ધણીનો કોઇ ધણી છે જ નહિ." લાવણ્યસિંહે અતિશય વિનીત શબ્દોમાં જે છેલ્લી ગર્ભિત વિભીષિકા (ધમકી) આપવાની હતી તે આપી દેતાં મહારાજા કૃષ્ણસિંહજીને સંબોધીને આ વાકયો ઉચ્ચાર્યાં.

"લાવણ્યસિંહજી," મહારાજા કૃષ્ણસિંહજી લાવણ્યસિંહના મુખમાંથી નીકળેલા આ ઉદ્ગારોને સાંભળીને અર્થસૂચક ગંભીર સ્મિત કરીને બોલવા લાગ્યાઃ "જરા વિચાર કરો અને તમારા સ્મરણપુસ્તકનાં પૃષ્ઠોને ઉથલાવીને જોઇ લ્યો કે જ્યારથી તમારા વર્તમાન મહારાજા ભૂમંડલાના સિંહાસન ઉપર આરૂઢ થયા છે ત્યારથી અત્યાર સુધીના પચીસ વર્ષના

કાલાવધિમાં તમારા રાજ્યમાં કેટલા બહારવટિયા તમારા મહારાજાની સામે બહારવટાં ખેડવાને બહાર પડયા છે અને અમારા રાજ્યમાં છેલ્લા પચાસ વર્ષના કાલાવિધમાં કેટલા બહારવટિયા બહાર આવેલા નોંધાયા છે! આટલા સમયમાં તમારા રાજ્યના કેટલા અપરાધીઓને અમારા રાજ્યમાંથી પકડીને અમોએ તમારા કબ્જામાં આપ્યા છે અને અમારા રાજ્યના કેટલા અપરાધીઓને તમારા રાજ્યમાંથી પકડીને અમારા હાથમાં સોંપી દેવાનો પરિશ્રમ તમારે લેવો પડયો છે; રાજ્ય તરફથી થતા નાનાવિધ ત્રાસોથી કંટાળીને તમારા રાજ્યના કેટલા વ્યાપારીઓ, કેટલા ખેડુતો તથા કેટલા નોકરિયાતો અમારા રાજ્યમાં આવીને અમારી પ્રજા તરીકે વસવા લાગ્યા છે અને અમારા રાજ્યના કેટલા વ્યાપારીઓ, કેટલા ખેડુતો તથા કેટલા નોકરિયાતો અમારા અન્યાય તથા અત્યાચારોથી કંટાળીને તમારા રાજ્યમાં આવી વસ્યા છે એનાં આંકડા મેળવીને બરાબર સરવાળો મેળવી જુઓ એટલે તમારા જોવા તથા જાણવામાં આવી જશે કે તમારા રાજ્યના અપરાધીઓને અમારા રાજ્યમાંથી અમોએ જ્યારે એક સોની સંખ્યામાં સોંપ્યા હશે ત્યારે તેટલા જ સમયમાં તમારા રાજ્યમાંથી અમારા રાજ્યના એક અથવા બેથી વધારે અપરાધીઓની માગણી કરવાનો અવસર અમોને ભાગ્યે જ પ્રાપ્ત થયો હશે. અર્થાત્ આવી સંકુચિત વૃત્તિ દર્શાવશો; તો પણ હાનિ તો તમારે જ ભોગવવી પડશે અને કદાચિત્ કોઇ વાર અમારા કોઇ ભયંકર અપરાધીને તમો અમારા હાથમાં નહિ સોંપો, તો પોલિટિકલ એજંટની મધ્યસ્થતાથી પણ અમો તે અપરાધીનો કબ્જો મેળવી લઇશું એટલે એ બાબતની અમોને ચિંતા કે ફિકર જેવું કાંઇ છે જ નહિ છતાં ઘડીભર એમ માની લેવામાં આવે કે તમારા અસહકાર તથા વિરોધના પરિણામે અમારા સો અપરાધીઓ ન્યાયદેવતાના પંજામાંથી છટકી જશે; તો ભલે તે સો અપરાધીઓ છટકી જાય, પણ એક નિરપરાધીને અન્યાયથી શિક્ષા ન થવી જોઇએ, એ ન્યાયદેવતાનો સિદ્ધાંત છે અને ન્યાયદેવતાનો એ સિદ્ધાંત આ બે નિરપરાધિની વ્યકિતઓને તમારા કબ્જામાં સોંપી દેવાની ઘોષણા કરી કરીને અમોને ના પાડી રહ્યો છે. લાવણ્યસિંહજી, આજે સમસ્ત હિન્દુસ્થાનમાં દેશી રાજાઓ વિરુદ્ધ જે મહાભયાનક વાતાવરણ પ્રસરી ગયું છે અને દેશી રાજ્યોની પ્રજાઓ જીવપર આવી છાપાઓમાં તથા પરિષદોમાં હિન્દુસ્થાનનાં દેશી રાજયોને ઉથલાવી પાડવાના જે નાનાવિધ પ્રચંડ પ્રયત્નો કરી રહી છે તે તમારા મહારાજા ઇશ્વરસિંહજી જેવા કેટલા પ્રજાપીડક, અન્યાયપરાયણ, અત્યાચારી તથા દુશ્ચરિત્રશીલ દેશી

રાજાઓનાં પ્રજાપીડન, અન્યાય, અત્યાચાર તથા દુશ્ચરિત્રનું જ પરિણામ છે. એમ અત્યારે મારે સત્યના સમર્થનમાટે અત્યંત અનિચ્છાપૂર્વક કહેવું પડે છે એની મને ક્ષમા આપશો એવી આશા છે. વળી એવા દુરાચારી તથા અત્યાચારી દેશી રાજાઓને તમારા જેવા કુહાડાના હાથારૂપ ખુશામદી, સ્વાર્થસાધુ તથા દુરાચારી અમલદારો પણ મળી જાય છે; એ દેશી રાજ્યોનું એક વિશેષ દુર્ભાગ્ય છે. આવા અમુક પાપકર્મા રાજાઓનાં પાપ જે રાજાઓ ન્યાય, નીતિ તથા ધર્મના માર્ગે ચાલીને પોતાનાં રાજ્યોને સરળતાથી ચલાવી રહ્યા છે તે ન્યાયપરાયણ, નીતિમાન્, ધર્માત્મા, સદાચારી તથા સચ્ચારિત્ર્યશીલ રાજાઓને પણ નડયાં કરે છે; સૂકા સાથે લીલું પણ બળી જતું દેખાય છે અને 'એક પાપી આખી નૌકાને ડૂબાવે' એ ન્યાય અનુસાર અમુક અનાચરી તથા દુરાચારી રાજાઓના કારણથી બધાય દેશી રાજાઓ વગોવાય છે, નિન્દાય છે, હીણાય છે અને પ્રજાની નજરમાંથી નીચા પડતા જાય છે. પરમાત્મા આવા અનાચાર તથા અત્યાચારને માર્ગે ચઢી ગયેલા દેશી રાજ્યકર્તાઓને સદ્વિચાર તથા સદાચારને માર્ગે ચાલવાની સદ્બુદ્ધિ શીઘ્ર જ સમર્પે અને તેઓ પ્રજાભક્ષક મટીને પ્રજારક્ષક થઇ જાય એ જ પરમકૃપાસિંધુ પરમાત્માનાં ચરણોમાં મારી નિરંતર અભ્યર્થના છે. પરમાત્માએ મારા પૂર્વજોનાં તથા મારાં પોતાનાં પૂર્વપુણ્યોના પરિણામ અથવા ફળ તરીકે રાજમુકુટને મસ્તક પર ધારણ કરીને સિંહાસનપર વિરાજવાનો અવસર અને મેળવી આપ્યો છે; છતાં મારી પોતાની તો એ જ માન્યતા છે કે રાજા એટલે પ્રજાનો એક મોટામાં મોટો પગારદાર સેવક છે અને જે રાજા પોતાની અનિયંત્રિત રાજસત્તાથી પ્રજાને સુખદાયક થનારાં ધારાધોરણો અથવા કાયદા કાનૂનનો કોઇને પણ પૂછ્યા ગાછ્યા વિના ભંગ કરી શકે છે તે રાજાના કાયદા કાનૂનો વ્યર્થ છે અને જ્યારે રાજાઓ પોતાનાં 'ન્યાય' નામક શસ્ત્રને પોતાના હાથે જ ત્યજી દે છે, ત્યારે તેઓ મુકટધારણના અધિકારી હોવા છતાં રાજા રહેતા જ નથી; તેમની મોટી મોટી પદવીઓ પડછાયારૂપ થઇ જાય છે, તેમના રાજમુકુટ ઘાસના ટોપલા જેવા ગણાય છે અને એવા ભૂમિના ભારરૂપ રાજાઓના અંત અથવા વિનાશમાં જ પ્રજાનું કલ્યાણ સમાયલું અનુભવાય છે. મારા આ વિચારો તમારા મહારાજાધિરાજને અવશ્ય જણાવી દેજો અને તમો પોતે સુધરીને મહારાજાને પણ સુધારવાના પ્રયત્ન કરતા રહેજો. નહિ તો પછી મહારાજા ઇશ્વરસિંહજીનો વિનાશ નિકટવર્તી તથા અવશ્યંભાવી છે એ લક્ષમાં રાખી લેજો."

"હજી આ પૂરાવા જો ઓછા લાગતા હોય, તો મારે ભૂમંડલા-રાજ્યની નોકરી છોડીને આ રાજ્યની નોકરીને શા કારણથી સ્વીકારવી પડી છે તે કારણને તો તમો સારી રીતે જાણો જ છો." લેડી ડૉકટર કમલાબાઈ હવે પ્રસંગને આવેલો જાણીને નિર્ભયતાથી બોલાવા લાગ્યાં: "જો તમારી ઇચ્છા હોય, તો તમોએ તથા તમારા નરપિશાચ મહારાજાએ મારા પર લખેલી અશ્લીલ પ્રેમપત્રિકાઓને મેં મારી પેટીમાં હજી જાળવી રાખેલી હોવાથી અત્યારે જ લાવીને તમોને બતાવી દઉં અને તમારી તથા તમારા મહારાજાની પૈશાચિકતાને આ ક્ષણે જ સિદ્ધ કરી બતાવું. તમારા મહા-રાજાના રાજ્યમાં તો તે જ લેડી ડૉકટર તથા શિક્ષિકાઓથી રહી શકાય તથા લાભ મેળવી શકાય તેમ છે કે જેઓ રૂપાળી હોય, પોતે પણ છીનાળાં કરતી હોય અને તે ઉપરાંત હૅાસ્પિટલમાં આવનારી નવયૌવના રૂપસુંદરી રમણીઓ તથા શાળામાં ભણતી કુમારિકાઓને મહારાજાના તથા તમારા જેવા નરપિશાચોના શયનમંદિરમાં મોકલવાનાં દલ્લાલાં પણ ચાલાકીથી, તમારાં અત્યારનાં લેડી ડૉકટર તથા હેડમિસ્ટ્રેસ પ્રમાણે, કરી શકતી હોય! અમારા જેવા સાદાં, સીધાં, પોતાના ધર્મને જીવન કરતાં પણ અધિક માનનારાં અને પવિત્રતાની રક્ષામાટે પ્રાણનાં ય બલિદાન આપી દેનારાં બૈરાંને તમારા રાક્ષસરાજ્યમાં પાંચ હજારનો પગાર મળતો હોય તો ય ન પાલવે અને આ નટવરબંદરના રામરાજ્યમાં પાંચ રૂપિયાનો પગાર પણ પાલવે, સમજ્યા? આ નિરપરાધિની વ્યક્તિયોને તમો શું મોઢું લઈને પકડી જવાને આવ્યા છો એ હું તો સમજી જ નથી શકતી. નિર્લજ્જતા તથા નફ્ટાઈની પણ કાંઈ સીમા હોવી જોઈએ."

લાવણ્યસિંહ આ ચારે તર્ફના ફિટકારથી એવો તો ઝંખવાણો તથા ભોંઠો પડી ગયો કે તેના શરીરને વાઢો તો તેમાંથી લોહીનો એક છાંટો પણ ન નીકળે. તેને ઊઠતાં ભોંય ભારી દેખાવા લાગી. હવે બોલવાનો કોઈ પણ માર્ગ અથવા ઉપાય રહેલો ન હોવાથી તે પોતાનાં હથિયારોને હેઠાં મૂકીને ઢીલા ઢોલ વગાડતો કહેવા લાગ્યો કે: "મહારાજાધિરાજ, હું તો ચિઠ્ઠીનો ચાકર છું. અમારા મહારાજાનો સંદેશ પહોંચાડવાની મારી ફરજ બજાવતાં જો મારાથી કાંઈ વધારે પડતું બોલાઈ ગયું હોય તો તેની મને ઉદારતાથી ક્ષમા આપશો. આપ નામદારના જવાબ હું અક્ષરશઃ અમારા મહારાજાને સંભાળાવી દઈશ અને આપ નામદારના ઉપદેશ અનુસાર વર્ત-વાની પ્રાર્થના પણ કરીશ. મારે હવે વેળાસર ભૂમંડલા પહોંચવાનું હોવાથી હું આપ નામદારની રજા લઉં છું. કૃપા કરીને મારા પ્રતિ કોઈ પણ

પ્રકારની વક્રદષ્ટિ ન રાખશો."

'મારો તમારી સાથે કિંવા તમારા મહારાજા સાથે કોઇ પણ પ્રકારનો અંગત વૈરભાવ છે જ નહિ. જો એક દિવસ રોકાઇને અમારા આતિથ્યને તમોએ સ્વીકાર્યું હોત, તો મારા હૃદયમાં સંતોષ થાત. પણ તમોને ઊતાવળે ભૂમંડલા પહોંચવાનું હોવાથી હું પણ વિશેષ આગ્રહ કરીને તમોને રોકવાનું ઉચિત નથી ધારતો. બીજું કાંઇ કાર્ય હોય તો જણાવશો." મહારાજા કૃષ્ણસિંહજીએ અંતે પોતાના દેવસ્વભાવને દર્શાવનારો વિવેક દર્શાવ્યો.

લાવણ્યસિંહ મહારાજાનો ઉપકાર માની ત્યાંથી પોતાના સહચર સહિત ચાલતો થઇ ગયો. બીજલભાઇ મહારાજા કૃષ્ણસિંહજીને પોતાના સર્વસ્વની આહુતિ આપી દેવા છતાં પોતાના શરણાગત મીરમંગોલને તેના લોહીના તરસ્યા દુશ્મન અલ્લાઉદ્દીન ખૂનીના હાથમાં છેવટ સુધી પાછો ન સોંપનાર રણથંભોરના ચહુઆણકુલભૂષણ હઠવાદી હમ્મીર સાથે સરખાવવા લાગ્યો અને કોટિ કોટિ ધન્યવાદ આપવા લાગ્યો.

*　　　*　　　*　　　*

સ્ટીમર (આગબોટ)નો દિવસ આવતાં બીજલનાઇ પોતાના કુટુંબ સહિત સ્ટીમરમાં બેસીને મુંબઇ જવાને રવાના થઇ ગયો. વિધવા ઝવેરબાઇને મહારાજા કૃષ્ણસિંહજીની આજ્ઞા અનુસાર નટવરબંદરમાં જ ગુપ્ત નિવાસ આદિકની આવશ્યક વ્યવસ્થા કરી આપવામાં આવી.

*　　　*　　　*　　　*

ભૂમંડલામાં આવીને જ્યારે લાવણ્યસિંહે મહારાજા કૃષ્ણસિંહજીના ઉદ્ગારો પોતાના મહારાજા ઇશ્વરસિંહજીને કહી સંભળાવ્યા ત્યારે મહારાજા ઇશ્વરસિંહજીના કોપનો પારો એક સોને બાવીસ ડિગ્રી ઉપર ચઢી ગયો અને તેઓ અયોગ્ય કોપના આવેશમાં મહારાજા કૃષ્ણસિંહજીને ગમે તેવાં હલકાં વિશેષણોવડે વિભૂષિત કરવા મંડી ગયા. તેમના મુખમાંથી એવા ઉદ્ગારો પણ નીકળી ગયા કેઃ "હું ધર્મ તથા ન્યાયના એ પૂછડાને તથા એના રાજ્યને વખત આવતાં બિલકુલ પાયમાલ કરી નાખીશ અને આ અપમાનનો બદલો બરાબર વાળી લઇશ ! લાવણ્યસિંહજી, આ બીજલિયાએ ભણાવેલા પાઠથી આપણે હવે એ નિયમને ધ્યાનમાં રાખી લેવાનો છે કે જો કોઇ પણ શિકારને હવે ગાંઠવામાં આવે, તેની પાસેથી બનતાં લગી રોકડાં નાણાં જ કઢાવવાં અને ચેક મળે, તો તે ચેક જ્યાં સુધી મુંબઇ અથવા બીજા કોઇ નગરની બેંકમાં સ્વીકારાઇને તેના નાણાં આપણી બેંકને

ન મળી જાય ત્યાં સુધી તે શિકારને નજરકેદ રાખીને આપણી હદમાંથી બહાર પગ મૂકવા ન દેવો. બીજું, આપણા રાજ્યમાંથી ઘાસનો એક પૂળો પણ નટવરબંદર રાજ્યમાં ન જાય એવો સખ્ત હુકમ રાજ્યમાં ઢંઢેરો પીટાવીને સંભળાવી દો અને આપણા રાજ્યના જે જે વ્યાપારીઓ ઉપર નટવરબંદર રાજ્યના વ્યાપારીઓનાં નાણાં લેણાં પડતાં હોય તે નાણાં ભરપાઇ ન કરવાનો આપણા રાજ્યના વ્યાપારીઓને ખાનગી હુકમ પહોંચાડી દો; માત્ર એટલું જ નહિ, પણ જે વ્યાપારીઓ નટવરબંદરના વ્યપારીઓ સાથે ચોરી છુપીથી લેવડદેવડનો સંબંધ રાખતા જોવા કિંવા જાણવામાં આવે તે વ્યાપારીઓને મારી પાસે પકડી લાવો અને તેમની પાસેથી દંડ તરીકે નાણાં ઓકાવવાની કોશિશ કરો; કારણ કે, અત્યારે નાણાંની એટલી બધી જરૂર છે કે જો પંદરેક દિવસમાં ચારેક લાખ રૂપિયા એકઠા નહિ થઇ જાય, તો મારી આબરૂના કાંકરા થઇ જશે અને મારાં પોઝીશન ઉપર આપણી ખાડીનાં ખારાં પાણી ફરી વળશે. ચેકના લાખ રૂપિયા પણ ન મળ્યા અને અધૂરામાં પૂરું ખાતર પછવાડે દીવા પ્રમાણે પેલી રાંડીરાંડ મૂંડકી ઝવેર પણ પાંચ હજાર મૂંડી ગઇ ! એ રાંડ પાસેથી પણ એની ચાલાકીનો બદલો આપણે લેવો જ જોઇએ. ઠીક છે; વખત આવતાં જોઇ લેવાશે."

ચાલો, ત્યારે, પાઠકો તથા પાઠિકાઓ, આપણે પણ હવે બીજલભાઇની પાછળ મુંબઇની દિશામાં પ્રયાણ કરી જઇએ અને આપણી નવલકથાનાં ઘણાંક ભદ્ર તથા અભદ્ર પાત્રો પોતપોતાનાં ભદ્ર તથા અભદ્ર કાર્યોની સિદ્ધિમાટે મુંબઇમાં વિરાજતાં હોવાથી તેમની કેટલીક શુભ તથા અશુભ પ્રવૃત્તિયોનું આવશ્યક અવલોકન કરી લઇએ.

---

## પ્રકરણ ૨૨ મું

### પાપકર્મોના પ્રકાશનો પ્રારંભ

મહારાજા ઇશ્વરસિંહજીનાં મહારાણી આનંદકુમારીબા સાહેબે મુંબઇમાં મિસ્ટર આનન્દશંકરભાઇ એમ. એલ. સી. દ્વારા વરલીના સમુદ્રતીરપ્રાંતમાંના એક બંગલાને ભાડે રાખી લઇને તે બંગલામાં જ નિવાસ કરવા માંડયો હતો એનો ઉલ્લેખ તો પૂર્વે કરાયલો જ છે. પેલી જાગીરદાર વિધવાને પણ મહારાણી સાહેબ, તેનાં સંતાનો સહિત, મુંબઇમાં લઇ આવ્યાં હતાં એટલે તે પણ મહારાણી સાહેબની સાથે જ રહેતી હતી. આનંદશંકરભાઇ, તેમનાં પત્ની તથા પુત્રી; બાલવિધવા કલ્યાણી, તેની માતા તથા તેની

ભાભી અને વસંતકુમારી અથવા નૂરી તેમ જ પ્રતાપસિંહ આદિક ભદ્ર વ્યક્તિયો વારંવાર મહારાણી સાહેબને મળવામાટે એ બંગલામાં આવતી હતી અને વસંતકુમારીમાંથી નૂરી થયેલી ધર્મભ્રષ્ટા રાજપૂત કુમારિકાને જો શુધ્ધીકરણદ્વારા વસંતકુમારી બનાવી શકાતી હોય તો તે કાર્યમાટે નાણાંની જે કાંઇ સહાયતા જોઇએ તે આપવાની તથા વસંતકુમારીને પોતાના ખર્ચે પ્રતાપસિંહ સાથે પરણાવી દેવાની ઉદારહૃદયા તથા હિન્દુ-સ્વાભિમાનિની મહારાણીશ્રીએ વારંવાર પોતાની ઇચ્છા દર્શાવેલી હોવાથી આનંદશંકરભાઇએ દિલ્લીથી ભારતીય હિન્દુ શુદ્ધિસભાના બે નેતાઓને મુંબઇમાં બોલાવીને નૂરીના શુદ્ધીકરણની વ્યવસ્થા કરી દીધી હતી. ભારતીય શુદ્ધિસભાના દિલ્લીથી પધારેલા બે નેતાઓમાંના એક સ્વામી વિશ્વાસાનંદ હતા, અને તેમણે જ પોતાના જ વરદ હસ્તથી વૈદિક વિધિપૂર્વક નૂરીની શુદ્ધિ મુંબઇના આર્યસમાજમંદિરમાં મુંબઇના અનેક સંભાવિત આર્યસમાજિષ્ટ તથા સનાતનધર્માવલંબી સદ્ગૃહસ્થો તથા સન્નારીઓ સમક્ષ જયઘોષણા સહિત કરી દીધી હતી; શુદ્ધીકરણ પછી તેને પુનરપિ તેના પૂર્વ નામ ‘વસન્તકુમારી’ ને ધારણ કરવાનો અધિકાર સમર્પી દીધો હતો અને પ્રતાપસિંહ તેની સાથે લગ્નગ્રંથિથી બંધાવાને તૈયાર હોવાથી ત્યાં તથા તે ક્ષણે જ વૈદિક લગ્નવિધિથી તેના તથા પ્રતાપસિંહના દાંપત્યસંબંધને પણ સાંધી આપ્યો હતો. આ પ્રસંગે ધર્મભ્રષ્ટોના શુદ્ધીકરણની આવશ્યકતાના સંબંધમાં અને જે જે ધર્મભ્રષ્ટ સ્ત્રીપુરુષોનાં યથાવિધિ શુદ્ધીકરણ કરવામાં આવ્યાં હોય તે શુદ્ધીકૃતા વ્યક્તિયોને તેમની સાથે કોઇ પણ પ્રકારનો ભેદભાવ ન રાખતાં સર્વ પ્રકારે અપનાવી લઇને તેમની સાથે રોટીવ્યવહાર તથા બેટીવ્યવહારને એકદમ ચાલૂ કરી દેવાના સંબંધમાં સ્વામી વિશ્વાસાનન્દે જે પ્રમાણપુરઃસર મહાપ્રભાવશાળી વ્યાખ્યાન આપ્યું હતું તેનો શ્રોતૃવૃન્દનાં હૃદયોમાં એવો તો અપૂર્વ પ્રભાવ પડી ગયો હતો કે તે જ દિવસે નિયત કરાયલા આનંદભોજનના સમારંભમાં પોતાની હાજરી આપીને અનેક સનાતનધર્માવલંબી અથવા આભડછેટિયાં હિન્દુ સ્ત્રીપુરુષોએ પણ શુદ્ધીકૃતા વસંતકુમારીનાં પીરસેલાં મિષ્ટાન્નો ઉપરાંત દાળભાત સુદ્ધાં પણ આરોગી લીધાં હતાં અને તેથી વસંતકુમારીના હર્ષ તથા આનન્દનો પરમાવધિ થઇ ગયો હતો; તેના હૃદયમાં વારંવાર હર્ષ તથા આનન્દના અવર્ણનીય, અનિર્વચનીય તથા સ્વસંવેદ્ય ઉમળકા આવ્યા કરતા હતા; કારણ કે, હિન્દુસમાજ તે પતિતાને આટલા અનુરાગથી અપનાવી લેશે, તેના પ્રતિ આટલી સીમાપર્યન્ત અભેદભાવ દર્શાવશે, આટલી સીમા પર્યન્ત આત્મીયતાનો પરિચય કરાવશે અને તેના અવતારને આટલી સીમા

પર્યન્ત સુધારી દેવાની ઉદારતા સંસારને ચકિત કરી નાખશે એવી તેના હૃદયમાં પ્રથમ લેશમાત્ર પણ આશા હતી જ નહિ: પ્રતાપસિંહે તેની સાથે પરણવાના વચનને અક્ષરશઃ પાળી બતાવેલું હોવાથી વસન્તકુમારી તેને દેવપુરુષ માનવા લાગી હતી અને તેણે પતિસેવાને પોતાના ધર્મ તરીકે સ્વીકારી લીધી હતી. આ શુદ્ધીકરણ તથા લગ્નના સમારંભમાં મહારાણી આનંદકુમારી બા સાહેબ પણ પોતાની દાસીઓ તથા જાગીરદાર વિધવા સહિત પધાર્યાં હતાં અને જે વેળાયે વસંતકુમારીનું પ્રતાપસિંહે પાણિગ્રહણ કર્યું તે વેળાયે પોતાની દાસી યમુનાદ્વારા મોતીનો હાર, હીરાની વીંટી તથા બે પોશાક મોકલીને શુભ આશીર્વાદ કહાવ્યા હતા; કારણ કે, તેઓ પોતે ઉપર ગેલેરીમાં પડદામાં વિરાજેલાં હતાં અને પોતે પર્દાનશીન હોવાથી તેમનાથી નીચે લોકસમુદાય સમક્ષ આવીને એ ભેટ તથા આશીર્વાદ આપી શકાય તેમ ન હોતું.

પ્રતાપસિંહ મહારાજા ઇશ્વરસિંહનો ભાયાત થતો હોવાથી અને તેના અનેકાનેક સદ્‌ગુણોના યોગે ગુણગ્રાહિકા મહારાણીશ્રી તેનામાં પોતાના પુત્ર પ્રમાણે પ્રેમ રાખતાં હોવાથી તેમ જ વસન્તકુમારીએ પણ પોતાના વિવેક, નમ્રતા, મંજુલ ભાષણ તથા સદ્‌વર્તન આદિક ગુણો વડે મહારાણીશ્રીના હૃદયને જીતી લીધેલું હોવાથી એ નવવિવાહિત દંપતીને મહારાણીશ્રીએ પોતાના બંગલામાં થોડાક દિવસ પોતાની સાથે જ રાખવાની પ્રથમથી જ યોજના કરી રાખી હતી એટલે પરણ્યા પછી એ નવવિવાહિત દંપતી વસંત-પ્રતાપ વરલી ઉપરનાં મહારાણીશ્રીના બંગલામાં જ વસતાં હતાં. આ ઘટનાના સમાચાર મહારાજા ઇશ્વરસિંહજીને પહોંચતાં મહારાજા સાહેબ આગ ભભૂકા થઇ ગયા હતા અને દાસી યમુનાદ્વારા મહારાણીના થનારા મૃત્યુની કાક-દૃષ્ટિથી તથા અધીર હૃદયથી પ્રતીક્ષા કરી રહ્યા હતા; પરંતુ તેઓ એ રહસ્યને જાણતા ન હોતા કે પરમાત્મા ધર્મશીલા મહારાણીનો રક્ષક હોવાથી તેમના મૃત્યુના સમાચારને સાંભળવાની તેમની આશા તેમના આ ભવમાં તો પૂરી થઇ શકે તેમ હતું જ નહિ.

* * * *

ભૂમંડલાના અત્યાચારી મહારાજાના સંબંધમાં બીજી જે એક જાણી રાખવા યોગ્ય ઘટના ઘટી હતી તે એ હતી કે ભૂમંડલા રાજધાનીમાં પોતાનાં ધન, માલ તથા આબરૂ ઇજ્જતની જરા ય સલામતી ન જોઇને તેમ જ પોતાની વહુદીકરીઓની પવિત્રતાને અષ્ટોપ્રહર ભયમાં જોઇને ભૂમંડલાના કેટલાક પ્રતિષ્ઠિત તથા સાધનસંપન્ન નાગરિકો એક પછી એક

મુંબઈ ચાલ્યા આવ્યા હતા; મહારાજાના અત્યાચારથી પીડાયલા ધર્મગુરુઓ પણ મુંબઈમાં આવી લાગ્યા હતા અને તેમણે ભૂમંડળની બ્યાપાર તથા વ્યવસાયના કારણથી મુંબઈમાં વસતી પ્રજાનાં હૃદયોને મહારાજાના પૈશાચિક અત્યાચારોની નાનાવિધ કથાઓ સંભળાવીને ખળભળાવી દીધાં હતાં. એ ખળભળાટના પરિણામે મહારાજા ઇશ્વરસિંહજીના અત્યાચારો વિરુદ્ધ પ્રોટેસ્ટ કરવામાટે ગ્રાંટરોડ પિલ્હાઉસ ઉપરની વિકટોરિયા નાટકશાળામાં ભૂમંડલાનાં મુંબઈનિવાસી નાગરિકો તથા નાગરિકાઓની એક પ્રચંડ સભા ભરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો અને એ સભામાટે જે દિવસ નિયત કરાયલો હતો તે જ દિવસે સવારમાં દશ વાગે બીજલભાઇ પણ નટવરબંદરથી મુંબઈ અંદર આવી પહોંચેલો હોવાથી તેને પણ એ સભામાં પોતાની હાજરી આપવાનો અવસર અનાયાસ પ્રાપ્ત થઇ ગયો હતો. આ સભામાં ભૂમંડલાનાં મુંબઈનિવાસી નાગરિકો તથા નાગરિકાઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી; માત્ર એટલું જ નહિ, પણ મહારાણી આનંદકુમારી બા સાહેબ પણ આ સભામાં પધાર્યાં હતાં અને ઉપરના બૉક્સમાં ચક નખાવીને ચકની પાછળ વસંતકુમારી, જાગીરદાર વિધવા, દાસી યમુના તથા કલ્યાણી આદિક નારીમંડળ સાથે બેઠાં હતાં. આ સભાનું અધ્યક્ષપદ રા. આનંદશંકરભાઇને આપવામાં આવ્યું હતું. આનંદશંકરભાઇ તથા પ્રતાપસિંહદ્વારા મુંબઇમાં ભૂમંડલાપતિ ઇશ્વરસિંહજી મહારાજ વિરુદ્ધ થતી સર્વ પ્રવૃત્તિયોના મહારાણીશ્રીને સંપૂર્ણ સમાચાર યથાસમય મળી જતા હતા અને તેથી મહારાણીશ્રી આવી સભાઓમાં ભાગ લઇ શકતાં હતાં. અસ્તુ.

સભામાં કેટલાક યોગ્ય પુરુષોએ મહારાજા ઇશ્વરસિંહજીના નાનાવિધ પૈશાચિક અનાચારો તથા અત્યાચારોનાં હૃદયભેદક વર્ણનો કરી સંભળાવ્યાં; મહારાણી સાથે બેઠેલી જાગીરદાર વિધવાએ પણ, તેના હૃદયનો વિક્ષોભ અનિવાર્ય થતાં, મહારાણીની આજ્ઞા લઇ નીચે રંગભૂમિપર આવીને મહારાજાએ તેના શિરપર જે જે અન્યાયો તથા અત્યાચારોની વૃષ્ટિ વર્ષાવી હતી તે સર્વ અન્યાયો તથા અત્યાચારોનો વૃત્તાંત હૃદયદ્રાવક વાણીથી કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી સંભળાવ્યો અને બીજલભાઇએ પણ ભૂમંડલાપતિના લૂટણિયા ધંધાની ગાથા અસરકારક શબ્દોમાં ગાઇ સંભળાવી. આવી રીતે ભિન્ન ભિન્ન વ્યક્તિયોનાં વ્યાખ્યાનોએ સભાનો લગભગ બે કલાક જેટલો સમય લઇ લીધો અને ત્યાર પછી અધ્યક્ષ મહાશય પોતાના વિચારોને દર્શાવતા ગંભીરતાથી બોલવા લાગ્યા કેઃ—

"મુંબઇમાં વસતાં ભૂમંડલાનિવાસી સદ્દગૃહસ્થો તથા સન્નારીઓ,

આપણી જન્મભૂમિની ભિન્ન ભિન્ન પ્રતિષ્ઠિત વ્યક્તિયોએ આપણા મહારાજાધિરાજ ઇશ્વરસિંહજી બહાદુર (?) ના જે જે અમાનુષ તથા પૈશાચિક અત્યાચારોનાં વર્ણનો કરી સંભળાવ્યાં છે તે તો ફક્ત નમૂનારૂપ જ છે; કારણ કે, આપણા એ મહારાજાશ્રીના સર્વ અન્યાયો, અનાચારો તથા અત્યાચારોના પ્રકાશમાટે તો 'મિસ્ટ્રીજ ઑફ ધિ કોર્ટ્સ' ઑફ લંડન' નામક ગ્રંથ જેવા 'મિસ્ટ્રીજ ઑફ ધિ કોર્ટ' ઑફ ભૂમંડલા' નામક એક પ્રચંડ ગ્રંથના નિર્માણની આવશ્યકતા છે; પરંતુ ખેદનો વિષય છે કે, મિસ્ટર રેનૉલ્ડ જેવો એવા ગ્રંથનો નિર્માતા કોઇ દેશભક્ત, પ્રજાહિતવાદી તથા અનન્યપ્રતિભાશાળી ગ્રંથકાર આપણા ભૂમંડલા રાજ્યમાં અત્યારે કોઇ પણ નથી, અને ધારો કે એવો કોઇ ઉત્તમ લેખક અથવા ગ્રંથકાર મળી આવે, તો તે ગ્રંથકારને જોઇતી સર્વ સહાયતાઓ આપવાની ઉદારતાનો આપણામાં અભાવ છે; કારણ કે, આવા સત્યવાદાત્મક અથવા દિગંબરસત્યપ્રકાશક ગ્રંથો લખવામાં તેમ જ છપાવીને પ્રકટ કરવામાં અનેક પ્રકારનાં ભયંકર જોખમ સમાયલાં હોય છે અને સંપૂર્ણ આર્થિક સહાયતા મળ્યા વિના એ ભયંકર જોખમોને માથાપર વ્હોરી લેવાને કોઇ પણ લેખક અથવા ગ્રંથકાર તૈયાર થઇ જાય એ સર્વથા અશક્ય તથા અસંભવનીય છે. અસ્તુ: હવે હું તમોને આપણા મહારાજાના એક નવીન અત્યાચારના સમાચાર અત્યારે સંભળાવું છું. મને ભૂમંડલારાજ્યમાં નોકરી કરતા મારા એક વિશ્વાસપાત્ર મિત્રનો કાગળ આજે અગિયાર વાગે મળ્યો છે અને તેમાં મહારાજાએ ભૂમંડલામાં અચાનક પાંચ હિન્દુ યુવકોને વૉરંટથી પકડાવીને લૉકઅપમાં પૂરાવી દેવાના સમાચાર લખાયલા છે. આજકાલ કેટલાંક વર્તમાનપત્રોમાં આપણા મહારાજા વિરુદ્ધ જે લેખો વારંવાર પ્રકટ થતા રહે છે તે વર્તમાનપત્રોમાંના લેખોમાં આવતી ખરેખરી હકીકત આ યુવકો જ પૂરી પાડતા રહે છે અને એઓ રાજ્યને ઉથલાવી પાડવાનાં કાવત્રાં કરી રહ્યા છે એવો એમના ઉપર હાલ તરત આરોપ મૂકવામાં આવ્યો છે; પરંતુ એ આરોપને સાબિત કરવામાટે જોઇતા પૂરાવા રાજ્ય પાસે ન હોવાથી એ યુવકોને કાયદાને ખીંટીયે લટકાવીને મૅજિસ્ટ્રેટ આગળ રજૂ કર્યા વગર આજે પાંચ દિવસથી ભાર્ગવરામભાઇની હવેલીમાં તથા જીવતા શયતાનના ડેલામાં જૂદા જૂદા પૂરી રાખવામાં આવ્યા છે અને તેમને હેરાન કરવામાં કોઇ પણ જાતની કચાશ રાખવામાં નથી આવતી. તેમને પેટ ભરીને ખાવાનું પણ બે વાર આપવામાં આવતું નથી; તેમનાં આત્મીય જનોને તેમની આગળ કોઇ પણ સંયોગોમાં ફરકવા દેવામાં આવતાં નથી;

તેમને અપમાનકારક વિશેષણો તથા ભૂંડી ગાળો વિના તો બોલવામાં જ નથી આવતા; તેમને માર પણ વારંવાર મારવામાં આવે છે અને 'હવે તો તમારાં મડદાં જ જેલમાંથી બહાર નીકળવાનાં છે ને તમારી વિધવા પત્નીઓને તમારાં મૃતશરીરોનાં જ દર્શન થવાનાં છે' આવી જાતની ધમકીઓ તો તેમને ચોવીસે કલાક અપાતી રહે છે. આ પાંચ યુવકોને પકડવા ઉપરાંત અનેક પ્રતિષ્ઠિત નાગરિકોનાં ઘરોની જડતીઓ લેવામાં આવી છે અને એક સુભાગી યુવક આ ધરપકડની ઘટનાથી એક માસ પૂર્વે સ્વભાવિક જ મુંબઇ ચાલ્યો જતાં મહારાજાના સાંડસામાંથી છટકી ગયેલો હોવાથી ભૂમંડલાના મહારાજાના પાળેલા કૂતરા જેવા સ્વાર્થસાધુ તથા ઉદરપરાયણ ગિરિરાજદાસ, સાધનદાસ તથા સ્ટેટના સી. આઇ. ડી. ખાતાના શિવજીવનદાસ જેવા અમલદારો તે યુવકને પકડીને ભૂમંડલામાં લઇ આવવામાટે આકાશ તથા પાતાળને એક કરી રહ્યા છે અને માખણના ભાવને એકદમ વધારી રહ્યા છે; કારણ કે, અમુક વર્તમાનપત્રમાં છપાયલા એ ત્રણ મહાભયંકર લેખો, મહારાજાના એક ઇટાલિયન લેડી સાથેના ગુપ્તપ્રેમ અથવા વ્યભિચારના પાપને પ્રકાશમાં લાવનારા લેખો, એ યુવકના લખેલા છે એમ જ તેમણે ગમે તે કારણવશાત્ માની લીધું છે; મહારાજાને એ યુવક વિરુદ્ધ ભંભેરીને ભૂત બનાવી દીધા છે અને તેથી મહારાજા એ યુવકના લોહીના તરસ્યા થઇ રહ્યા છે............ ...."

"તે યુવક અત્યારે આ સભામાં હાજર છે." કેટલાક યુવકોએ સભામાંથી વચ્ચે જ પોકાર કર્યો અને તેથી અધ્યક્ષના ભાષણમાં વચ્ચે સ્વલ્પ ખંડ પડી ગયો.

"જો એ સુભાગી યુવકની કાંઇ બોલવાની ઇચ્છા હશે, તો એને બોલવાનો હું અવસર આપીશ" આ પ્રમાણે ઉત્તર આપીને અધ્યક્ષ મહાશય પોતાના ભાષણને આગળ લંબાવતા બોલવા લાગ્યા કે: "એ ઉપરાંત મુંચાણા ગામ તથા મહાલના ખેડુતો ઉપર મહારાજા પોતાના પશુબળને વાપરવાના નિશ્ચયપર આવી લાગ્યા છે અને જો સમય જાય છે તેમાં મુંચાણામાં બનારા માનવહત્યાકાંડના મહાશોકવર્ધક સમાચાર આપણા સાંભળવામાં આવશે, એમ મારા મિત્ર નિશ્ચયપૂર્વક લખી રહ્યા છે. મુંબઇમાં તેમની મોકલેલી એક ચંડાળ ચોકડી વળી એક એવા પ્રકારના પાપકર્મને સિદ્ધ કરવાના પ્રયત્નમાં લાગેલી છે કે જો તે ચંડાળ ચોકડીના હાથે એ પાપકર્મ પૂર્ણ થઇ જશે, તો તે એક જ પાપકર્મ મહારાજાના સર્વનાશને

ખેંચી લાવવામાટે પર્યાપ્ત છે. આવી પરિસ્થિતિમાં મુંબઇમાં એક 'ભૂમંડલાનિવાસી પ્રજામંડળ'ને સ્થાપવાની તથા આપણી આ ફરિયાદોને તે મંડળદ્વારા બ્રિટિશ ગવર્ન્મેન્ટના કાને પહોંચાડવાની અત્યંત અનિવાર્ય તથા તાત્કાલિક આવશ્યકતા છે એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ; કારણ કે, હવે મૌન તથા સહિષ્ણુતા આપણા શત્રુની ગરજ સારનારાં જ થઇ પડશે એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી."

અધ્યક્ષ આનન્દશંકરભાઇના આ પ્રસ્તાવને સર્વ શ્રોતાઓએ એકવાક્યતાદર્શક અથવા સંમતિદર્શક તાળીઓના ગગડાટથી વધાવી લીધો અને 'શુભકાર્યનો આરંભ શીઘ્ર જ થવો જોઇએ' એ ન્યાય અનુસાર એ સ્થળે ને એ પળે જ 'ભૂમંડલાપ્રજાહિતવાદી મંડળ' નામક મંડળની સ્થાપના કરી દેવામાં આવી. આનન્દશંકરભાઇને જ એ મંડળના ત્રૈવાર્ષિક અધ્યક્ષ સ્થાપવામાં આવ્યા; પ્રતાપસિંહ તથા જટાશંકર (બાલવિધવા કલ્યાણીના સહોદર) ને જૉઇન્ટ (સંયુક્ત) સેક્રેટરીઓ (મંત્રીઓ) તરીકે નીમવામાં આવ્યા; શેઠ બીજલભાઇ કોષાધ્યક્ષ અથવા ખજાનચી તરીકે ચૂંટાયા; આનંદશંકરભાઇના પ્રસ્તાવથી વકીલ છગનલાલભાઇને એટલામાટે ઉપપ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા કે જેથી કોઇ વાર આનન્દ શંકરભાઇની ગેરહાજરી હોય તો ઉપપ્રમુખથી તાત્કાલિક કાર્ય કરી શકાય અને મંડળના કાર્યમાં કોઇ પણ પ્રકારની અકારણ બાધા ન થવા પામે. તે ક્ષણે જ એ મંડળના છ સોથી ઉપર સભાસદો અથવા મેમ્બરો થઇ ગયા અને તેમાંના લગભગ ચાર સો મેમ્બરોએ તો વાર્ષિક લવાજમના છ છ રૂપિયા ત્યાં જ રોકડા આપી દીધા એટલે અધ્યક્ષના ટેબલ્ પર રોકડા રૂપિયા અને પાંચ પાંચ તથા દશ દશની નોટોનો ઢગલો જ થઇ ગયો. ભૂમંડલાનિવાસી પ્રજાજનો મહારાજા ઇશ્વરસિંહના અતિશય વિરોધી થઇ ગયા હતા અને તેથી આજની સભામાં અતિશય ઉત્સાહમાં આવી ગયા હતા. આવી રીતે રૂપિયાનો ઢગલો થતાં જ્યારે પ્રજાહિતવાદી મંડળના કાર્યાલયમાટે મકાન ભાડે રાખવાની વાત નીકળી એટલે એક ગૃહસ્થ ઊભો થઇને કહેવા લાગ્યો કેઃ-

"આ સેવકની માલિકીનો એક માળો કાલબાદેવી રોડ ઉપર આવેલો છે એ તો આપ જાણો છો. મારા માળામાં પહેલે દાદરે ગઇ કાલે જ એક દીવાનખાનું અને એક ઓરડી ખાલી થયાં છે તેનું ભાડું જો કે માસિક રૂપિયા એકાવન છે; પરંતુ હું પણ ભૂમંડલાનો નિવાસી હોવાથી નામમાત્રના ભાડા તરીકે માસિક માત્ર એક જ રૂપિયો લઇને એ

મકાન આપણા પ્રજાહિતવાદી મંડળને આપવામાટે તૈયાર છું; માત્ર એટલું જ નહિ; પણ જાજમ, ખુરસીઓ, ટેબલ તથા એવી જ બીજી જે કાંઇ પણ વસ્તુઓ મારા ઘરમાં હશે તો ઘરમાંથી આપીશ અને ઘરમાં નહિ હોય તેવી આવશ્યક વસ્તુઓ બજારમાંથી મારા પોતાના ખર્ચે મંગાવી આપીશ."

"બ્રેવો, બ્રેવો" ઉત્સાહમાં આવી જઇને સર્વ શ્રોતાઓએ આ ધન્યવાદસમર્પક શબ્દોના ઉચ્ચારથી નાટકશાળાને નિનાદિત કરી દીધી.

"મારી એક પ્રાર્થના એ છે કે, આપણા પ્રજાહિતવાદી મંડળના કાર્યાલયમાં પ્રાતઃસ્મરણીય મહારાણા પ્રતાપ, પૃથ્વીરાજ ચહુઆણ, મહારાણા રાજસિંહ, વીરવર્ય રાઠોડ દુર્ગાદાસ અને શિવાવતાર શૂરવીર શિવાજી આદિક સદ્ગત આદર્શ હિન્દુ રાજપુરુષોના તેમ જ અત્યારના જે દેશી રાજાઓ એ આદર્શ હિન્દુ રાજપુરુષોને પગલે ચાલીને પોતાના 'પ્રજાપાલક' વિશેષણની સાર્થકતા કરી રહ્યા હોય તેવા વર્તમાન દેશી રાજાઓનાં સુંદર ચિત્રો અવશ્ય રાખવાં અને તેમને નિત્ય પુષ્પમાળાઓ વડે વિભૂષિત કરવાં કે જેથી આપણે રાજસંસ્થા તથા રાજાઓના પોતાના વિરોધી નથી; કિંતુ કેવળ રાજાઓના અનાચાર તથા અત્યાચારના જ વિરોધી છીએ અને જે રાજાઓ પોતાના સદ્ગુણોના યોગે પોતાની કીર્તિને અમર કરી ગયા છે તેમની તો અમો પૂજા જ કરીએ છીએ એ આપણો મૌલિક આશય સ્પષ્ટ સ્વરૂપમાં સર્વના જોવા તથા જાણવામાં આવી જાય." એક તરુણ નાગરિકે ઊભા થઇને આ પ્રસ્તાવ રજૂ કર્યો.

"આ દરખાસ્તને હું ટેકો આપું છું અને એ સર્વ આદર્શ હિન્દુ મહારાજાઓનાં સારામાં સારાં ચિત્રો મંડળના કાર્યાલયને મારા પોતાના ખર્ચે ભેટ આપવાનું જાહેર કરું છું." મકાન આપવાની ઉદારતા દર્શાવનાર ગૃહસ્થે જ આ ઉદારતા દર્શાવી.

"આ વ્યવસ્થા ઘણી જ ઉત્તમ છે; પરંતુ એની સાથે જે જે ભૂતકાલિક હિન્દુ રાજાઓએ પોતાના હિન્દુધર્મ, પોતાની હિન્દુજાતિ તથા પોતાની જનની જન્મભૂમિનો દ્રોહ કર્યો હોય; પોતાની પ્રજાના શિરપર અત્યાચારોની વૃષ્ટિ વર્ષાવી હોય અને અત્યારના સમયના જે દેશી રાજાઓ એ ભૂતકાલિક દેશદ્રોહી, ધર્મદ્રોહી, જાતિદ્રોહી તથા પ્રજાદ્રોહી રાજાઓને પગલે ચાલીને આપણા મહારાજા ઇશ્વરસિંહજી પ્રમાણે પોતાના પાલક તરીકેના ધર્મને ભૂલી જઇને પ્રજાપીડનદ્વારા કેવળ પાપના જ ગાંસડા પોટલા બાંધી રહ્યા હોય તેવા દુષ્ટ રાજાઓનાં ચિત્રોને પણ

પ્રજાહિતવાદી મંડળના કાર્યાલયમાં રાખીને નિત્ય એટલામાટે ખાસડાંના હારવડે વિભૂષિત કરવાં જોઇએ કે જેથી પ્રજા દેવમૂર્તિ રાજાઓને પૂજવાની ઉદારતા પણ દર્શાવી શકે છે અને પિશાચમૂર્તિ રાજાઓને ખાસડાંના હારથી નવાજવાની હિમ્મત પણ બતાવી શકે છે, એ વાર્તા સર્વના જોવા તથા જાણવામાં આવી જાય અને એવા દુષ્ટ રાજાઓને કાને આ વાત પહોંચતાં તેમના કાન પણ ઊભા થઇ જાય !" જેને સભામાં પધારેલા શ્રોતાઓનો મોટો ભાગ દીઠે ઓળખતો ન હોતો તેવા એક દૂબળા પાતળા, શીળીના દાગથી શોભતા મુખવાળા, આપાદમસ્તક ખાદીધારી ને ચશ્માધારી યુવકે છેક પાછલા ભાગમાં પોતાના બેસવાના સ્થાન ઉપર ઊભા થઇને અત્યંત આવેશપૂર્વક આ બૉમ્બ ગોળા જેવી દરખાસ્ત રજૂ કરી દીધી અને તેની આ દારુણ દરખાસ્તને સાંભળીને સમસ્ત જનસમુદાયનાં નેત્રો તેના મુખમંડળમાં સ્થિર થઇ ગયાં.

"ભાઇ, તમારો આ પ્રસ્તાવ યોગ્ય હોવા છતાં વ્યવહારમાં યોજવા યોગ્ય નથી. જે રાજાઓ ધર્મ, ન્યાય, નીતિ, પ્રજા તથા પોતાના આત્મીય જનોનો પણ ભયંકર દ્રોહ કરી રહ્યા છે તેમના ગળામાં ખાસડાંના હાર પડવાનો સમય બહુ જ નિકટમાં આવી પહોંચ્યો છે; કાળ મહારાજા પોતાનું કાર્ય કરી રહ્યો છે એટલે એ કાર્ય કાળ મહારાજાને જ કરવા દ્યો અને યોગ્ય તથા પૂજ્ય રાજ્યકર્તાઓને પૂજવાનું કાર્ય આપણા માટે રહેવા દ્યો. એનું બીજું કારણ એ છે કે એવા દુષ્ટ રાજાઓનાં ચિત્રોને આપણા મંડળના કાર્યાલયમાં રાખવાથી આપણા કાર્યાલયની દીવાલો પણ અભડાઇ જશે અને એમનાં ચિત્રોના દર્શનથી આપણાં નેત્રો પણ વારંવાર અપવિત્ર થતાં રહેશે. આપણે તો એમ જ બતાવવાનું છે કે એ દુષ્ટ રાજાઓનાં ચિત્રોને મંડળના મકાનમાં રાખવા જેટલી પણ આપણે એ દુષ્ટ રાજાઓની કીમત નથી આંકિતા." અધ્યક્ષ આનન્દશંકર ભાઇએ તે યુવકને માઠું ન લાગે તેવી રીતે યોગ્ય કારણો દર્શાવીને તેના એ પ્રસ્તાવનો નિષેધ કરી દીધો અને આનન્દશંકરભાઇનો એ નિર્ણય સર્વમાન્ય થતાં દેવમૂર્તિ રાજાઓનાં ચિત્રોને મંડળના કાર્યાલયમાં રાખવાનો નિશ્ચય કરવામાં આવ્યો.

મહારાણી આનંદકુમારી બા સાહેબે ભૂમંડલ રાજ્યના પ્રજાજનોના એ પ્રજાહિતવાદી મંડળને સહાયતા તરીકે રૂ. ૧૦૦૧) એક હજાર ને એક રૂપિયાની રકમ 'એક પ્રજાહિતવાદિની મહિલા'ના ગુપ્ત નામથી જાગીરદાર વિધવાદ્વારા એ ક્ષણે જ મોકલી આપી અને એ સહાયતાનો અધ્યક્ષના મુખથી જ્યારે પ્રકાશ થયો ત્યારે સભાગૃહને સભાસદોએ પાંચ

મિનિટ પર્યન્ત હર્ષદર્શક તાળીઓના ગગડાટથી ગજાવી મૂક્યું અને સર્વજનો એ 'પ્રજાહિતવાદિની મહિલા' ને કોટિ કોટિ ધન્યવાદ આપવા લાગ્યા. આવી આશાદર્શિની પરિસ્થિતિને જોઇને અધ્યક્ષ આનંદશંકરભાઇ ગંભીરતાથી કહેવા લાગ્યા કે:–

"આજના અત્યંત આશાવર્ધક આરંભને જોઇને 'Well begun is half done' એ અંગ્રેજી કહેવત પ્રમાણે મને તો આપણા આરંભેલા કાર્યની અડધી સફળતા તો અત્યારે જ થઇ ગયેલી દેખાય છે એટલે પરમાત્માની કૃપાથી આપણે આ કાર્યમાં અવશ્ય સંપૂર્ણ સફળતાને મેળવી શકીશું અને ભૂમંડલાની પ્રજાની પીડાને અવશ્ય ટાળી શકીશું, એવો મારા અંતરમાં આત્મનાદ થયા કરે છે. હવે મારે એક બીજી વાર્તા આપ બંધુજનો તથા સન્નારીઓને જણાવવાની છે અને તે એ કે તમારી આસપાસ જે અમુક વ્યક્તિયો પોતાની પૉકેટ ડાયરીઓમાં અમુક શબ્દોની તથા ઘટનાઓની નોંધ લેતી બેઠી છે તેમને જોઇ લ્યો. તમો જાણો છો કે એ વ્યક્તિયો કોણ છે! એઓ આપણા સર્વગુણસંપન્ન મહારાજાશ્રીના પૈસાથી પોષાતા અને પોતાના પાપી પેટના ખાડાને ભરવા તથા પૈસાદાર થવામાટે પ્રજાદ્રોહને આચરતા મહારાજાના જાસૂસો છે. આપણી આ સભા તથા સભાના કાર્યના સમાચાર સભાની સમાપ્તિ પછી બે કલાકમાં જ અર્જંટ તારથી મહારાજા ઇશ્વરસિંહજી સમક્ષ પહોંચી જવાના છે; પરંતુ એની આપણને કશી યે પરવા નથી એ વાતને આ મૂર્ખાઓ નથી જાણતા એ જ શોકનો વિષય છે. એમણે ખાસ જાણી લેવાનું છે તે એટલુંજ કે જો આ સભામાં હાજર થયેલાં મનુષ્યો મહારાજાથી બીતાં હોત, તો આ સભામાં પોતાની હાજરી આપત જ નહિ, આ સભા ભરાત જ નહિ અને પ્રજાહિતવાદી મંડળની સ્થાપના થાત જ નહિ. હવે તો મુંબઇમાં વસતી ભૂમંડલાની પ્રજાએ મહારાજાના દુરાચારો સાથે જ્યાં ખુલ્લો સંગ્રામ પોકારી દીધો છે ત્યાં બીક કે ગભરાટની વાત જ ક્યાં હોય [illegible] અમસ્તો ય આજની આ સભાનો રિપોર્ટ [illegible] કાલે સવારમાં પ્રકટ થનારાં અંગ્રેજી તથા ગુજરાતી દૈનિક પત્રોમાં તો પ્રકટ થવાનો જ છે; સૂરજ ઊગ્યો છે તે કાંઇ હવે છાબડે ઢાંક્યો ઢંકાઇ જવાનો નથી. માત્ર રાજ્યના પાંચ પચાસ રૂપિયાનું પાણી થઇ જશે ને મહારાજાને આજની આ સભાનો ટુંકો રિપોર્ટ આજે રાતે જ મળી જશે, એથી અધિક લાભ મહારાજાને નથી જ થવાનો અને બ્રિટિશ રાજ્યમાં વસતી પોતાની પ્રજાને મહારાજા કશી પણ હાનિ નથી પહોંચાડી

શકવાના; કારણ કે, આ તો બ્રિટિશ રાજ્ય છે; કાંઇ પોપાંબાઇનું રાજ્ય નથી....................”

વિશાલ જનસમુદાયમાં પાંચ પચીસ તોફાની બારકસ પણ અવશ્ય હોય છે એટલે આ સભામાં પણ એવા અમુક તોફાની બારકસ હતા કે જેઓ જાસૂસોની હાજરીની વાત સાંભળીને લાલપીળા થઇ જાસૂસોને ઝૂડી નાખવાના સ્પષ્ટ ઉદ્દગારો કાઢવા મંડી ગયા અને તેમના એ ઉદ્દગારોને સાંભળીને અધ્યક્ષ મહાશય વચ્ચે જ બોલતા અટકી ગયા. સભામાં ઊતાવળિયા યુવાનો કાંઇ મારફાડ ન કરી બેસે એટલામાટે તેઓ તેમને સંબોધીને કહેવા લાગ્યા કે:-

‘બંધુઓ, અત્યારે કોઇને મારવા કૂટવાનું સાહસ ન કરશો અને આજની આ સભાને તમારા અવિચારથી કલંક ન લગાડશો; કારણ કે, એ તો બિચારા ચિઠ્ઠીના ચાકર છે અને પેટની ખાતર પોતાની નોકરીને બજાવી રહ્યા છે. એમનો પરિચય મેં તમોને એટલામાટે જ કરાવ્યો છે કે જો તમો એમને ઓળખી લ્યો તો ભવિષ્યમાં તમારાથી સાવધાન રહી શકાય અને એમનામાં વિશ્વાસ રાખવાનો પ્રમાદ અજાણતાં તમારા હાથે ન થઇ જાય. એમને મારફૂટ કરવાથી આપણને શો લાભ થવાનો છે! માત્ર એમનાથી સાવધાન રહેવામાં અને આપણા મંડળમાં એમને ન ભળવા દેવામાં જ આપણો લાભ સમાયલો છે.”

આનંદશંકરભાઇના આ પ્રાસંગિક ઉપદેશથી તોફાની જવાનિયાઓ શાંત થઇ ગયા અને તેથી સભામાં મારામારીનો જે પ્રસંગ આવવાનો હતો તે આવતો અટકી ગયો. જાસૂસો બિચારા ‘જાન બચી લાખોં પાયે !’-નો મનમાં જાપ જપતા સભામાંથી પોતાનાં કાળાં મોઢાં લઇને સભાની સમાપ્તિ પૂર્વે જ ઊઠીને ગચ્છંતી કરી ગયા અને સભાસદોએ તેમને ‘શેમ શેમ’ તથા ‘ધિક્કાર, ધિક્કાર’ એ તિરસ્કારદર્શક શબ્દોથી વધાવી લીધા.

અંતે ‘મહારાણા પ્રતાપનો જય!’ અને ‘શૂરવીર શિવાજી મહારાજનો જય!’ એ જયનાદથી સભાની સમાપ્તિ કરવામાં આવી અને સર્વ જનો નાટકશાળામાંથી બહાર નીકળવા લાગ્યાં. જ્યારે સર્વ જનો ચાલ્યાં ગયાં ત્યાર પછી મહારાણી આનંદકુમારી બા સાહેબ પોતાની સહચરીઓ સહિત નીચે આવ્યાં અને પડદાના વિધિથી પોતાની મૉટરમાં વિરાજી ગયાં. આનંદશંકરભાઇ, પ્રતાપસિંહ તથા જટાશંકર આદિક ત્યાં ઊભા હતા; કારણ કે, કલ્યાણી અને આનંદશંકરભાઇનાં પત્ની તથા કન્યા આદિક

તેમની મૉટરમાં આવવાનાં હતાં. સભામાંથી અપમાન પામીને ઊઠી ગયેલા જાસૂસો નાટકશાળાની આસપાસ વિખરાયલા ઊભા હતા અને તેઓ આ ઘટનાને જોઇ રહ્યા હતા.

*　　　*　　　*　　　*

આનંદશંકરભાઇના કથન અનુસાર જાસૂસોએ કરેલા અર્જન્ટ તાર-દ્વારા તે જ રાતે એ સભાના સમસ્ત સંક્ષિપ્ત સમાચાર ભૂમંડલામાં મહારાજા ઇશ્વરસિંહજીને મળી ગયા અને એ સભામાં તેમનાં મહારાણીએ પણ હાજરી આપી હતી એ વાર્તા જ્યારે મહારાજાના જાણવામાં આવી ત્યારે તેમના કોપનો અવધિ જ થઇ ગયો. તેમને ઇશ્વરે સમસ્ત વિશ્વના એકચ્છત્ર સમ્રાટ્ બનાવી દેવાની ઉદારતા દર્શાવેલી ન હોવાથી ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે તેઓ ઇશ્વરને ગમે તેવાં વિશેષણોવડે વિભૂષિત (?) કરવા મંડી ગયા અને પોતાના હૃદયમાં વ્યાપેલી અશાંતિને મટાડવામાટે તથા અનિદ્રાના નાશમાટે બ્રાંડીની એક આખી બાટલીનો દોઢ કલાકમાં જ તેમણે ખાણુ કાઢી નાખ્યો; કેટલાક અધિકારીઓને બોલાવીને ગાળો ભાંડવા માંડી; બે હજૂરી તથા બે વડારણોને નેતરથી ઝૂડી નાખ્યા અને રાજમહાલયમાં ત્રાસ તથા ઉપદ્રવ્યાપને ફેલાવી દીધો. શ્રીમાન્ મહારાજા ઇશ્વરસિંહજી બહાદુર 'દીવાના વાંકે કોડિયાને બટકાં ભરવાં'ની કહેવતને પોતાના આ વર્તનથી અક્ષરશઃ સત્ય સિદ્ધ કરી બનાવવા લાગ્યા, અને તેમની આ વિક્ષિપ્તતાથી રાજમહાલયનાં દરેક ચાકર ચાકરડીને પોત પોતાની જિન્દગી જોખમમાં દેખાવા લાગી.

---

## પ્રકરણ ૨૭ મું

### મુંચાણાનો માનવહત્યાકાંડ !

પૂર્વે જણાવ્યા પ્રમાણે મુંચાણા ગામના પાદરમાં આસપાસનાં પંદર ગામોના પટેલો તથા ખેડુતો પોતપોતાના ઊચાળા ભરીને ભૂમંડલા રાજ્યનો પરિત્યાગ કરવામાટે આવી લાગ્યા હતા. તેઓ પોત પોતાનાં ગાડાં જોડીને તથા પોતાનાં કુટુંબોને લઇને આવેલા હોવાથી મુંચાણા ગામના બાહ્ય ભાગમાં એક બીજું ગામ જ વસી ગયું હોયની ! એવો જ ભાસ થતો હતો. તેઓ પોતાના ગોધનને પણ સાથે લઇ જવાના હોવાથી તેમની સાથે ગોમાતાઓની પણ ભારી સંખ્યા હતી અને પટેલો તથા બીજા કેટલાક સાધનસંપન્ન ખેડુતો પોતપોતાના ઘોડા તથા ઘોડીઓ પર બેસીને પધારેલા હોવાથી ઉત્તમ ઘોડા તથા ઘોડીઓની સંખ્યા પણ એક સોથી વધારે થવા

જતી હતી. તેઓ બીજે દિવસે અરુણોદયના સમયે મુંચાળાને છેલ્લા રામ રામ કરવાના હોવાથી રાત્રે ત્રણેક વાગ્યાના શુમારે નિદ્રામાંથી જાગીને પ્રાતર્વિધિયોને આટોપી લેવાના કાર્યમાં લાગી ગયા હતા. તેમની આ હીલચાલને મહારાજાના કેટલાક જાસૂસો ખેડુતવેશમાં તેમની સાથે ભળી જઇને તપાસી રહ્યા હતા એની તે બિચારાઓને કશી પણ ખબર ન હોતી. તેઓ અરુણોદયના સમયે અવશ્ય પ્રયાણ કરી જવાના છે અને કોઇ પણ રીતે ત્યાં અટકવાના નથી એવો જ્યારે જાસૂસોનો નિશ્ચય થઇ ગયો ત્યારે ત્યાંથી બે માઇલના અંતરે છાવણી નાખી પડેલા સેનપતિ મંગળસિંહના કાને એ સમાચાર પહોંચાડવામાટે બે જાસૂસો ત્યાંથી ઘોડાપર સવાર થઇને પ્રયાણ કરી ગયા. તેમના મુખથી આ સમાચાર સાંભળતાંની સાથે જ સેનાપતિ મંગળસિંહે તેની સાથે આવેલા એક સો હથિઆરબંધ ઘોડેસવાર સૈનિકોને તત્કાળ તૈયાર થવાનો અને મુંચાળાના માર્ગમાં કૂચ કરવાનો હુકમ સંભળાવી દીધો. અડધા કલાકમાં સૈનિકો તૈયાર થઇ જતાં સેનાધ્યક્ષ મંગળસિંહ પોતાના અશ્વારોહી સૈનિકો તથા બન્ને જાસુસો સહિત વેગપૂર્વક મુંચાળાની દિશામાં અગ્રેસર થવા લાગ્યો.

* * * *

અરુણોદય થઇ ચૂક્યો હતો. ભૂમંડલારાજ્યને ત્યજી દેવાના દૃઢ નિશ્ચયપર આવેલા પટેલો તથા ખેડુતો ગાડાં જોડવાના, ઘોડાઓને પલાણવાના તથા વિખરાયલી વસ્તુઓને બાંધી લેવાના આવશ્યક કાર્યમાં નિમગ્ન થયેલા હતા અને તેમનાં બૈરાં છોકરાં પણ ગાડાં જોડાઇ જવાની વાટ જોતાં ગાડાંમાં બેસવામાટે તૈયાર થઇને ઊભાં હતાં. એ જ વેળાયે સેનાપતિ મંગળસિંહ પોતાના અશ્વારોહી સૈનિકો સહિત ત્યાં આવી લાગ્યો અને આવતાંની સાથે જ તેણે પટેલો તથા ખેડુતોને સંબોધીને કરડાકીથી સવાલ પૂછ્યો કે: 'આવી રીતે ઊચાળા ભરીને તમો ક્યાં જાઓ છો?"

"આ દાનવરાજ્યમાંથી નીકળીને દેવરાજ્યમાં જઇએ છીએ; કારણ કે, પેલા માણસના આકારના દીપડા વાલજીના, મહારાજાના શિકારના દીપડાઓના અને સર્વથી મોટા દીપડા મહારાજાના પોતાના અત્યાચારો હવે અમારાથી સહી શકાતા નથી. હથિયાર વગરની રૈયત પાસે પોતાનાં તથા પોતાનાં કુટુંબનાં જાનમાલની સલામતીનો રાજ્યત્યાગ વિના બીજો કોઇ પણ ઉપાય ન હોવાથી અમોએ લાંબો વિચાર કરીને આ રાજ્યના ત્યાગનો જ નિશ્ચય કરી લીધો છે એટલે હવે અમોને અમારા એ નિશ્ચયથી કોઇ પણ ચળાવી શકે તેમ નથી." અરસીએ કરડાકીથી પૂછાયલા સવાલનો

જવાબ કરડાકીથી જ આપતાં આ વાક્યો ઉચ્ચાર્યાં.

"રાજ્યને છોડી જવાનું માંડી વાળો અને તમોને જો ન્યાય ન જ મળતો હોય તો તે ન્યાયને મેળવવામાટે મહારાજાશ્રીનાં ચરણોમાં ધોરણુસર પ્રાર્થના કરો; નહિ તો તમારા આ અવિચાર તથા કુસાહસનું પરિણામ સારૂં નહિ આવે." મંગળસિંહ સેનાપતિએ વિભીષિકાનું દર્શન કરાવ્યું.

"અનેક વાર ધોરણુસર પ્રાર્થનાઓ કરવા છતાં જ્યારે અમોને ન્યાય આપવામાં આવતો જ નથી ત્યારે નિરુપાય થઇને જ અમારે અમારાં જાનમાલની સલામતીમાટે આ છેલ્લા માર્ગને સ્વીકારવો પડ્યો છે. અમો તોફાન કરતા નથી; રાજ્યનું લેણું ડૂબાવીને જતા નથી તેમ જ રાજ્યને ઉથલાવી પાડવાની ચળવળ કરતા નથી; તો પછી તમોને શો અધિકાર છે કે તમો અમોને અહીંથી જતા અટકાવી શકો ? ઉલટા અમો અમારી પોતાની મલિકીનાં, અર્થાત્ છાપાંનાં ઘરબાર છોડીને જઇએ છીએ એટલે નુકસાન તો અમારૂં જ થાય છે અને મહારાજા તો અમારાં એ ઘરબારને જપ્ત કરીને વેચી નાખશે તો ય મહારાજાને તો નાણાંની સારી રકમ મળવાનો સંભવ છે કે જે રકમ તેમને અત્યારની તંગીની વેળામાં ઘણી જ કામની થઇ પડશે. અમો રાજ્યમાંથી ચાલ્યા જઇશું તેથી રાજ્ય કાંઇ રંડાઇ જવાનું નથી. રાજા પોતે મરી જાય છે તો ય સદાસૌભાગ્યવતી ભૂમિ નથી રંડાતી; તો અમારા પ્રયાણથી આ સદાસૌભાગ્યવતી ભૂમિ રંડાઇ જશે એમ માનવાનું કાંઇ પણ કારણ નથી." જેતસીએ અતિશય નિર્ભયતા તથા વીરતાથી આ ઉદ્ગારો કાઢ્યા.

"પંદર અથવા સોળ ગામના પટેલો તથા ખેડુતો આવી રીતે એકી વખતે ઉચાળા ભરીને રાજ્યમાંથી ચાલ્યા જાય અને પેલા નવરા બેઠા નખ્ખોદ વાળનારા છાપાંવાળા રજનું ગજ કરીને અથવા રાઇનો પર્વત કરીને આનો અહેવાલ પોતાનાં ફરફરિયાંમાં છાપીને પ્રકટ કરી દે; તો એથી મહારાજાની પ્રતિષ્ઠાની કેટલી બધી હાનિ થાય અને કાલે ઊઠીને બ્રિટિશ સરકાર મહારાજા પાસેથી આનો ખુલાસો માગે તે વેળાયે મહારાજા કેવી કફોડી હાલતમાં મૂકાઇ જાય એનો પણ તમોએ વિચાર કર્યો છે ખરો કે ?" મંગળસિંહ સેનાપતિએ તેમને તેમના નિશ્ચયમાં અવિચલ જોઇને પોતાની કરડાકીને કાંઇક ઓછી કરી ગંભીરતાથી આ દલીલ પેશ કરી.

"જો રાજ્યકર્તા આવી ઘટનાઓના અહેવાલને છાપાંમાં છપાયલાં જોવાને રાજી ન હોય; છાપાંમાં થતા કલમનાં પ્રહારોથી ગભરાતો હોય;

પોતાની રાજ્યકર્તા તરીકેની પ્રતિષ્ઠાની કાંઇ પણ કીમત આંકતો હોય અને વરિષ્ટ બ્રિટિશ સરકાર આગળ ખુલાસો આપવાના પ્રસંગને ન ઇચ્છતો હોય તે રાજ્યકર્તાએ પોતાની પ્રજાનું પુત્રપુત્રીવત્ પ્રેમથી પાલન કરવું જોઇએ અને ન્યાયપૂર્વક વર્તીને ન્યાયદેવતાના ગૌરવને વધારવું જોઇએ. અમારા શિરપર જ્યારે નિરંતર અન્યાય તથા અત્યાચારોની જ વૃષ્ટિ વર્ષાવવામાં આવે છે ત્યારે હવે આ ઘટનાના વૃત્તાંતો ગમે તેવા સ્વરૂપમાં છાપાંમાં છપાય; મહારાજાની પ્રતિષ્ઠા જળવાય કિંવા જહન્નમની ઊંડી ખાડમાં પડી જાય અને બ્રિટિશ સરકાર તેમની પાસેથી ખુલાસો માગે અથવા તો રાજ્યને આવતી કાલે જ ખાલસા કરી નાખે; એ વિષયો સાથે અમારો અને અમારી સાથે એ વિષયોનો કાંઇ પણ અંગાંગી સંબંધ છે જ નહિ. પ્રત્યેક મનુષ્ય પોતાના તથા પોતાના કુટુંબનાં જાનમાલની રક્ષા કરવાનો જન્મસિદ્ધ અધિકાર ધરાવે છે અને અમો અમારા પોતાનાં તથા અમારાં બૈરાં છોકરાંના સંરક્ષણમાટે અમારા એ જન્મસિદ્ધ અધિકારને જ વ્યવહારમાં યોજી રહ્યા છીએ." અરસીએ અંત્યત ઓજસ્વિતાથી સેનાપતિ મંગળસિંહને પોતાના વાસ્તવિક મનોભાવોનો કોઇ પણ પ્રકારના કપટ વિના સ્પષ્ટ શબ્દોમાં પરિચય કરાવી દીધો.

"ત્યારે તમો રાજ્યત્યાગના વિચારને માંડી વાળીને કોઇ પણ ઉપાયે અટકાવાના તો નથી જ ને?" મંગળસિંહે આંખ ફેરવીને પૂછ્યું.

"હવે એક નિમેષ જેટલા સમયને માટે પણ આ રાક્ષસરાજ્યમાં રહેવાની અમારી ઇચ્છા નથી. તમો આ વ્યર્થ પ્રયત્ન કરી રહ્યા છો; કારણ કે, અમોને ડરાવી ધમકાવીને આ પિશાચભૂમિમાં રાખવાનો તમારો પ્રયત્ન તમારા આ અવતારમાં તો સફળ નથી જ થવાનો. અમારો જે સમય જાય છે તે સ્વર્ણના મૂલ્યનો જાય છે અને સારૂં ચોઘડિયું વીતી જાય છે; તો કૃપા કરીને તમો આ ગામને સંભાળી લ્યો અને અમોને અમારે માર્ગે ચાલ્યા જવા દો." જેતસિંહે છેલ્લો ફતવો સંભળાવ્યો.

"અમારે આ રાજ્યમાં નથી રહેવું, નથી રહેવું ને નથી જ રહેવું." સઘળા ખેડુતોએ પોતાના અગ્રેસરોના કથનને પુષ્ટિ તથા સંમતિ આપનારી ભીષણ ઘોષણા કરી દીધી.

"હજી પણ હું કહું છું કે માની જાઓ અને આ રાજ્યમાંથી પ્રયાણ કરી જવાના હઠવાદને છોડી દો." સેનાપતિ મંગળસિંહ અંતિમ પ્રયાસ તરીકે ખેડુતોના સમુદાયને સંબોધીને કહેવા લાગ્યો: "જો માની

જશો તો માન જળવાશે ને બાંધી મુઠ્ઠી લાખની રહી જશે; નહિ તો પછી મારે મહારાજાના હુકમનો અમલ કરવો પડશે અને તે હુકમનો અમલ થતાંની સાથે તમારા માટે બીજા રાજ્યમાં પ્રયાણ કરવાને બદલે અહીંથી સીધાં સ્વર્ગ અથવા નરકના માર્ગમાં પ્રયાણ કરી જવાનો જ દુઃખદાયક અવસર આવી લાગશે, ને તેના જવાબદાર તમો પોતે જ ગણાશો. તમારા રાજ્યત્યાગથી થનારી અપ્રતિષ્ઠા કરતાં તમોને ગોળીઓ વડે વીંધી નાખવાથી થનારી અપ્રતિષ્ઠાને મહારાજા વધારે ઉત્તમ માને છે. જો હવે વધારે વાયડાઇ કરશો તો કૂતરાના મોતે માર્યા જશો; આ ફર્સ્ટક્લાસ સ્ટેટ હોવાથી બ્રિટિશ સરકાર ખુલાસો માગશે તો મહારાજા બ્રિટિશ સરકારને ગમે તેમ સમજાવી દેશે; તમારો કોઇ ભાવ પણ પૂછશે નહિ અને મહારાજાનો એક વાળ પણ વાંકો નહિ થાય. આ હું તમોને છેલ્લી ચેતવણી આપું છું; પછી જેવો તમારો વિચાર અને જેવી તમારી ઇચ્છા.”

“ભલે તમારે મહારાજાના હુકમનો અમલ કરીને અમોને ગોળીઓથી વીંધી નાખવા હોય તો વીંધી નાખજો; સ્વર્ગમાં જવાની વાત અમોને કબૂલ છે; પણ આ નરકમાં રહેવાની વાત અમોને બિલકુલ કબૂલ નથી. પણ યાદ રાખજો કે નિર્દોષ પ્રજાના રક્તની જે સરિતા વહન કરશે તે જલપ્રલયના સ્વરૂપને ધારણ કરીને મહારાજાને તથા તેમના તમારા જેવા કુહાડાના હાથારૂપ અમલદારોને ખેંચી અથવા તાણી જઇને નરકની કિંવા વિનાશની ઊંડામાં ઊંડી ખીણમાં થોડા વખતમાં જ ફેંકી દેશે; તમારાં નામોનિશાનને આ ભૂતલ ઉપરથી સદાને માટે મટાડી નાખશે અને સંસાર તમારા પર લાનત વર્ષાવે તેટલામાટે તમારી કાળી અપકીર્તિને જ તમારી પાછળ કાયમ રાખશે.” ઉગ્રસ્વભાવ જેતસિંહે આવેશમાં આવી જઇને આ શબ્દો ઉચ્ચાર્યા.

“અમો ગોળીઓથી વીંધાઇ જવાને, તલ્વારોથી રેંસાઇ જવાને અને ફાંસીને લાકડે લટકી જવાને તૈયાર છીએ; પણ આ જીવતા નરકરૂપ પિશાચરાજ્યમાં રહેવાને તૈયાર નથી.” વળી પાછો સર્વ ખેડુતોએ એકસ્વરથી ઘોષ કર્યો, અને તેની સાથે જ પોતપોતાનાં બૈરાં તથા છોકરાંને ગાડાંમાં બેસી જવાની સૂચના આપીને ઘણાક ખેડુતો પોતે ગાડાંના અગ્રભાગોમાં બળદોને હાંકવામાટે ચઢી બેઠા. જેઓ ઘોડા ઉપર બેસીને પ્રવાસ કરવાના હતા તેઓ પોતપોતાના ઘોડા તથા ઘોડીઓ ઉપર સવાર થઇ ગયા. દશથી બાર ખેડુતો ગોમાનાઓ તથા છૂટા બળદોના ધણને ચલાવતા આગળ વધ્યા.

પોતાની વિનીત વાણી, સૂચના તથા વિજ્ઞપ્તિકાનું કાંઇ પણ ઇષ્ટ પરિણામ થયેલું ન જોઇને સેનાપતિ મંગળસિંહનો હવે મહારાજાના હુકમની અમલ બજાવણી કર્યા વિના છૂટકો જ ન રહ્યો એટલે તેણે પોતાના સશસ્ત્ર સૈનિકોને એ પ્રયાણ કરતા પટેલો, ખેડુતો તથા તેમનાં બૈરાં છોકરાં ઉપર ગોળીબાર કરવાનો હુકમ આપી દીધો. સૈનિકોએ પોતાની બંદૂકોને તૈયાર રાખેલી હોવાથી કેવળ સેનાપતિની આજ્ઞાનો જ વિલંબ હતો એટલે એ આજ્ઞા મળતાંની સાથે જ સૈનિકોએ પોતાની બંદૂકોના ઘોડા ચઢાવીને નિર્દોષ તથા નિઃશસ્ત્ર ખેડુતો તથા તેમનાં બૈરાં છોકરાં ઉપર ગોળીઓ ચલાવવાના નિર્ઘૃણ પૈશાચિક વ્યવસાયને આરંભી દીધો. ગાડાંમાં બેઠેલાં અને ઘોડેસવાર થયેલાં અનેક પુરુષો, સ્ત્રીઓ, બાળકો તથા બાલિકાઓ તે ગોળીઓથી વીંધાઇને ત્યાંનાં ત્યાં જ રામશરણ થઇ ગયાં; અનેક સ્ત્રીપુરુષો મરણતુલ્ય ઘવાઇને અથવા જખ્મી થઇને ગાડાંમાંથી તથા ઘોડાની પીઠ ઉપરથી ઊછળીને ધરણી ઉપર ઢળવા લાગ્યાં; સૈનિકોની બંદૂકોમાંથી છૂટેલી ગોળીઓ ખેડુતો તથા તેમનાં બાલબચ્ચાં સાથે હિન્દુઓ જે ગોમાતાના પ્રાણની રક્ષામાટે સમય આવતાં પોતાના પ્રાણનાં પણ બલિદાન આપી દે છે તે હિન્દુઓની પરમપૂજ્યા તથા પરમપવિત્રા ગોમાતાઓ, બળદો, ઘોડાઓ તથા ઘોડીઓ આદિ નિર્દોષ પશુઓને પણ પટાપટ વીંધવા લાગી અને હિન્દુ સેનાપતિ તથા હિન્દુ સૈનિકો જ ગોહત્યાના વજ્રલેપ પાતકના ભાગી થવા લાગ્યા. મુંચાણા ગામના પાદરમાં લોહીની નદી વહી નીકળી અને ખેડુતો આ હત્યાકાંડથી લેસમાત્ર પણ ભયભીત ન થતાં સૈનિકોની બંદૂકોની સામે આવી પોતાની છાતીઓને ખુલ્લી કરીને તેમાં ગોળીઓને ઝીલવા લાગી ગયા. પટેલો પાસે બંદૂકો હોવાથી તેમણે પણ જો કે ગોળીઓનો જવાબ ગોળીઓથી જ આપવા માંડયો હતો, પણ તેમની ગોળીઓથી દશ કિંવા બાર સૈનિકો જ ઘવાયા તથા મરાયા હતા અને ખેડુતો લગભગ ત્રણસેં જેટલી સંખ્યામાં ઘાયલ થયા હતા તથા વીરગતિને પામ્યા હતા; એ ત્રણ સોમાં તેમના ઘવાયલાં તથા મરી ગયેલાં બૈરાં છોકરાંનો પણ સામાવેશ થતો હતો. સૈનિકોએ આવી રીતે એ ખેડુતો ઉપર ભાયાનક આક્રમણ કરવા છતાં પણ અરસી, જેતસી, તથા બીજા કેટલાક અગ્રેસરો પોતાના બૈરાં છોકરાંના મોહને ત્યજી દઇને; પ્રાણની રક્ષામાટે નહિ, કિન્તુ મહારાજા ઇશ્વરસિંહની આજ્ઞાથી કરાયલા આ માનવહત્યાકાંડના સમાચાર બ્રિટિશ સરકારને કાને પહોંચાડવાના ભદ્ર આશયની સિદ્ધિમાટે પોતાની પવનવેગપ્રતિસ્પર્ધિની ઘોડીઓને મારી મૂકીને સેનાપતિ તથા

સૈનિકોની આંખોમાં ધૂળ નાખી ત્યાંથી પલાયન કરી ગયા હતા.

જ્યારે જેતસી અરસી તથા બીજા કેટલાક કૃષિકાર નેતાઓના પલાયનની કથા સેનાપતિ મંગળસિંહના જાણવામાં આવી ત્યારે તેના ભયાન્વિત આશ્ચર્યનો અવધિ થઇ ગયો. તેણે પોતાના પચીસ અશ્વારોહી સૈનિકોને જીવના જોખમથી પણ તેમને પકડી લાવવાની આજ્ઞા આપીને તેમની પાછળ દોડાવી દીધા અને ત્યારપછી જો આ મુંચાણા માનવહત્યાકાંડની ફરિયાદ બ્રિટિશ સરકારના વરિષ્ટ પ્રતિનિધિયો સમક્ષ પહોંચી જાય, તો આ હત્યકાંડને અતિશય સૌમ્ય સ્વરૂપના અથવા નામમાત્રના તેમ જ અકારણ હત્યાકાંડ તરીકે બ્રિટિશ સરકાર સમક્ષ રજૂ કરી શકાય એટલામાટે મરી ગયેલાં સ્ત્રીપુરુષો સાથે કેટલાક ઘવાયલાં તથા જો યોગ્ય સારવાર કરવામાં આવે તો અવશ્ય જીવતાં રહી શકે તેવાં સ્ત્રીપુરુષોને પણ સૈનિકોદ્વારા ચિતાઓ ખડકાવીને તે ચિતાઓ ઉપર રખાવી ઘાસલેટ છંટાવીને ફૂંકાવી દેવાના વ્યવસાયને આરંભી દીધો; પોતાની દયાશીલતાને સિદ્ધ કરી બતાવવામાટે જો અભિયોગનો અવસર આવી લાગે તો જેઓ ભાગ્યે જ સૈનિકઅત્યાચારના પૂરાવા ન્યાયાલયમાં આપી શકે તેવાં જે અલ્પવયસ્ક અજ્ઞાન બાળકો તથા બાળિકાઓ ઘવાયાં હતાં તેમને તેમ જ હૉસ્પિટલમાં પહોંચ્યા પછી જેઓ ચોવીસ કલાક ભાગ્યે જ જીવી શકે તેમ હતું તેવા સખ્ત જખ્મી થયેલા ખેડૂતોને ગાડામાં ખડકીને રાજધાનીની હૉસ્પિટલમાં રવાના કરી દીધાં અને ત્યારપછી મુંચાણામાં જ છાવણી નાખીને 'પ્રથમ જ્યારે જેતસી, અરસી તથા બીજા કેટલાક રાજદ્રોહી અગ્રેસરોની ઉશ્કેરણીથી ખેડૂતોની મોટી સંખ્યાએ પોલિસ તથા સૈનિકો ઉપર કડિયાળી ડાંગો, પથરા તથા છેવટે બંદૂકોની ગોળીઓવડે હલ્લો કરીને સૈનિકોનો સંહાર કરવા માંડ્યો ત્યારે નિરુપાય થઇને જ તેમના પર ગોળીબાર કરવો પડ્યો હતો; કારણ કે, ગોળીબાર વિના આત્મરક્ષાનો સંભવ હતો જ નહિ;' એમ સાબિત કરીને પોતાને નિર્દોષ ઠરાવવા માટેના પૂરાવા—બિલ્કુલ બનાવટી તથા તકંટી પૂરાવા—રાજનીતિના પ્રયોગદ્વારા એકઠા કરવા માંડ્યા. મુંચાણાના માનવહત્યાકાંડને બીજે દિવસે સંધ્યાકાળે મહારાજા ઇશ્વરસિંહજી પોતે પોતાના ઍાડીગાર્ડો સહિત મોટરમાં પધારીને મુંચાણાની પરિસ્થિતિને અવલોકવાનું નાટક ભજવી ગયા અને ખાનગી રીતે મંગળસિંહને આ દમનનીતિના પ્રયોગમાટે હાર્દિક ધન્યવાદ આપીને જનતાના દેખતાં શોક દર્શાવી કાચબાનાં આંસુ વર્ષાવી ગયા.

* * * *

જેતસી, અરસી તથા બીજા પ્રજાપક્ષી અગ્રેસરો મુંચાણાથી પલાયન કરીને જે ગામમાં 'રાજસ્થાનમિત્ર' નામક વર્તમાનપત્ર છપાઇને પ્રકટ થતું હતું તે ગામમાં પહોંચી ગયા અને તે ગામ બ્રિટિશ સરકારની હદમાં આવેલું હોઇને ત્યાંથી બ્રિટિશ સરકારની સંમતિ વિના તેમને પકડીને કોઇ પણ લઇ જઇ શકે તેમ ન હોવાથી મંગળસિંહના મોકલેલા અશ્વારોહી સૈનિકો ત્યાંથી હતાશ તથા નિરુપાય થઇને પાછા વળી ગયા. અર્થાત્ મુંચાણાથી એંસી માઇલ્સના અંતરે આવેલા રાજાપુર નામક ગ્રામની ધર્મશાળામાં આશ્રય લઇને જેતસી તથા અરસી 'રાજસ્થાનમિત્ર' ના કાર્યાલયમાં ગયા અને તે પત્રના તંત્રી પીયૂષલાલને મળીને તેમણે મુંચાણામાં ભૂમંડલાપતિની આજ્ઞાથી કરાયલા માનવહત્યાકાંડનો વૃત્તાંત જેટલો તેમની જાણમાં હતો તેટલો કહી સંભળાવ્યો. પીયૂષલાલે પોતાના પત્રનો એક વધારો બહાર પાડીને એ માનવહત્યકાંડનો જેટલો વૃત્તાંત જાણવામાં આવ્યો હતો તેટલો વૃત્તાંત તત્કાળ પ્રકટ કરી દીધો અને ત્યાંના સવિસ્તર સમાચાર મેળવવામાટે પોતાના બે વિશ્વાસપાત્ર તથા ચાલાક રિપોર્ટરોને છુપા વેશમાં મુંચાણાની દિશામાં રવાના કરી દીધા. ડિટેક્ટિવો પ્રમાણે સાધુવેશથી મુંચાણા તથા તેની આસપાસનાં કેટલાંક ગામોમાં રખડી રઝળીને તે રિપોર્ટરોએ ત્યાંથી પરિસ્થિતિના ખરેખરા સમાચાર મેળવી લીધા અને તે સમસ્ત સમાચાર જ્યારે 'રાજસ્થાનમિત્ર' ની હૃદયદ્રાવક ભાષામાં છપાઇને પ્રકટ થયા ત્યારે સર્વત્ર હાહાકાર વ્યાપી ગયો. 'રાજસ્થાનમિત્ર' માંથી એ હત્યાકાંડની કથાના ભારતવર્ષના બહુધા સર્વ અંગ્રેજી, ગુજરાતી, હિન્દી, બંગાલી તથા મરાઠી આદિક ભાષાનાં નિષ્પક્ષપાત તથા તટસ્થ વર્તમાનપત્રોએ ઊતારા કર્યા અને કેટલાંક વર્તમાનપત્રોએ તો ભૂમંડલાપતિની પૈશાચિકતાના સબંધમાં અતિશય કઠોર ભાષાનાં લાંબા લાંબા અગ્રલેખો પણ લખી નાખ્યા. એક સપ્તાહ જેટલા સમયમાં તો ભૂમંડલાપતિની પૈશાચિકતાનો કેવળ ભારતવર્ષમાં જ નહિ, પણ રૂટરે મોકલેલા કેબ્લ (તાર) દ્વારા વિલાયતમાં પણ પ્રકાશ થઇ ગયો; માત્ર એટલું જ નહિ, પણ પાર્લામેન્ટના હાઉસ ઑફ્ કોમન્સમાં એ હત્યાકાંડના સંબંધમાં કેટલાક ખાસ સવાલો પણ પૂછવામાં આવ્યા અને તે પણ અહીંના વર્તમાનપત્રોમાં છપાઇને પ્રકટ થઇ ગયા. મહારાજા ઇશ્વરસિંહજીનું નામ આદર્શ રાજા રામચંદ્ર તરીકે નહિ; પરંતુ અત્યાચારી, અધર્મી તથા રાક્ષસ રાજા રાવણ તરીકે તો અવશ્ય આજકાલના સમસ્ત સભ્ય સંસારમાં સર્વત્ર વિખ્યાત તથા પ્રકાશિત થઇ ગયું

અને તે સાથે તેમની ઉપર ટીકાના તથા કટાક્ષોના બાણો પણ વેગપૂર્વક ચારે દિશામાંથી છૂટવા લાગ્યા. પોતાના સંબંધમાં સર્વત્ર થતા આ કટાક્ષોને વાંચી તથા સાંભળીને મહારાજા ઇશ્વરસિંહ અતિશય કોપના આવેશથી ભ્રમિષ્ટ જેવા થઇ ગયા હતા.

*　　　*　　　*　　　*

એક બાજૂ આવી પરિસ્થિતિ ચાલી રહી હતી અને બીજી બાજુ ભૂમંડલામાં રાજ્યને ઉથલાવી પાડવાનો આરોપ મૂકીને જે પાંચ યુવકોને જેલમાં પૂરી રાખવામાં આવ્યા હતા તેમને, તેમની વિરુદ્ધ કાંઇ પણ પૂરાવો ન હોવાથી, તત્કાળ છોડી દેવાની પ્રાર્થના કરવા માટે ભૂમંડલાના લગભગ પચીસથી ત્રીસ પ્રતિષ્ઠિત, ધનાઢ્ય તથા સંપૂર્ણ રાજભક્ત વ્યાપારી નાગરિકો મહારાજા ઇશ્વરસિંહજી પાસે આવી લાગ્યા. તેમણે જ્યારે એ યુવકોને નિર્દોષ તરીકે દર્શાવીને બંધનમુક્ત કરવાની મહારાજાનાં ચરણોમાં અત્યંત નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી ત્યારે કોપના ભભકતા અગ્નિથી લાલચોળ થયેલાં નેત્રોવડે તે વ્યાપારીઓને જોઇને મહારાજા ઇશ્વરસિંહજી અત્યંત તિરસ્કારદર્શક, અપમાનકારક તથા કોપસૂચક વાણીથી કહેવા લાગ્યા કેઃ—

"આવી અયોગ્ય પ્રાર્થના કરવામાટે જેમને નિરક્ષર તથા બુદ્ધિહીન માનવામાં આવે છે તે કોળી, વાઘરી ઢેઢ તથા ભંગી પણ મારી પાસે આવવાની હિંમત ન કરે; છતાં તમો વ્યાપારીઓએ એ હિંમત કરી છે તો મારે તમોને શું કહેવું એની જ મને સમજ નથી પડતી. મારા વ્યક્તિત્વ વિરુદ્ધ તથા મારી રાજા તરીકેની કાર્યકીર્તિ વિરુદ્ધ સર્વત્ર જે પોકારનો દાવાનળ ભભકી ઊઠયો છે તે દાવાનળના પ્રકટાવનાર એ રાજદ્રોહી યુવકોનો સમુદાય જ છે. એમનામાંના પાંચ મારા હાથમાં સપડાયા છે અને ત્રણ બદમાશ યુવકો મારા પંજામાંથી છટકીને મુંબઇ ભેળા થઇ ગયા છે. જે ત્રણ બદમાશ યુવકો છટકી ગયા છે તેમનામાંનો સેંધવપ્રસાદ જો મારા પંજામાં પાછો સપડાઇ જાય, તો તેને તો જેવી રીતે અકબર બાદશાહે લાહોરમાં અનારકલીને જીવતી ને જીવતી જ દીવાલમાં ચણાવી દીધી હતી તેવી જ રીતે હું જીવતો ને જીવતો જ દીવાલમાં ચણાવી દેવાની ભાવનાને સેવી રહ્યો છું અને બીજા યુવકોને પણ ફાંસીને લાકડે લટકાવી દીધા વિના જો કે મારા હૃદયને શાંતિ તથા સંતોષનો સ્પર્શ થઇ શકે તેમ છે જ નહિ; તો પણ મારું હૃદય દયાળુ હોવાથી મેં તેમનાપર ધોરણસર ઇન્સાફની અદાલતમાં અભિયોગ ચલાવવાની વ્યવસ્થા કરી દીધી છે એટલે ન્યાયદેવતા હવે જે યોગ્ય ધારશે તે શિક્ષા એ ઘોર અપરાધી યુવકોને ફર્માવી દેશે.

તમો અથવા અન્ય કોઇ પણ મનુષ્ય એ રાજદ્રોહી યુવકોને તેમના અપરાધની ક્ષમા અપાવવામાટે તથા આવી નિરર્થક પ્રાર્થનાઓ કરવામાટે મારી પાસે આવશો નહિ, મને શર્માવશો નહિ અને અકારણ પરિશ્રમ આપશો નહિ; નહિ તો પછી, મારે તમોને પણ એ અપરાધી યુવકોના મળતિયા, મદદગાર તથા રાજ્યના વિરોધી જ માનવા પડશે અને મારી એ માન્યતા જો દૃઢ થઇ જશે, તો તમો વ્યાપારીઓ પણ સંકટમાં આવી પડશો. જે થાય છે તે જોયા કરો એમાં જ તમારૂં કલ્યાણ છે. જ્યાં સુધી મેં નાદિરશાહ પ્રમાણે ભૂમંડલા રાજ્યની પ્રજાનો સામાન્ય સંહાર ( કત્લે આમ ) નથી કરાવ્યો ત્યાં સુધી આવી પ્રાર્થનાઓ કરવામાટે મારા સમક્ષ આવવાની કશી પણ આવશ્યકતા નથી. જો મારી ઇચ્છા હોય, તો હું આ રાજ્યનો સર્વસત્તાધીશ કર્તા હર્તા તથા ભાગ્યવિધાતા હોવાથી નાદિરશાહી કત્લે આમની પુનરાવૃત્તિ કરી બતાવવાની સંપૂર્ણ શક્તિ ધરાવું છું એ સત્ય સ્થિતિને તમો જાણો છો ખરા કે નહિ ? મારો ઉપકાર માનો અને મારી દયાળુતા ઉપર આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવો કે મારી એ શક્તિનો મેં સંપૂર્ણ ઉપયોગ નથી કરી બતાવ્યો. જાઓ, જેવા આવ્યા છો તેવા ને તેવા અહીંથી ચાલતા થઇ જાઓ. "

મુંચાણામાં મહારાજાના સેનાપતિ તથા સૈનિકોએ કરેલા નિર્ઘૃણ માનવસંહારની ઘટના ભૂમંડલાની પ્રજાનાં નેત્રો સમક્ષ તરવરતી હોવાથી મહારાજાના આ કઠોર ઉત્તરને સાંભળીને પ્રથમથી જ હૃદયની દુર્બળતાને ધરાવનારા તથા દરેક બાબતમાં ડરી ડરીને ચાલનારા, કિંબહુના શીતલ છાશને પણ ફૂંકી ફૂંકીને પીનારા વ્યાપારીઓ સર્વથા ભયભીત તથા ગર્ભગલિત થઇ ગયા અને પોતાના શિર પર કોઇ નવીન સંકટ ન આવી પડે એટલામાટે મહારાજાની વારંવાર ક્ષમા માગીને તથા મહારાજાનાં ચરણોમાં મસ્તક નમાવીને ત્યાંથી જે ચાલતા થઇ ગયા તે હવે પાછા આવશે. તેઓ બિચારા મહારાજા સમક્ષ જવાની ખોડને ભૂલી જ ગયા એમ કહેવામાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી. ભૂમંડલાના નાગરિકોએ પોતાની પ્રાર્થનાના આ પરિણામથી એ વાર્તાને કોઇ પણ પ્રકારના સંશય વિના સર્વથા સ્પષ્ટ સ્વરૂપમાં જાણી લીધી કે: 'બ્રિટિશ સરકારને દેખાડવા માટે એ જેલમાં પૂરાયલા યુવકો ઉપર ઇન્સાફની અદાલતમાં મુકદ્દમો ચલાવવાનું નાટક અવશ્ય ભજવી બતાવવામાં આવશે; પરંતુ સાચા પૂરાવા નહિ હોય, તો બનાવટી પૂરાવા ઊભા કરીને ન્યાયદેવતાનો ન્યાયમંદિરમાં જ અન્યાયના શસ્ત્રથી શિરચ્છેદ કરીને એ યુવકોને જેટલી

ભયાનક શિક્ષા ફર્માવી શકાશે તેટલી ભયાનક શિક્ષા ફર્માવી દેવામાં આવશે એ વાર્તા સર્વથા નિર્વિવાદ છે; કારણ કે, ઇન્સાફની અદાલત મહારાજાની છે; મહારાજા પોતે ફરિયાદી છે; પૂરાવાને તૈયાર, એકઠા તથા રજૂ કરનાર પોલિસના અધિકારીઓ મહારાજાના પગારદાર છે; ન્યાયમંદિરના ન્યાયાસનને શોભાવનાર ન્યાયાધીશો અથવા ન્યાયમૂર્તિઓનાં પિંડ મહારાજાના પગારથી જ પોષાય છે અને ભયભીત પ્રજાજનોના સમુદાયમાંથી રાજસત્તાના ભય, ધનના લોભ તથા રાજકૃપાના પ્રલોભનના યોગે મહારાજાને એ નિર્દોષ યુવકો ઉપરના આરોપ અથવા અપરાધને સાબિત કરવામાટે ભાડુતી સાક્ષીઓ પણ જેટલી જોઇએ તેટલી વિપુલ સંખ્યામાં મળી શકે તેમ છે. આ મુકદ્દમો જો કોઇ બ્રિટિશ ન્યાયમંદિરમાં ચલાવવામાં આવે અને બચાવપક્ષના વકીલો તથા બૅરિસ્ટરોને કાયદાની લડત ચલાવવાનો પૂરેપૂરો અવકાશ મળી જાય, તો તો અવશ્ય મહારાજાને ખબર પડી જાય કે આવા મુકદ્દમાઓમાં કેટલી વીસે સો થાય છે અને આવા અભિયોગોમાં વિજય કેવી રીતે મેળવી શકાય છે; પરંતુ ફર્સ્ટક્લાસ સ્ટેટના આવાં કાર્યોમાં પરસ્પર થયેલા કરાર અનુસાર બ્રિટિશ સરકારનો હસ્તાક્ષેપ કરવાનો અધિકાર ન હોવાથી ફર્સ્ટક્લાસ સ્ટેટના આવા અત્યાચારી રાજાઓ પોતાની પ્રજા ઉપર ગમે તેવા અત્યાચારો કરતા રહે છે અને પ્રજાનો તે અત્યાચારી રાજાઓના અત્યાચારોને સહન કરીને બેસી રહ્યા વિના બીજો કોઇ ઉપાય હોતો જ નથી'. હવે એ યુવકો ઉપરના અભિયોગ (કેસ) ના પ્રસંગે ભૂમંડલાના ન્યાયમંદિરમાં ન્યાયનું નાટક કેવું ક ભજવાય છે તે જોવામાટે ભૂમંડલાના નાગરિકો અધીર થઇ રહ્યા.

* * * *

'રાજસ્થાનમિત્ર' પત્રના તંત્રી પીયૂષલાલની સૂચનાથી મુંચાણુવાસી જેતસી, અરસી તથા બીજા બે ચાર કૃષિકાર નેતાઓ મુંબઇમાં આનંદશંકરભાઇ પાસે આવી લાગ્યા અને તેમને 'ભૂમંડલાનિવાસી પ્રજામંડળ' ના મકાનમાં આદરપૂર્વક ઊતારો આપવામાં આવ્યો. તેમનો આનંદશંકરભાઇની સહાયતાથી મહારાજા ઇશ્વરસિંહજીના અમાનુષ અત્યાચારો વિષયક ફરિયાદને મુંબઇના નામદાર ગવર્નર સાહબ સમક્ષ રૂબરૂ પહોંચાડી દેવાનો મનોભાવ હતો અને તેટલામાટે જ તેઓ મુંબઇમાં આવ્યા હતા. આનંદશંકરભાઇ આ વિષયનો વિચાર કરી રહ્યા હતા એટલામાં મુંબઇમાં બાલવિધવા કલ્યાણીના સંબંધમાં એવી ઘટના ઘટી ગઇ કે તે ઘટનાથી મહારાજા ઇશ્વરસિંહના પાપકર્મના પડેલા ફૅલસ લાઇટ ફિલ્મના સર્વ-

બાહર જેવા પ્રકારે બ્રિટિશ સરકારની આંખોને પણ એકદમ ઊઘાડી દીધી. 'હવે મહારાજા ઇશ્વરસિંહજીના અત્યાચારોના વેગને અટકાવ્યા વિના છૂટકો જ નથી' એવો બ્રિટિશ સરકારનો પણ નિશ્ચય થઇ ગયો અને અતિશય અત્યાચારોના યોગે મહારાજાના વિનાશનો સમય નિકટમાં આવેલો જણાતાં 'અતિ સર્વત્ર વર્જયેત' એ લોકવદંતીની સાર્થકતાને અનુભવવાનો અવસર વેગપૂર્વક આવી લાગ્યો. 'ઝાઝો જુલ્મ કોઇનો ટક્યો નથી અને ટકવાનો પણ નથી' એમ જે કહેવામાં આવે છે તે ખોટું નથી જ. અસ્તુઃ હવે પછીના પ્રકરણમાં મહારાજા ઇશ્વરસિંહજીના વિનાશને સૌદામિનીના વેગથી ખેંચી લાવનારી એ ભયાનક, બ્રિટિશ સરકારની અમલેલી મુંબા-પુરીમાં ઘટેલી ભયાનક, ઘટનાને જ અમારે વિસ્તારપૂર્વક વર્ણવવાની છે.

---

## પ્રકરણ ૨૪ મું

### કલ્યાણીહરણનો પ્રયત્ન અને ઑનરેબલ વલ્લભચંદ્રની હત્યા

વરલી ઉપરના મહારાણી આનંદકુમારી બા સાહેબના બંગલામાં આનંદશંકરભાઇ, તેમનાં પત્ની તથા પુત્રી; બાલવિધવા કલ્યાણી, તેની માતા તથા તેની ભાભી અને વસંતકુમારી અથવા નૂરી તેમ જ પ્રતાપસિંહ આદિક ભદ્ર વ્યક્તિઓ વારંવાર મહારાણી સાહેબને મળવામાટે આવતી હતી એ વાર્તાનો તો પૂર્વે એકથી વિશેષ વાર ઉલ્લેખ કરાયલો જ છે એટલે એનું તો પાઠકો તથા પાઠિકાઓને સ્મરણ હોવું જ જોઇએ. ઘણીક વાર એમ પણ બનતું હતું કે પ્રતાપસિંહ શૉફરના કાર્યને સારી રીતે જાણતો હોવાથી કલ્યાણી તથા પોતાની પત્ની વસંતકુમારીને લઇને મૉટરમાં ત્યાં આવી લાગતો હતો અને ભૂમંડલાની ચંડાળ ચૉકડીએ રોકેલા મવાલીઓના સરદાર અચ્છનખાન તથા દિલાવરખાન પોતે બાલવિધવા કલ્યાણી અથવા આપણી નવલકથાની નાયિકાને વરલીની સડક ઉપરથી જ ઉપાડી જવાના નિશ્ચય ઉપર આવી લાગ્યા હતા. મુંબાપુરીમાં મહારાજા ઇશ્વરસિંહજીની આજ્ઞાથી થયેલા ભીષણ નરહત્યાકાંડની ઘટનાને દશથી બાર દિવસ થતા આવ્યા હતા અને અરસી તથા જેતસી આદિક અત્યાચાર-પીડિતો ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મુંબઇમાં આવી ગયા હતા. ચારે તરફ આવી રીતે ભૂમંડલાના પ્રભુ ઇશ્વરસિંહજીના વિનાશનાં સાધનો તૈયાર થઇ ગયાં હતાં અને તેમના અત્યાચારોથી ઉત્પન્ન થયેલા હાહાકારનો અગ્નિ સર્વત્ર વિસ્તરી ગયો હતો એવામાં જ આજની ઘટના ઘટી ગઇ

અને તેણે એ હાહાકારના અગ્નિમાં ઘી અથવા કેરોસિન છાંટવાના કામને બજાવીને તે અગ્નિની જ્વાળાને ગગનગામિની કરી દીધી.

ગ્રીષ્મઋતુ વર્તમાન હતો અને સાંજે સ્ટેન્ડર્ડ ૭ વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. મહાલક્ષ્મીના મંદિર ભણી આવતા માર્ગના નાકાથી ચાર પાંચ હાથના અંતરે લાલરંગની એક સેવન સીટર મોટર ઊભી હતી. મોટરના અંદરના ભાગમાં ચાર પઠાણો તારદેવના પૂલથી મહાલક્ષ્મી તથા વરલી તરફ આવતા માર્ગમાં પોતાની દૃષ્ટિને એકાગ્ર કરીને બેઠા હતા અને તેમની સાથે મોટરના પગથિયાપર પગ રાખીને રસ્તાપર ઊભેલો શોફર વાલજી કાંઇક વાતચીત કરી રહ્યો હતો. મોટર સેલ્ફ સ્ટાર્ટર હોવાથી કોઇ પણ પળે તેને તરત ચલાવી શકાય તેમ હતું. આગળની સીટ પર એક મુસ્લિમ ક્લીનર તેમની વાતચીતને શાંતિથી સાંભળતો બેઠો હતો. લગભગ સાડા ૭ વાગ્યાના શુમારે તારદેવથી મહાલક્ષ્મી તથા વરલી તરફ આવતા માર્ગમાંથી એક મોટર આવી, અને એ સ્થાનમાં ચાર માર્ગોનો સંગમ થતો હોવાથી એ મોટર એક્સિડંટથી બચવામાટે સ્પીડને કાંઇક ઓછી કરીને વરલીના માર્ગમાં આગળ વધી ગઇ. લાલ મોટરમાં બેઠેલા મવાલીઓ તથા શોફર વાલજીએ એ મોટરને આનંદશંકરભાઇની મોટર તરીકે ઓળખી લીધી અને તે મોટરના શોફરને પ્રતાપસિંહ તરીકે ઓળખી લીધો. મોટરના અંદરના ભાગમાં કલ્યાણી તથા વસંતકુમારી એ બે બાઇઓ અને તેમની સામેની સીટપર આનંદશંકરભાઇ તથા તેમના એક તરુણ મિત્ર વલ્લભચંદ્ર બેઠા હતા. આગળની સીટપર પ્રતાપસિંહની પડખે તેનો ક્લીનર હતો. વલ્લભચંદ્ર મુંબઇના એક ધનાઢ્ય વૈશ્ય હતા; બૅરીસ્ટરની પરીક્ષા વિલાયતમાં આપી આવ્યા હતા; મુંબઇની ધારાસભાના એક લોકનિયુક્ત સભાસદ (M. L. C.) હતા અને સરકાર દરબારમાં તેમની પ્રતિષ્ઠા ઘણી જ સારી હોવા સાથે સમાજમાં પણ તેમની ઘણી સારી પ્રતિષ્ઠા હતી. અસ્તુઃ એ મોટર પસાર થઇ તે જ વેળાયે લાલ મોટર પાસે એક બીજી મોટર આવીને ઊભી રહી. એ મોટરમાં ભૂમંડલાનરેશના બીજા ત્રણ એજન્ટો વિરાજેલા હતા. શોફર વાલજી સાથે તેમની અમુક વાતચીત થયા પછી તેઓ અમુક પ્રકારના નિશ્ચયપર આવી લાગ્યા. તેમણે બન્ને મોટરોને વરલીની સડકપર દોડાવી દીધી અને મહારાણી આનંદકુમારી બા સાહેબના બંગલાના કમ્પાઉન્ડમાંથી બહાર નીકળતી મોટર બરાબર નજરે પડી શકે તેટલા અંતર પર તે બન્ને મોટરોને ઊભી રાખી દીધી; કારણ કે, આનંદશંકરભાઇની મોટર તે બંગલાના કમ્પાઉન્ડમાં ગઇ હતી એ વાતને તેઓ સારી

રીતે જાણતા હતા.

લગભગ સવાસાત વાગ્યાના સુમારે આનંદશંકરભાઇની મોટર બંગલાના કમ્પાઉન્ડમાંથી બહાર નીકળતી તેમના જોવામાં આવી; તે મોટર ગામ ભણી ચાલવા લાગી, પરંતુ હાજી અલી પીરની સામે શુદ્ધ-વાયુના સેવનમાટે આનંદશંકરભાઇએ પ્રતાપસિંહને કહીને મોટરને ઊભી રખાવી દીધી. આનંદશંકરભાઇ તથા વૃક્ષભચંદ્ર નીચે ઊતરવાની તૈયારી કરતા હતા એટલામાં પેલી બે મોટરો ત્યાં આવી લાગી અને આનંદશંકરભાઇની મોટરથી પંદરેક ફીટના અંતરે આવીને ઊભી રહી ગઇ. એ વેળાએ સૂર્ય ભગવાન્ અસ્તાચળમાં પ્રયાણ કરી ગયા હતા અને અંધકારના અધિકારનો જો કે આરંભ તો થઇ ગયો હતો, છતાં સાંધ્ય પ્રકાશ કેટલાક પરિમાણમાં અવશિષ્ટ હતો. મોટરો ઊભી રહેતાંની સાથે જ એક મોટર—લાલ રંગની મોટર—માંથી અન્વરખાન, દિલાવરખાન, મુહમ્મદખાન તથા અબ્દુલ્લાખાન નામક ચાર પઠાણો એકદમ નીચે ઊતરીને આનન્દશંકરભાઇની મોટર તરફ ધસી આવ્યા. યોગાનુયોગ એવો બન્યો કે એ વેળાયે માર્ગમાં કોઇ પણ માણસ આવતું જતું દેખાતું ન હોતું તેમ જ કોઇ મોટર અથવા ઘોડા-ગાડી પણ આવતી જતી જોવામાં આવતી ન હોતી. માર્ગ બિલકુલ ઉજ્જડ અથવા નિર્જન જેવો જ થઇ ગયો હતો. ભૂમંડલાનો પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અમીરખાન તથા રેવન્યુ કમિશ્નર વિનાયકરાવ કલ્યાણીને ઓળખાવવામાટે તેમની સાથે રહ્યા અને સૈન્યાધિકારી રણજિતસિંહ તથા શૉફર વાલજી પોતાની મોટરમાં એટલામાટે બેસી રહ્યા કે કલ્યાણીને ઊપાડીને મોટરમાં નાખવામાં આવે એટલે તેઓ મોટરને ત્યાંથી તે ક્ષણે જ ભૂમંડલાની દિશામાં દોડાવી જાય; કારણ કે, તેમણે મોટરમાં જ કલ્યાણીને ભૂમંડલા લઇ જવાનો પ્રથ-મથી જ નિર્ણય કરી નાખ્યો હતો અને તેટલામાટે એક વાર તેઓ રસ્તાની તપાસ પણ કરી આવ્યા હતા. આ કારણથી મોટરના મશીનને પણ ચાલૂ જ રાખવામાં આવ્યું હતું.

"જિસકો હમ લે જાના ચાહતે હૈં વહ કલ્યાની યહી હય; ઔર-ઉસ નમકહરામ મોટર ડ્રાઇવરકો ભી પકડ લો." ભૂમંડલાના પોલિસ સુપ-રિન્ટેન્ડેન્ટ અમીરખાને પઠાણ અન્વરખાન તથા દિલાવરખાનને સંબોધીને હિંદુ ભાષામાં આજ્ઞા સંભળાવી.

આનંદશંકરભાઇ હમેશા સાવધાન રહેતા હોવાથી મામલાને તરત ઓળખી ગયા અને તેથી તેમણે પોતાના ખીસામાંથી છ બારની રિવોલ્વરને તરત બહાર કાઢી લીધી અને પ્રતાપસિંહ પણ પોતાના ખીસામાંથી રિવો-

ન્વરને બહાર કાઢીને નીચે કૂદી પડયો. મવાલીઓના પઠાણ સરદારો પણ અસાવધાન તો ન હોતા જ; તેઓ પણ રિવોલ્વરોને લઇને જ આવ્યા હતા એટલે અચ્છનખાનના હાથમાં રિવોલ્વર તૈયાર હોવાથી આનંદશંકરભાઇને મારી નાખવાની નહિ, પણ ભયભીત કરી નાખવાની ભાવનાથી તેણે પોતાની રિવોલ્વરમાંથી ગોળીને ચલાવી દીધી; પરંતુ એ જ વેળાયે નજ-દીકમાં વલ્લભચંદ્ર બેઠેલો હોવાથી તે અચાનક ઊભો થઇ ગયો અને અચ્છનખાનની રિવોલ્વરમાંથી છૂટેલી ગોળી તેની છાતીમાં પેસી જતાં તે ત્યાંનો ત્યાં મૉટરમાં જ પડી ગયો. આનંદશંકરભાઇએ ગોળી છોડી, પણ અચ્છનખાન નીચો નમી ગયો અને ગોળી તેના માથાપર થઇને દૂર નીકળી ગઇ. આનંદશંકર તથા પ્રતાપસિંહને પોતાની રિવોલ્વરોના ઉપયોગનો અવસર મળી શકે તે પૂર્વે તો બીજા બે પઠાણોએ તથા અમીરખાન અને વિનાયકરાવે તેમના પર હલ્લો કરીને તેમને પકડી લીધા. અચ્છનખાન તથા દિલાવરખાને કલ્યાણીને તેની મૉટરમાંથી ઊપાડીને પોતાની લાલરંગની મૉટર તરફ લઇ જવા માંડી. બીજો કાંઇ ઉપાય ન જોઇને આનંદશંકરભાઇના ક્રિશ્ચિયન ક્લીનર, કેવળ અઢારથી ઓગણીસ વર્ષના વયના યુવક ફર્નાં-ન્ડીજે ભૂમંડલાના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અમીરખાનના કાંડાને પોતાના હાથમાં એવું તો મજબૂત પકડી લીધું કે તે પોતાના હાથને તેના હાથ-માંથી છોડાવી જ ન શકયો. પ્રતાપસિંહે પોતાના બળથી શત્રુઓના બાહુ-પાશમાંથી પોતાના દેહને મુક્ત કરીને કલ્યાણીને ઊપાડી જનારા બે પઠાણો-માંના એક પઠાણના પગમાં ગોળી મારતાં તે નીચે પડી ગયો, કલ્યાણી પણ તેમના હાથોમાંથી છટકી ગઇ અને આત્મરક્ષામાટે પ્રતાપસિંહની પાછળ આવીને ઊભી રહી. એ જ વેળાયે ત્રણે પઠાણો વળી પાછા પ્રતાપ-સિંહપર લપકયા; પ્રતાપસિંહે બે ગોળીઓ છોડી, પઠાણોએ પણ હવે ગોળીનો જવાબ ગોળીથી જ વાળ્યો; પરંતુ પઠાણોના બાર ચૂકી ગયા અને પ્રતાપસિંહની એક ગોળીએ મુહમ્મદખાન નામક પઠાણને ત્યાંનો ત્યાં જ વીંધીને જહન્નમવાસિલ કરી દીધો. હવે બાકી રહેલા બે પઠાણો તથા ભૂમંડલાની ચંડાળ ચૉકડીએ એકત્ર બળથી ધસારો કરીને પ્રતાપસિંહને પકડી લેવાની કોશિશ કરી; કારણ કે, આનંદશંકરભાઇને તેમણે તેમના મોઢાપર ડંડો લગાવી બેભાન કરીને નીચે નાખી દીધેલા હોવાથી પ્રતાપ-સિંહ તથા ફર્નાન્ડીજ એ બે શત્રુઓ જ બાકી રહ્યા હતા. હવે પ્રતાપસિંહ તથા ફર્નાન્ડીજ બન્ને શત્રુઓના હાથમાં સપડાઇ જાય એવો સંભવ દેખાવા લાગ્યો હતો; પરંતુ એ અણીની વેળાયે

જાણે પરમાત્માએ જ સહાયતા મોકલી હોયની! તેવી રીતે જેમાં ત્રણ મિલિટરી ઑફિસર્સ બેઠેલા હતા તેવી એક મૉટર અચાનક ત્યાંથી પસાર થઇ અને આ દૃશ્ય જોવામાં આવતાં તે યૂરોપીયન સૈનિક અમલદારોએ પોતાની મૉટરને ત્યાં જ ઊભી રખાવી દીધી. આ અણધારી મદદને આવી લાગેલી જોઇને ભૂમંડલામાંની ચંડાળ ચૉકડીમાંના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અમીરખાન વિના બીજા ત્રણ ચંડાળો પોતાની રાતા રંગની મૉટરમાં બેસીને અને જે એક પઠાણ હજી કોઇના હાથમાં સપડાયો ન હોતો તે પઠાણ દિલાવરખાનને પણ મૉટરમાં બેસાડીને એકદમ મૉટરને ત્યાંથી હંકારી ગયા. આવેલા યૂરોપીયન મદદગારોમાંના એક ઉપર પઠાણ અચ્છનખાને પોતાના છરાવતી હુમલો કર્યો અને તેના પડખામાં છરાને ખોસી પણ દીધો; પરંતુ બીજા બે યૂરોપીયન લશ્કરી અમલદારોએ તેને તરત પકડી લીધો અને પોલિસને બોલાવીને મરણતુલ્ય ઘાયલ થયેલા વલ્લભચંદ્ર, બેભાન થયેલા આનંદશંકરભાઇ તથા ઘવાયલા પઠાણને હૉસ્પિટલમાં પહોંચાડવાની સર્વથી પ્રથમ વ્યવસ્થા કરી દીધી. તે પઠાણ આરોપી હોવાથી તેને પોલિસ હૉસ્પિટલમાં લઇ જવામાં આવ્યો અને આનંદશંકરભાઇ તથા વલ્લભચંદ્રભાઇને જે. જે, હૉસ્પિટલમાં લઇ જવામાં આવ્યા. કલ્યાણીને પણ પડી જવાથી સખ્ત માર લાગેલો હોવાથી અને પ્રતાપસિંહને બચાવવા જતાં તેના ખભા પર દિલાવરખાનના છરાનો એક ઘા પણ થયેલો હોવાથી તેને પણ સારવારમાટે પોલિસ હૉસ્પિટલમાં લઇ જવામાં આવી. તેને પોલિસ હૉસ્પિટલમાં લઇ જવાનું કારણ એ હતું કે તેની જિન્દગી ભયમાં હોવાથી અને કદાચિત્ તેના પર બીજો હુમલો થાય એવો સંભવ હોવાથી પોલિસ હૉસ્પિટલમાં પણ તેને ચૉકી પહેરામાં જ રાખવામાં આવી હતી અને અજાણ્યા માણસને તેની પાસે ન જવા દેવાનો સિપાહીઓને સખ્ત હુકમ આપવામાં આવ્યો હતો. ભૂમંડલાના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટને પોલિસ કસ્ટડીમાં રાખવામાં આવ્યો હતો અને જે એક પઠાણ મરી ગયો હતો તેની લાશને જ્યૂરી હાઉસમાં મોકલી દેવામાં આવી હતી.

બીજા દિવસના પ્રભાતમાં જ્યારે આ અત્યાચારના સમાચાર મુંબઇમાં દૈનિક વર્તમાનપત્રોમાં પ્રકટ થયાં ત્યારે મુંબઇનગરીમાં એક જાતની વિલક્ષણ સન્સનાટી ફેલાઇ ગઇ અને જ્યાં જુઓ ત્યાં ભૂમંડલાના ભયંકર ભૂપાલ ઇશ્વરસિંહની ભયંકરતાનાં જ ગીતડાં ગવાતાં સંભળાવા લાગ્યાં. બ્રિટિશ સરકારના રાજ્યમાં અને તેમાં પણ વળી મુંબઇ જેવા

નગરમાં ભૂમંડલાનો ભૂપાલ આટલી સીમા પર્યન્ત અત્યાચાર કરાવવાની હિંમત બતાવી શકશે એવી જ્યાં કોઇથી કલ્પનામાત્ર પણ કરી શકાય તેમ ન હોતું ત્યાં એ અત્યાચારની ઘટના ઘટી જવાના સમાચાર વાંચવામાં આવે એટલે લોકોના આશ્ચર્યનો અવધિ થઇ જાય એમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ? આ અત્યાચાર ભૂમંડલાના રાજાએ કરાવેલો હોવાથી અને તેમાં આનંદશંકરભાઇ તથા વલ્લભચંદ્ર જેવા બે પ્રખ્યાત તથા લેજિસ્લેટિવ કાઉન્સિલના મેમ્બરની પદવી ધરાવનાર પુરુષો ઘવાયલા હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ ત્રણ યૂરોપીયન મિલિટરી ઑફિસરો એ ઘટનાના 'આઇ વિટનેસિસ' (દર્શની સાક્ષી) હોવાથી નામદાર ગવર્નર સાહબ મહાબળેશ્વર હતા ત્યાં તેમને તારથી આ સમાચાર પહોંચાડી દેવામાં આવ્યા અને એ સમાચારથી તેમના કાન પણ ચમકી ગયા.

*   *   *   *   *

વલ્લભચંદ્રની સ્થિતિ હૉસ્પિટલમાં ગયા પછી ક્ષણે ક્ષણે વધારે ને વધારે ભયંકર થતી ગઇ એટલે મૅજીસ્ટ્રેટને બોલાવીને તેમનું ડાઇંગ સ્ટેટમેંટ રાત્રિના સમયમાં લઇ લેવામાં આવ્યું હતું અને સવારમાં નવ વાગે પોતાનાં આત્મીય જનો તથા ધારાશાસ્ત્રીઓને બોલાવીને તેમણે પોતાનું મૃત્યુપત્ર પણ કરી નાખ્યું હતું; કારણ કે, ડૉક્ટરોએ તેમના જીવનની આશાને સર્વથા ત્યજી દીધી હતી. થયું પણ તેમ જ; બહુ જ સારામાં સારા અને છેલ્લામાં છેલ્લા વૈજ્ઞાનિક શોધ અનુસાર ઉપચારો કરવા છતાં સાંજે લગભગ સાડાચાર વાગ્યાના શુમારે વલ્લભચંદ્રના પ્રાણ શરીરમાંથી પ્રયાણ કરી ગયા અને તેમના એ અકાળ તથા આકસ્મિક મૃત્યુના સમાચાર જ્યારે વર્તમાનપત્રોમાં પ્રકટ થયા ત્યારે મુંબઇમાં સર્વત્ર હાહાકાર વ્યાપી ગયો. નામદાર ગવર્નર સાહબે પણ તેમના કુટુંબ ઉપર સંવેદનાદર્શક તથા આશ્વાસનદાયક તાર પાઠવ્યો અને હવે ભૂમંડલાના બેજવાબદાર ભૂપાલને તેના અપરાધોની યોગ્ય શિક્ષા અપાવવાનો પોતાના હૃદયમાં દૃઢ નિશ્ચય કરી લીધો. નામદાર ગવર્નર સાહબ આનંદશંકરભાઇના કુશળ સમાચાર પૂછવામાટે મહાબળેશ્વરથી એ દિવસને માટે ખાસ મુંબઇમાં આવ્યા અને હૉસ્પિટલમાં તેમની પાસે જઇને અડધા કલાક જેટલા વખત સુધી તેમની સાથે વાતચીત કરતા બેસી રહ્યા. જે કાંઇ જાણવાનું હતું તે તેમણે આનંદશંકરભાઇના મુખથી જાણી લીધું.

# પ્રકરણ ૨૫ મું

## હરામખોરીનો હૃદયભેદક હડકવા!

જે યૂરોપીયન્ મિલિટરી ઑફિસર—લશ્કરી અમલદાર—ને તેના પડખામાં છરો ખોસીને પઠાણ અચ્છનખાને ઘાયલ કરી નાખ્યો હતો તે યૂરોપીયન લશ્કરી અમલદારને તેની સારવારમાટે વિક્ટોરીયા ટર્મિનસ બોરીબંદર—રેલ્વે સ્ટેશન પાસેની યૂરોપીયન્ જનરલ હૉસ્પિટલમાં લઇ જઇને રાખવામાં આવ્યો હતો, અને આરંભમાં તેની સ્થિતિ નિરાશાજનક હોવાથી રા. વલ્લભચંદ્ર પ્રમાણે તેનું ડાઇંગ સ્ટેટમેંટ પણ મૅજિસ્ટ્રેટની હાજરીમાં લઇ લેવામાં આવ્યું હતું. ગવર્નર સાહબે વલ્લભચંદ્રના પરિણામને જોયેલું હોવાથી જે. જે. હૉસ્પિટલમાં આનંદશંકરભાઇને મળ્યા પછી યૂરોપીયન્ જનરલ હૉસ્પિટલમાં એ બહાદુર મિલિટરી ઑફિસર પાસે આવવાની ઉદારતા પણ દર્શાવી હતી અને તે યૂરોપીયન્ લશ્કરી અમલદારને કુશળ સમાચાર પૂછ્યા પછી તેની બહાદુરીનાં વખાણ કરીને તેને ધન્યવાદ આપવા ઉપરાંત અનેકવિધ આશ્વાસનો પણ આપ્યાં.

એક બાજૂ આ પ્રકાર ચાલી રહ્યો હતો અને બીજી બાજૂ મુંબઇની બહાદુર તથા ચાલાક પોલિસે જે ગુનાહગારો રાતા રંગની મૉટરમાં બેસીને કાયદાના પંજામાંથી છટકી ગયા હતા તેમને તેમની તે રાતા રંગની મૉટર સાથે પકડી પાડવાના, તે ગુનાહગારોના બીજા મદદગારોને પણ શોધી કાઢવાના અને તેમના ગુનાહોને સાબિત કરવામાટે જે જે પૂરાવાઓની જરૂરત હતી તે તે પૂરાવાઓને એકઠા કરવાના કાર્યને, પોતાને મળેલી સૂચનાઓ અનુસાર, વેગપૂર્વક આરંભી દીધું હતું. વરલી ઉપર જણાવેલા હત્યાકાંડની ઘટના ઘટી ત્યાર પછી ચોદ કલાક જેટલા સમયમાં જ જે મૉટરો એક કલાકના પચાસથી સાઠ માઇલ્સ જેટલા પંથને કાપી જવાની યોગ્યતા ધરાવતી હતી તેવી બે મૉટરો અમુક પોલિસ ઑફિસર્સને લઇને ભૂમંડલાના માર્ગમાં રવાના થઇ ગઇ હતી અને તે ઉપરાંત તે માર્ગમાં આવતાં કેટલાંક મોટાં ગામો તથા નગરોના પોલિસ અધિકારીઓને તારથી એવા આશયની સૂચના પણ આપી દેવામાં આવી હતી કે: "અમુક મેકરની લાલ રંગની મૉટર જો તમારા ગામ અથવા નગર પાસેથી પસાર થાય તો બરાબર ધ્યાન રાખજો અને તે મૉટરને થોભાવીને તે મૉટરને તથા તેમાં જે માણસો બેઠેલા હોય તેમને અમારા આવતાં સૂધી પોલિસ કસ્ટડીમાં રાખી લેજો. વૉરંટ લઇને અમો મૉટરમાં આવીએ છીએ." પરંતુ ચોદ ચોદ

કલાક જેટલો સમય વીતી ગયેલો હોવાથી અને જે લાલ રંગની મોટરમાં બેસીને અપરાધીઓ છટકી ગયા હતા તે લાલ રંગની મોટર પણ એક કલાકના ચાળીસથી પિસ્તાળીસ માઇલ્સ જેટલી ઝડપથી દોડનારી હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તેનો ચલાવનાર વાલજી એક ઘણો જ હોશિયાર શૉફર હોવાથી અને તે સાથે ગુનાહને છુપાવવાની કળાને પણ સારી રીતે જાણતો હોવાથી લગભગ બાર કલાક સુધી મોટરને એક સરખી ચલાવીને તે અમુક એક ગામમાં જઇ લાગ્યો; ત્યાંથી પાસે જ એક ટેકરી હતી તે ટેકરી ઉપર મોટરને લઇ ગયો; ત્યાં તેણે પ્રથમ મોટરને આગ લગાડી દીધી અને ત્યાર પછી ટેકરીની એક બાજૂ ખીણ જેવો લગભગ એક સો ફીટ ઊંચો ખાડો હોવાથી મોટરના બળેલા ભાગોને પોતાના સહચરોની સહાયતાથી તે ઊંડા ખાડામાં નાખી દીધા; કારણ કે, લાલ રંગની તથા અમુક મેકર તેમ જ અમુક નંબરની એ મોટરની પાછળ મુંબઇની પોલિસ અવશ્ય પડવાની જ એ રહસ્યને તે સારી રીતે જાણતો હતો અને તેથી સર્વથી પ્રથમ તેણે એ પુરાવાને નષ્ટ કરી નાખવાનો આ પ્રયત્ન કર્યો હતો. તેના સદ્ભાગ્યે મોટરને બાળીને ખાડામાં નાખી દેવાનો તેનો આ ગોરખધંધો કોઇના જોવામાં આવ્યો ન હોતો એટલે પુરાવાને નષ્ટ કરવાની તેની ધારણા સોળે સોળ આના પાર પડી ગઇ હતી. એ અપરાધીઓએ એ સ્થાને પહોંચતાં સુધીનો માર્ગ રાત્રિના સમયમાં જ કાપેલો હોવાથી અને પેટ્રોલ લેવામાટે કેવળ એક જ સ્થાન વિના અન્ય કોઇ પણ સ્થાનમાં તેમણે મોટરને ઊભી રાખેલી ન હોવાથી તેમની પાછળ પડેલી પોલિસને તે સ્થાનમાં જ લાલ મોટરના સમાચાર મળ્યા; ત્યાર પછી અન્ય કોઇ પણ સ્થાનમાં લાલ મોટરના કોઇ પણ પ્રકારના સમાચાર મુંબઇની પોલિસને મળ્યા જ નહિ. શૉફર વાલજીએ જે ગામની પાસે લાલ રંગની મોટરને બાળીને ખાડામાં નાખી દીધી હતી તે ગામથી એક માઇલના અંતરે રેલ્વે સ્ટેશન આવેલું હોવાથી અને આ બધાં સ્થાનોનો તે પૂર્વે જણાવ્યા પ્રમાણે પ્રથમથી જ ભોમિયો થઇ ગયેલો હોવાથી તે તથા તેના સાથીઓ ત્યાંથી એકદમ બારોબાર રેલ્વે સ્ટેશન પર જઇ લાગ્યા અને પંદર મિનિટમાં જ ટ્રેન આવવાની હોવાથી ફર્સ્ટ ક્લાસની ટિકિટો લઇને ટ્રેન આવતાંની સાથે જ ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાં બેસી ગયા. વચ્ચે એક સ્થળે તેઓ છ કલાક સ્નાન, ખાન પાન તથા વિશ્રાંતિમાટે રોકાયલા હોવાથી બીજે દિવસે સાંઝે ભૂમંડલા નગરમાં ક્ષેમ કુશળતાથી આવી પહોંચ્યા; પરંતુ તે એવી રીતે કે ભૂમંડલા સ્ટેશનથી ચાર સ્ટેશન

પૂર્વે જ તેઓ ભૂમંડલાની મૉટર લૉરીઓ તથા ટૅક્સીઓ મળતી હોવાથી એક ટૅક્સીમાં બેસીને ભૂમંડલામાં આવી લાગ્યા હતા. ભૂમંડલામાં આવતાંની સાથે જ શૉફર વાલજીએ મહારાજા ઇશ્વરસિંહજીની મુલાકાત લઇને મુંબઇમાં ઘટેલી ઘટના અથવા જો વાસ્તવિક કહેવામાં આવે તો મુંબઇમાં તેમની મંડાયલી મોકાણના સમાચાર યથાસ્થિત સ્વરૂપમાં કહી સંભળાવ્યા અને તે સાંભળીને મહારાજા ઇશ્વરસિંહજી પોતાની પાયમાલીના મંડાયલા મંડાણથી નહિ, પરંતુ જેને મેળવવામાટે તેમણે આટ આટલા પ્રચંડ પ્રયત્નો કર્યા તથા કરાવ્યા હતા તે પદ્મિની કલ્યાણીના છટકી જવાથી અતિશય શોકાતુર થઇ ગયા. જેને તેઓ મહારાજદ્રોહી માનતા હતા તે પ્રતાપસિંહ આ ઝપાઝપીમાં ખપી જવાને બદલે જીવતો છટકી ગયો એ તેમના (મહારાજાના) શોકનું વળી એક બીજું કારણ હતું. પોતાના માથા પર ભય તથા નાશનાં વાદળ ઘેરાઇ આવેલાં તથા ઝઝૂમી રહેલાં હોવા છતાં મહારાજા ઇશ્વરસિંહ પોતાનાં પાપકર્મોના સહચર શૉફર વાલજીને સંબોધીને કહેવા લાગ્યા કેઃ—

"પ્રતાપસિંહની એક બહેન કુસુમકુમારી આપણા રાજ્યના ધવલ નગરના એક તરુણ ગરાસિયા સાથે પરણેલી છે અને તે ઘણી જ રૂપાળી છે એ તું જાણે છે ખરો કે?"

"જી હા; અન્નદાતા !" વાલજીએ જવાબ દીધો.

"આવતી કાલે પ્રભાતમાં જ આપણે ધવલનગર પહોંચવાનું છે અને ભાઇના અપરાધનો બદલો બહેન પાસેથી વાળી લેવાનો છે." મહારાજાએ આ શબ્દો ઉચ્ચારીને વાલજી સમક્ષ પોતાની પૈશાચિક વાસનાને વ્યક્ત કરી બતાવી.

"પરંતુ પ્રતાપસિંહ તથા કુસુમકુમારી તો આપના ભાયાત હોવાથી આપનાં પુત્ર પુત્રી અથવા ભાઇ તથા બહેન સમાન છે, એ વાતને આપ નામદાર ભૂલી તો નથી ગયા ને?" શૉફર વાલજીએ એક વાંધો બતાવ્યો.

"હું એવા સંબંધોને માનતો જ નથી." મહારાજા નાસ્તિકતા તથા અધર્મની સીમા પર આવી જઇને કહેવા લાગ્યાઃ "આ વિશ્વનાં સર્વ સ્ત્રીપુરુષોને પરમેશ્વરનાં પુત્રી તથા પુત્ર તરીકે માનવામાં આવે છે એટલે એ દૃષ્ટિથી જોતાં સર્વ સ્ત્રીપુરુષો ભગિની તથા ભ્રાતાના સંબંધને જ ધરાવે છે છતાં તેમના શરીરસંબંધ થાય છે તેનું શું કારણ છે? કેવળ મનુષ્યો વિના આવાં બંધનોને સૃષ્ટિના અન્ય જીવો પાળે છે ખરા કે? આ તો મનુષ્યોએ જ

ગમે તે કારણવશાત્ આવાં કૃત્રિમ ધર્મબંધનોને નિર્માણ કરી દીધાં છે એટલે આપણે એ બંધનોને પાળવામાટે લેશમાત્ર પણ બંધાયલા નથી. મિસરની મહારાણી ક્લીઓપેટ્રાએ પોતાના મા જણ્યા સગા ભાઇ સાથે લગ્નસંબંધ કર્યો હતો; બ્રહ્મદેશ—બરમા—ના છેલ્લા રાજા થીબોની રાણી સુપૈયાલાટ તેની સગી માજણી બહેન હતી અને રોમના ઇતિહાસમાં પણ એવાં ઉદાહરણો જેટલાં જોઇએ તેટલાં મળી શકે છે; તો પછી આ ભાયાતની દીકરીને મારે નિષિદ્ધ શામાટે માનવી જોઇએ?"

"આપ નામદારનું કથન યથાર્થ છે. આમાં પાપ જેવું કાંઇ છે જ નહિ." આવી રીતે મહારાજાની માન્યતાને સંમતિ આપીને શૉફર વાલજી પોતાના મનમાં કહેવા લાગ્યો કે: "કુસુમકુમારી મહારાજાના ભાયાતની દીકરી હોવાથી ઘણા દિવસથી તેના પર મારી નજર હોવા છતાં હું તેના પર હાથ નાખતાં અચકાતો હતો. હવે જો મહારાજા તેને અહીં ઉપાડી લાવશે, તો મારી આશા પણ અવશ્ય પૂર્ણ થઇ જશે."

* * * *

સવારમાં પાંચ વાગે મહારાજા ઇશ્વરસિંહ પોતાના વિશ્વાસપાત્ર ચાર અંગરક્ષકોને બીજી મોટરમાં બેસાડી પોતે વાલજીવાળી મોટરમાં તેના ગળામાં હાથ નાખીને બેઠા બેઠા વાતો કરતા ધવલનગરની દિશામાં વેગપૂર્વક પ્રયાણ કરી ગયા.

* * * *

પ્રભાતમાં સાતેક વાગ્યાનો સમય હતો. કુસુમકુમારી તેના પતિ સાથે ગામ બહારના બગીચામાંના એક સુંદર બંગલામાં વસતી હતી. આજે તેનો પતિ પ્રભાતમાં છ વાગ્યામાં ક્યાંય બીજે ગામ કાંઇ કામ હોવાથી ચાલ્યો ગયો હતો, અને કુસુમકુમારી પોતાની દાસીઓ સાથે બંગલાના ઓટલાપર હાસ્યવિનોદ કરતી બેઠી હતી. અચાનક મહારાજાની બન્ને મોટરો બગીચાના બહારના દરવાજા ખુલ્લા હોવાથી બગીચામાં ચાલી આવી. મહારાજાને જોઇને કુસુમકુમારીએ પ્રણામ કર્યા અને સલજ્જ તથા સમર્યાદભાવથી કહ્યું કે: "પધારો પિતાજી, !"

"હું પિતા મારા પોતાનાં સંતાનો વિના બીજા કોઇનો પણ નથી અને મારું કોઇ સંતાન છે જ નહિ એટલે મને 'પિતા' કહીને બોલાવવાનો કોઇને પણ અધિકાર નથી." આવી રીતે કુસુમકુમારીના સંબોધનનો અસ્વીકાર તથા નિષેધ કરીને મહારાજ ઇશ્વરસિંહજીએ કહ્યું કે: "કુસુમ, બેસી જા, મારી મોટરમાં; નહિ તો મારે તને બળાત્કારે ઉપડાવીને

મૉટરમાં નખાવવી પડશે."

"પણ આ અત્યાચારનું કાંઇ કારણ?" કુસુમકુમારીએ કંપિત હૃદય તથા કંપિત સ્વરથી આ જિજ્ઞાસા દર્શાવી.

"એનું કારણ રાજમહાલયમાં પહોંચ્યા પછી જ તારા જાણવામાં આવશે." મહારાજાએ કરડાકીથી જવાબ આપ્યો.

"હું મારી ઇચ્છાથી તો આપની સાથે નથી જ આવવાની. બળાત્કારે ઊપડાવીને લઇ જવી હોય તો ભલે લઇ જાઓ. પરંતુ એ કદાપિ ન ભૂલશો કે આ અત્યાચારનું અનિષ્ટ પરિણામ અલ્પ સમયમાં જ આપને ભોગવવું પડશે; કારણ કે, મારો ભાઇ પ્રતાપ તથા મારા પતિદેવ બન્ને ખરેખરા રાજપૂત બચ્ચા છે." કુસુમકુમારીએ હવે હૃદયમાં હિંમતને ભરી દઇને આ વિરોધ વીરતાપૂર્વક દર્શાવ્યો.

"ઊપાડો આ ચીબાવલીને અને નાખી દ્યો ઉપાડીને મૉટરમાં. એનો ભાઇ અને એનો ધણી ઉભું ખરેખરા રાજપૂત બચ્ચા હવે શી કૃતહમારી કરી બતાવે છે તે આપણે જોવાનું છે." મહારાજાએ પોતાના અંગરક્ષકને સંબોધીને આ શબ્દો ઉચ્ચાર્યા.

કુસુમકુમારી તથા સેવિકાઓએ પોતાની કટારીઓને કાઢીને મહારાજાના અંગરક્ષકોનો પ્રતિકાર તો કર્યો અને એક અંગરક્ષક કુસુમકુમારીની કટારીથી ઘવાયો પણ ખરો; પરંતુ અંતે છ હથિયારબંધ ભીમકાય પુરુષો સમક્ષ ત્રણ અબળાઓ કેટલીક વાર ટકી શકે વારૂ? અર્થાત્ બે સેવિકાઓને તેમની જ ઓઢણીઓ વડે થાંભલા સાથે બાંધીને અંગરક્ષકોએ કુસુમકુમારીને કુસુમવત્ ઊપાડીને મૉટરમાં નાખી દીધી. તે માર્ગમાં બૂમ ન પાડી શકે એટલામાટે તેના મોઢામાં ટુવાલનો ડૂચો મારી દીધો અને ત્યાર પછી તે ક્ષણે જ બન્ને મૉટરો ભૂમંડલાની દિશામાં સડસડાટ કરતી ચાલતી થઇ ગઇ. આવી રીતે અતિશય અલ્પ આયાસથી કુસુમકુમારી નામક હરિણીને પોતાના (વ્યાધના) જાળમાં સપડાયલી જોઇને મહારાજા ઇશ્વરસિંહજીની છાતી હર્ષથી ગજગજ ફૂલવા લાગી અને શૉફર વાલજીનું હૃદય પણ આનંદપુલકિત થવા લાગ્યું. કુસુમકુમારી થોડી વારમાં જ મૂર્ચ્છિતા થઇ ગઇ અને જ્યારે તેને રાજમહાલયના આંગણામાં લાવીને મૉટરમાંથી નીચે ઊતારવામાં આવી ત્યારે પણ તેની મૂર્ચ્છાનો લોપ થયો ન હોતો. મહારાજાએ બે દાસીઓને બોલાવીને કુસુમકુમારીને ભોંયરામાં રાખવામાટે સોંપી દીધી અને તેને શુદ્ધિમાં લાવીને સમજાવવાનો હુકમ પણ સંભળાવી દીધો.

નાનાવિધ ઉપચારોના યોગે ભોંયરામાં પહોંચ્યા પછી બે કલાકે કુસુમકુમારીની મૂર્ચ્છાનો લોપ થયો અને તે શુદ્ધિમાં આવતી દેખાવા લાગી. આ વેળાયે ઇસાબેલા તથા લેડી ડૉકટર ત્યાં હાજર હતી; કારણ કે, ઉપચાર માટે તેમને પણ ટેલિફોન કરીને બોલાવવામાં આવી હતી. સાંઝે ચાર વાગે મહારાજા ઇશ્વરસિંહજી ભોંયરામાં પધાર્યા; પરંતુ તેમને જોતાંની સાથે જ કુસુમકુમારીએ પોતાના મુખને વિપરીત દિશામાં ફેરવી દીધું. મહારાજાએ દાસીઓને સંબોધીને પૂછયું કેઃ-

"કેમ, આ હઠીલી હરિણી મારી ઇચ્છાને પૂર્ણ કરવાની હા પાડે છે કે નહિ?"

"હજી તો હા નથી પાડતાં. અમો સમજાવી રહ્યાં છીએ." દાસીઓએ ઉત્તર આપ્યું.

"હું રાતે આઠ વાગે પાછો આવીશ. તમો મારી સૂચના પ્રમાણે બધી તૈયારી કરી રાખજો." આ શબ્દો ઉચ્ચારીને મહારાજા ઇશ્વરસિંહજી ત્યાંથી રવાના થઇ ગયા.

મહારાજા ઇશ્વરસિંહજીના ચાલ્યા જવા પછી કુસુમકુમારી તેને વ્યભિચારિણી થવાનો ઉપદેશ આપનારી હેડ મિસ્ટ્રેસ ઇસાબેલા તથા લેડી ડૉકટરને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગી કેઃ 'મારી વહાલી બ્હેનો, તમો બન્ને સુશિક્ષિતા તથા બુદ્ધિમતી સ્ત્રીઓ હોવા છતાં આ રાજ્યમાં વ્યભિચારી મહારાજાની કૃપા તથા સંપત્તિને પ્રાપ્ત કરવામાટે વેશ્યા તથા કુટ્ટિની તરીકેના જીવનને વીતાડી રહી છો એ જોઇને મારા શોક તથા ખેદનો અવધિ ગઇ જાય છે. કદાચિત્ તમારા પોતાથી સંયમનું પાલન ન કરી શકાતું હોય અને ઇન્દ્રિયોને વશ રાખવાની શકિતનો તમારામાં સર્વથા અભાવ જ હોય; તો તમો પોતે ભલે ભ્રષ્ટતાને વળગીને નરકપ્રાપ્તિનાં સાધનોને એકત્ર કરતી રહો; પરંતુ અન્ય પતિવ્રતા પ્રમદાઓને પાપના માર્ગમાં અગ્રેસર થવાના આવા ઉપદેશો આપવાના પાપથી અલિપ્ત રહો અને જો તમારૂં કાંઇ ચાલી શકતું હોય, તો મહારાજાને પણ આવા અત્યાચાર તથા પાપકર્મથી અલિપ્ત રહેવાનો ઉપદેશ આપતી રહો; અને પ્રેમ વિનાના શરીરસંબંધમાં કોઇ પણ પ્રકારનો આનંદ હોતો જ નથી એ રહસ્ય વ્યભિચારી મહારાજાને સમજાવી દ્યો. તમારે કેટલા ભવ જીવવાનું છે કે પાપના આવા પોટલાને તમો બાંધી રહ્યાં છો? પેટ ન ભરાતું હોય તો પેટને ફોડી નાખો અને સંયમ ન પાળી શકાતો હોય તો એક પુરુષ સાથે લગ્ન કિંવા પુનર્લગ્ન

કરી લ્યો અથવા તો આત્મહત્યા કરીને મરી જાઓ; પરંતુ સતી સ્ત્રીઓને વ્યભિચારના માર્ગમાં પ્રેરીને પોતાની નકટા જમાતને વધારવાની આ પ્રવૃત્તિને આટલેથી જ અટકાવી દો. હું પવિત્ર રાજપૂતાણી હોવાથી તમારા આ ઉપદેશનું મારા હૃદયમાં કાંઇ પણ પરિણામ નથી જ થવાનું એ નિશ્ચયપૂર્વક માની લેજો. હું અત્યારે દુરાત્મા મહારાજાના પંજામાં સપડાઇ ગયેલી હોવાથી જો મારા ભાગ્યમાં બળાત્કારે ભ્રષ્ટ થવાનો યોગ લખાયલો હશે અને તેથી જો બળાત્કારે મને ભ્રષ્ટ કરવામાં આવશે, તો તે એક જૂદી વાત છે; પરંતુ મારી પોતાની ઇચ્છાથી તો હું મહારાજાની આસુરી લાલસાને આધીન નથી થવાની તે નથી જ થવાની. તમારા મને સમજાવવાના આ સર્વ પ્રયત્નો સર્વથા નિષ્ફળ તથા વ્યર્થ છે."

કુસુમકુમારીના આ ઉત્તરને સાંભળીને ઇસાએલા તથા લેડી ડૉક્ટરે કુસુમકુમારીને સમજાવવાના પ્રયત્નને નિષ્ફળ તથા નિરુપયોગી જાણીને ત્યજી દીધો.

* * * * *

સૂર્યનો અસ્ત થઇ ગયો. પાપકર્મના પોષક રાત્રિજન્ય અંધકાર નામક પિશાચરાજની સત્તાનો સંસારમાં વિસ્તાર થવા લાગ્યો અને બરાબર સવા આઠ વાગે મહારાજા ઇશ્વરસિંહ મદિરાના પાન દ્વારા પોતાની આસુરી લાલસાને યથેચ્છ ઉત્તેજિત કરીને ભૂગર્ભગૃહમાં આવી લાગ્યા. આવતાંની સાથે જ મહારાજાએ પોતાની કુટ્ટિનીઓને પૂછ્યું કે: 'આ હઠીલી હંસીએ પોતાના હઠને ત્યજીને મારી ઇચ્છાને આધીન થવાની હા પાડી કે નહિ ?"

આ પ્રશ્નનું કુટ્ટિનીઓ કાંઇ પણ ઉત્તર આપે તે પૂર્વે કુસુમકુમારી જ બોલી ઊઠી કે: "મહારાજાધિરાજ, મને તો લાગે છે કે હવે તમારો દી ઊઠી ગયો છે અને તમારા મૃત્યુનો ઘંટ વાગી રહ્યો છે."

"મારો દી ઊઠી ગયો હોય કે ઊંઘી ગયો હોય અને મારા મૃત્યુનો ઘંટ ભલે વાગી રહ્યો હોય; પણ તારા ભાઇએ મારી સાથે આદરેલા વૈરનો બદલો લેવામાટે આજે હું તને ભ્રષ્ટ કર્યા વિના તો નથી જ રહેવાનો: કારણ કે, તારા જેવી પોતાને સતીશિરોમણી માનનારી સ્ત્રીઓએ જેવી રીતે પોતાના શીલને રક્ષવાની પ્રતિજ્ઞા કરેલી હોય છે તેવી જ રીતે હું જ્યારથી રાજા થયો છું ત્યારથી તારા જેવી સતીશિરોમણીઓના શીલ અથવા સતીત્વના દુર્ગને ભેદી નાખવાની મેં પણ દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે અને મારી એ પ્રતિજ્ઞાને હું અત્યાર સુધી બરાબર પાળતો રહ્યો છું. તારા જેવી અનેક પતિવ્રતાઓના પાતિવ્રત્યદુર્ગને આ બહાદુર બંકાએ ભેદી નાખ્યા છે અને જ્યાં સુધી આ

શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી આ બહાદુર બંદા પોતાની પ્રતિજ્ઞાને આવી જ રીતે પાળતા રહેવાના છે." મહારાજા ઇશ્વરસિંહજીએ મુંબઇના કોઇ એક મેદાનિયા મવાલી પ્રમાણે આ શબ્દો મૂછોપર તાવ દઇને ગર્વદર્શક ભાવથી ઉચ્ચાર્યા.

"ધન્ય છે આપને પોતાને અને ધન્ય છે આપની આ પ્રતિજ્ઞાને! પરજિયા સોનીના બીજથી ઉત્પન્ન થયેલા અને પૂર્વજન્મના કોઇ પ્રબળ પુણ્યના પ્રતાપે આ રાજ્યના સ્વામી થયેલા વર્ણસંકર રાજપૂતની આવી પ્રતિજ્ઞા હોય એમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે? આ તારો દોષ નથી; પણ તારી વર્ણસંકરતાનો કિંવા તારા જાતિસ્વભાવનો જ દોષ છે: બાવળના વૃક્ષમાં આંબાનો પાક આવતો જ નથી." કુસુમકુમારીએ અત્યંત તિરસ્કારસૂચક ભાવથી આ શબ્દબાણનો પ્રહાર કર્યો અને એ શબ્દબાણ લાગતાંની સાથે જ મહારાજાના મુખમંડળમાં એક પ્રકારની ભયાનક કાલિમા વ્યાપી ગઇ.

મહારાજાના ક્રોધનો અવધિ થઇ ગયો એટલે હવે તેમણે વાદવિવાદને આગળ ન લંબાવતાં ઇસાબેલા, લેડી ડૉક્ટર તથા દાસીઓને સંબોધીને અંગારઝરતાં નેત્રોથી આજ્ઞા સંભળાવી દીધી કે: "આ સતીશિરોમણીને પકડીને બેસાડી દો પલંગપર અને આ વર્ણસંકર રાજપૂત શું કરી શકે છે એ એને જોઇ લેવા દો."

ચાર પિશાચિકાઓએ કુસુમકુમારીને પકડીને પલંગપર બેસાડી દીધી. કુસુમકુમારી પાસે શસ્ત્ર ન હોવાથી તેમ જ તેનું શરીર પણ અતિશય સુકોમળ તથા સુકુમાર હોવાથી તેનાથી એ પિશાચિકાઓના બળનો પોતાના બળદ્વારા પ્રતિકાર ન કરી શકાયો અને એ પિશાચિકાઓની સહાયતાથી તેના અમૂલ્ય સતીત્વરત્નને પિશાચકર્મા મહારાજાએ પોતાની ઇચ્છા અનુસાર બરાબર લૂટી લીધું. કુસુમકુમારી વળી પાછી મૃત્યુસંધિની મૂર્ચ્છામાં પડી ગઇ. લેડી ડૉક્ટરને તેની શુશ્રૂષાનું કાર્ય સોંપી ઇસાબેલાને પોતાની સાથે લઇને મહારાજા મહાલયના ઉપરિ ભાગમાંના પોતાના શયનમંદિરમાં ચાલ્યા ગયા; કારણ કે, મહારાણીની મહાલયમાં હાજરી ન હોવાથી મહારાજા ગમે તે વેળાયે ગમે તેવા પ્રકારની ધમાચકડી મહાલયના કોઇ પણ ભાગમાં કર્યા કરતા હતા અને મહારાણીના શયનમંદિરને તેમણે વેશ્યાઓ તથા વ્યભિચારિણીઓના શયનમંદિરના સ્વરૂપમાં ફેરવી નાખ્યું હતું. મહારાજાના આ બધા ધનધન ધોરી ધંધાના સમાચાર એક વિશ્વાસપાત્ર દાસીદ્વારા મહારાણીને મુંબઇમાં યથાસમય મળ્યા કરતા હતા.

બીજો દિવસ વીત્યો અને ત્રીજા દિવસના પ્રભાતમાં મહારાજા તથા શૉફર વાલજી 'બ્રેકફાસ્ટ' ને ન્યાય આપતા બેઠા હતા એટલામાં રેસિડેંટ કૉફમૅનનો એવા આશયનો ટેલિફોન આવ્યો કે: "યોર હાઇનેસ, હું એક ઘણા જ અગત્યના ગંભીર કામમાટે આપને હમણાં જ મળવા માગું છું: કાં તો આપ અહીં આવો અને નહિ તો મારે અત્યારે જ આપની પાસે આવવું પડશે." ટેલિફોન શૉફર વાલજીએ રિસીવ કર્યો અને રેસિડેંટના શબ્દો મહારાજાને કહી સંભળાવ્યા. મહારાજાએ ટેલિફોનમાં રેસિડેંટને કહ્યું કે: "અડધા કલાકમાં હું આવું છું. તમો અહીં આવવાની તકલીફ ન લેશો." બ્રેકફાસ્ટ કરીને મહારાજા તથા વાલજી શૉફર મૉટરમાં બેસીને રેસિડેંટને બંગલે જવામાટે ઊપડી ગયા. શૉફર વાલજી શૉફર તરીકે જ મહારાજા સાથે ગયો હતો.

* * * *

જે વેળાયે મહારાજાને રેસિડેંટે પોતાની પાસે બોલાવ્યા તે જ વેળાયે ધવલનગરમાં કુસુમકુમારીનો પતિ સંગ્રામસિંહ ગામતરું કરીને પાછો આવી લાગ્યો અને તેણે દાસીઓના મુખથી મહારાજાએ પોતાની પત્નીના કરેલા અપહારની વાર્તા સાંભળીને દાસીઓના દેખતાં જ એવી ભીષ્મપ્રતિજ્ઞા કરી લીધી કે:-

"જો એ નીચ મહારાજાએ મારી સતી સ્ત્રીના પાતિવ્રત્યનો ભંગ કરી નાખ્યો હશે; તો મારું જે કાંઇ પણ થવાનું હોય તે થાય, પરંતુ હું મહારાજાનો જીવ લીધા વિના નથી જ રહેવાનો. એ નરપિશાચ રાજવીએ ઘણી સ્ત્રીઓની લાજ લૂટી છે; પણ મારી પત્ની ઉપર એણે મરવામાટે જ હાથ નાખ્યો છે; હવે એ પિશાચરાજના આયુષ્યના દિવસો ગણાઇ ચૂકયા છે."

સંગ્રામસિંહે આ વૃત્તાંત પોતાના સાળા પ્રતાપસિંહને જણાવવામાટે વિસ્તૃત પત્ર લખીને તે દિવસે જ ટપાલમાં નાખી દીધું અને તે પત્રમાં તેણે પોતાની પ્રતિજ્ઞાનો પણ સ્પષ્ટ ઉલ્લેખ કરી દીધો હતો; માત્ર એટલું જ નહિ, પણ બ્રિટિશ સરકારના ભૂમંડલામાં વસતા રેસિડેંટ કૉફમેનને એ પત્ર લખવાથી પૂર્વે જ તેણે ટેલિફોન કરીને એ વાર્તા જણાવી દીધી હતી કે: "પરમ દિવસે મારી ગેરહાજરીમાં મહારાજા ઇશ્વરસિંહજી અહીં આવીને મારી પત્ની કુસુમકુમારીને બળાત્કારે મારા ઘરમાંથી ઊપાડીને લઇ ગયા છે તેની નોંધ લેશો; તપાસ કરશો અને મારી પત્ની અત્યારે ક્યાં તથા કેવી સ્થિતિમાં છે તે જાણી લેશો. હું આવતી કાલે આપને મળીશ." આ ટેલિફોનનો સંદેશો રેસિડેંટ કૉફમેનને

મહારાજા પોતાના મહાલયમાંથી રવાના થયા પછી મળ્યો હતો.

*  *  *  *

ભલો રેસિડેંટ કૉફમેન પોતાના બંગલાના કમ્પાઉન્ડમાં મહારાજાની વાટ જોતો આંટા ફેરા મારી રહ્યો હતો. મહારાજા આવ્યા એટલે તે તેમની સાથે હસ્તધૂનન (શેકહેંડ) કરી બહાર પડેલી નેતરની કુરસીમાં બેસાડી પોતે બીજી કુરસીમાં બેસી ગયો. નેતરની ટિપાઇ પર સિગાર કેસ પડ્યો હતો તેમાંથી એક સિગાર કાઢીને તેણે મહારાજાને આપી અને પોતે બીજી સિગારને સળગાવ્યા પછી તે મહારાજાને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"યોર હાઇનેસ, મુંચાણામાં તમારા હુકમથી કરવામાં આવેલા હત્યાકાંડ; તમોએ પ્રજા ઉપર પૈસા કઢાવવામાટે કરવા માંડેલા જુલ્મ અને તમારા પોતાના તથા તમારા શૉફર વાલજીના લોકોની વહુ દીકરીઓને બળાત્કારે ભ્રષ્ટ કરવાના ભયાનક અત્યાચારોએ તમારા વિરુદ્ધ એક પ્રકારના વિપરીત વાતાવરણને તો કયારનું ય પ્રસારી દીધું હતું; તેવામાં મુંબઇમાં કલ્યાણી નામની કોઇ એક બાઇને પકડીને અહીં લાવવાનો પ્રયત્ન કરતાં તમારા માણસોના હાથે વલ્લભચંદ્ર એમ. એલ. સી. નું મરણ થઇ ગયું છે; આનંદશંકર એમ. એલ. સી. સખ્ત ઘવાયા છે અને બાઇ કલ્યાણીને પણ સખ્ત ઇજા થઇ છે. આ વાત નામદાર ગવર્નર સાહબના કાન સુધી પહોંચી ગઇ છે અને નામદાર વાઇસરોય સાહબના કાન સુધી પણ આજ કાલમાં પહોંચી જવાની છે. તમારા માણસોમાંના અમુક માણસો મુંબઇમાંથી લાલ રંગની મોટરમાં બેસીને પલાયન કરી ગયા છે, અને કાયદાના પંજામાંથી છટકી ગયા છે. નામદાર ગવર્નર સાહબની એવી દૃઢ માન્યતા છે કે તે છટકેલા માણસો કાં તો અહીં આવી ગયેલા હોવા જોઇએ અને કાં તો આજ કાલમાં અહીં આવવા જ જોઇએ; કારણ કે, કોઇ અન્ય સ્થાનમાં તેમને આશ્રય મળી શકે એ ઘટના સર્વથા અસંભવનીય છે. તે પલાયન કરી ગયેલા માણસોમાંનો એક તમારો વ્હાલો શૉફર વાલજી હતો એમ માનવામાં આવે છે, ને તે અત્યારે તમારી સાથે છે. યોર હાઇનેસ, હું તમોને તમારા એક હિતેચ્છુ મિત્ર તરીકે કહું છું કે તમો પોતે પણ ભયમાં છો અને તમારી રાજસત્તા પણ ભયમાં છે. જો મુંબઇથી પલાયન કરી ગયેલા માણસો અહીં આવી લાગ્યા હોય, તો તેમને અમારા હાથમાં સોંપી દો અથવા તેઓ ન આવ્યા હોય, તો જ્યારે આવે ત્યારે તેમને અમારા હાથમાં સોંપી દેવાની દક્ષતા દર્શાવજો. જો આટલામાં નહિ સમજી જાઓ, તો તમારા માટે સત્વર પદભ્રષ્ટ થવાનો અવસર આવી લાગશે અને

તેના જવાબદાર તમો પોતે જ ગણાશો. બ્રિટિશ સરકારને છેતરવાની મૂર્ખતા ન કરશો. પછી તો જેવી તમારી ઇચ્છા."

"મારા કેટલાક રાજદ્રોહી પ્રજાજનોએ તથા મુંબઇમાં વસતા કેટલાક ધાંધલિયા તરુણોએ મારી વિરુદ્ધ આ બનાવટી આરોપો ઊભા કર્યા છે. મુંચાણામાં બળવાને દાબી દેવામાટે મારા સૈનિકોએ ન છૂટકે જ ગોળીબાર કર્યો હતો, અને આવી બાબતોમાં બ્રિટિશ સરકારને હસ્તાક્ષેપ કરવાનો કશો પણ અધિકાર છેજ નહિ. બાકી હું પૈસા કઢાવવામાટે પ્રજા ઉપર જુલ્મ ગુજારૂં છું; હું અને મારો શૉફર વાલજી પ્રજાની વહુ દીકરીઓ ઉપર બળાત્કાર કરીએ છીએ અને મુંબઇમાં મારા માણસોએ કલ્યાણી નામની બાઇને મારા હુકમથી ઊપાડી લાવવાનો પ્રયત્ન કરતાં કોઇનું ખૂન કરી નાખ્યું છે ને કોઇને ઘાયલ કરી નાખ્યો છે એ વાત બિલ્કુલ બનાવટી છે. મારો શૉફર વાલજી તો મુંબઇથી પાછો આવી ગયો તે વાતને દોઢ મહિનો થઇ ગયો છે." મહારાજાએ અક્ષરશઃ અસત્યના અવલંબનથી પોતાને નિર્દોષ તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કર્યો.

"વારૂ; ધવલનગરથી પરમ દિવસે તમો કોઇ રાજપૂતાણીને મૉટરમાં નાખીને બળાત્કારે ઊપાડી લાવ્યા છો ખરા કે?" રેસિડેંટે છેવટે મહારાજાને ભડકાવનારો સવાલ પૂછ્યો.

મહારાજાના મોઢા ઉપર સિયાહી ઢળી ગઇ; છતાં છાતીમાં ઉછીની હિમ્મતને ભરીને પોતાનો જૂઠો બચાવ કરતા મહારાજાધિરાજ બોલવા લાગ્યા કે: "એ તો મારા ભાયાતની દીકરી મારી દીકરી સમાન હોવાથી અને એનો ધણી એનાપર જુલ્મ ગુજારતો હોવાથી હું એ કુસુમકુમારીને થોડા દિવસને માટે અહીં લઇ આવ્યો છું અને એ બાઇને મહાલયમાં આદરપૂર્વક રાખવામાં આવી છે."

"જો એમ જ હોય, તો અત્યારે જ મારાં વાઇફને તમારી સાથે મૉટરમાં બેસાડીને તમારા મહાલયમાં લઇ જાઓ અને તમારા ભાયાતની એ છોકરી સાથે મારાં વાઇફની મુલાકાત કરાવી આપો. જો તમો કહો છો તેવી રીતે તેનો ધણી તેનાપર જુલ્મ ગુજારતો હોવાથી જ તમો તે બાઇને અહીં લઇ આવ્યા હશો, તો ઠીક છે, અને જો આ વાત જૂઠી સાબિત થશે, તો આનું પણ તમારે વિપરીત પરિણામ ભોગવવું પડશે, એ ભૂલી ન જશો. જ્યારે તમો એ બાઇને તમારી દીકરી તરીકે જ લાવ્યા છો, તો હું નથી ધારતો કે મારાં વાઇફનો તે બાઇ સાથે મેળાપ કરાવી આપવામાં

તમોને કોઇ પણ પ્રકારનો વાંધો હોય.'' રેસિડેંટ મહારાજાની સર્વગુણસંપન્નતા તથા ભાવનો તરફના ઉભરાઇ જતા પ્રેમને સારી રીતે જાણતો હોવાથી તેણે મહારાજાને તેમના પોતાના શબ્દોના જાળમાં જ સારી રીતે સપડાવી લીધા.

મહારાજાની સ્થિતિ 'સાપે ગળી છછુંદરી, ખાય તો મરે ને મૂકે તો આંધળો થાય' એના જેવી થઇ પડી. જો તેઓ રેસિડેંટની પત્નીનો કુસુમકુમારી સાથે મેળાપ કરાવી આપે તો તેમના જૂઠાણા તથા પાપનો તરત પ્રકાશ થઇ જાય તેમ હતું અને જો રેસિડેંટનાં પત્નીનો કુસુમકુમારી સાથે મેળાપ કરાવી આપવાની તેઓ ના પાડે, તો ય તેથી તેમનું જૂઠાણું જ સાબિત થાય તેમ હતું એટલે મહારાજાને એટલી બધી મુંઝવણ થઇ પડી કે ન પૂછો વાત. દશ મિનિટ સુધી તો તેઓ શો જવાબ આપવો એનો જ વિચાર કરતા રહ્યા અને સંસારનો અનુભવી વયોવૃદ્ધ રેસિડેંટ તેમના મુખમંડળમાં થતાં પરિવર્તનોના નિરીક્ષણથી તેમના હૃદયમાં વ્યાપેલા ભયની યથાર્થ કલ્પના કરતો રહ્યો. અંતે મહારાજાએ રેસિડેંટને સંબોધીને કહ્યું કેઃ—

"અમારી આવી ખાનગી બાબતોમાં બ્રિટિશ સરકારને તેમ જ તમારા જેવા બ્રિટિશ સરકારના અધિકારીઓને આટલી સીમા પર્યન્ત માથું મારવાનો કિંવા દસ્તઅંદાજી કરવાનો શો અધિકાર છે એ હું તો સમજી જ નથી શકતો. આ માગણીનો અર્થ તો એવો જ થાય છે કે મને તમો જૂઠો માનો છો અને તે સાથે મારી આવી ખાનગી બાબતોની તપાસ કરવાનો અધિકાર પણ ધરાવો છો. અવિનય થતો હોય તો ક્ષમા આપશો; પણ મારી સ્વતંત્રતાને સુરક્ષિત રાખવામાટે હું આપની આ માગણીને કબૂલ રાખી શકતો નથી, અને હાલ તરત કુસુમકુમારીની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તેની શાંતિનો ભંગ કરવાની મારી ઇચ્છા પણ નથી.'

"યોર હાઇનેસ, અવિનય થતો હોય તો ક્ષમા કરજો; પણ અત્યાર સુધીમાં આપનાં અનેક પાપોને છુપાવવાના તથા આપને સંકટમાંથી બચાવી લેવાના મેં એટલામાટે પ્રયત્નો કર્યા હતા કે આપ આવી ઠોકરો ખાઇને ઠેકાણે આવી જશો અને સુધરી જશો એવી મારા હૃદયમાં આશા રહ્યા કરતી હતી." વયોવૃદ્ધ રેસિડેંટ કૉફમેન અતિશય ગંભીર ભાવ તથા વ્યથિત અંતઃકરણથી મહારાજાને સંબોધીને કહેવા લાગ્યોઃ "પરંતુ આપનાં પાપો દિવસાનુદિવસ એટલાં બધાં વધતાં જાય છે કે હવે મારાથી આપનાં પાપોને કોઇ પણ પ્રકારે ઢાંકી શકાય તેમ નથી અને તેથી મારે હવે

મારા અત્યારસુધીના મૌનનો ભંગ કરવો જ પડે છે અને સત્યના સમર્થન માટે કહેવું જ પડે છે કે કુસુમકુમારી આપના ભાયાતની પુત્રી હોવાથી આપની પુત્રી તુલ્ય હોવા છતાં આપ તેને દુષ્ટ હેતુથી જ ઊપાડી લાવ્યા છો અને તેથી અત્યાર સુધીમાં આપના હસ્તથી તેની પવિત્રતાનો દુર્ગ જો ભેદાઇ ગયો હોય, તો તેમાં નવાઇ જેવું કાંઇ છે જ નહિ. આપની ખાનગી બાબતોમાં હસ્તાક્ષેપ કરવાનો બ્રિટિશ સરકારનો કિંવા તે સરકારના મારા જેવા કોઇ પ્રતિનિધિનો અધિકાર નથી એ આપનું કથન સત્ય છે; પરંતુ આ અથવા આવા પ્રકારની બીજી બાબતોને આપ પોતાની ખાનગી બાબત તરીકે ઓળખતા હો, તો તે આપનો એક પ્રકારનો ભયાનક ભ્રમ અથવા પ્રમાદ છે. અર્થાત્ આવી બાબતોમાં અત્યાચારનો ભેદ સમાયલો હોવાથી જ્યારે પણ આવશ્યકતા જણાય ત્યારે દેશી રાજાઓ વિશાળ બ્રિટિશ સામ્રાજ્યના માંડલિકો હોઇને માંડલિક રાજાઓની પ્રજા પરોક્ષરીત્યા ભારતીય બ્રિટિશ સામ્રાજ્યની જ પ્રજા હોવાથી પ્રજાના કલ્યાણમાટે આવા પ્રકારના વિષયોમાં હસ્તાક્ષેપ કરવાનો બ્રિટિશ સરકાર તથા બ્રિટિશ સરકારના મારા જેવા પ્રતિનિધિયો કિંવા અધિકારીઓ પર્યાપ્ત અધિકાર ધરાવે છે અને એ રહસ્ય હવે અલ્પ સમયમાં જ આપના જાણવામાં આવી જવાનું છે, એટલે અત્યારે જ એનું અધિક વિવેચન અનાવશ્યક છે; કારણ કે, હિન્દુધર્મની માન્યતા અનુસાર જો પૂર્વજન્મ તથા પુનર્જન્મની ઘટના સત્ય હોય, તો આપ પોતાના આ જન્મ અથવા આ અવતારમાં તો નથી જ સુધરવાના એવો હવે મારો દૃઢ નિશ્ચય થઇ ગયો છે અને તેથી હવે આપના સુધરવાની વ્યર્થ આશાને હૃદયમાં સ્થાન આપીને આપનાં પાપકર્મોને છુપાવી આપને બચાવવાનો પ્રયત્ન કરવો તે આપની નિર્દોષ, શાંત તથા ઉપદ્રવ-રહિત પ્રજા ઉપર તેમના વિનાશમાટે એક નિર્દય તથા ભૂખ્યા વાઘને છૂટો મુકી દેવા બરાબર છે. મારે હવે નામદાર ગવર્નર સાહબને જે કાંઇ લખી જણાવવાનું છે તે હું આજે અથવા આવતી કાલે લખી જણાવીશ અને મારા એ લખાણનું આપના સંબંધમાં જે કાંઇ પણ અનિષ્ટ પરિણામ આવશે તેના જવાબદાર આપ પોતે જ રહેવાના છો. ”

‘ જેમ તમોને યોગ્ય જણાય તેમ કરજો. તમો અત્યારે મને જે ધમકીઓ આપી રહ્યા છો તો હું પણ આજે ને આજે જ નામદાર ગવર્નર સાહબને લખી જણાવવાનો છું; પછી જે થાય તે ખરૂં. હું આપની આવી ધમકીઓથી ડરી જાઉં તેમ નથી એની આપ ખાત્રી રાખશો;

બદકે અમો રાજાઓ એવા પ્રયત્નો કરી રહ્યા છીએ કે આ રેસિડેંટની ઝૂંસરી જ અમારા ગળામાંથી નીકળી જાય અને અમારો સંબંધ સીધો તાજ સાથે જ થઇ જાય. જો એમ થશે, તો તમારા જેવા બ્રિટિશ અધિકારીઓનો રોટલો જ ટળી જશે." મહારાજાએ ગર્વમાં આવી જઇને બ્રિટિશ સરકારના એક સારામાં સારા તથા વયોવૃદ્ધ અંગ્રેજ અધિકારીનું આવી રીતે અપમાન કરી નાખ્યું; પરંતુ વસ્તુતઃ તેમના હૃદયમાં ભય તથા કુશંકાઓનું જ સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું અને તે ભય તથા કુશંકાઓનાં ચિહ્નો તેમના મુખમંડળમાં પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતાં હતાં.

"આપ નામદારને મેં અત્યારે અહીં આવવાનો જે પરિશ્રમ આપ્યો છે તેની ક્ષમા કરશો અને નામદાર ગવર્નર સાહેબને મારી વિરુદ્ધ જે કાંઇ પણ લખવું હોય તે અવશ્ય લખી નાખશો. ગુડબાય." રેસિડેંટ સાહેબે આ શબ્દોના ઉચ્ચારથી મહારાજાને ત્યાંથી ચાલ્યા જવાની માર્મિક સૂચના આપી દીધી.

મહારાજા 'ગુડબાય' કરીને ચાલતા થઇ ગયા અને રેસિડેંટ મહારાજા ઉપર અતિશય કોપાયમાન થયેલો હોવાથી પોતાના ઑફિસ રૂમમાં જઇને તત્કાળ મહારાજા વિરુદ્ધ ગવર્નર સાહેબ ઉપર જે રિપોર્ટ મોકલવાનો હતો તે રિપોર્ટ લખવાના કામમાં લાગી ગયો.

મહારાજાએ મૉટરમાં બેસીને શૉફર વાલજીને કહ્યું કેઃ "આપણે કેટલીક ખાનગી વાતો કરવાની હોવાથી વૈજનાથના ખંડિયેર તરફ ચાલો." વાલજીએ મૉટરને વૈજનાથના ખંડિયેરના માર્ગમાં ચલાવી દીધી. મૉટરમાં જ મહારાજાએ રેસિડેંટ સાથે થયેલી પોતાની વાતચીતનો સારાંશ શૉફર વાલજીને સંભળાવી દીધો અને ગવર્નર સાહેબ ઉપર રેસિડેંટ વિરુદ્ધ રિપોર્ટ લખી મોકલવાનો પોતાનો વિચાર પણ જણાવી દીધો. શૉફર વાલજીએ એ રિપોર્ટ મોકલવાના સંબંધમાં પોતાની સંમતિ દર્શાવી દીધી. વૈજનાથના ખંડિયેરમાં આવ્યા પછી કુસુમકુમારીની શી વ્યવસ્થા કરવી એનો તેઓ વિચાર કરવા લાગ્યા. અંતે તેઓ આ ભયનાં વાદળ વિખેરાઇ ન જાય ત્યાં સુધી કુસુમકુમારીને વૈજનાથના ખંડિયેરમાં લાવીને રાખવાના અને બહાર 'કુસુમકુમારીને પાછી તેના પતિ પાસે મોકલી દેવામાં આવી છે' એવી ખોટી વાતને ફેલાવવાના નિશ્ચય ઉપર આવી લાગ્યા. એ નિશ્ચય અનુસાર તે જ દિવસે રાત્રિના સમયમાં કુસુમકુમારીને મહારાજાએ આ વાર્તા બીજા કોઇ મૉટર ડ્રાઇવરના જાણવામાં ન આવી શકે એટલામાટે શૉફર વાલજીવાળી મૉટરમાં બેસાડીને વૈજનાથના ખંડિયેર તરફ રવાના

કરી દીધી. તેની સાથે તેના ચૉકી પહેરા તથા તેની સંભાળમાટે બે દાસીઓને પણ મોકલવામાં આવી હતી. મહારાજા પોતે સાથે આવ્યા ન હોતા એટલે મહારાજાની ગેરહાજરીનો લાભ લઇને કુટ્ટિની દાસીઓની સહાયતાથી ગાયના ગોધાની ઉપમાને લાયક શૉફર વાલજીએ પણ બળાત્કારે કુસુમકુમારીને ભ્રષ્ટ કરીને પોતાની પૈશાચિક લાલસાને તૃપ્ત કરી લીધી. કુસુમકુમારી શૉફર વાલજીના ચાલ્યા જવા પછી પરમાત્મા પાસેથી પ્રજાપીડક મહારાજા ઇશ્વરસિંહ તથા શૉફર વાલજીના મૃત્યુની પ્રજાના કલ્યાણમાટે યાચના કરવા લાગી. કુસુમકુમારી કાંઇ પણ ખાધા પીધા વિના ભૂખી ને તરસી જ નિદ્રાવશ થઇ ગઇ.

* * * *

બીજે દિવસે કુસુમકુમારીનો પતિ ભૂમંડલામાં અવીને બ્રિટિશ રૅસિડૅંટ કૉફમેન સાહબને મળ્યો. તેણે પોતાની દાસીઓના મુખથી સાંભળેલો પોતાની પત્નીના મહારાજાના હસ્તથી થયેલા અપહરણનો ઇત્થંભૂત વૃતાંત રૅસિડૅંટ સાહબને કહી સંભળાવ્યો. રૅસિડૅંટ સાહબ તેના વૃત્તાંતને સાંભળીને અનુકંપાદર્શક ભાવથી આશ્વાસન આપતા કહેવા લાગ્યા કે; "તમારી પત્ની મહારાજાના મહાલયમાં છે એટલી વાર્તા તો મહારાજાએ પોતે પણ કબૂલ કરેલી છે. મહારાજાનાં પાપોનો ઘડો કાંઠા સૂધી ભરાઇ ચૂક્યો છે એટલે હવે તેના ફૂટી જવાની જ વાર છે. હાલ તરત શાંતિને ધારણ કરીને બેસી રહો અને થોડા દિવસમાં જ મહારાજાનું જે પરિણામ આવી જવાનું છે તેની વાટ જોતા રહો. હવે મહારાજાના અત્યાચારો બ્રિટિશ ઇન્ડિયાની હદમાં અને તે પણ વળી મુંબઇ જેવા નગરમાં પહોંચી ગયા છે એટલે હવે બ્રિટિશ સરકાર વધારે દિવસ પોતાની શક્તિનો પરિચય ન કરાવીને મૌનનું અવલંબન કરી પોતાની પ્રતિષ્ઠાનો નાશ થવા દે એ સર્વથા અસંભવનીય છે. તમારાં પત્નીના મહારાજાએ કરેલા અપહરણની કથા પણ મેં મહારાજાનાં અન્ય પાપકર્મોની કથાઓ સાથે નામદાર ગવર્નર સાહબને લખી જણાવી છે; છતાં તમો એક ફરિયાદ લખીને મને આપી દો એટલે તે પણ હું નામદાર ગવર્નર સાહબ ઉપર મોકલી આપીશ અને તે ફરિયાદ ભવિષ્યમાં મહારાજાની નાલાયકીના એક પ્રબળ પુરાવારૂપ થઇ પડશે."

"આપ મારી કર્મકથા સાંભળી ચૂક્યા છો, તો કૃપા કરીને આપ પોતે જ અંગ્રેજીમાં એક ફરિયાદ લખી નાખો એટલે હું તેમાં મારા હસ્તાક્ષર કરી આપવાને તૈયાર છું." સંગ્રામસિંહે રૅસિડૅંટના કથનને સાંભળી લઇને આ પ્રમાણે પોતાની ઇચ્છા દર્શાવી.

રેસિડેંટ સાહબે સંગ્રામસિંહની પ્રાર્થનાને સ્વીકારી લઇને પોતે પોતાના હાથે યોગ્ય તથા અસર કરનારા શબ્દોમાં નામદાર ગવર્નર સાહબના નામ ઉપરનું એક પ્રાર્થનાપત્ર લખીને તે જ વેળાયે તૈયાર કરી નાખ્યું અને પોતાના ટાઇપિસ્ટને ટાઇપ કરવામાટે આપી દીધું. તેની ત્રણ નકલ કઢાવવામાં આવી હતી. ઓરીજિનલ ઉપર સંગ્રામસિંહે પોતાની સહી કરી આપી; બીજી નકલ સંગ્રામસિંહે પોતાની પાસે રાખી અને ત્રીજી નકલ રેસિડેંટ સાહબની ફાઇલમાં રાખવામાં આવી. એ પ્રાર્થનાપત્ર તે જ દિવસે પોસ્ટ ઑફિસમાં રજિસ્ટર્ડ કરાવીને રવાના કરી દેવામાં આવ્યું. રેસિડેંટ સાહબનો ટાઇપિસ્ટ હેડ મિસ્ટ્રેસ ઇસાબેલાનો કાંઇક લાગતો વળગતો તથા ગોવાનીસ નેટિવ ક્રિશ્ચિયન્ હોવાથી તેણે એ પ્રાર્થનાપત્રની ત્રણને બદલે ચાર નકલ કાઢીને એક નકલ ઇસાબેલાને આપવામાટે પોતાની પાસે રાખી લીધી હતી. ઇસાબેલાએ મહારાજાની વિશેષ પ્રસન્નતાને મેળવવામાટે સંગ્રામસિંહના એ પ્રાર્થનાપત્રની નકલ રાત્રિના સમયમાં મહારાજાને પહોંચાડી દીધી અને તે વાંચીને મહારાજા સંગ્રામસિંહ ઉપર કોપાયમાન થઇને દાંત હોઠ ચાવવા મંડી ગયા. ઇસાબેલાને તેમણે આ લાગણીમાટે ધન્યવાદ આપ્યા અને કહ્યું કે: "રેસિડેંટના ટાઇપિસ્ટને જો બની શકે તો એ સૂચના આપી દેજે કે રેસિડેંટના બંગલામાં મારી વિરુદ્ધ જે જે વાર્તાઓ તથા પ્રવૃત્તિયો થતી તેના સાંભળવા તથા જોવામાં આવતી રહે તેની ખબર છુપી રીતે તે આપણને પહોંચાડતો રહે. તેની આ મેહનતનો તેને પૂરતો બદલો આપવામાં આવશે. લે આ સો રૂપિયાની નોટ તો તેને આવતી કાલે જ આપી દેજે." મહારાજાએ આમ કહીને તે ટાઇપિસ્ટ રોમન કૅથૉલિક ક્રિશ્ચિયન્ યુવકને આપવામાટે પોતાના ખીસામાંથી રૂપિયા એક સોની નોટ કાઢીને ઇસાબેલાને આપી દીધી. અસ્તુ.

હવે સંગ્રામસિંહે મુંબઇ પ્રતાપસિંહને કુસુમકુમારીના મહારાજાના હસ્તે થયેલા અપહરણના જે સમાચાર લખી જણાવ્યા હતા તેનું શું પરિણામ થયું એ આપણે આ પછીના પ્રકરણમાં જોવાનું છે.

---

## પ્રકરણ ૨૬ મું

## આનંદકુમારી કે સતી ડાંગા?

સાયંકાળનો સુંદર તથા રમણીય સમય હતો. સાગરદેવ ઘૂઘવાટી કરતા પોતાના ઉત્તુંગ લહરીઓને ઉછાળી રહ્યા હતા; સૂર્યભગવાન્ વેગપૂર્વક

અસ્તાચલની દિશામાં પ્રયાણ કરી રહ્યા હતા અને સાયંકાલિક સમીરની શીતલ લહરીએ સંતપ્ત જીવોના સંતાપને સંહારવાનું સત્કાર્ય કરી રહી હતી. આવા સમયમાં મહારાણી આનંદકુમારી બા સાહબ સાદાં વસ્ત્રો પરિધાન કરી બંગલાના ઉપરિભાગની પશ્ચિમાભિમુખ બારી પાસે આરામ કુરસીમાં પડયાં હતાં અને પોતાના પતિદેવ મહારાજા ઇશ્વરસિંહજીની પૈશાચિક વૃત્તિઓના સંબંધમાં કાંઇક વિચાર કરી રહ્યાં હતાં એટલામાં દાસીએ આવીને કહ્યું કે: "પ્રતાપસિંહજી પધાર્યા છે અને આપ શ્રીમતીના દર્શનનો અભિલાષ ધરાવે છે." પ્રતાપસિંહને મહારાણીશ્રીએ તે ક્ષણે જ પોતાની પાસે બોલાવ્યો. પ્રતાપસિંહ મહારાણી સમક્ષ આવી, મહારાણીશ્રીને પૂજ્યભાવદર્શક નમસ્કાર કરીને નીચે ગાલીચા ઉપર જ બેસી ગયો. પ્રતાપસિંહના મુખમંડળમાં નિરાશા, કોપ તથા હિંસકતાનો આછો આછો ભાસ કરાવનારાં, અર્થાત્ વિપરીત મનોવિકારોને દર્શાવનારાં ચિહ્નો પ્રસરેલાં અને તેની સ્વાભાવિક પ્રફુલ્લતાનો આજે સર્વથા લોપ થયેલો હોવાથી ચતુર તથા બુદ્ધિમતી મહારાણીએ તેને આદરપૂર્વક પૂછ્યું કે: "ભાઇ પ્રતાપ, આજે તમારૂં મોઢું આમ ઊતરી ગયેલું કેમ જણાય છે? વળી કાંઇ નવાજૂની તો થઇ નથી ને? આજે તમો એકલા જ આવ્યા છો અને વસંતકુમારી આદિક અન્ય કોઇ સાથે નથી આવ્યું તેનું શું કારણ છે? તેમની બધાંની તબીયત તો સારી છે ને?" આના ઉત્તરમાં પ્રતાપસિંહે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને મહારાણીશ્રીને જણાવ્યું કે: "માતા, મહારાજા આપના સૌભાગ્યના આધાર હોવા છતાં અત્યારે મારે અત્યંત અનિચ્છા તથા શોકપૂર્વક આ શબ્દો ઉચ્ચારવા પડે છે કે જ્યાં સુધી આ ઇશ્વરસિંહ નામધારી પિશાચસિંહ મહારાજા આ સંસારમાં પ્રજાના દુર્ભાગ્યની પ્રબળતાથી અસ્તિત્વ ધરાવે છે, એટલે કે જ્યાં સુધી એ પિશાચરાજના મહાપાપમય જીવનનો અંત નથી થયો ત્યાં સુધી ભૂમંડલા રાજ્યમાં એક કે બીજી ભયાનક નવાજૂની થતી જ રહેવાની છે અને પ્રજાજનોની પીડા વધતી જ રહેવાની છે. મારા આ કથનનો આશય મારા બનેવીના આ કાગળના વાંચનથી અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં આપના જાણવામાં આવી જશે." આ ઉદ્ગારો કાઢીને પ્રતાપસિંહે પોતાના બનેવી સંગ્રામસિંહનો કાગળ મહારાણીશ્રીના હાથમાં આપી દીધો. આ કાગળમાં સંગ્રામસિંહે હૃદયદ્રાવક તથા ઉત્તેજક શબ્દોમાં પોતાની ધર્મપત્ની તથા પ્રતાપસિંહની બહેન કુસુમકુમારીના મહારાજા ઇશ્વરસિંહે તેની પોતાની ગેરહાજરીમાં કરેલા અપહરણના સમાચાર લખ્યા હતા અને છેવટે "પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી હવે આપણે શું કરવું?" એ સવાલ લખીને

પ્રતાપ પાસેથી તેણે એ સવાલનો જવાબ આગ્રહપૂર્વક માગ્યો હતો.

મહારાણીએ એ કાગળને લક્ષપૂર્વક વાંચી લઇને ભગ્નહૃદયથી પ્રતાપને સંબોધીને કહ્યું કે: "આ કાગળ વાંચીને મારા હૃદયમાં જે વજ્રાઘાત થયો છે તેનું મારાથી વર્ણન કરી શકાય તેમ નથી. મને તો હવે એમ જ જણાય છે કે પરમેશ્વર, ધર્મ, નીતિ તથા ન્યાય આદિક શબ્દોને મહારાજાએ પોતાના શબ્દકોષમાંથી સદાને માટે દેશવટો આપી દીધો છે; પિશાચધર્મને જ રાજધર્મ તરીકે સ્વકારી લીધો છે અને પિશાચની પાપામોટરમાં વિરાજીને જેમ બને તેમ ઊતાવળથી વિનાશના ધામમાં પહોંચી જવાના કાર્યને વેગપૂર્વક આરંભી દીધું છે. આ પત્રમાં તારા બનેવીએ સ્પષ્ટ શબ્દોમાં પોતાની પ્રતિજ્ઞાનો જે ઉલ્લેખ કર્યો છે તે ઉલ્લેખ તારા લક્ષમાં હોવો જોઇએ. તારા બનેવી લખે છે કે: 'હવે એ દુષ્ટ રાજાને હું જીવતો નથી જ રહેવા દેવાનો; કારણ કે, તે નરપિશાચે આપણા કુળની પવિત્રતા તથા પ્રતિષ્ઠા ઉપર આઘાત કર્યો છે. જો એ નીચ રાજાએ મારી સ્ત્રી તથા તમારી બહેનના પાતિવ્રત્યનો ભંગ કરી નાખ્યો હશે; તો મારું જે કાંઇ પણ થવાનું હોય તે થાય; પરંતુ હું એ પિશાચપતિનો જીવ લીધા વિના નથી જ જંપવાનો. એ નરપિશાચ રાજવીએ ઘણી લલનાઓની લાજ લૂટી છે; પણ મારી પત્ની ઉપર તો એણે મરવામાટે જ હાથ નાખ્યો છે. હવે એ પિશાચરાજના આયુષ્યના દિવસો ગણાઇ ચૂક્યા છે; પરંતુ કોઇ પણ કારણવશાત્ જો મારી આ પ્રતિજ્ઞાને મારાથી પૂર્ણ ન કરી શકાય અને પ્રતિજ્ઞાની પૂર્તિ પૂર્વે જ મારો દેહાન્ત થઇ જાય; તો મારી આ પ્રતિજ્ઞાની પૂર્તિનો ભાર હું એટલામાટે તમારા શિરપર નાખું છું કે કુસુમકુમારી તમારી બહેન હોવાથી અને તમો પોતે ખરેખરા રાજપૂત બચ્ચા હોવાથી ક્ષાત્રધર્મ અનુસાર મહારાજા પાસેથી બહેનના વૈરનો બદલો ચક્રવર્તી વ્યાજસહિત વાળી લેવાને, વૈરની વસૂલાત કરી લેવાને તમો પણ નૈતિક બંધનથી બંધાયલા છો. જો આ ધર્મનું પાલન નહિ કરો, તો લોકો તમારા પર થૂકશે અને તેથી કેવળ આપણાં ઉભય કુળ તથા કુટુંબોની જ નહિ કિન્તુ સમસ્ત રાજપૂતજાતિની પ્રતિષ્ઠાનો લોપ થઇ જશે. આનો અંતિમ નિર્ણય વિચાર કરીને તમારે જ કરી લેવાનો છે.:" ઇત્યાદિ. તારા કથન અનુસાર મહારાજા મારા સૌભાગ્યના આધાર હોવા છતાં તારા બનેવીને આ યોગ્ય પ્રતિજ્ઞા કરી લેવામાટે તેમ જ તમોને વૈરની વસૂલાતનો આગ્રહપૂર્ક ઉપદેશ આપવામાટે મારાથી લેશમાત્ર પણ દોષ આપી શકાય તેમ નથી. આટલી સીમા

પર્યન્તના અપમાનને સહન કરી લઇને જે રાજપૂત વૈરની વસૂલાત કરવાની આવી રીતે તત્પરતા ન દર્શાવે; તે રાજપૂત તો ન જ હોઇ શકે; પરંતુ પુરુષ પણ ન હોઇ શકે અને સર્વથા ષંઢશિરોમણિ જ હોઇ શકે એ સર્વથા નિર્વિવાદ છે. મહારાજા મારા સૌભાગ્યના આધાર હોવા છતાં મારાથી તેમનો ખોટો બચાવ તથા તેમની ખોટી વકીલાત કરી શકાય તેમ છે જ નહિ. અસ્તુ: તો હવે તમો પોતે શા નિર્ણય ઉપર આવ્યા છો ?"

"હું મારા માથા પર કફન બાંધીને આવતી કાલે જ મારા બનેવી પાસે પહોંચવામાટે રવાના થઇ જવાના નિર્ણય ઉપર આવી લાગ્યો છું. ત્યાં પહોંચ્યા પછી અમો બન્ને રાજપૂતો એ અત્યંત દુરાચારી તથા ગાયના ગોધાથી પણ ભૂંડા રાજવીનો ઘાટ કેવી રીતે ઘડી નાખવો એનો પરસ્પર પરામર્શદ્વારા અંતિમ નિશ્ચય કરી લઇશું. મહારાજા પોતાના સત્તાબળ તથા સૈન્યબળ ઉપર મુસ્તાક છે, તો અમો પણ અમારા ક્ષાત્રતેજ તથા અમારા શૌર્ય ઉપર મુસ્તાક છીએ. એક મરણિયો સો શત્રુઓને ભારી થઇ પડે છે એ સૂત્રની વાસ્તવિકતાનો એ કામાંધ રાજાને હવે થોડા દિવસમાં જ સાક્ષાત્કાર થઇ જવાનો છે. એ મદાંધ મહીપાલના મોતના નગારાં વાગી રહ્યાં છે. કદાચિત્ એમ પણ માની લેવામાં આવે કે રાજાને મારી નાખીને પકડાઇશું, તો અમોને પણ ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવશે; તો પણ એથી એટલો લાભ તો અવશ્ય થશે કે અમો એ મનુષ્યોનાં બલિદાનના યોગે ભૂમંડલાની સમસ્ત પ્રજા એ પિશાચ-રાજના પૈશાચિક અત્યાચારોથી સર્વથા મુક્ત થઇ જશે અને જે કોઇ નવીન રાજા બ્રિટિશ સરકારની સંમતિથી સિંહાસનારૂઢ થશે તે પણ અત્યાચારના માર્ગમાં વિચાર કરીને જ પદાર્પણ કરશે. મહારાજા નિઃસંતાન હોવાથી જો બ્રિટિશ સરકાર રાજ્યને ખાલસા કરી લેવાના નિશ્ચયપર આવી જાય અને કોઇના અધિકારને ન સ્વીકારે, તો તો પછી વધારે કાંઇ કહેવા જેવું રહેતું-જ નથી." પ્રતાપસિંહે, તેનો મહારાણીમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી, પોતાના વિચારો મહારાણીશ્રીને કોઇ પણ પ્રકારના કપટ કિંવા સંકોચ વિના યથાસ્થિત જણાવી દીધા.

મહારાણી વિચારમાં પડી ગયાં અને દશેક મિનિટ જેટલો સમય વિચારમાં વીતાડ્યા પછી ગંભીરતાથી કહેવા લાગ્યાં કે: "ભાઇ પ્રતાપ, મારી તમારાં ચરણોમાં એટલી જ પ્રાર્થના છે કે, તમો ભલે તમારા બનેવી પાસે જાઓ; પણ એકદમ મહારાજાનો ઘાત કરી નાખવાનું સાહસ ન કરશો:

કારણ કે, હું પોતે આવતી કાલે જ ભૂમંડલા જવાના નિશ્ચયપર આવી લાગી છું. ત્યાં પહોંચીને જો તારી બહેનની પવિત્રતાનો નાશ નહિ થયો હોય, તો હું અવશ્ય તેની પવિત્રતાને બચાવીશ અને જો દુર્ભાગ્યવશાત્ મહારાજાએ બળાત્કાર કરીને તેના સતીત્વરત્નને લૂટી જ લીધું હશે, તો હું એક રાજપૂતાણી તરીકે ઇશ્વર તથા ધર્મની સાક્ષીથી તમોને વચન આપું છું કે હું પોતે જ મહારાજાના વિનાશની સંમતિ આપી દઇશ. સતી ડાંગાએ સમસ્ત પ્રજાના કલ્યાણમાટે પોતાના પ્રજાપીડક પતિદેવની પોતાના હસ્તથી જ હત્યા કરી નાખી હતી અને ત્યાર પછી પતિની ચિતામાં આરોહણ કરીને પ્રસન્ન હૃદય તથા પુલકિત વદનથી પોતાના મરણને સ્વીકારી લીધું હતું તેવી જ રીતે ભૂંમડલારાજ્યની સમસ્ત પ્રજાના કલ્યાણમાટે હું મારા પતિની હત્યા કરી નાખવાની તમોને તત્કાળ સંમતિ આપી દઇશ અને મહાદુઃખદાયક વૈધવ્યને આનંદપૂર્વક સ્વીકારી લઇશ. તમારા રાજહત્યા વિષયક નિશ્ચયની વાત હું મહારાજાને નથી જ જણાવવાની; વિશ્વાસઘાતની રમત નથી જ રમવાની."

"માતા, આપની આ ભદ્ર ભાવનામાટે હું આપનો અતિશય ઉપકાર માનું છું; પરંતુ આપનો વિષપ્રયોગથી ઘાત કરાવી નાખવામાટે જ મહારાજાએ આપને યાત્રાએ જવાની અનુમતિ આપી હતી અને આપ મુંબઇમાં સ્થાયી નિવાસ કરીને રહી ગયાં છો એટલે મહારાજા આપને મારી નખાવવાના પોતાના પ્રયત્નને નિષ્ફળ થયેલો જોઇને હૃદયમાં કેટલા બધા ફફડતા હશે એની આપને કશી પણ કલ્પના છે ખરી કે નહિ? હું આપનાં ચરણોમાં વારંવાર પ્રાર્થના કરૂં છું કે આપ જાણી જોઇને મૃત્યુના મુખમાં ધસી જવાના આ નિશ્ચયને ત્યજી દ્યો અને વિશ્વાસપૂર્વક માની લ્યો કે મારી બહેનપર બીજા ગમે તેટલા ને ગમે તેવા અત્યાચારો થયા હશે; પણ જો તેના સતીત્વનો લોપ નહિ થયો હોય; તો કેવળ આપ દેવીના સૌભાગ્યને અવિચળ રાખવામાટે જ અમો મહારાજાનો ઘાત કરી નાખવાનું સાહસ નહિ કરીએ. જો મારી બહેનના સતીત્વને મહારાજાએ કલંકિત કરી નાખ્યું હશે અને તેના પૂરેપૂરા પુરાવા અમોને મળી જશે, તો જ અમો મહારાજાને મારીને પ્રતિજ્ઞાને પૂર્ણ કરીશું અને જો પકડાઇશું તો અમારા મૃત્યુને આનંદપૂર્વક વધાવી લઇશું. આપ ત્યાં જશો તો ય આ પરિણામ થવાનું છે અને આપ ત્યાં નહિ જાઓ તો ય આ પરિણામ થવાનું છે તો પછી કોઇ પણ પ્રકારના કારણ વિના આપ શ્રીમતીએ ત્યાં જવાનું સાહસ શામાટે કરવું જોઇએ?"

પ્રતાપસિંહે મહારાણીના નિશ્ચયનો આવી રીતે બુદ્ધિપૂર્વક અથવા બુદ્ધિમત્તાથી પ્રતિવાદ કર્યો.

એમનો આ વાર્તાલાપ ચાલી રહ્યો હતો એટલામાં સાંઝની પોસ્ટલ ડિલિવરીમાં ભૂમંડલાથી આવેલા ત્રણ ચાર કાગળો લઇને મહારાણીની વિશ્વાસપાત્ર દાસી યમુના ત્યાં આવી લાગી અને તે કાગળો મહારાણીના હાથમાં તેણે આપી દીધા. તેમાંનો પ્રથમ કાગળ ઉઘાડીને વાંચતાં જ મોકાણના સમાચાર મહારાણીના જાણવામાં આવ્યા. એ કાગળ ભૂમંડલા રાજમહાલયની એક બીજી વિશ્વવાસપાત્ર દાસીએ લખ્યો હતો અને તેમાં બીજી વાતો સાથે કુસુમકુમારીના સંબંધમાં આ બાબત લખવામાં આવી હતીઃ—

"ધવલનગરવાળા ગરાસિયા સંગ્રામસિંહજીનાં પત્ની મહારાજાના આયાતનાં દીકરી છે એ તો આપ શ્રીમતી જાણો જ છો. બે દિવસ પહેલાં મહારાજા તથા શૉફર વાલજી સંગ્રામસિંહજીની ગેરહાજરીમાં ધવલનગર જઇ તે બાઇને બળાત્કારે મૉટરમાં નાખીને અહીં ઊપાડી લાવ્યા હતા અને તે જ રાતે મહારાજાએ ભોંયરામાં પોતાની પુત્રીતુલ્ય કુસુમકુમારીના સતીત્વનો તે બાઇની ઇચ્છાથી વિરુદ્ધ બળાત્કાર કરીને નાશ કરી નાખ્યો હતો. આ બાબતની ફરિયાદ રેસિડેંટ સાહબના કાને આવતાં મહારાજાએ કુસુમકુમારીને વૈજનાથના ખંડિયેરમાં છુપાવી રાખી છે અને ત્યાં શૉફર વાલજીએ પણ તેનાપર બળાત્કાર કરીને પોતાની આસુરી લાલસાને તૃપ્ત કરી લીધી છે એ વાત ત્યાં રહેતી એક ગોલીના મુખથી મારા જાણવામાં આવી છે. મહારાજાએ તો કુસુમકુમારી ઉપર મારા દેખતાં જ બળાત્કાર કરેલો હોવાથી એ મારી નજરે જોયેલી બીના છે અને શૉફર વાલજીના કુકર્મની કથા કાને સાંભળેલી છે; પરંતુ મારો વિશ્વાસ છે કે તે વાત પણ અક્ષરે અક્ષર સાચી જ છે. અસ્તુ. જે નિર્દોષ નાગરિક યુવકોને પકડવામાં આવ્યા છે તેમની ઉપર કાયદાસર કામ ચલાવવાનું ફારસ બેચાર દિવસમાં 'ઇન્સાફની અદાલત' અથવા 'ન્યાયમંદિર' નામથી ઓળખાતી નાટકશાળામાં 'ન્યાયધીશ' નામક સૂત્રધારદ્વારા ભજવી બતાવવામાં આવશે એવી વાતો સંભળાય છે. જેને ભયંકર રાજદ્રોહી માનવામાં આવે છે તેવો એક યુવક અહીંથી છટકીને મુંબઇ ભેળો થઇ ગયેલો હોવાથી અને તેને કાયદાસર ત્યાંથી પકડી લાવવા-માટે જેવા હોવા જોઇએ તેવા કાંઇ પણ પુરાવા ન હોવાથી મહારાજા તથા તેમના ખુશામદિયા અમલદારો પોતાના ગુસ્સાની પાંખોને ભયંકર સ્વરૂપમાં ફફડાવી રહ્યા છે. હવે જોવાનું છે કે પરિણામ શું આવે છે. દયાવલી પ્રજા

મોઢેથી બોલી નથી શકતી, પણ મનમાં તો મહારાજાની પદભ્રષ્ટતા અથવા મહારાજાના મૃત્યુને જ પરમાત્મા પાસેથી યાચી રહી છે." ઇત્યાદિ.

મહારાણીએ નિરાશાદર્શક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને પ્રતાપસિંહને સંબોધીને કહ્યું કે: "કુસુમકુમારીનું સતીત્વરત્ન લૂંટાઇ ગયું છે; હવે મારા ત્યાં જવાની આવશ્યકતા રહી નથી. આ કાગળ વાંચો અને તમોને તથા તમારા બનેવીને તમારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવામાટે જે કાંઇ પણ ઉપાયો યોજવાના હોય, તે તમો નિઃસંકોચ યોજી લ્યો. મહારાજાનાં પાપોનો કાંઠા સુધી ભરાયલો ઘડો હવે ફૂટવો જ જોઇએ. હાયરે દુર્ભાગ્ય!"

પ્રતાપસિંહ તે કાગળ વાંચીને વિશેષ કાંઇ પણ બોલ્યા વગર તત્કાળ ત્યાંથી મહારાણીને નમસ્કાર કરીને ચાલતો થઇ ગયો.

---

## પ્રકરણ ૨૭ મું
## વૈરની વસૂલાતને પંથે

વ્યભિચારધર્મા મહારાજા ઇશ્વરસિંહજી તથા તેમના શયાતાનખસ્લત કાફર વાલજીના હસ્તથી કુસુમકુમારીના સતીત્વના થયેલા વિનાશના સમાચાર ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે પ્રતાપસિંહને તો મુંબઇમાં જ મળી ગયા હતા; પરંતુ કુસુમકુમારીના પતિ સંગ્રામસિંહને, તે પોતે ભૂમંડલામાં હોવા છતાં પણ; આ હૃદયવિદારક સમાચાર એ કારણથી મળી શક્યા ન હોતા કે રાજમહાલયની બે દાસીઓ એક સમયમાં સંગ્રામસિંહનું લૂણ ખાઇ ચૂકેલી હોવાથી "આ વાર્તાને જાણવાથી સંગ્રામસિંહના હૃદયમાં વજ્રાઘાત થશે; એ ખરો રાજપૂત બચ્ચો હોવાથી તરત ઉશ્કેરાઇ જશે, કદાચિત્ મહારાજાના ખૂનનો પ્રયત્ન પણ કરી નાખશે અને જો એ પ્રયત્ન કરતાં પકડાઇ જશે, તો નીચ તથા દયાહીન મહારાજા કાં તો એને કાળા પાણીની સજા ફરમાવી દેશે ને કાં તો એની હત્યા કરાવી નાખશે;" આવા ભયથી તે દાસીઓ સંગ્રામસિંહને એ વાર્તા કહેતાં અચકાતી હતી અને એ જ કારણથી કુસુમકુમારીને વૈજનાથના ખંડિયેરમાં મહારાજાએ રાખી હતી એ વાર્તા તેમના જાણવામાં હોવા છતાં તેઓ સંગ્રામસિંહને જણાવતી ન હોતી. અન્ય કોઇ મનુષ્ય પાસેથી કુસુમકુમારી વિષયક કાંઇ પણ સમાચાર તેને મળી શકે એવો સંભવ હતો જ નહિં. તે નિરુપાય થઇને એક વાર મહારાજા પાસે પણ ગયો હતો અને મહારાજા પાસેથી કુસુમકુમારીની માગણી કરી હતી; પરંતુ મહારાજાએ તેને એવો જવાબ આપીને અપમાન

સહિત કાઢી મૂક્યો હતો કે: "કુસુમકુમારી મારા ભાયાતની દીકરી હોવાથી અને કુસુમકુમારીને તમો વારંવાર મારકૂટ કરતા હોવાથી તેની ઇચ્છાથી જ હું તેને અહીં લઇ આવ્યો છું અને જ્યાં સૂધી તમારા સારા વર્તનના સંબંધમાં મારી ખાત્રી નહિ થઇ જાય ત્યાં સૂધી તમો કુસુમકુમારીનાં દર્શન કરી શકવાના નથી. જાઓ પ્રથમ તમારા વર્તનને સુધારો. હવે પછી બીજી વાર મને આવો કંટાળો આપવાને આવશો, તો તે ક્ષણે જ તમોને જેલમાં પૂરાવી દઇશ. હું મહારાજા ઇશ્વરસિંહ છું, એ ભૂલી ન જશો. આ કોઇ ભોળો બાપૂ નથી; સમજ્યા ?"

* * * *

પ્રતાપસિંહે ઘેર આવીને એક કાગળ પોતાની પત્ની વસંતકુમારી ઉપર લખી, કવરમાં બીડી તેનાપર એડ્રેસ (સરનામું) લખી, ટિકિટ ચોડીને પોતાના ખીસામાં રાખી લીધો; ત્યાર પછી પોતાની પત્નીને 'હું એક આવશ્યક કાર્યમાટે ચાર કે પાંચ દિવસને માટે અત્યારની ટ્રેનમાંજ મારા એક મિત્ર સાથે અમદાવાદ જાઉં છું, એમ કહીને પચાસેક રૂપિયા ખીસામાં નાખી, પહેરેલાં ચાર વસ્ત્રોભેર મેલના ઉપડવાનો ટાઇમ થવા આવેલો હોવાથી, ભાડાની ટૅક્સી કરીને કોલાબા સ્ટેશન પર પહોંચી ગયો અને ટિકિટ કઢાવીને તે ટ્રેનમાં બેઠો અને ટ્રેન ઊપડી. જો તે બે મિનિટ મોડો પહોંચ્યો હોત, તો ટ્રેન તેને મળી શકત નહિ અને તે ચોવીસ કલાક મોડો થઇ ગયો હોત. બીજે દિવસે સવારમાં અમદાવાદના સ્ટેશન ઉપરના પોસ્ટલ લેટર બૉક્સમાં તેણે પોતાતા ખીસામાંનો કાગળ નાખી દીધો અને ચાહ પણ પી લીધી. તે ત્રીજા દિવસના પ્રભાતમાં નિર્વિઘ્ન ધવલનગર આવી પહોંચ્યો અને પોતાના બનેવીના બંગલે આવતાં દાસીઓદ્વારા તેને એવા સમાચાર મળ્યા કે; "ઠાકોર સાહેબ આજે છ દિવસથી રાજધાનીમાં ગયા છે ત્યાંથી પાછા આવ્યા જ નથી તેમ જ કાંઇ સમાચાર પણ નથી મોકલ્યા." કુસુમકુમારીના સંબંધમાં પૃચ્છા કરતાં જે વૃત્તાંત દાસીઓએ સંગ્રામસિંહને કહી સંભળાવ્યો હતો તે જ વૃત્તાંત પ્રતાપસિંહને પણ કહી સંભળાવ્યો અને વધારામાં જણાવ્યું કે: "તમારાં બહેનની તપાસ કરવામાટે જ તેઓ ભૂમંડલા ગયેલા છે." પ્રતાપસિંહ પ્રાતર્વિધિથી નિવૃત્ત થઇ તત્કાળ ભૂમંડલાની દિશામાં પ્રયાણ કરવાનો પોતાના મનમાં નિશ્ચય કરીને ચાહ પીતો બેઠો હતો એટલામાં તેનો બનેવી સંગ્રામસિંહ ત્યાં ઘોડાપર બેસીને આવી લાગ્યો. ઘોડાને નોકરના હાથમાં સોંપીને તે બંગલાના

ઓટલાનાં પગથિયાં ઉપર ચઢતો હતો એટલામાં પ્રતાપસિંહ બંગલામાંથી ઊઠીને સામો આવ્યો. સાળો તથા બનેવી ગંભીરમુદ્રા તથા ચિન્તાતુર હૃદયથી એક બીજાને મળ્યા. દાસી પોતાના અન્નદાતામાટે પણ ચાહ લઇ આવી; કારણ કે, સંગ્રામસિંહ દંતધાવન તથા મુખપ્રક્ષાલન આદિક પ્રાતર્વિધિઓને માર્ગમાં જ આટોપી લઇને ઘેર પહોંચ્યો હતો. સંગ્રામસિંહે પ્રતાપસિંહ ઉપર કાગળ લખ્યા પછીના ભૂમંડલામાં તેણે કુસુમકુમારીને પાછી મેળવવાના કરેલા પ્રયત્નો તથા મહારાજાની નિષ્ઠુરતાનો ઇત્થંભૂત વૃત્તાંત પ્રતાપસિંહને કહી સંભળાવ્યો અને તેના એ વૃત્તાન્તને લક્ષપૂર્વક સાંભળી લઇને પ્રતાપસિંહ અતિશય ગંભીર ભાવ તથા ગંભીર મુખમંડળથી પોતાના બનેવી સંગ્રામસિંહને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"હું જે કાંઇ પણ કહું તે શાંતિથી સાંભળી લેજો અને અત્યારે લેશમાત્ર પણ ઉસ્કેરાઇ જશો નહિ અથવા તો કોઇ અવિચારમય સાહસ કરવાના નિશ્ચયપર આવી જશો નહિ. તમો અહીં હોવા છતાં જે વાર્તા તમારા જાણવામાં નથી આવી શકી તે વાર્તા મુંબઇમાં જ મારા જાણવામાં આવી ગઇ છે અને એ વજ્રાઘાત સમાન વાર્તાને જાણી લીધા પછી જ હું મુંબઇથી આ પહેરેલાં વસ્ત્રોભેર અહીં આવી લાગ્યો છું. ગત પરમ દિવસે મધ્યાહ્નભોજન કર્યા પછી અત્યાર સુધી મેં મારા મોઢામાં અન્નનો એક પણ દાણો નાખ્યો હોય તો ગાયની માટી બરાબર છે; માત્ર ચાર કે પાંચ વાર ચાહ પીધી છે એ માફ છે; કારણ કે, મારૂં હૃદય વૈરના અગ્નિથી ભયાનક સ્વરૂપમાં પ્રજ્વલિત થઇ ગયું છે અને તે વૈરના અગ્નિએ મારી ક્ષુધા તથા પિપાસાને પણ બાળીને ભસ્મીભૂત કરી નાખી છે. મારી બ્હેન તથા તમારી ધર્મપત્ની દેવી કુસુમકુમારીના સતીત્વનો પિશાચકર્મા મહારાજા તથા તેના રાક્ષસકર્મા શૉફર વાલજી ઉભય વર્ણસંકરોના હસ્તથી નાશ થઇ ચૂકયો છે; કુસુમકુમારીને અત્યારે વૈજનાથના ખંડિયેરમાં રાખવામાં આવી છે અને આપણા માટે હવે કોઇ પણ ઉપાયે, મરણિયા થઇને તથા માથાપર કફન બાંધીને, એ મહારાજા નામક મહાપિશાચની હત્યા કરી એની પાસેથી આ વિભીષણ વૈરની વસૂલાત યથાશકય ઊતાવળથી કરી લેવાનું કેવળ એક જ અત્યંત આવશ્યક કાર્ય બાકી રહ્યું છે. પરંતુ આપણો આ નિશ્ચય કોઇના પણ જાણવામાં ન આવી શકે અને આપણા વૈરની વસૂલાત કરી લેવા પૂર્વે જ આપણે પોતે જેલમાં ન પૂરાઇ જઇએ એની આપણે ઘણી જ સંભાળ રાખવાની છે; કારણ કે, ગમે તેવો પણ એ સત્તાધીશ છે અને એકહથ્થુ રાજસત્તા જે કાંઇ ધારે તે કરી શકે છે. તમો મહારાજા

સમક્ષ ચાલી ચલાવીને ગયા હતા, છતાં મહારાજાએ તમોને જેલમાં ન પૂરાવતાં છૂટા છોડી દીધા છે, એ ભૂલ મહારાજાને મહારાજાના ભૂંડા ભવિષ્યે જ ખવડાવી છે અને મહારાજાની એ ભયંકર ભૂલ દેખાડી આપે છે કે મહારાજાનો વિનાશ અત્યંત નિકટમાં આવી લાગ્યો છે અને મહારાજા હવે આ સંસારના બહુ જ થોડા દિવસના મેહમાન છે. આપણા હસ્તથી એ આ યુગના કીચક અથવા કંસની આપણી ઇચ્છાનુસાર હત્યા થઇ ગયા પછી; એ રાવણના 'રામ બોલો ભાઇ રામ' થઇ ગયા પછી અને આપણા વૈરની વસૂલાત થઇ ગયા પછી આપણે જ મહારાજાની હત્યા કરી છે એ વાર્તા પ્રકાશમાં આવી જાય અને આપણે ફાંસીને લાકડે લટકી જઇએ તો તેની આપણા હૃદયમાં લેશમાત્ર પણ ચિન્તા કિંવા ભીતિ છે જ નહિ; કારણ કે, ફાંસીની સજા તથા મરણના ભયને હૃદયમાંથી દેશવટો આપીને જ આપણે આ કાર્યમાં પ્રવૃત્ત થઇએ છીએ, એ તો બિલકુલ ખુલ્લી તથા એક બાળક પણ સમજી શકે તેવી વાત છે. અસ્તુઃ હવે સર્વથી પ્રથમ, જો કુસુમકુમારી અદ્યાપિ જીવતી હોય તો તેને મળવાની અને તેનાપર થયેલા બળાત્કારની કથાને તેના પોતાના મુખથી જ સાંભળી લેવાની આપણા માટે અનિવાર્ય આવશ્યકતા છે અને વૈજનાથના ખંડિયેરના જે વિભાગમાં કુસુમકુમારીને રાખેલી હોવાની મારી કલ્પના છે તે વિભાગમાં પહોંચી જવાનો એક ગુપ્ત માર્ગ મારા ધ્યાનમાં છે એટલે તે ગુપ્ત માર્ગથી કોઇના પણ જાણવામાં ન આવી શકે તેવી રીતે આપણે કુસુમકુમારી પાસે પહોંચી શકીશું. આ કાર્યની સિદ્ધિમાટે આજે સંધ્યાકાળ પછી આપણને કોઇ જોઇ ન શકે તેવી રીતે આપણે અહીંથી રવાના થઇ જવાનું છે."

"તમારો એકે એક વિચાર તથા અભિપ્રાય મને માન્ય હોવાથી આ વિષયપરત્વે હું વિશેષ કાંઇ પણ વાદવિવાદમાં ઊતરવા નથી ઇચ્છતો. જો તમારી બહેન જીવતી હોય, તો તેના પોતાના મુખથી એ વાર્તાને જાણી લેવાની મારી પોતાની પણ તીવ્ર ઉત્કંઠા છે કે મહારાજા તથા વાલજીએ તેના* સતીત્વરત્નને તેનાપર બળાત્કાર કરીને લૂટી લીધું ત્યાં સુધી તે જીવતી કેમ રહી શકી, ભ્રષ્ટ થયેલા જીવનને ધારણ કરી રાખવાનું તેને ઉચિત કેમ જણાયું અને જો તે અત્યાચાર તથા બળાત્કારનો પ્રતિકાર કરવાને અશકત હતી તો તેણે આત્મહત્યા કરીને પવિત્રતામાં જ પોતાના જીવનનો અંત કેમ ન કરી નાખ્યો?" સંગ્રામસિંહે કાંઇક ઊંડા આશય તથા વક્રભાવથી પ્રતાપસિંહને સંબોધીને આ ઉદ્‌ગારો કાઢ્યા.

બુદ્ધિમાન્ પ્રતાપસિંહ પોતાના બનેવીના આશયને સમજી લઈને ગંભીરતાથી કહેવા લાગ્યો કે; "મારો દઢ વિશ્વાસ છે કે મારી બહેનનો આત્મહત્યા કરીને મરી ન જવામાં પણ અવશ્ય કોઈ અકલ્પનીય આશય સમાયલો હોવો જોઈએ; કારણ કે, જો એવો કાંઈ પણ આશય ન હોય, તો એ ખરી રાજપૂતાણી પોતાના ભ્રષ્ટ તથા કલંકિત જીવનને ધારણ કરીને જીવતી રહે એ ઘટના કદાપિ ઘટી શકે જ નહિ. જો કુસુમકુમારીએ એવા કોઈ ગુહ્ય આશય વિના જ જીવિત રહેવાનું સાહસ કર્યું હશે. તો હું મારા પોતાના શસ્ત્રથી તમારા દેખતાં જ મારી બહેનની હત્યા કરી નાખીશ. પરંતુ કુસુમકુમારીને મળ્યા પછી જ આપણાથી આવા પ્રકારના કોઈ પણ અંતિમ નિશ્ચય પર આવી શકાશે; અત્યારે આપણાથી નિશ્ચિત કાંઈ પણ કહી શકાય તેમ નથી."

* * * *

સંગ્રામસિંહ, પ્રતાપસિંહ તથા સંગ્રામસિંહનો એક તરુણ પિત્રાઈ સંધ્યાકાળ વીત્યા પછી દ્રુતગામી અશ્વો ઉપર આરૂઢ થઈને ધવલનગરમાંથી રવાના થઈ ગયા અને લગભગ રાત્રિનો એક પ્રહર જેટલો સમય અવશિષ્ટ રહ્યો હતો તે વેળાયે -રાત્રે ત્રણ વાગ્યાના શુમારે -વૈજનાથના ખંડિયેર પાસે આવી લાગ્યા. એ ખંડિયેરના સદર દરવાજાથી સર્વથા વિપરીત દિશામાં એટલે કે પાછળના ભાગમાં, પ્રતાપસિંહે અશ્વને ઊભા રાખી સંગ્રામસિંહ તથા તેના તરુણ પિત્રાઈ જયમલ્લને પણ અશ્વો ઉપરથી ઊતરવાની સૂચના આપી દીધી અને તે પોતે પણ અશ્વપરથી નીચે ઊતર્યો. જયમલ્લને અશ્વોને સંભાળવાનું કાર્ય સોંપી પ્રતાપસિંહ સંગ્રામસિંહને લઈને એક વિશાળ પાષાણશિલા આગળ આવી લાગ્યો. એ પાષાણશિલાને અત્યંત બળપૂર્વક ખસેડતાં એક ભૂમિમાર્ગ દેખાયો અને પ્રતાપસિંહે એક અમેરીકન એવરરેડી ઇલેક્ટ્રિક ટૉર્ચને સાથે લીધેલો હોવાથી તેનો પ્રકાશ પાડતાંની સાથે જ ભૂમિમાં ઊતરવા માટેનાં પાષાણનિર્મિત સોપાન ( પગથિયાં ) તેમના જોવામાં આવ્યાં. સોપાનપર જામેલાં કચરા તથા ધૂળને જોઈને એ માર્ગ ઘણા દિવસથી અવાવરૂ રહેલો હોવો જોઇએ એવી કલ્પના તેઓ તત્કાળ કરી શક્યા. ભોંયરાના આવા અવાવરૂ માર્ગોમાં સર્પ તથા વૃશ્ચિક જેવા ઝેરી જીવજંતુઓ હોવાના સંભવને તેઓ જાણતા હોવા છતાં ઇશ્વર પર આધાર રાખીને નીચે ઊતરવા લાગ્યા. લગભગ પંદર પગથિયાં ઊતરી જવા પછી એક ચૉક આવ્યો; ચૉકની પેલી બાજૂ ગલી જેવો એક રસ્તો દેખાયો; તે રસ્તામાં ચાલતા વળી પાછા તેઓ પાષાણની એક નીસરણી સમક્ષ

આવી લાગ્યા; તે નીસરણીનાં પણ પંદર પગથિયાં હતાં તેની ઉપર ચઢીને તેઓ એક દ્વાર પાસે પહોંચ્યા. દ્વારને આ બાજૂ વાસેલી સાંકળને ઉઘાડતાં જ દ્વાર ઉઘડી ગયાં; કારણ કે, એની બીજી બાજૂ સાંકળ હતી જ નહિ અને બીજી બાજૂ સાંકળ નખાવવાની કોઇએ કાળજી ન હોતી રાખી તેનું કારણ એ હતું કે આ બાજૂની સાંકળ બંધ હોવાથી અંદરનું કોઇ પણ મનુષ્ય પ્રાણી આ બાજૂ આવી શકે તેમ ન હોતું અને આ ગુપ્ત માર્ગનો ભેદ અંદરના માણસો બહુધા જાણતાં જ નહોતાં એટલે તેઓ આ ગુપ્તમાર્ગનો ઉપયોગ કરે અથવા તો અયોગ્ય લાભ લઇ શકે એ સર્વથા અસંભવનીય હતું. દ્વાર ઉઘડતાં તેઓ એક ગલી જેવા માર્ગમાં આવીને ઉભા રહ્યા. એ માર્ગની બન્ને બાજૂયે બે વિશાળ ઓરડા દેખાયા: એક ઓરડાને તાળું વાસેલું હતું અને બીજા ઓરડાનાં બારણાં અમસ્તાં અડકાડેલાં હોઇને તેના અંદરના ભાગમાં દીપક (વિલાયતી લૅમ્પ) નો પ્રકાશ વિસ્તરેલો દૃષ્ટિગોચર થતો હતો. ઓરડામાં જમીન પર પાથરેલા ગાલીચા ઉપર એક તરુણી સ્ત્રી દયાજનક સ્થિતિમાં બેઠી હતી. તે કુસુમકુમારી જ હતી. ઓરડામાં પર્યંકશય્યા તથા અન્ય સર્વ સુખસાધનો વિદ્યમાન હોવા છતાં આટલી મોડી રાત્રે આવી સ્થિતિમાં કુસુમકુમારીને નીચે ગાલીચાપર બેઠેલી, થોડાંક ઉઘાડાં બારણાંમાંથી, જોઇને સંગ્રામસિંહના હૃદયમાં આશ્ચર્ય થવા લાગ્યું અને એ આશ્ચર્ય થાય એમાં આશ્ચર્ય જેવું કાંઇ હતું જ નહિ. બે મિનિટ સાળો તથા બનેવી ત્યાં જ ઉભા રહી ગયા. પ્રતાપસિંહને એ જ ક્ષણે વિશેષ સાવધાન રહેવાની આવશ્યકતા જણાતાં તે ત્યાંથી ધીમે પગલે ચાલતો તે ગલી અથવા ચૉલના દૂરનાં બારણાંને અંદરથી સાંકળ વાસીને એટલામાટે બંધ કરી આવ્યો કે ત્યાં અન્ય કોઇ ચૉકીદાર ઓચીંતો આવી ન શકાય અને તેમના આગમનનો ભેદ કોઇના જાણવામાં ન આવી જાય. તે જ્યારે બારણાં બંધ કરીને પાછો આવ્યો તે વેળાયે કુસુમકુમારીના મુખમાંથી આ હૃદયદ્રાવક ઉદ્ગારો નીકળી રહ્યા હતા:—

"શું, મારી આ દુર્દશાના મર્મવિદારક સમાચાર અદ્યાપિ મારા પતિદેવના સાંભળવામાં નહિ જ આવ્યા હોય ? એમ કદાપિ બને જ નહિ. આ સમાચાર અવશ્ય તેમના સાંભળવામાં આવેલા હોવા જ જોઇએ અને તેઓ મને શોધવાના પ્રયત્નમાં લાગેલા હોવા જ જોઇએ; પરંતુ પિશાચરાજ મહારાજાએ મને આ ગુપ્તસ્થાનમાં લાવીને પૂરી રાખેલી હોવાથી તેમને મારો પત્તો ક્યાંથી ને કેવી રીતે મળી શકે વારુ ? હે પરમાત્મન્, મારી શારીરિક પવિત્રતાનો મહારાજા તથા તેના ચૉફરના હસ્તે બળાત્કારથી ભંગ

થઇ ગયેલો હોવા છતાં અને આ નશ્વર શરીર હવે મારા પતિદેવમાટે સર્વથા નિરુપયોગી થઇ ગયેલું હોવા છતાં, તું સર્વજ્ઞ તથા સર્વાન્તર્યામી હોવાથી મને મનસા વાચા કર્મણા શુદ્ધ માનતો હોય અને નારીજાતિની શુદ્ધતાનાં કાંઇ પણ મૂલ્ય આંકતો હોય, તો એક વાર મારા સૌભાગ્યાધાર પતિદેવ સાથે મારો મેળાપ કરાવી આપ અને મારાથી તેમને મહારાજાએ કરેલી મારી દુર્દશાનો યત્થંભૂત વૃતાન્ત સંભળાવી શકાય અને તેમની પાસે આ વૈરની વસૂલાત અથવા પ્રતિહિંસાની પ્રતિજ્ઞા લેવડાવી શકાય એવો અવસર સત્વર મને પ્રાપ્ત કરાવી દે; કારણ કે, જો મારા પતિદેવના દર્શન વિના તથા તેમના હસ્તે પ્રતિહિંસા વિષયક પ્રતિજ્ઞા લેવડાવ્યા વિના મારા પ્રાણ આ શરીરમાંથી નીકળી જશે, તો મારા આત્માની અસગતિ થશે અને મારે ચુડેલ કિંવા વંત્રીના અવતારને ભોગવવો પડશે. હું તારી પાસેથી હવે બીજું કાંઇ પણ ન માગતાં કેવળ એટલું જ માગું છું કે મારા પતિદેવ શતાયુ થાય; તેમના હસ્તથી એ પિશાચાત્મા મહારાજાનો અત્યંત નિર્દયતાપૂર્વક સંહાર થઇ જાય; જે પિશાચપતિયે પોતાના સ્પર્શથી મારા પવિત્ર દેહને ભ્રષ્ટ કર્યો છે તેને ભૂંડે હાલે મરતો જોઇને મને કંકાલહાસ્ય કરવાનો અવસર પ્રાપ્ત થઇ જાય અને ત્યાર પછી આ ભ્રષ્ટ દેહને પણ મૃત્યુની સત્વર પ્રાપ્તિ થાય ! પ્રભો, તું મારી આ ક્ષુદ્ર યાચનાને પણ નહિ સ્વીકારે અને મારી આટલી આશાને પૂર્ણ કરવાની ઉદારતા પણ નહિ દર્શાવે ! મારો વિશ્વાસ છે કે તું મારી આ આશાને અવશ્ય પૂર્ણ કરી બતાવીશ .....''

સંગ્રામસિંહથી હવે ધૈર્યનું અવલંબન ન કરી શકાયું. તેણે અધીર થઇને અડધાં અડકાવેલાં બારણાંને ઉઘાડી નાખ્યાં અને પોતાની દેવીતુલ્ય પત્નીને સંબોધીને તે ગંભીર મુદ્રા, પ્રતિહિંસાયુક્ત હૃદય તથા આશ્વાસક શબ્દોથી કહેવા લાગ્યો કે: "કુસુમકુમારી, પરમાત્માએ અત્યારે જ તારા આ દુર્ભાગી પતિને તારા સમક્ષ ઉપસ્થિત કરીને તારી યાચનાને સ્વીકારી લીધી છે અને તારી આશાને પૂર્ણ કરી દીધી છે. મેં તો જ્યારથી મહારાજાના હસ્તથી તારા થયેલા અપહારના સમાચાર આપણી દાસીઓના મુખથી સાંભળ્યા છે ત્યારથી જ જો મહારાજાએ તારા પાતિવ્રત્યનો ભંગ કર્યો હોય તો મહારાજાની હત્યા કરી નાખવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે, અને આપણા દુર્ભાગ્યવશાત્ મહારાજાના હસ્તથી તથા તેના નીચ ઠાકુરના હસ્તથી તારી શારીરિક પવિત્રતાનો નાશ થઇ ગયેલો હોવાથી એ ઉભય પિશાચોને મારી નાખીને મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાનો ભાર મારા શિરપર આવી પડયો છે. જે થવાનું હતું તે થઇ ગયું છે; પરંતુ હવે

આ વૈરની મહારાજા તથા તેના શૉફર પાસેથી ચક્રવર્તી વ્યાજ સહિત વસૂલાત કરવામાં આવશે એ તારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. મહારાજાને ભૂંડે હાલે મરતો જોઈને કંકાલહાસ્ય કરવાનો અત્યંત આનંદદાયક અવસર હવે તને સત્વર જ પ્રાપ્ત થવાનો છે એ સર્વથા નિર્વિવાદ છે. તારી શારીરિક પવિત્રતાનો મહારાજાના બળાત્કારથી નાશ થયેલો હોવાથી અને એ કાર્યમાં તારી પોતાની લેશમાત્ર પણ સંમતિ ન હોવાથી હું તને પોતાને કોઈ પણ પ્રકારે દૂષિત માની શકતો નથી; તને તો હું મનસા વાચા કર્મણા શુદ્ધ, પવિત્ર તથા નિષ્કલંક જ માનું છું; એટલામાટે તારે પોતાના હૃદયમાં ચિંતા, વિષાદ કિંવા શોકને સ્થાન આપવાનું નથી. મહારાજાના આયુષ્યનો દીપક હવે બુઝાઈ જવાની અણીપર આવી લાગેલો હોવાથી તેણે આ રાજપુત બચ્ચાની આવી નઠારી છેડ કરી છે.” આ ઉદ્‍ગારો કાઢીને, પ્રતાપસિંહ એ દંપતીને એકાંતિક તથા નિઃસંકોચ વાર્તાલાપનો અવસર આપવામાટે ઓરડાના બાહ્ય ભાગમાં દૂર ઊભો રહેલો હોવાથી, સંગ્રામસિંહ પોતાની પત્ની પ્રતિ આગળ વધ્યો અને તે પોતાની પત્નીના શરીરને હસ્તસ્પર્શ કરવામાટે હજી તો પોતાના બાહુને લંબાવતો હતો એટલામાં તેની એ ચેષ્ટાને જોઈને તેનાથી દૂર ખસી જઈ કુસુમકુમારી ગંભીરતાથી કહેવા લાગી કેઃ–

“પ્રાણેશ, આપે આ ભયાનક તથા ગુપ્તસ્થાનમાં પહોંચવાનો પરિશ્રમ લઈ, મહારાજા પાસેથી વૈરની વસૂલાત કરી લેવાની જે પ્રતિજ્ઞા કરી છે અને મારા દગ્ધ આત્માને શાંતિ સમર્પી છે તેમાટે હું આપને ધન્યવાદ આપું છું અને મને મનસા વાચા કર્મણા શુદ્ધ માની લેવાની ઉદારતા દર્શાવવામાટે આપનો અતિશય આભાર માનું છું. છતાં પણ આ દેહ પરપુરુષોના સ્પર્શથી ભ્રષ્ટ થયેલો હોવાથી, આપનાં ચરણોમાં મારી એ જ નમ્ર પ્રાર્થના છે કે, હવે આ ભ્રષ્ટ દેહને હસ્તસ્પર્શ કરવાનો અવિચાર આપ દર્શાવશો નહિ; કારણ કે, આ ભ્રષ્ટ દેહને હવે હું આપની સેવામાટે ઉપયોગી રહેલો માનતી જ નથી; વૈરની વસૂલાત થઈ ગયા પછી આ જીવનને આ ભ્રષ્ટ શરીરમાં ધારણ કરવાની મારી ઇચ્છા જ નથી અને તેથી આ અવતારમાંના આપણા દાંપત્ય સંબંધની સમાપ્તિ થઈ ગઈ છે એમ જ આપે માની લેવાનું છે. વૈરની વસૂલાત કરી લીધા પછી જો આપના શિર પર કોઈ સંકટ ન આવી પડે અને આપ મૃત્યુના દંડમાંથી છટકી જાઓ, તો અવશ્ય કોઈ સુયોગ્ય રાજપૂત કુમારિકા સાથે લગ્ન કરી લેજો અને

મારી તે મહાભાગિની અપત્નીના સમાગમથી જ દાંપત્ય સુખને ભોગવજો. અને તો હવે પછી બીજા અવતારમાં જ્યારે આપની પત્નીના પદની પ્રાપ્તિ થશે, ત્યારે જ મારાથી આપ દેવપુરુષની આ અવતારમાં અપૂર્ણ રહી ગયેલી સેવાને પૂર્ણ કરીને મારા નારીજન્મની સાર્થકતા કરી શકાશે."

સંગ્રામસિંહે કુસુમકુમારીને સમજાવવાના બહુ પ્રયત્નો કર્યા; પરંતુ તે પોતાના નિશ્ચયથી લેશમાત્ર પણ ચલિત ન થઇ. સંગ્રામસિંહે પ્રતાપસિંહને ઓરડામાં બોલાવ્યો અને પ્રતાપસિંહ કુસુમકુમારીના વૈરની વસૂલાત કરવામાટે જ મુંબઇથી ત્યાં આવ્યો હતો તેમજ આ ગુપ્તસ્થાનમાં સંગ્રામસિંહને લઇ આવનાર પણ તે જ હતો એ વાર્તા જ્યારે કુસુમકુમારીના સાંભળવામાં આવી ત્યારે તે પ્રતાપસિંહને અનેકાનેક ધન્યવાદ આપતી કહેવા લાગી કે: "જો આ સંસારમાં બહેનોને ભાઇઓ મળે તો તે આવા જ મળવા જોઇએ; નમાલા ભાઇઓ હોય તેના કરતાં તો બહેનો 'નભાઇ' રહે અને 'નભાઇ' (ભાઇ વગરની) કહેવાય એમાં જ બહેનની આબરૂ છે. પણ જે કાંઇ સાહસ કરો તે સાવધાન રહીને કરજો અને વૈરની વસૂલાત કરી લીધા પૂર્વે એ નરપિશાચના પંજામાં સપડાઇ ન જશો."

"અમારી રક્ષાનો ભાર અમોએ પરમેશ્વરના શિરપર નાખી દીધેલો હોવાથી આત્મરક્ષાની ચિન્તા હવે અમારા હૃદયમાં રહી જ નથી. તમારા આશીર્વાદથી અમો અવશ્ય વૈરની વસૂલાત કરી લઇશું અને પરમાત્મા અમોને એ નરપિશાચના પંજામાં નહિ જ સપડાવા દે, એ વિશ્વાસપૂર્વક માની લેજો." પ્રતાપસિંહે કુસુમકુમારીને સંબોધીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"તથાસ્તુ." કુસુમકુમારીએ આ શબ્દોચ્ચારથી આશીર્વાદ આપીને જણાવ્યું કે: "આજે અત્યારની ટ્રેનમાં એ નરપિશાચ કોઇ અગત્યના કાર્યમાટે પૂના તરફ જવાને રવાના થઇ જવાનો હોવાથી જ્યાંસુધી તે પાછો ન આવે, ત્યાં સુધી તમારે તેની વાટ જોઇને બેસી રહેવું પડશે. પરંતુ એટલા સમયમાં તમારાથી એ નરપિશાચનો ઘાટ ઘડી નાખવાની જે કાંઇ પણ મંત્રણા, વ્યવસ્થા તથા તૈયારી કરવાની હશે તે શાંતિપૂર્વક કરી શકાશે, એટલે પરમેશ્વર જે કાંઇ પણ કરે છે તે સારામાટે કરે છે એમ જ આપણે માની લેવાનું છે."

"તમોને આ વાર્તા કોણે કહી?" પ્રતાપસિંહે પૂછ્યું.

"મારા માટે બન્ને વેળાયે ભોજન તૈયાર કરીને લઇ આવનારી દાસી અથવા અહીંની મારી એક રક્ષિકાએ આ વાર્તા ગઇ કાલે સાંજે મને

કરી હતી; કારણ કે, ગઇ કાલે બપોર પછી રાજધાનીમાં તે ગયેલી હોવાથી રાજમહાલયમાં આ વાર્તા તેના જાણવામાં આવી હતી." કુસુમકુમારીએ ઉત્તર આપ્યું.

"હું ધારું છું કે રેસિડેંટ સાહબનો રિપોર્ટ નામદાર ગવર્નર સાહબને મળી ગયો હશે, નામદાર ગવર્નર સાહબનો ભડકાવનારો તાર બાર આવ્યો હશે અને મુંબઇમાં જે નવો ભડકો થઇ ગયો છે તેને કોઇ પણ ઉપાયે ઓલવી નાખવામાટે એ નરપિશાચ ગવર્નર સાહબ પાસે પૂના જવાને તૈયાર થયો હશે; એવી સામાન્ય કલ્પના કરી શકાય છે." સંગ્રામસિંહે પોતાની કલ્પનાને વ્યક્ત કરી બતાવી.

"મને પણ આપની આ કલ્પના સર્વથા સત્ય જણાય છે." પ્રતાપસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"જો એમ જ હોય, તો આપણે પણ તેની પાછળ મુંબઇ તથા પૂના પહોંચી જઇને અને ત્યાં જ ક્યાંક લાગ જોઇને તેનો ઘાટ ઘડી નાખીએ તો કેમ?" સંગ્રામસિંહે અધીરતાથી મુંબઇ તથા પૂના જવાના પ્રસ્તાવને રજૂ કરી દીધો.

"નહિ; કારણ કે, જો આપણે બ્રિટિશ સરકારની હદમાં એ નરપિશાચની હત્યા કરી નાખીશું, તો એ નરપિશાચના ખૂની અથવા ખૂનીઓને પકડવા તથા શિક્ષા આપવાની જવાબદારી બ્રિટિશ સરકારના માથાપર આવી પડવાથી બ્રિટિશ સરકારને કાયદાને અનુસરવા તથા વ્યવસ્થાને જાળવવા-માટે આપણા વિરુદ્ધ કાયદાના શસ્ત્રને ઉગામવું પડશે અને જો તેમ થશે, તો બ્રિટિશ સરકારના પંજામાંથી આપણે ભાગ્યે જ છટકી શકીશું. જો મહારાજાનો ઘાટ મહારાજાના પોતાના જ રાજ્યમાં આપણા હાથે ઘડાઇ જશે, તો આ રાજ્યમાં કાયદાના પંજામાંથી બેદાગ છટકી જવાનાં આપણને જોઇએ તેટલાં સાધનો મળી શકશે." પ્રતાપસિંહે બુદ્ધિમત્તાનો પરિચય કરાવ્યો.

"ઠીક; પરંતુ તમારાં બહેનને આપણે અત્યારે જ અહીંથી લઇ જવાં કે કેમ? કારણ કે, પોતાના પાપના પૂરાવાને નષ્ટ કરી નાખવામાટે જો તે નરપિશાચ વિષપ્રયોગ અથવા એવા જ કોઇ અન્ય ઉપાયથી તમારાં બહેનનો ઘાત કરાવી નાખશે, તો મહારાજાને ભૂંડે હાલે મરતો જોવાની તથા કંકાલહાસ્ય કરવાની તમારાં બહેનની એકમાત્ર આશા પૂર્ણ થઇ શકશે નહિ; એટલામાટે આ વિષયનો નિર્ણય આપણે અત્યારે અને આ

સાથે જ કરી નાખવાનો છે." સંગ્રામસિંહે એક અન્ય આવશ્યક પ્રશ્નને ઉપસ્થિત કરી દીધો.

"હવે મારાં બહેનને અહીં તો એક પળમાત્રને માટે પણ આપણે એ રહેવા દઈએ, તો પછી આપણા જેવા પંઢ તથા મૂર્ખ પુરુષ અન્ય કોઈ પણ ન હોઈ શકે. આપણે એમને અહીંથી લઈ જઈને કોઈ ગુપ્ત-સ્થાનમાં રાખવાની વ્યવસ્થા કરવી જોઈએ અને આપણે પોતે પણ સાવ-ધાનતાપૂર્વક પ્રતિજ્ઞાપૂર્તિના સમયની પ્રતીક્ષા કરીને કોઈ ગુપ્તસ્થાનમાં જ રહેવું જોઈએ, એ સર્વથા સ્પષ્ટ હોવાથી એ વિષયના નિર્ણયમાટે વિશેષ વાદવિવાદની આવશ્યકતા છે જ નહિ." પ્રતાપસિંહે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો.

કુસુમકુમારીનો પણ પ્રતાપસિંહનો જે અભિપ્રાય હતો તે જ અભિ-પ્રાય હોવાથી સંગ્રામસિંહની સૂચનાથી કુસુમકુમારી એ યમાલયમાંથી પોતાના પતિ તથા બંધુ સાથે પ્રયાણ કરી જવામાટે તૈયાર થઈ ગઈ. પ્રતાપસિંહે ઓરડાનાં બારણાંની સાંકળ ધીમે રહીને ઊઘાડી નાખી અને ત્યારપછી જે ગુપ્તમાર્ગથી સંગ્રામસિંહ તથા પ્રતાપસિંહ આવ્યા હતા તે જ ગુપ્તમાર્ગથી એ ત્રણે વ્યક્તિયો જ્યાં અશ્વોને ઊભા રાખવામાં આવ્યા હતા તે સ્થાનમાં નિર્વિઘ્ન આવી લાગી. કુસુમકુમારીએ ખંડિયેરના જે ઓરડામાં તેને રાખવામાં આવી હતી તે ઓરડામાંના કબાટમાં મહારાજાનાં થોડાં ઘણાં વસ્ત્રો રહેતાં હોવાથી નીકળતી વેળાએ પુરુષના વેશને ધારણ કરી લીધો હતો એટલે તત્કાળ તેને સ્ત્રી તરીકે કોઈ ઓળખી શકે એવી તેમના હૃદયમાં ભીતિ ન હોતી. જે પિત્રાઈને સંગ્રામસિંહે અશ્વોને સંભાળવામાટે ઊભો રાખ્યો હતો તેના અશ્વ ઉપર કુસુમકુમારી આરૂઢ થઈ ગઈ અને સંગ્રામસિંહ તથા પ્રતાપસિંહ પોતપોતાના અશ્વ ઉપર આરૂઢ થઈ ગયા. સંગ્રામસિંહે પોતાના પિત્રાઈને અમુક સ્થાનમાં આવી મળવાની સૂચના આપી દઈને પોતાના અશ્વને ચલાવી દીધા. સંગ્રામસિંહ તથા પ્રતાપસિંહે જે વેળાએ વૈજનાથનાં ખંડિયેરમાં આવી પહોંચ્યા હતા તે વેળાએ રાત્રિનો એકાદ પ્રહર અવશિષ્ટ રહ્યો હતો એનું તો પાઠકો તથા પાઠિકાઓને સ્મરણ હોવું જ જોઈએ. એટલે અત્યારે સવારના ૭ વાગ્યાનો સમય થઈ ગયેલો હોવાથી અને તેથી કુસુમકુમારીના પલાયનની વાર્તા એક અથવા દોઢ કલાકથી વધારે સમય પર્યન્ત છાની રહી શકે તેમ ન હોવાથી થોડાક અંતરપર જઈને યથાશક્ય ઊતાવળથી પોતાના

કેન્ટસ્થાનમાં પહોંચી જવામાટે એ ત્રણે વ્યક્તિઓએ પોતાના અશ્વોને પૂરપાટ દોડાવી દીધા.

હવે આપણે એ જોવાનું છે કે મહારાજા ઇશ્વરસિંહજી અચાનક પૂનાની દિશામાં પ્રયાણ કરી ગયા હતા તેનું કારણ શું હતું અને તેમના એ પ્રવાસના સંબંધમાં સંગ્રામસિંહે જે અનુમાન કર્યું હતું તે કેટલા પરિમાણમાં સત્ય હતું? તેમ જ મહારાજાએ ભૂમંડલામાં બીજી પણ જે કેટલીક વિઘાતક પ્રવૃત્તિઓને આરંભી દીધી હતી તે પ્રવૃત્તિઓ ઉપર પણ યોગ્ય પ્રકાશ નાખવાની આવશ્યકતા અનિવાર્ય છે.

---

## પ્રકરણ ૨૮ મું

### ગવર્નર સાહેબ સાથે મુલાકાત અને નિરાશા

"યૉર હાઇનેસ, હું તમોને અત્યારે ભારતવર્ષના તત્ર ભવાન્ સમ્રાટ્‌ના મુંબઇ ઇલાકાના પ્રતિનિધિ શાસક-ગવર્નર-તરીકે નહિ; પણ તમારા એક હિતૈષી મિત્ર તરીકે સાચી સલાહ આપું છું કે મુંબઇમાં તમારા રાજ્યની એક નાગરિકા વિધવા કલ્યાણીના અપહરણમાટે તેની ઉપર તથા અન્ય પ્રતિષ્ઠિત વ્યક્તિઓ ઉપર જે ભયાનક આક્રમણ કરવામાં આવ્યું હતું અને જે આક્રમણના પરિણામે અહીંની લેજિસ્લેટિવ કાઉન્સિલના એક મેમ્બરનું મરણ થઇ ગયું છે ને બીજા મેમ્બર, તમારા રાજ્યના એક નાગરિક, આનંદશંકરભાઇ મૃત્યુતુલ્ય આહત થયેલા છે; માત્ર એટલું જ નહિ, પણ અમારા એક યૂરોપિયન સૈનિક અધિકારીને પણ તેમની રક્ષાનો પ્રયત્ન કરતાં, સખ્ત ઇજા થયેલી છે; તે આક્રમણમાં ભાગ લેનાર તમારા અંગત માણસોને બનતી ઉતાવળથી અમારા હાથમાં સોંપી દો અને ન્યાયદેવતાના કાર્યમાં વિઘ્ન નાખવાની મૂર્ખતા ન દર્શાવો. આ બધો ઉપદ્રવ્યાપ તમારી પ્રેરણાથી જ થયો છે એ વાર્તા અમારાથી અજાણી છે એમ જો તમો માનતા હો, તો તમારી મોટી ભૂલ થાય છે. જ્યારથી તમો ભૂમંડલાના સિંહાસન ઉપર વિરાજ્યા છો અને જ્યારથી ભૂમંડલા રાજ્યના શાસનનો સ્વતંત્ર અધિકાર તમારા હસ્તમાં સોંપાયો છે ત્યારથી તમારા હસ્તથી જે જે કુકર્મો થતાં આવ્યાં છે તે સર્વ કુકર્મોની વિગતવાર ને તારીખવાર નોંધ અમારા દફતરમાં લખાઇ ગઇ છે, એની કદાચિત્ તમોને કલ્પના પણ નહિ હોય. તમારે એ વાર્તાને કદાપિ ભૂલી જવી ન જોઇએ કે અમો અંગ્રેજો હિન્દુસ્થાનમાં

રાજ્ય કરવામાટે આવ્યા છીએ અને તેથી જો સાવધાન તથા સાવચેત ન રહીએ અને ચારે તરફ કાકદષ્ટિ ન રાખતા રહીએ, તો અમારાથી ચાર દિવસ પણ હિંદુસ્થાનમાં રાજ્ય ન કરી શકાય અને અમારા માટે અહીંથી લબાચા લપેટીને સત્વર ચાલતા થઇ જવાનો પ્રસંગ આવી લાગે. તમે બ્રિટિશ રેસિડેંટો સાથે ઉદારતાથી વર્તીને તેમને પ્રસન્ન રાખવાના નાનાવિધ ઉપાયોને યોજતા રહો છો અને જ્યારે ગવર્નર કિંવા વાઇસરૉય સાહેબ તમારી રાજધાનીમાં પધારે છે ત્યારે તેમના આદરાતિથ્યમાં લાખો રૂપિયાનો ધૂમાડો કોઇ પણ પ્રકારના કારણ વિના કરી નાખીને બ્રિટિશ સલ્તનત તરફની પોતાની વફાદારીને દેખાડતા રહો છો એથી તમારે એમ નથી માની લેવાનું કે તમારા આવા ઘોરતમ અત્યાચારો પ્રતિ પણ બ્રિટિશ ગવર્મેન્ટ હમેશા આંખમીચામણાં કરતી રહેશે, તમારા હાથે તમારી તેમ જ પોતાની રૈયતને રેંસાઇ તથા મરાઇ જવા દેશે અને તમારા જુલ્માતના ઘોડાઓને નિરંકુશતાથી ગમે ત્યાં ગમે તેવી રીતે બેલગામ દોડતા રહેવા દેશે. આ હું તમોને છેલ્લું અલ્ટિમેટમ્ આપું છું કે જે તમો અપુત્ર હોવાથી વેળાસર તમારા આપ્તાતોમાંના કોઇ યોગ્ય યુવકને બ્રિટિશ ગવર્મેન્ટની સંમતિથી દત્તક લઇને પોતાની રાજી ખુશીથી પોતાના હસ્તથી જ તેનો રાજ્યાભિષેક કરી અમુક પેન્શન લઇને રાજ્યનો પરિત્યાગ કરવાની વિચારશીલતા નહિ દર્શાવો; તો બ્રિટિશ સરકાર તમોને પોતાના પરિષ્ટ સરકાર તરીકેના અધિકારથી પદભ્રષ્ટ કરી નાખશે; એક કમીશન દ્વારા તમારા અપરાધોનો વિચાર તથા નિર્ણય કરાવશે અને તે કમીશન તમારા સંબંધમાં જે દંડવિધાન કરશે તે દંડ તમારે ભોગવવો જ પડશે. અમોએ અત્યાર સુધી ઘણાં આંખમીચામણાં કર્યાં, તમારા વર્તનને સુધારવાની તમોને અનેક વાર સૂચનાઓ આપી અને અનેક વાર તમારી આંખોને ઉઘાડવાના પ્રયત્નો કર્યા; પરંતુ તમોએ પોતાની આંખોને ન ઉઘાડી અને પોતાના વર્તનને લેશમાત્ર પણ ન સુધાર્યું એથી મારા હૃદયમાં અતિશય ખેદ થાય છે. હવે બાજી મારા હાથમાંથી જતી રહી છે: વાઇસરાય સાહેબની નજર પણ તમારા ઉપર કરડી થઇ ગઇ છે અને તમારાં પાપોના વૃત્તાન્તો તત્ર ભવાન્ સમ્રાટ્ તથા પાર્લામેન્ટના મેમ્બરાના કાનો સુધી પહોંચી ગયા છે એટલે હવે અહીં કોઇથી પણ તમારો લેશમાત્ર પણ બચાવ કરી શકાય તેમ નથી એ મારાં વચનોને તમારે બરાબર યાદ રાખી લેવાનાં છે. હવે તમો અપરાધીઓને બ્રિટિશ ગવર્મેન્ટના કબ્જામાં સોંપી દેવાના તથા પોતાના રાજા તરીકેના અધિકારને

ત્યજી દેવાના કાર્યમાં જેટલો અધિક વિલંબ કરશો, તેટલી જ તમારા પોતાના ભાવિ લાભને અધિક હાનિ પહોંચાડશો એ સર્વથા નિર્વિવાદ છે. હવે તો મારી આ સૂચનાને શિરોધાર્ય કરી લેવામાં અને રાજ્યને ત્યજીને વાનપ્રસ્થ થઇ જવામાં જ તમારૂં કલ્યાણ છે."

મુંબઇમાં વાલુકેશ્વર નામક સમુદ્રતીરપ્રાંતવર્તી સ્થાનમાંના ગવર્નમેંન્ટ હાઉસના ડ્રોઇંગ રૂમમાં, ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને એ દિવસ જેટલો સમય વીતી ગયા પછી ત્રીજા દિવસની રાત્રિના આઠેક વાગ્યાના શુમારે, મુંબઇ ઇલાકાના નામદાર ગવર્નર સાહબ એક સોફા ઉપર બેઠા હતા અને તેઓ પોતાના સોફાની સામેની એક સ્પ્રિંગદાર પહોળી કુરસીમાં બેઠેલા ભૂમંડલાપતિ ઇશ્વરસિંહજી મહારાજને સંબોધીને એક સુંદર વ્યાખ્યાન સમાન આ સુંદર વચનો ઉચ્ચારી રહ્યા હતા. અહીં એ વાર્તાને સ્પષ્ટ કરી દેવાની આવશ્યકતા છે કે મહારાજા ઇશ્વરસિંહજી ગવર્નર સાહબને મળવા-માટે જો કે પૂના જવાના આશયથી જ પોતાની રાજધાનીમાંથી રવાના થયા હતા; પરંતુ તેઓ જે દિવસે પ્રભાતમાં મુંબઇ આવી લાગ્યા તેની આગલી રાત્રે નામદાર ગવર્નર સાહબ કોઇ અગત્યના રાજનૈતિક કાર્યમાટે પૂનાથી મુંબઇ આવી લાગ્યા હતા એટલે મહારાજાએ તેમની પાસેથી મુલાકાતનો ટાઇમ માગતાં તેમને રાત્રિના સાડા સાત વાગ્યાનો ટાઇમ આપવામાં આવ્યો હતો. નિયત સમયે મહારાજા ગવર્નમેંન્ટ હાઉસમાં આવી લાગતાં નામદાર ગવર્નર સાહબે તેમને પોતાની મુલાકાતનો લાભ આપવાની ઉદારતા દર્શાવી હતી અને તેમની અમુક આડી અવળી વાતોને સાંભળી લીધા પછી અતિશય ગંભીરતા તથા વિચારશીલતાથી મહારાજાને આવા પ્રકારનો ઉપદેશ અથવા પરામર્શ આપ્યો હતો. નામદાર ગવર્નર સાહબને રૂબરૂ મળીને બધું ઠીકઠાક કરી આવવાની આશાને હૃદયમાં ધારણ કરીને નીકળેલા મહારાજા ઇશ્વરસિંહજી નામદાર ગવર્નર સાહબના આ ઉપદેશ અથવા પરામર્શને સાંભળીને બિલકુલ ઠંડાગાર અથવા 'આઇસ કોલ્ડ' થઇ ગયા અને તેમના મુખમંડળમાં નિરાશાની એવી તો શ્યામ છટા છવાઇ ગઇ કે તે નિરાશાના યોગે તેમના હૃદયની ગતિ પણ મંદ પડી ગઇ અને તેમના મસ્તિષ્કમાં ભ્રમણ થતાં તેઓ ત્રણ ચાર મિનિટ સુધી માથાપર હાથ રાખીને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના મૂગામંતર થઇને કુરસીમાં બેસી રહ્યા. ચાણક્યબુદ્ધિ ગવર્નર સાહબ તેમના આ સ્થિત્યંતરને એકાગ્ર દૃષ્ટિથી જોઇ રહ્યા હતા અને પોતાના હૃદયમાં મહારાજાપ્રતિ એક પ્રકારની ઘૃણા દર્શાવી રહ્યા હતા. લગભગ ચારેક મિનિટ પછી ચિન્તા તથા નિરાશાની

નિદ્રામાંથી જાગ્રત થઈને મહારાજા નિરાશાદર્શક ભાવથી ગવર્નર સાહેબને સંબોધીને પૂછવા લાગ્યા કેઃ-

"ત્યારે આપ નામદાર પણ મને એક નાલાયક, ગુનાહગાર તથા જુલ્મગાર રાજ્યકર્તા માનો છો અને મારા ઉપર મારી રાજદ્રોહી રૈયતે મૂકેલા આરોપોને સાચા આરોપો તરીકે સ્વીકારો છો એમ જ મારે માનવું કે નહિ? જો આપ નામદાર એમ જ માનતા હો તો મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે આપ નામદાર બિલ્કુલ ઊંધે રસ્તે દોરવાઈ ગયા છો અને મારા દુશ્મનો તથા હિતશત્રુઓની ખોટી વાતો સાંભળીને ખોટી રીતે ભરમાઈ ગયા છો. અમારી બ્રિટિશ તાજ તરફની વફાદારીનો વિચાર કરો; આજે પાંચ પાંચ પેઢીથી બ્રિટિશ સરકારની અમો કેટલી ને કેવી સેવાઓ કરતા આવ્યા છીએ તે લક્ષમાં લ્યો અને પહેલા વર્ગના રાજ્યકર્તાઓના ખાનગી કામોમાં એવાં કોઈ અનિવાર્ય ભયાનક કારણો વિના હાથ નાખવાનો, આપણા કરારનામા અનુસાર, બ્રિટિશ સરકારનો લેશમાત્ર પણ અધિકાર ન હોવાથી મારી સ્વતંત્રતા ઉપર પ્રહાર કરવાના વિચારને માંડી વાળો એટલી જ આ સેવકની આપ નામદારને નમ્રતાપૂર્વક પ્રાર્થના છે. જો આપ નામદાર મારી વિરુદ્ધ ઘેરાઈ આવેલાં વાદળાંને પોતાની સત્તાથી અહીં જ વિખેરી નાખવાની ઉદારતા નહિ જ દર્શાવો, તો પછી મારે નિરુપાય થઈને વાઈસરૉય સાહેબ પાસે જવું પડશે અને તેઓ પણ ઉદારતા નહિ દર્શાવે, તો અનિચ્છાપૂર્વક વિલાયત સુધી લડત ચલાવવી પડશે."

"યોર હાઈનેસ, તમો નામદાર વાઈસરૉય પાસે જાઓ કિંવા વિલાયત સુધી લડત ચલાવો, તો તેમ કરવામાટે તમો સંપૂર્ણ સ્વતંત્ર છો. પરંતુ હું વળી પણ તમોને સ્પષ્ટ શબ્દોમાં ચેતવણી આપી દઉં છું કે વાઈસરૉય સાહેબ પાસે જવાથી કિંવા વિલાયત સુધી લડત ચલાવવાથી તમોને વિશેષ કોઈ પણ પ્રકારનો લાભ થવાનો નથી. પોતાની વધારે બેઈજ્જતી તથા પૈસાની બર્બાદી એને જ જો તમો લાભ માનતા હો, તો એટલો જ લાભ તમોને મળી શકશે. જો તમો પોતે પોતાની રાજીખુશીથી દત્તક લઈને તે દત્તક પુત્રના હસ્તમાં રાજસત્તાને સોંપી દેવાની તમારી પહેલી પ્રમાણે પેન્શન લઈને રાજા તરીકેની જવાબદારીના બંધનથી છૂટા થઈ જવાની, આ બધો વિધિ કેવળ છ મહિના જેટલા સમયમાં કરી લેવાની અને તે છ મહિના જેટલી પોતાની રાજસત્તાના કાળમાં પણ રૈયત ઉપર જરાય જુલ્મ ન ગુજારવાની વિચારશીલતા નહિ દર્શાવો, તો મેં તમોને આપી દીધેલી ચેતવણી અનુસાર અમારે તમોને અનિચ્છાપૂર્વક બ્રિટિશ સરકારની

વડી સત્તાની રૂએ પદભ્રષ્ટ કરવા પડશે અને તમારા રાજ્યને ખાલસા કરીને બ્રિટિશ સલ્તનત સાથે મેળવી દેવાની તત્ર ભવાન્ સમ્રાટ્-હિજ મેજેસ્ટી-ની ઇચ્છા ન હોવાથી તમારા ભાયાતોમાંથી જે કોઇ પણ યુવક અમોને યોગ્ય જણાશે તે યુવકનો રાજ્યાભિષેક કરી દેવો પડશે. છતાં પણ જો એ છ માસ જેટલા કાલાવધિમાં તમારી રૈયત તમારા સદ્વર્તનના સંબંધમાં સારાં પ્રમાણપત્રો આપશે અને તમોને જ ભૂમંડલાના રાજા તરીકે કાયમ રાખવાની નામદાર બ્રિટિશ સરકારને પ્રાર્થના કરશે, તો રૈયતનાં તે પ્રમાણપત્રો તથા પ્રાર્થનાપત્રનો બ્રિટિશ સરકાર અવશ્ય લક્ષપૂર્વક વિચાર કરશે. પરંતુ રૈયતનાં પ્રમાણપત્રો મેળવવામાં પણ લાંચ રિશ્વત, બળાત્કાર તથા દબાણ આદિકનો ઉપયોગ ન થવો જોઇએ, એ વાર્તાને કદાપિ ભૂલી જશો નહિ. જો તમો આવા નીચ ઉપાયોને યોજશો, તો તમારા એ નીચ ઉપાયો નામદાર બ્રિટિશ સરકારથી અજાણ્યા નથી જ રહેવાના એ નિશ્ચયપૂર્વક માની લેશો. તમારા માટે આજ્ઞાનો જો કોઇ પણ વિષય હોય તો તે એટલો જ છે અને આટલી ઉદારતા પણ નામદાર બ્રિટિશ સરકાર એટલા માટે જ દર્શાવે છે કે બ્રિટિશ સરકાર દેશી રાજાઓનાં નિયત અધિકાર તથા સ્વાતંત્ર્ય ઉપર ગંભીર કારણો વિના આઘાત કરે છે, એવો આક્ષેપ દેશી રાજાઓથી નામદાર બ્રિટિશ સરકાર ઉપર કદાપિ ન કરી શકાય ........."

નામદાર ગવર્નર સાહબ મહારાજાને આ છેલ્લાં આશાનાં કિરણો દેખાડી રહ્યા હતા એટલામાં હજૂરીએ આવીને એક વિઝિટિંગ કાર્ડ તેમના સમક્ષ રજૂ કર્યો. એ મુંબઇના તે સમયના પોલિસ કમીશનર સાહબનો વિઝિટિંગ કાર્ડ હતો; કારણ કે, તેમને મુલાકાતનો ટાઇમ રાતે સાડાઆઠ વાગ્યાનો આપવામાં આવ્યો હતો એટલે તેઓ નિયત સમયે આવી લાગ્યા હતા. વિઝિટિંગ કાર્ડ વાંચીને નામદાર ગવર્નર સાહબે મહારાજાને સંબોધીને કહ્યું કે: "અત્યારે હવે મારી પાસે વિશેષ સમય ન હોવાથી જો મારી મુલાકાતની આવશ્યકતા હોય, તો હજી બે દિવસ હું રહેવાનો છું તો મુલાકાતનો ટાઇમ મારા સેક્રેટરી પાસેથી મેળવી લેજો અને નહિ તો પછી પુના આવવાની તકલીફ ઉઠાવશો. વારુ ત્યારે, ગુડ બાય!"

મહારાજા ઇશ્વરસિંહજી ભગ્ન હૃદયથી 'આપ નામદારે આપેલા પરામર્શ તથા મુલાકાતના લાભમાટે આ સેવક આપનો અતિશય આભાર માને છે. આપ નામદારને આ સેવકે જે પરિશ્રમ આપ્યો છે તેની આ સેવકને ક્ષમા આપશો એવી આશા છે. ગુડ બાય!' આ શબ્દો

ઉચ્ચારીને અને નામદાર ગવર્નર સાહેબ સાથે હસ્તધૂનન કરીને ગવર્નમેન્ટ હાઉસમાંથી બહાર નીકળ્યા. તેઓ બહાર આવ્યા એટલે પોલિસ કમીશનર સાહેબ અંદર ગયા.

મહારાજા ઇશ્વરસિંહજી 'તાજમહાલ' હૉટલમાં ઊતરેલા હોવાથી મૉટરમાં બેસીને તેમણે શૉફરને કહ્યું કે: "પ્રથમ બૅંડસ્ટૅન્ડ પાસે મૉટરને જરા ઊભી રાખજે. ત્યાં થોડી વાર હવા ખાઇ લીધા પછી જ આપણે હૉટલમાં જવાનું છે" શૉફરે મોટરને બૅકબેના બૅંડ સ્ટેન્ડની દિશામાં ચલાવી દીધી.

અહીં એ વાતને પ્રકાશિત કરી દેવાની આવશ્યકતા છે કે મહારાજા અચાનક મુંબઇમાં આવેલા હોવાથી મુંબઇમાં જ વસતાં તેમનાં પોતાનાં મહારાણીજીને તેમજ ભૂમંડલના અન્ય નાગરિકોને અદ્યાપિ તેમના મુંબઇમાં હોવાની વાતની ખબર પડી ન હોતી. બૅંડ સ્ટૅન્ડની સામે બી. બી. સી. આઇ. રેલ્વે લાઇનની બાજૂના ફુટપાથ પાસે મૉટર ઊભી રહેતાં મહારાજા મૉટરમાંથી ઊતરીને ફુટપાથ ઉપર "હવે મારી રાજ-સત્તાને મારા જીવનકાળ પર્યન્ત અવિચળ રાખવા માટે મારે શા પ્રયત્નો કરવા!" એ ભયાનક તથા ગંભીર પ્રશ્નના વિચારમાં તલ્લીન થઇને ભ્રમણ કરવા મંડી ગયા. તેઓ વિચારનિદ્રામાં પડી ગયેલા હોવાથી ભ્રમણ કરતા હોવા છતાં પણ આસપાસ કોણ જાય આવે છે ને શો વ્યાપાર ચાલી રહ્યો છે એનું તેમને લેશમાત્ર પણ જ્ઞાન કે ભાન હતું જ નહિ. મહારાજા ભ્રમણ કરતા કરતા મ્યુનિસિપાલીટીના એક દીપક પાસે આવી લાગ્યા. એ ક્ષણે જ વુડહાઉસ બ્રિજની દિશામાંથી ફુટપાથ પર ચાલતી બે વ્યક્તિયો એ સ્થાનમાં આવી લાગી અને તે વ્યક્તિયોએ મહારાજાને ઇશ્વરસિંહ મહારાજ તરીકે તત્કાળ ઓળખી લીધા. મહારાજા જે મૉટરમાં આવ્યા હતા તે ભાડાની ટૅક્સી હોવાથી તે બન્ને વ્યક્તિયોએ મહારાજા તાજમહાલમાં ઊતર્યા હતા એ વાત શૉફરના મુખથી જાણી લીધી અને ત્યાર પછી તેઓ બીજી ભાડાની ટૅકસીમાં બેસીને ત્યાંથી રવાના થઇ ગઇ. એ વ્યક્તિયો, પુરુષવ્યક્તિયો, કોણ હતી તે હવે પછી પાઠકો તથા પાઠિકાઓ જાણી શકશે.

---

## પ્રકરણ ૨૯ મું
## ધારાશાસ્ત્રીનો અભિપ્રાય

જે વેળાયે મહારાજા ઇશ્વરસિંહજી બૅકબેના બૅન્ડસ્ટૅન્ડની સામેના ફુટપાથપર, ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, વિચારમગ્ન અવસ્થામાં આંટાફેરા મારી રહ્યા હતા તે જ વેળાયે પૂર્વે એક વિશિષ્ટ સ્થળે જેનો કિંચિત્ પરિચય કરાવવામાં આવ્યો છે તે મહારાજા ઇશ્વરસિંહજી તથા તેમના પોલિસ તેમ જ સી. આઇ. ડી. ખાતાના પંજામાંથી તેમની આંખોમાં ધૂળ નાખીને છટકી આવેલા અને મુંબઇના એક જાણીતા અંગ્રેજી બાઇ વીકલી (અર્ધ સાપ્તાહિક) પત્રના કાર્યાલયમાં રિપોર્ટર તરીકે નોકરીમાં જોડાઇ ગયેલા કહેવાતા રાજદ્રોહી હિન્દુ યુવકને જો બની શકે તો પકડીને ભૂમંડલા લઇ જવામાટે, મહારાજાના આગમનથી સાતેક દિવસ પૂર્વે મુંબઇમાં આવી લાગેલા ભૂમંડલાના નામચીન વકીલ ગિરિરાજદાસ વૈશ્ય; રેવન્યુખાતાવાળા સાધનદાસ ઠાકોર; શિવજીવનદાસ સી. આઇ. ડી.; પોલિસ ઇન્સ્પેક્ટર પાલનજી ડામરિયા તથા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ કેકાઉસ લીલાપુરિયા આદિ ભૂમંડલા રાજ્યના અમલદારો એ યુવકને મુંબઇમાંથી પકડીને ભૂમંડલા કેવી રીતે લઇ જવો એ બાબતની મહારાજા ઇશ્વરસિંહજીના મુંબઇના કાઉન્સેલ અથવા ધારાશાસ્ત્રી બૅરિસ્ટર નન્દનવનલાલ સત્યવર્તી સાથે તેમના કોલાબા કેનેડી સીફેસ ઉપર આવેલા બંગલામાં મસલહત ચલાવી રહ્યા હતા. એ પાંચ અમલદારોમાંના ગિરિરાજદાસ વૈશ્ય, સાધનદાસ ઠાકોર તથા શિવજીવનદાસ સી. આઇ. ડી. હિન્દુ હોવા છતાં જો પોતાની તીજોરીમાં નાણું આવતાં હોય તો પરમેશ્વર તથા ધર્મથી લેશમાત્ર પણ ન ડરનારા; પાપ તથા તેના અનિષ્ટ ફળ કિંવા સ્વર્ગ તથા નરકને ગાંડા તથા બુદ્ધિહીન મનુષ્યોની મિથ્યાકલ્પના માનનારા; મહા પ્રપંચી, ખુશામદી તથા પ્રથમ પંક્તિના બદમાશ હતા અને જો સત્ય કહેવામાં આવે, તો મહારાજા ઇશ્વરસિંહજીને ભંભેરીને પૈસા તથા પદવીના લોભથી એ બદમાશોની ટોળકીએ જ પાંચ નિર્દોષ હિન્દુ યુવકો ઉપર રાજદ્રોહનો અભિયોગ (મુકદ્દમો) કરાવ્યો હતો અને છઠ્ઠા યુવકને પકડવાના ધમપછાડા પણ એ બદમાશો જ મારી રહ્યા હતા. પોલિસ ઇન્સ્પેક્ટર પાલનજી ડામરિયા તથા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ કેકાઉસ લીલાપુરિયા પારસી હોવા છતાં એ હિન્દુ યુવકોને પોતાના અંતઃકરણથી નિર્દોષ માનનારા હતા; પોલિસખાતાના અધિકારી હોવા છતાં અમસ્તા પણ તેઓ દયાળુ અંતઃકરણના

હોવાથી જે ત્રણ ચાર રાજ્યોમાં પોલિસખાતાના અમલદાર તરીકે નોકરી કરી આવ્યા હતા તે સર્વ રાજ્યોની પ્રજાઓ તેમની દયાળુતા તથા ન્યાયપરાયણતાના કારણથી તેમને હમેશા યાદ કર્યા કરતી હતી અને નટવરબંદરના મહારાજા તો કેકાઉસ લીલાપુરિયાને જો તેમને ઇચ્છા હોય તો હજી પણ પોતાને ત્યાં પોલિસ કમીશ્નર કરીકે રાખવાની સંપૂર્ણ ઇચ્છા ધરાવતા હતા. અર્થાત્ એ બન્ને ભલા, મુન્સિફમિજાજ તથા અન્યાયના વિરોધી પારસી અમલદારોની એ હિન્દુ યુવકો ઉપર અભિયોગ કરવાની તેમ જ ન્યાયદેવતાનું ખૂન કરવાની લેશમાત્ર પણ ઇચ્છા ન હોવા છતાં ખુશામદી ટટ્ટુઓના ભંભેરવાથી ભૂત થયેલા મહારાજાની આજ્ઞા મુજબ અતિશય અનિચ્છાપૂર્વક કંપતા હૃદયથી તેઓ આ અન્યાયના કાર્યમાં ભાગ લઇ રહ્યા હતા. આ બન્ને પારસી પોલિસ અમલદારોએ ઉપર્યુક્ત ત્રણ હિન્દુ અમલદારોને આ પાપમય કૃત્ય ન કરવામાટે અને આ કેસને અટકાવી દેવામાટે બહુ સમજાવ્યા હતા; પરંતુ તેમણે એ સારી શીખામણને શિરોધાર્ય કરી લેવાને બદલે એ પારસી પોલિસ અમલદારો વિરુદ્ધ મહારાજાના કાનમાં ભયંકર ઝેર રેડવા માંડ્યું હતું અને જ્યારે મહારાજાએ પોતે જ તેમને આ કાર્યમાં એ ત્રણ હરામખોર હિન્દુ અમલદારોને આવશ્યક સહાયતા આપવાનો નાદિરશાહી હુકમ ફર્માવ્યો હતો ત્યારે જ તેમને આ કેસમા નિરુપાય થઇને ભાગ લેવા પડ્યો હતો. છતાં આ કેસ પૂરો થઇ ગયા પછી રાજીનામાં આપીને તેઓ નોકરીને છોડી દેવાનો વિચાર તો કરી જ રહ્યા હતા. અસ્તુ.

મહાશય નન્દનવનલાલ સત્યવતીં ગુજરાતના પાટનગર અમદાવાદના એક ધનાઢ્ય, નામાંકિત તથા કુલીન હિન્દુ કુટુંબના કુલદીપક હતા; મુંબઇની હાઇકોર્ટના બારમાં જેઓ સારામાં સારા કાઉન્સેલ તરીકે પંકાતા હતા તેમનામાંના એક નામાંકિત કાઉન્સેલ હતા. ગવર્નર તથા વાઇસરોય પર્યન્તના મોટા મોટા બ્રિટિશ પ્રતિનિધિ શાસકો સમક્ષ પણ તેમની સારી પ્રતિષ્ઠા હતી. પ્રજાનો પણ તેમનામાં સારો વિશ્વાસ હોવાથી પ્રજાએ બે વાર તેમને પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટીને વાઇસરોયની લેજિસ્લેટિવ એસેમ્બ્લીમાં પણ મોકલ્યા હતા અને તેમની માસિક આવક રુપિયા અઢારથી વીસ હજારની મનાતી હતી. આવી સર્વ પ્રકારની અનુકૂલ પરિસ્થિતિ હોવા છતાં તેઓ ઘણા જ સાદા હતા અને સાદા જીવનને જ પસન્દ કરતા હતા. અત્યારે તેઓ કેવળ એક ધોતિયું અને એક પેરણ એ વસ્ત્રો પરિધાન કરી પોતાના લાયબ્રેરી હૉલમાં

ઉપર્યુક્ત ભૂમંડલાના અમલદારો સાથે રાજદ્રોહના અભિયોગના સંબંધમાં શાંત તથા ગંભીર ભાવથી વર્તાલાપ કરતા બેઠા હતા. ખુશામદખોરી તથા ચાંડિયાપણાના પ્રતાપે રાયમાંથી પર્વત થઇ પડેલા સાધનદાસ ઠાકોરે મહાશય નન્દનવનલાલને સંબોધીને પૂછ્યું કે:—

"કેસનાં જે કાગળિયાં આપને જોવામાટે આપવામાં આવ્યાં હતાં તે તો આપે જોઇ લીધાં હશે. જે એક ગુનાહગાર કાયદાના પંજામાંથી છટકીને મુંબઇમાં આવી ગયો છે તેને પકડવામાટે અમો એકસ્ટ્રાડિશન વૉરંટ તો જાણે લઇ આવ્યા છીએ તો હવે આપણે અહીંના પ્રેસિડેન્સી મૅજિસ્ટ્રેટની કોર્ટ માર્ફત એ વૉરંટ બજાવવું કે કેમ?"

'વેલ, મિસ્ટર લીલાપુરિયા, તમો પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ હોવાથી અને કાયદાના સારા જાણકાર તથા અનુભવી હોવાથી તમારો આ બાબતમાં શો અભિપ્રાય છે? તમો આ વૉરંટ બજાવવાનું વ્યાજબી ધારો છો કે કેમ?' બૅરિસ્ટર નન્દનવનલાલે મિસ્ટર કેકાઉસ લીલાપુરિયાને બુદ્ધિપૂર્વક સંબોધીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"શરૂઆતથી જ આ કેસમાટે જોઇતા બધા પૂરાવા એકઠા કરવાની તથા તૈયાર કરવાની તકલીફ આ સાધનદાસભાઇ, ગિરિરાજદાસભાઇ તથા શિવજીવનભાઇએ જ ઊઠાવેલી હોવાથી; સર્વથા પ્રથમ એ યુવકોના રાજદ્રોહનો ગંધ પણ એમને જ આવેલો હોવાથી અને અમારા કરતાં આ કેસની બાબતમાં આ મહાશયોની જાણકારી ઘણી જ વધારે હોવાથી આવા સવાલોના જવાબ આપને એમની પાસેથી જ મળી શકશે. અમારી હાલત એવી છેજ નહિ કે અમો આવા સવાલોના આપને સંતોષકારક જવાબ આપી શકીએ. અમારે તો આ કેસમાં મહારાજાધિરાજના તથા આ ત્રણ સદ્‌ગૃહસ્થો (?) ના હુકમના તાબેદાર તરીકે જ વર્તવાનું છે." મિસ્ટર કેકાઉસ લીલાપુરિયાએ ગંભીર મુદ્રા તથા ગંભીર વાણીથી આ જવાબ આપ્યો.

મિસ્ટર લીલાપુરિયાનો આ જવાબ સાંભળીને બૅરિસ્ટર સાહેબ પ્રથમ તો જરાક હસ્યા અને ત્યાર પછી સાધનદાસ ઠાકોરને સંબોધીને કહેવા લાગ્યા કે: "મહાશય, આવા પ્રકારનાં કાર્યોમાટે જ મહારાજા મને ચાલૂ પગાર આપતા હોવાથી કાગળિયાં બરાબર જોઇ લેવાની મારી જે ફરજ છે તે મારી ફરજને મેં બરાબર બજાવી છે અને આખાય કેસનાં કાગળિયાં હું લક્ષપૂર્વક વાંચી ગયો છું. જો તમો મારી સાચી જ સલાહ માગતા હો તો મારી સાચી સલાહ તો એ જ છે કે આ કેસ આરંભથી અંત પર્યન્ત ખોટો તથા બનાવટી જ ઊભો કરવામાં આવ્યો છે; જેમને તમોએ રાજદ્રોહી

તરીકે પકડીને જેલમાં બેસાડી દીધા છે ને જે એક માણસને અહીંથી તમો પકડી જવા માગો છો તે બધાય યુવકો કદાચિત્ રાજદ્રોહી છે એમ જ માની લેવામાં આવે તો ય તમારા એકઠા અથવા તૈયાર કરેલા પૂરાવામાં એવો એક પણ પૂરાવો નથી કે જેના આધારે ઇન્સાફની અદાલત અથવા ન્યાયદેવતાના મંદિરમાં કાયદાસર તેમના પર મૂકાયલા મહાભયાનક રાજદ્રોહ નામક આરોપને સાબિત કરી શકાય અને તેમને તમારી ઇચ્છા પ્રમાણે સાત સાત વર્ષની સખ્ત મજૂરી સાથેની કેદની સજા કરાવી શકાય. હૅંડરાઇટિંગ એકસ્પર્ટનો અભિપ્રાય પણ દમવગરનો છે અને ખરી રીતે પૂરાવા જેવું તો કાંઇ છે જ નહિ એટલામાટે મારું માનો તો આ કેસને પાછો ખેંચી લ્યો અને બધાય આરોપીઓને છોડી દો. એથી મહારાજાનું કાંઇક સારું પણ દેખાશે અને મહારાજાની તથા તમારી હાંસીનો પ્રસંગ આટલેથી જ અટકી જશે. છતાં ન્યાયથી કે અન્યાયથી, યેન કેન પ્રકારેણ, જે યુવકો તમારા પંજામાં સપડાયલા છે તેમને ગમે તેટલી સખ્ત સજા ફર્માવવાની બાજી તમારા હાથમાં હોવાથી જો તેમને સજા ફર્માવવી હોય તો તમારી કોર્ટમાં ન્યાયનું નાટક ભજવીને ભલે ગમે તેવી ને ગમે તેટલી સજા ફર્માવી દ્યો; પરંતુ જે યુવક તમારા પંજામાંથી છટકીને મુંબઇમા પહોંચી આવ્યો છે તે યુવકને તેના પર વૉરંટ બજાવીને પકડી જવાની વાતને તો કૃપા કરીને બિલ્કુલ જ માંડી વાળો; કારણ કે, એ વૉરંટ બજાવવાનું પરિણામ એ થશે કે તમારી આબરૂ તો જાણે ઠીક, પણ મહારાજાની જે થોડી ઘણી આબરૂ બાકી રહી હશે તેના પણ મુંબઇની કોર્ટમાં કાંકરા થઇ જશે અને અહીંની કોર્ટનો જે ચુકાદો આવશે તેના યોગે તમારો ત્યાંનો કેસ પણ માર્યો જશે અને મહારાજા પાસેથી પણ તમોને જશને બદલે જૂતિયાં જ મળશે."

"સર્વથી ભયંકર તો એ જ યુવક છે કે જે અમારા પંજામાંથી છટકી ગયો છે. જો એ યુવક ન પકડાય, તો અમારી આબરૂના કાંકરા જ થઇ જાય." શિવજીવન સી. આઇ. ડી. એ આ શબ્દો ઉચ્ચાર્યા.

"જો એ યુવકને વૉરંટ બજાવીને પકડવો હશે તો પકડી શકાશે: પરંતુ તેને જામિન લઇને છોડવામાં આવશે એટલે પછી તેનાપર આ બધા પૂરાવા અહીંના ચીફ પ્રેસિડેન્સી મૅજિસ્ટ્રેટની કોર્ટમાં રજૂ કરીને પૂરેપૂરો કેસ ચલાવવો પડશે અને જો એ પૂરાવા સંતોષકારક નહિ જણાય તો મૅજિસ્ટ્રેટ બરાબર તેને છોડી દેશે. કદાચિત્ મૅજિસ્ટ્રેટ તેને ગુનાહગાર માની લે, તો તે હાઇકોર્ટમાં અપીલ કરી શકશે અને જો હાઇકોર્ટ તેને ગુનાહગાર ઠરાવશે, તો જ તમો હાઇકોર્ટની સંમતિથી તેને ભૂમંડલા લઇ જઇ શકશો.

આ ભાંજઘડમાં પડતાં પ્રથમ તો પાંચ દશ હજાર રૂપિયાનો ધૂમાડો થઇ જશે અને પૂરાવા બિલ્કુલ નકામા હોવાથી જો હાઇકોર્ટ આરોપીનો ખર્ચ તમારા માથ પર નાખી દેશે, તો કેસ ખોટો ઠરશે, મહારાજાના સંબંધમાં જે અગ્નિ પ્રજળી રહ્યો છે તેમાં ઘી હોમાશે અને પેલા પાંચ યુવકો ઉપરના ત્યાંના કેસને પણ તમારે જરૂર પાછો ખેંચી લેવો પડશે. અર્થાત્ ચારે તર્ફ તમારી ફજેતીના ફાળકા થઇ જશે." નન્દનવનલાલે તેમનું જરાય મોઢું ન રાખતાં રોકડો જવાબ પરખાવી દીધો.

"વારૂ, ત્યારે અહીંના યુવકને પકડવાના કામને આપણે માંડી વાળીએ, તો આપ ત્યાંનો કેસ ચલાવવામાટે તો આવશો ખરા કે નહિ?" વકીલ ગિરિરાજદાસે કહ્યું.

"જો તમો અહીં આવેલા યુવકને પકડવાનો કેસ ચલાવશો; તો પણ હું નહિ આવું અને ત્યાં ભૂમંડલામાં પણ આ કેસ ચલાવવામાટે આવવાની મારી ઇચ્છા નથી. જો ખરૂં પૂછવામાં આવે તો ત્યાં તમારાથી ગમે તેવા ગોટાળા કરી શકાય તેમ હોવાથી મારી હાજરીની ત્યાં આવશ્યકતા પણ નથી. મારે જે અભિપ્રાય આપવાનો હતો તે મેં આપી દીધો છે એટલે હવે જે કાંઇ પણ કરવાનું હોય તે કરવાને તમો મુખ્તિયાર છો. આ તમારાં કાગળિયાંનું બંડલ છે તે લેતા જજો." બૅરિસ્ટર નન્દનવનલાલે પોતાનો અંતિમ અભિપ્રાય આવી રીતે ચોખ્ખા શબ્દોમાં સંભળાવી દીધો.

'મેં ભૂમંડલામાં જ આ સર્વ મહાશયોને મારો પોતાનો આ જ અભિપ્રાય દર્શાવ્યો હતો; પરંતુ મારો ઉપદેશ એમને ગળે ઊતર્યો ન હોતો. અત્યારે હવે મારો ઉપદેશ કેટલી સીમા પર્યન્ત સાચો હતો એનો એમને કાંઇક અનુભવ થયો જ હશે. મને વધારે અજાયબી તો એની જ થયા કરે છે કે અમારા આ વકીલ સાહેબે પણ મારા આ જ અભિપ્રાયને વજન ન હોતું આપ્યું.' મિસ્તર કેકાઉસ લીલાપુરિયાએ બૅરિસ્ટર સાહેબના અભિપ્રાયને લક્ષપૂર્વક સાંભળી લીધા પછી શાંતિપૂર્વક પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

વકીલ ગિરિરાજદાસ કાંઇ પણ ન બોલ્યા, કાગળિયાંના બંડલને સાધનદાસે ટેબલપરથી લઇ લીધું અને પાંચે અમલદારો બૅરિસ્ટર સાહેબની રજા લઇને ત્યાંથી પોતપોતાના ઊતારે જવામાટે ઊઠીને ઊભા થઇ ગયા. નીચે મૉટર તૈયાર હતી. તેઓ મૉટરમાં બેસવાની તૈયારીમાં હતા એટલામાં ભાડાની એક બીજી ટૅક્સી ત્યાં આવી લાગી અને તે ટૅક્સીમાંથી બે વ્યક્તિયોએ નીચે ઊતરીને ગિરિરાજદાસ વકીલને કહ્યું કે: "મહારાજા ઇશ્વરસિંહજી મુંબઇમાં આવેલા છે અને અત્યારે જ અમો તેમને બૅન્ડ

સ્ટૅંડની સામે ફુટપાથપર આંટા મારતા જોઇ આવ્યા છીએ. તેઓ 'તાજ-મહાલ'માં ઊતરેલા છે." આ બે વ્યક્તિયો તે જ હતી કે જેમણે મહારાજાને ઍન્ડસ્ટૅન્ડની સામે ફુટપાથપર જોયા હતા. એ બન્ને વ્યક્તિયો વકીલ ગિરિરાજ-દાસ તથા સાધનદાસ ઠાકોર સાથે બૅરિસ્ટરના બંગલા સુધી આવી હતી અને ત્યાંથી પાછી વળતાં મહારાજાને જોઇને એ સમાચાર તેમને પહોંચાડવામાટે બીજીવાર ત્યાં પહોંચી હતી. એ બન્ને ગૃહસ્થો ભૂમંડલાના જ નિવાસી હતા અને અંદરખાનેથી મહારાજાના અત્યાચારો અને સાધનદાસ તથા ગિરિરાજદાસની લોભિષ્ટતા તથા નીચતાના વિરોધી હોવા છતાં કેટલાંક અનિવાર્ય કારણોથી પોતાના વિરોધને બાહ્ય આચરણમાં દર્શાવતા ન હોતા એટલે તેમને પોતાના હિતૈષી માનીને ગિરિરાજદાસ અને સાધનદાસ જ્યારે પણ મુંબઇ આવતા હતા ત્યારે રાજ્યતરફથી મળતા ખોરાકીના ખર્ચને ખીસામાં પધરાવીને એ ગૃહસ્થોને ત્યાં જ મેહમાન તરીકે ધામા નાખતા હતા. એ બન્ને ગૃહસ્થો સગા ભાઇઓ હતા અને અવિભક્ત કુટુંબની પ્રથાને જ જાળવી રહ્યા હતા. તેઓ ધનાઢ્ય હતા અને જેમ ભૂમંડલામાં તેમ જ મુંબઇમાં પણ સારી સ્થાવર સંપત્તિ ધરાવતા હતા. તેમના નામ ચંદ્રવદન તથા ઇન્દુવદન હતા. અસ્તુ. બન્ને મૉટરો ઍન્ડ સ્ટૅન્ડપર આવી લાગી; પરંતુ ત્યાંથી મહારાજા ચાલ્યા ગયેલા હોવાથી મહારાજાના અમલદારો પોતાની મૉટરને 'તાજમહાલ'ની દિશામાં હંકરાવી ગયા.

---

## પ્રકરણ ૩૦ મું

### "તું મારો ઘાટ ઘડે છે, પણ વિધાતા તારો ઘાટ ઘડે છે!"

"મિસ્ટર લીલાપુરિયા, ભૂમંડલાના જે છ યુવકો ઉપર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો છે અને જેમનામાંનો એક રાજદ્રોહી યુવક આપણા પંજામાંથી છટકીને મુંબઇ ભેગો થઇ ગયો છે તે સર્વ રાજદ્રોહી યુવકોને તમે એટલામાટે છોડી દેવાની તથા તેમના ઉપર મંડાયલા કેસને પાછો ખેંચી લેવાની મને સલાહ આપી રહ્યા છો કે તેમની ઉપર જે આરોપ મૂકવામાં આવ્યા છે તે આરોપને સાબિત કરનારા પૂરાવા આપણી પાસે બિલ્કુલ નથી અને તેથી જો કેસ ચલાવવામાં આવશે તો આપણી હાંસી તથા નિન્દા થવાનો સંપૂર્ણ સંભવ છે. મારી પોતાની એવી માન્યતા છે કે જે યુવક આપણા પંજામાંથી છટકી ગયો છે તેને હાલ તરત જતો કરી દો અને બાકીના જે પાંચ યુવકો આપણા પંજામાં સપડાઇને ત્રણ ત્રણ

મદિનાથી જીવતા શયતાનના ડેલાની હવા ખાતા બેઠા છે તેમનામાંના જે ત્રણ યુવકોને હું સોયે સો ટકા બદમાશ માનું છું તે ત્રણ યુવકોને તો ગમે તેમ કરીને પણ સાત સાત વર્ષની સખ્ત સજા અદાલતમાં ધોરણસર કેસ ચલાવીને અપાવી દ્યો. ભૂમંડલાની અદાલત અને તે અદાલતનો ન્યાયાધીશ આપણાં પોતાનાં હોવાથી અને જ્યાં સાચા પૂરાવાનો અભાવ હોય ત્યાં આવા ખોટા પૂરાવા ઊભા કરી દેવા એ પોલિસખાતાનું સર્વથી પ્રથમ કર્તવ્ય હોવાથી જો આ પ્રસંગે તમો સાધારણ પૂરાવા ઊભા કરી દેશો, તો પણ આપણો ઉદ્દેશ બરાબર પાર પડી જશે ને જે બે યુવકોને અમસ્તા જ પકડવામાં આવ્યા છે તેમને નિર્દોષ ઠરાવીને છોડી મૂકવાથી આપણા શિરપર અન્યાયનો આરોપ આવતો પણ અટકી જશે. છટકી ગયેલા એક યુવકનો જ્યારે તે હાથમાં આવશે ત્યારે વિચાર કરી લેવાશે." મહારાજા ઇશ્વરસિંહજીએ પોતાની પાસે આવેલા પોતાના રાજ્યના અમલદારોના મુખથી પોતાના કાઉન્સેલ નન્દનવનલાલના અભિપ્રાયને જાણી લીધા પછી અને પોલિસ સુપરિન્ટેન્ડેન્ટના સર્વ અપરાધીઓને છોડી દેવાના વિચારને સાંભળી લીધા પછી પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ મિસ્ટર કેકાઉસ લીલાપુરિયાને સંબોધીને પોતાના આવા પ્રકારના નીચ વિચારો ગંભીરતાથી દર્શાવ્યા.

"મહારાજાધિરાજ ગુસ્તાખી થતી હોય તો મોઆફી આપશો; કારણ કે, મારે ન છૂટકે પૂછવું પડે છે કે જ્યાં સાચા પૂરાવાનો અભાવ હોય ત્યાં આવા પ્રસંગે ખોટા પૂરાવા ઊભા કરી દેવા, એને આપ નામદાર પોલિસખાતાનું સર્વથી પ્રથમ કર્તવ્ય માનો છો ? જો એમ જ હોય, તો એનો અર્થ એવો જ કરી શકાય કે કોઇ પણ રાજ્યમાં પોલિસખાતું પ્રજાના રક્ષણમાટે નહિ, પણ પ્રજાના ભક્ષણમાટે જ રાખવામાં આવે છે."

"મિસ્ટર લીલાપુરિયા, હાલમાં થોડા દિવસની વાત ઉપર 'ઇન્ડિયન્ વિલેજ ક્રાઇમ્સ' નામક ગ્રંથના લેખક સર સિસિલ વૉલ્શ, અલ્લાહબાદની હાઇકોર્ટના એક સમયના જજ્જ મહાશયે 'ક્રાઇમ્ ઇન્ ઇન્ડિયા' નામક એક નવીન પુસ્તક લખીને બહાર પાડ્યું છે તે વાંચવાની હું તમોને ખાસ એટલામાટે ભલામણ કરું છું કે તેના વાંચનથી ખોટા પૂરાવા ઊભા કરવા એ પોલિસખાતાનું સર્વથી પ્રથમ કર્તવ્ય છે એ મારા કથનની વાસ્તવિકતા તત્કાળ તમારા જોવા તથા જાણવામાં આવી જશે; કારણ કે, તે ગ્રંથમાં કેવળ લૂટારાઓને પકડવાના માનને મેળવવામાટે પોલિસ નિર્દોષ માણસોને લૂટારા તરીકે પકડી તેમની ઉપરના આરોપને સાબિત કરવામાટે કેટલી

હદ સુધીના ખોટા પૂરાવા ઊભા કરતી રહે છે અને જો સાચા અથવા ખરે-ખરા ગુનાહગારો ન પકડાયા હોય અથવા તો ખરેખરા ગુનાહગારો તરફથી કલ્દારની વૃષ્ટિ થઇ ગઇ હોય, તો તેમને બદલે નિર્દોષ માણસોને ખોટા પૂરાવાના આધારે ઇન્સાફની અદાલતમાં ગુનાહગાર ઠરાવીને કાળા પાણીની સજા અપાવી દે છે એની એકથી વધારે ખરેખરી કથાઓ વર્ણવાયલી છે. ખાસ કરીને 'એ પોલિસ પેન્ટોમાઇમ્' 'એ ફૉલ્સ કન્ફેશન્' 'ધિ મિસ્ટરી ઑફ ધિ પ્લાઉ' 'ધિ મર્ડર ઇન્ ધિ ટેમ્પલ' 'એ ફૉલ્સ સેન્ટ' અને 'ધિ એસ્ કેપ્ઇન્' શીર્ષક કથાઓ તમારે લક્ષપૂર્વક વાંચવાલાયક છે." મહારાજા ઇશ્વરસિંહજીએ પોતાના મન્તવ્યના સમર્થન તરીકે આ ઉદ્દગારો કાઢયા અને આગળ વધીને કહ્યું કે: "જ્યારે બ્રિટિશ સરકારની પોલિસ પણ ધૂમ-ધડાકે આવા ધંધા કરી રહી છે; તો પછી દેશી રાજ્યની પોલિસ પ્રસંગ આવતાં જો આવા ધંધા ન કરે, તો તેને ખરેખરી પોલિસ કહેવી કે કેમ, એ એક સવાલ જ થઇ પડે છે."

"બાપુ, આપ કહો છો તે ચોપડી મેં આજથી પંદર દિવસની વાત પર જ વાંચીને પૂરી કરી છે." મિસ્ટર લીલાપુરિયા ગંભીરતાથી કહેવા લાગ્યા: "પોલિસ આવા ધંધા ઘણીક વાર કરે છે એ ખરી વાત છે; પરંતુ કેટલીક વાર પોતાના ફેલાવેલા ફન્દામાં પોલિસ પોતે જ સપડાઇ જાય છે એ પણ ખરી વાત છે. એ ચોપડીમાં 'એ પોલિસ પેન્ટોમાઇમ્' શીર્ષક કથામાં જેને તેની પોતાની ઇચ્છાથી વિરુદ્ધ બળાત્કારે બનાવટી કેસ ઊભો કરવાના કાર્યમાં શામિલ કરવામાં આવ્યો હતો તે સર્કલ ઇન્સ્પેક્ટરને પાપના પ્રકાશનો સમય આવી લાગતાં આત્મહત્યા કરવી પડી હતી એ ઘટના પણ આપ નામદારના વાંચવામાં આવેલી હોવી જ જોઇએ. અર્થાત્ આ કેસમાં આપ નામદારના પોલિસખાતાના બીજા અમલદારો તેમ જ બીજાં ખાતાંના અધિકારીઓ ખોટા પૂરાવા ઊભા કરવાને તૈયાર હોય તો મેં આપ નામદારનું લૂણ ખાધેલું હોવાથી હું એમના માર્ગની વચ્ચે આડો નહિ આવું; પણ હું પોતે તો આ પાપ નથી જ કરવાનો. જો આપ નામદારની ઇચ્છા હોય તો હું મારી જગ્યાનું અત્યારે ને આ ઘડિયે જ રાજીનામું આપી દેવાને તૈયાર છું."

"જો તમારી આ કેસમાં આગળ પડતો ભાગ લેવાની ઇચ્છા ન હોય, તો હું તમોને તેની ફરજ નથી પાડતો. આ સાધનદાસ ઠાકોર, વકીલ ગિરિરાજદાસ તથા સી. આઇ. ડી. ચિરંજીવનદાસ આદિક ચાલાક અમલદારો આ કાર્યને પાર પાડી દેશે: માત્ર શાંતિ તથા વ્યવસ્થાને જાળવવાનું કાર્ય

તમારે સંભાળવું પડશે." મિસ્ટર લીલાપુરિયાને રજા આપવાની મહારાજાની ઇચ્છા ન હોવાથી મહારાજાએ આવી રીતે વાતને ટુંકી કરી નાખી.

સાધનદાસ ઠાકોર, ગિરિરાજદાસ વૈશ્ય તથા શિવજીવનદાસ સી. આઈ. ડી. એ, છાતી ઠોકીને રાજદ્રોહના અપરાધમાટે પકડેલા પાંચ યુવકોમાંના ત્રણ યુવકોને ખોટા પૂરાવાના આધારે સાત સાત વર્ષની સખ્ત મજૂરીદાર જેલજાત્રાયે મોકલી દેવાનું બીડું ઝડપી લીધું અને એ વાદવિવાદનો અંત આવી ગયો.

"ત્યારે હવે અમો આવતી કાલે સવારની ગાડીમાં જ ભૂમંડલા જવાને ઊપડી જઇએ તો કેમ?" સાધનદાસ ઠાકોરે કહ્યું.

'હવે મુંબઇમાં રહીને નકામા દિવસ ભાંગવાની કશી પણ આવશ્યકતા નથી. તમો બધા ય આવતી કાલે જ અહીંથી ઊપડી જાઓ અને જેમ બને તેમ થોડા વખતમાં ન્યાયના નાટકને પૂરૂં કરી નાખો. મારે બે ત્રણ દિવસમાં 'હિજ એક્સેલન્સી નામદાર વાઇસરૉયને મળવામાટે સીમલા જવાનું છે. ત્યાર પછી હું, જો આવશ્યકતા હશે તો પૂના પણ જઇશ અને તેટલા સમયમાં આ કેસનો નિકાલ નહિ થઇ ગયો હોય, તો મુંબઇમાં જ નિકાલની વાટ જોતો બેસી રહીશ; કારણ કે, આ કેસનો નિકાલ મારી ગેરહાજરીમાં જ આવી જવો જોઇએ એવી મારી ખાસ ઇચ્છા છે. તમારો તાર મળી ગયા પછી હું ભૂમંડલા આવીશ." મહારાજાએ પોતાની અંતિમ આજ્ઞા સંભળાવી દીધી.

હવે મહારાજા પાસે વધારે વાર રોકાવાની આવશ્યકતા ન હોવાથી તે સર્વ અમલદારો ઊઠ્યા અને મહારાજાને નમન કરીને ચાલતા થઇ ગયા.

* * * *

જે બે ગૃહસ્થોએ એ અમલદારોને મહારાજા પ્રબલસિંહજીના મુંબઇમાં થયેલા આગમનના સમાચાર આપ્યા હતા તે જ બે ગૃહસ્થોએ આનંદશંકરભાઇને પણ એ સમાચાર પહોંચાડી દીધા અને આનન્દશંકરભાઇ દ્વારા એ સમાચાર મહારાણી આનન્દકુમારી બા સાહબના કાને પણ સવારના પહોરમાં જ પહોંચી ગયા. મહારાણીએ પોતાની વિશ્વાસપાત્ર દાસી અથવા સેવિકા યમુનાને સંબોધીને કહ્યું કે: "યમુના, તું મહારાજા પાસે 'તાજમહાલ' હોટલમાં અત્યારે જ પહોંચી જા અને તેઓ મુંબઇમાં આમ ચોરી છુપીથી અચાનક શામાટે આવ્યા છે એ ભેદને તેમના પોતાના મુખથી જ જાણી લઇને મને જણાવી દે."

"મને વળી એ નરપિશાચ પાસે શાને મોકલો છો, બા સાહબ? આજે નહિ ને ચાર દિવસ પછી એમના મુંબઇમાં આવવાનો ભેદ પોતાની મેળે જ આપણા જાણવામાં આવી જશે. હું ત્યાં જઇશ, તો એ વ્યભિચારી રાજા મારી કાંઇ પણ છેડતી કર્યા વિના નહિ જ રહે અને મને હવે તેમની આવી નફ્ટાઇભરેલી છેડતીઓનો બિલ્કુલ કંટાળો આવી ગયો છે. મારી મનોદેવતા તો મને એમ જ કહ્યા કરે છે કે મહારાજાના શિરપર જરૂર વિપત્તિનાં વાદળ ઘેરાઇ આવ્યાં હશે અને તે વિપત્તિનાં વાદળોને વીખેરી નાખવામાટેજ તેઓ શ્રીમાનની મુંબઇમાં અચાનક પધરામણી થઇ હશે."

"તારે જવું તો પડશે જ. જો તેઓ એવી કાંઇ નિર્લજ્જ ચેષ્ટા કરે, તો તું તરત તેમના હાથમાંથી છટકીને નાસી આવજે." મહારાણીએ તેને મહારાજા પાસે જવાનો અધિક આગ્રહ કર્યો.

"ભલે, આપની એવી જ ઇચ્છા છે તો હું આ ચાલી." દાસી યમુના આ શબ્દો ઉચ્ચારીને હજી તો ત્યાંથી જવાની તૈયારી કરતી હતી એટલામાં બંગલાના કમ્પાઉન્ડમાં મૉટરનું ભૂંગળું વાગ્યું અને તે ભૂંગળાના અવાજથી તે આનન્દશંકરભાઇની મૉટર હોવી જોઇએ એવી કલ્પના મહારાણીએ તથા દાસી યમુનાએ કરી લીધી. બે ત્રણ મિનિટમાં જ બીજી એક દાસીએ આવીને આનન્દશંકરભાઇના આગમનના સમાચાર આપ્યા અને મહારાણીએ તેમને ઉપર લઇ આવવાની તે દાસીને આજ્ઞા આપી દીધી. આનન્દશંકરભાઇ ઉપર આવીને મહારાણીશ્રીને સંબોધી વિવેકપુર્વક કહેવા લાગ્યા કે;—

"મહારાજા મુંબઇમાં પધાર્યા છે એ વાર્તા તો મારા મોકલેલા સમાચાર દ્વારા આપ શ્રીમતીના જાણવામાં આવી જ હશે. આજે સવારમાં નવ વાગે નામદાર ગવર્નર સાહબે મને ટેલિફોન કરીને બોલાવ્યો હતો અને અત્યારે હું તેઓ નામદાર પાસેથી જ સીધો અહીં આવ્યો છું. નામદાર ગવર્નર સાહબના જણાવ્યા પ્રમાણે ગઇ કાલે રાતે મહારાજા તેમની પાસે ગયા હતા અને નામદાર ગવર્નર સાહબે મહારાજાને છ મહિના જેટલા સમયમાં દત્તક લેવાની વ્યવસ્થા કરીને રાજ્યને પોતાની ઇચ્છાથી જ ત્યજી દેવાની સૂચના આપી દીધી હતી; માત્ર એટલું જ નહિ, પણ જો મહારાજા પોતાની ઇચ્છાથી રાજ્યને ન ત્યજી દે, તો બ્રિટિશ સરકાર તેમની નાનાવિધ અયોગ્યતાઓના કારણથી તેમને પદભ્રષ્ટ કરી નાખશે અને પોતાની પસંદગીથી તેમના કોઇ પણ ભાયાતનો રાજ્યાભિષેક કરી

દેશે. એ વાર્તા પણ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધી હતી. મહારાજા બ્રિટિશ સરકારની નજરમાં પૂરેપૂરા આવી ગયેલા હોવાથી આવી કાંઈ પણ નવા જૂની જરૂર થવાની જ છે; એટલામાટે મારી આપ શ્રીમતીને એ જ સલાહ છે કે આપ શ્રીમતી મહારાજાના ભાયાતોમાંના એવા કોઈ સુયોગ્ય યુવકને રાજ્યાભિષેકમાટે પસંદ કરી રાખો કે જે રાજપદને દીપાવનાર નીવડે, આપને પોતાનાં માતુશ્રીતુલ્ય માનતો રહે અને પ્રજાનું પણ કલ્યાણ કરતો રહે. થોડા દિવસમાં મને કોઈ એવા યુવકનું નામ જણાવી દેશો, તો હું નામદાર ગવર્નર સાહેબને મારે જે કાંઈ ભલામણ કરવાની છે તે કરી દઈશ અને તેઓ નામદાર આપણી ઇચ્છાથી વિરુદ્ધ નહિ વર્તે એવી હું આપ શ્રીમતીને ખાત્રી આપું છું."

"પરંતુ મહારાજા પોતે પોતાની પસન્દગીના કોઈ યુવકનું નામ આપી દેશે, તો ?' મહારાણીએ શંકા દર્શાવી.

"તો પણ તેને રાજા તરીકે સ્વીકારવો કે ન સ્વીકારવો એ બ્રિટિશ સરકારની ઇચ્છાની વાત છે." આનન્દશંકરભાઈએ ઉત્તર આપ્યું; અને પરિશિષ્ટ તરીકે જણાવ્યું કે: "મહારાજા એવા મૂર્ખશિરોમણિ છે કે બાજી આટલી હદ સુધી બગડી ગયેલી હોવા છતાં તેઓ કોઈને દત્તક લેશે જ નહિ; અંત સુધી પોતાના અધિકારને સુરક્ષિત રાખવાના પ્રયત્નો કર્યા કરશે અને છેવટે જ્યારે પદભ્રષ્ટ થઈ જશે ત્યારે જ જંપીને બેસી રહેશે. પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપે ને તેઓ મૂર્ખશિરોમણિ મટીને દક્ષ-શિરોમણિ બની જાય તો તે એક જૂદી વાત છે."

"વારુ, ત્યારે હું એક અત્યંત યોગ્યતાશાળી યુવકનું નામ આપને ચાર પાંચ દિવસ પછી આપીશ." મહારાણીએ કિંચિદ્ વિચાર કરીને કહ્યું અને ત્યાર પછી પૂછ્યું કે: "કલ્યાણીની તબીયત તો હવે સારી છે ?"

"પરમાત્માની કૃપાથી હવે કલ્યાણીની તબીયત બિલકુલ સારી થઈ ગઈ છે અને બે ચાર દિવસ પછી તે આપ શ્રીમતીને મળવામાટે પણ કદાચિત્ આવશે. હવે થોડા દિવસમાં જ અમારા પર જીવલેણ હુમલો કરનાર બદમાશોને અદાલતમાં ઊભા કરી દેવામાં આવશે અને અદાલતમાં કેસ ચાલૂ થઈ જશે. મહારાજાની ગેરહાજરીમાં શૉફર વાલજી તથા તેના એક સાથીને બૂમંડલામાં પકડીને ગઈ કાલે મુંબઈની ટ્રેનમાં સખ્ત ચૉકી પહેરા સાથે બેસાડી દેવામાં આવ્યા છે એવા આશયનો ત્યાંના રેસિડેંટ સાહેબનો તાર આજે સવારમાં જ અહીંના પોલિસ કમીશનરને મળી ગયો છે અને

પોલિસ કમીશનરે એ વાત સવારમાં ટેલીફોનથી નામદાર ગવર્નર સાહબને પણ જણાવી દીધી છે.” આનંદશંકરભાઈએ કલ્યાણીની તબીયતના શુભ સમાચાર સાથે બીજા શુભ સમાચાર પણ સંભળાવી દીધા.

આનંદશંકરભાઈ લગભગ બાર વાગે ત્યાંથી ઘેર જવાને રવાના થયા એટલે યમુનાએ કહ્યું કે: “હજી પણ મહારાજા પાસે મારે જવું જ પડશે કે કેમ ?”

“ના, જે જાણવાની મારી ઇચ્છા હતી તે વાત આનંદશંકરભાઈના મોઢેથી જાણવામાં આવી ગઈ છે એટલે હવે તારે ત્યાં જવાની તકલીફ ઉઠાવવાની નથી. હવે તો આપણે એવો જ દેખાવ કરવાનો છે કે આપણે જાણે કાંઈ જાણતાં જ નથી.” મહારાણીએ કહ્યું.

---

## પ્રકરણ ૩૧ મું

## મહારાજાના ઝવેરાતનું વેચાણ

ભૂમંડલાના આપણા નામદાર મહારાજા ઇશ્વરસિંહજી અચાનક મુંબઈમાં આવીને તાતાના ‘તાજમહાલ’ હોટલમાં છાવણી નાખીને પડયા હતા અને તેમણે મુંબઈમાં થયેલી પોતાની એ પધરામણીને છાની રાખી હતી તેનાં જે કેટલાંક વિશિષ્ટ કારણો હતાં તેમાંનું એક કારણ તો તેમના મુંબઈના નામદાર ગવર્નર સાહબ સાથે થયેલી મુલાકાત તથા ગવર્નર સાહબ સાથે થયેલા તેમના સંભાષણથી પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ચૂકયું છે. બીજું વિશિષ્ટ કારણ એ હતું કે જે વેળાયે ભૂમંડલાના સિંહાસન ઉપર એ મહારાજા વિરાજ્યા તે વેળાયે રાજ્યની જે આવક હતી તેના કરતાં પ્રજાના શિર ઉપર નખાયલા નાનાવિધ અસહ્ય કરોના યોગે રાજ્યની આવક લગભગ આઠ ગણી વધી ગયેલી હોવા છતાં અને ગરીબડી પ્રજા બિલકુલ રેંસાઈ તથા ચૂસાઈ ગયેલી હોવા છતાં પણ એ દુરાચારી રાજાનાં નાણાં દુરાચારમાં ચાલ્યાં જતાં હોવાથી તેમ જ પૂર્વે જણાવ્યા પ્રમાણે ધનાઢ્ય પ્રજાજનો પાસેથી ડરાવી, ધમકાવીને તથા દબાવીને કઢાવેલા અથવા જો સત્ય કહેવામાં આવે તો ધોળે દિવસે રાજસત્તા ચલાવીને લૂટી લીધેલા લાખો રૂપિયા પણ જેવા આવ્યા તેવા ચાલતા થઈ ગયેલા હોવાથી અત્યારે ઇશ્વરસિંહજી મહારાજા નાણાં સંબંધી એટલી બધી સંકડામણમાં આવી પડયા હતા કે જે સંકડામણની કોઈ સીમા જ ન હોતી; કારણ કે, તેમના માટે ચારે તરફ ભયનો અગ્નિ પ્રજળી ઉઠેલો હોવાથી અને તેમના

શિરપર સર્વત્ર વિપત્તિનાં વાદળાં જ ઝઝૂમી રહેલાં હોવાથી પોતાના પ્રજાજનો પાસેથી બળાત્કારે તેમનાથી નાણાં કઢાવી શકાય તેમ હતું જ નહિ અને તેમણે પ્રજાજનો પાસેથી ઉછીનાં તરીકે લીધેલાં નાણાંનાં બ્યાજ સુદ્ધાં પણ કોઇને આપેલાં ન હોવાથી તેમની એટલી આંટ તો હતી જ નહિ કે બ્રિટિશ ગવર્મેન્ટ પ્રમાણે કરોડ કે બે કરોડ રૂપિયાની લોન કાઢીને પોતાની પ્રજા પાસેથી અમુક બાંધેલી મુદ્દતમાટે આવશ્યક નાણાંની રકમને તેઓ મેળવી શકે તેમ જ બ્રિટિશ ગવર્મેન્ટ પાસેથી લોન તરીકે નાણાંની મોટી રકમ માગી શકાય તેવી પરિસ્થિતિ પણ રહી ન હોતી. આવા મહાભયાનક પ્રતિકૂલ સંયોગોમાં મૂકાઇ જવાથી પોતાના બહુમૂલ્ય ઝવેરાતને વેચી નાખીને આવશ્યક નાણાં ઉપજાવી લઇ પોતાના પ્રસંગને નભાવી લીધા વિના બીજો કોઇ ઉપાય ન જોઇને મહારાજા ભૂમંડલાથી લગભગ રૂપિયા ત્રીસથી પાંત્રીસ લાખની કીમતનું ઝવેરાત પોતાની સાથે લેતા આવ્યા હતા અને એ ઝવેરાતનાં નાણાં ઉપજાવવામાટે, આ ઘટનાને ગુપ્ત રાખવાની હોવાથી, પોતાના એક જાણીતા ઝવેરીને તેમણે રાત્રિના દશ વાગ્યા પછી 'તાજમહાલ' હોટલમાં બોલાવ્યો હતો.

પોતાના અમલદારોને વિદાય કરી દીધા પછી મહારાજાએ રાત્રિભોજનના કાર્યને ઉતાવળથી એટલામાટે આટોપી લીધું કે ઝવેરીના આગમનનો સમય થવા આવ્યો હતો. તેઓ રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થઇને સિગાર ફૂંકતા ઇઝીચેઅરમાં પડયા હતા એટલામાં તેમનો હજૂરી ઝવેરીને ઓરડામાં લઇ આવ્યો અને પોતે પાછો બહાર ચાલ્યો ગયો. એ ઝવેરી સૂરતનો વતની હતો, તેની અવસ્થા લગભગ પાંત્રીસ વર્ષની હતી, તેનું નામ સૌભાગ્યચંદ્ર હતું અને તે પોતે પચાસેક લાખનો આસામી હોઇને ઝવેરી તરીકે મુંબઇના ઝવેરી બજાર તેમ જ દેશ દેશાવરના બજારોમાં તેની ઘણી જ સારી પ્રતિષ્ઠા પ્રસરેલી હતી. તે સુશિક્ષિત હોઇને મુંબઇ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ (બી. એ.) હતો અને પોતાના ઝવેરાતના ધંધાના અંગે બે વાર યૂરોપનો પ્રવાસ પણ કરી આવ્યો હતો. પાંચ છ વર્ષ પૂર્વે મહારાજા ઇશ્વરસિંહજી પણ યૂરોપના પ્રવાસે પધાર્યા હતા. તે વેળાયે 'સાક્વિલ્લેસ્ટન રો' લંડનના 'ઇમ્પીરિયલ' હોટલમાં કે જ્યાં મહારાજા ઊતર્યા હતા તે જ હોટલમાં ઝવેરી સૌભાગ્યચંદ્ર પણ ઊતરેલો હોવાથી અને મહારાજાએ જે ચાર પાંચ રૂમ્સ રાખ્યા હતા તેમની પાસે જ ઝવેરીનો રૂમ હોવાથી ઝવેરી સૌભાગ્યચંદ્ર સાથે મહારાજાનો પરિચય થયો હતો. તે વેળાયે મહારાજાએ તેની પાસેથી રૂપિયા એક લાખની કીમતનું

ઝવેરાત પણ ખરીદ્યું હતું અને તેમનો ઝવેરી સૌભાગ્યચંદ સાથેનો એ સંબંધ ઉભયના ભારતવર્ષમાં આવ્યા પછી પણ ચાલૂ રહ્યો હતો. ઝવેરી સૌભાગ્યચંદ્ર જૈન હિન્દુ હોવા છતાં યૂરોપના પ્રવાસ તથા અંગ્રેજી શિક્ષણના પરિણામે ખાનપાનના વિષયમાં 'કૉસ્મોપોલિટન' (સાર્વદેશિક) હતો. હુજૂરીને પ્રથમથી આપી રાખેલી સૂચના અનુસાર ઝવેરીને મહારાજા સમક્ષ હાજર કરી હુજૂરી શેમ્પેનની બાટલી ખોલીને લઇ આવ્યો અને બે ગ્લાસ પણ ટિપાઇપર લાવીને મૂકી દીધા. મહારાજાએ પોતે પોતાના હાથે જ બન્ને ગ્લાસ ભરીને એક ગ્લાસ ઝવેરીને ઑફર કર્યો અને બીજા ગ્લાસને પોતાના હાથમાં ઊપાડી લીધો. શેમ્પેનના એક ઘૂટડા ગળામાં ઊતારીને ઝવેરી સૌભાગ્યચંદ્રે મહારાજાને પૂછ્યું કેઃ—

"યોર હાઇનેસ, અત્યારે દશ વાગ્યા પછી મને ખાસ બોલાવવાનું શું કારણ છે? સારૂં થયું કે આપ નામદારનો ટેલિફોન મને આઠ વાગે જ મળી ગયો. જો દશ પંદર મિનિટ ફોન કરવામાં આપે વિલંબ કર્યો હોત, તો હું આજના મેલમાં વડોદરે જવાનો હોવાથી આપણી મુલાકાત ભાગ્યે જ થઇ શકત. મારી મુસાફરીને મુલ્તવી રાખીને હું અહીં આવ્યો છું અને નામદાર ગાયકવાડ સરકારને મારે એવા આશયનો અર્જન્ટ તાર કરી દેવો પડ્યો છે કેઃ 'અનિવાર્ય' કારણથી હું બે દિવસ પછી આવી શકીશ;' કારણ કે આપણો સંબંધ એવો છે કે આપ નામદારના આમંત્રણને મારે હજારોની ખોટ ખમીને પણ માન આપવું જ જોઇએ."

"આપે પોતાના પ્રવાસને બે દિવસ લંબાવીને મારી પાસે આવવાની ઉદારતા દર્શાવી એમાટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનુ છું." મહારાજા ઇશ્વરસિંહજી સભ્યતાના અવતાર થઇને ગંભીરતાથી કહેવા લાગ્યા; "અત્યારે કેટલીક એવી મુશ્કેલીઓ ઊભી થઇ ગઇ છે કે જે મુશ્કેલીઓમાંથી તમારી મદદ વિના પાર પડી શકાય તેમ નથી. હું મારી સાથે ત્રાસથી પાંત્રીસ લાખ રૂપિયાની કીમતનું ઝવેરાત લેતો આવ્યો છું અને મને અત્યારે ઓછામાં ઓછા રૂપિયા વીસ લાખની આવશ્યકતા હોવાથી જો એટલી રકમ એ ઝવેરાતના બદલામાં આપ મને આવતી કાલે સાંઝ સુધીમાં મેળવી આપશો, તો આપનો મારા ઉપર મોટો ઉપકાર થશે. જો ઝવેરાત મૉર્ટગેજ રાખીને કોઇ નાણાં આપશે તો હું [illegible] વ્યાજ આપીશ અને જો વેચાણથી નાણાં મળતાં હોય, તો ઝવેરાત વેચી નાખવાને પણ હું તૈયાર છું. સારો વખત આવશે ત્યારે એ[illegible] પણ ત્યારે ઝવેરાત જ્યારે

ખરીદવું હશે ત્યારે ક્યાં નથી ખરીદી શકાતું?” આમ કહીને મહારાજાએ પોતાની ટ્રંક ઉઘાડીને તેમાંથી ઝવેરાતના જૂદા જૂદા પાંચ પેકેટ ટેબલ ઉપર ઝવેરી સમક્ષ રાખી દીધા.

સૌભાગ્યચંદ્રે વીજળીની લાઇટમાં ઝવેરાતની બરાબર પરીક્ષા કરી લીધી અને ત્યારપછી અતિશય ગંભીરતાથી કહેવા માંડ્યું કે: “મહારાજાધિરાજ, અત્યારનો સમય ઘણો જ બારીક ચાલે છે એ તો આપ જાણો જ છો. જર્મની સાથેના વિશ્વવ્યાપક વિગ્રહની સમાપ્તિ પછી ઝવેરાતના વ્યાપારને કેટલો બધો ધક્કો લાગી ગયો છે એની કદાચિત્ આપને કલ્પના પણ નહિ હોય. યૂરોપમાં પણ જ્વેલરીના બજાર ઠંડાગાર થઇ ગયા છે. આપ નામદાર આ ઝવેરાતની કીમત ત્રીસથી પાંત્રીસ લાખની કહો છો એ ખરી વાત છે; જો સારો વખત હોત, તો આ ઝવેરાતના કદાચિત્ ચાળીશ કે પચાસ લાખ પણ આવી જાત; પરંતુ આજના બારીક વખતમાં આ ઝવેરાતના જો બારથી પંદર લાખ ઉપજી જાય અને તેટલી રકમ પણ જો આવતી કાલે જ મળી જાય, તો એને ઘણી જ સારી કીમત ઉપજેલી કહી શકાય. મૉર્ટગેજ મૂકીને નાણાં વ્યાજે લેવાની સલાહ તો હું આપ નામદારને નથી જ આપતો; કારણ કે, એમ કરતાં વ્યાજમાં આપ નામદાર તણાઇ જશો. આગળ પણ એક વાર પાંચ લાખ રૂપિયા આવી રીતે ઝવેરાત મૉર્ટગેજ રાખીને આપ નામદારે મારી માર્ફત એક વ્યાપારી પાસેથી લીધા છે તેનું વ્યાજ પણ હજી સૂધી નથી ભરાયું અને તે રકમ વધીને અત્યારે છ લાખથી પણ ઉપર થઇ ગઇ છે. મારી તો એ જ સલાહ છે કે આ ઝવેરાતનું પણ વેચાણ કરી નાખો અને આગલા મૉર્ટગેજ રાખેલા ઝવેરાતનો પણ નિકાલ કરી નાખો. પછી તો જેવી આપ નામદારની ઇચ્છા.”

“આપ મારા પરમ હિતેચ્છુ મિત્ર હોવાથી જે કાંઇ પણ કરો તે મને કબૂલ મંજૂર છે.” મુંઝાયલા મહારાજાએ છેલ્લો જવાબ આપી દીધો.

“જો આ ઝવેરાતનું લિસ્ટ હોય તો વેચવાની પરવાનગી સાથે તે લિસ્ટ તથા ઝવેરાત મને આપી દો. હું આપને અત્યારે રિસીટ લખી આપું છું. આજે રાતે જ મારે કોઇ મોટા વ્યાપારીનાં બારણાં ખખડાવવાં પડશે ત્યારે જ આપ નામદારને આવતી કાલે જોઇતાં નાણાં મળી શકશે. મારા નાણાં ચારે તરફ રોકાઇ ગયાં છે; નહિ તો હું પોતે જ વ્યવસ્થા કરી આપત. હું મારી દલાલી આપ નામદાર પાસેથી બિલકુલ નથી લેવાનો એની આપ નામદાર સો યે સો ટકા ખાત્રી રાખશો એટલે એ લાભ પણ આપ નામદારને જ મળશે.” સૌભાગ્યચંદ ઝવેરીએ આ શબ્દોના ઉચ્ચારણથી પોતાની નિસ્પૃ-

હતાને દર્શાવવાનો પ્રયત્ન કર્યો; કારણ કે, તેને જો આ સોદાને પાર પાડી શકાય તો ઓછામાં ઓછો પણ રૂપિયા ત્રણથી ચાર લાખનો ચોખ્ખો નફો થવાનો સંભવ હતો એમ તેની મનોદેવતા તેને વારંવાર ઢોલ વગાડીને કહી રહી હતી. વ્યાપારી બચ્ચો આવા સોદામાં હાથ મારવાનું ભૂલી જાય તો તે વ્યાપારીનો દીકરો જ ન કહેવાય. સૌભાગ્યચંદ્ર આ નિયમનો અપવાદ ન હોતો અને તેથી જ તે અડધા કરોડનો આસામી થઇ શક્યો હતો.

મહારાજા પાસે ઝવેરાતના પ્રથમથી જ કરી રાખેલા બે લિસ્ટ તૈયાર હોવાથી એક લિસ્ટ ઉપર તેમણે ઝવેરીની રિસીટ લખાવી લીધી અને બીજું લિસ્ટ ઝવેરીને આપીને વેચવાની પરવાનગી પણ જૂદા કાગળમાં લખી આપી. લગભગ સાડા અગિયાર વાગે સૌભાગ્યચંદ્ર ઝવેરી ઝવેરાત લઇને 'તાજમહાલ' હોટલમાંથી ઘેર જવામાટે વિદાય થઇ ગયો.

* * * * *

બીજે દિવસે બપોર પછી બે વાગ્યાના શુમારે સૌભાગ્યચંદ્ર ઝવેરી 'ઇમ્પીરિયલ બૅંક ઓફ ઇન્ડિયા' ઉપરનો રૂપિયા સોળ લાખનો ચેક લઇને મહારાજા પાસે આવી લાગ્યો અને કહેવા લાગ્યો કે: "હદથી બહાર માથાફોડ કરીને રૂપિયા સોળ લાખની કીમતથી ઝવેરાત વેચી નાખ્યું છે અને તે રકમનો આ ચેક લઇ આવ્યો છું, તે લ્યો અને પહોંચ લખી આપો. આગળના ઝવેરાતના વ્યાજ સુદ્ધાં છ લાખ રૂપિયા આપવાના છે તે છ લાખનું વેચાણખત લખાવી લાવ્યો છું તેની ઉપર સહી કરી આપો અને સામા ધણીની ફારકતી આપની પાસે રાખી લ્યો એટલે એ ભાર પણ આપના માથાપરથી હાલ તરત ઊતરી જાય." મહારાજાએ ઝવેરીની સૂચના અનુસાર બધું ય કરી આપ્યું અને તરત ઇમ્પીરિયલ બૅંકમાં દોડીને રૂપિયા સોળ લાખનો ચેક પોતાના કરંટ અકાઉન્ટમાં નખાવી દીધો; કારણ કે, ઇમ્પીરિયલ બૅંકમાં મહારાજાના નામના કરંટ અકાઉન્ટમાં ફકત રૂપિયા ત્રણ સો ને પચાસની રકમ જ બાકી રહી હતી. સૌભાગ્યચંદ્ર ઝવેરીએ ઝવેરાતનો બજાર ઠંડો હોવા છતાં મહારાજાના આગળના ને અત્યારના ઝવેરાતના એકંદર રૂપિયા ત્રીસ લાખ ઉપજાવ્યા હતા અને મહારાજાને રૂપિયા બાવીસ લાખ આપ્યા હતા એટલે ચોખ્ખો આઠ લાખનો નફો મેળવ્યો હતો છતાં દલાલીનો એક પૈસો પણ ન લેવાની અલૌકિક ઉદારતા દર્શાવી હતી તે તો વધારા ખાતે જ. ખરો વ્યાપારી બચ્ચો તે આ!

મહારાજાને બીજે જ દિવસે રૂપિયા ચાર લાખ તો ભૂમંડલા એટલામાટે મોકલવા પડયા કે ત્યાં રાજ્યના નાના તથા મોટા નોકરો તથા અમ-

લદારોના ત્રણ ત્રણ માસના પગાર ચઢી ગયા હતા એટલે જો બબ્બે માસના અથવા છેવટે એક માસના પગાર પણ ન આપવામાં આવે તો રાજ્યમાં રાડ પડી જાય તેમ હતું. એ ઉપરાંત ભૂમંડલાના વાલજી ઠાકર તથા તેની સાથે સંડોવાયલા બીજા અપરાધીઓ ઉપર મુંબઇમાં ખૂનનો જે કેસ ચાલવાનો હતો તે કેસમાં બચાવપક્ષનો બધો ય ખર્ચ મહારાજાએ જ આપવાનો હોવાથી અને એ કેસમાં સારામાં સારા કાઉન્સેલોને રોકવાની આવશ્યકતા હોવાથી પોતાના મુંબઇના કાઉન્સેલ નંદનવનલાલને બોલાવીને બચાવપક્ષની વ્યવસ્થામાટે રૂપિયા બે લાખનો ચેક તેમણે નન્દનવનલાલને આવશ્યક સૂચનાઓ સહિત આપી દીધો. આવી રીતે છ લાખ રૂપિયા તો એક જ સપાટે છ ને પાંચ અગિયાર ગણી ગયા–પલાયન કરી ગયા. હવે જો બીજી વાર નાણાંની આવી જ સંકડામણ આવી પડે, તો જેને વેચીને આટલી મોટી રકમ ઉપજાવી શકાય તેટલું ખાનગી ઝવેરાત મહારાજા પાસે બાકી રહ્યું જ ન હોતું; છતાં 'હાર્યો જુગારી બમણો રમે' એ ન્યાય અનુસાર કૃતનદીવાળિયા મહારાજાએ દુરાચાર, અનાચાર તથા અત્યાચાર નામક જુગારની બાજીમાં પોતાની કિસ્મતને અજમાવવામાટે આ છેલ્લો દાવ લગાવી દીધો હતો. અસ્તુ. બે દિવસમાં આ આવશ્યક વ્યવસ્થા કરીને મહારાજાધિરાજ નામદાર વાઇસરાય સાહબને મળવામાટે એક સલૂન રેલ્વેમાં રિઝર્વ્ડ કરાવીને સિમલા જવામાટે મુંબઇથી રવાના થઇ ગયા. મહારાજાની વિડંબનાઓનો અવધિ થઇ ગયો હતો; છતાં પણ આશ્ચર્ય કે પોતાના દોષો તેમને દેખાતા જ નહોતા અને દોષોથી મુક્ત થઇને સદાચાર, સન્નીતિ તથા ન્યાયના માર્ગમાં અગ્રેસર થવાની સદ્બુદ્ધિ તેમને આવતી જ ન હોતી. આ 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' નહિ, તો બીજું શું વારૂ ? સૌભાગ્યચંદ્ર ઝવેરી આનંદશંકરભાઇનો મિત્ર હોવાથી મહારાજાના દીવાળિયાપણાની કથા તેના મુખથી આનન્દશંકરભાઇના જાણવામાં આવી ગઇ અને આનન્દશંકરભાઇએ એ કથા મહારાણી આનંદકુમારી બા સાહેબને કાને પહોંચાડી દીધી એટલે મહારાણીશ્રીની નિરાશાનો અવધિ થઇ ગયો. તે શ્રીમતીના મુખમાંથી સ્વાભાવિક જ એવા ઉદ્ગારો નીકળી ગયા કે: "આ દીવાળિયો રાજા કદાચિત્ રાજ્યનો ત્યાગ કરશે, તો ય પોતાના ઉત્તરાધિકારીને તીજોરી તો તળિયાઝાટક કરીને જ આપશે. ઠીક; જેવી મારા પ્રભુની ઇચ્છા !"

હવે આપણે ભૂમંડલામાં રાજદ્રોહનો જે અભિયોગ ન્યાયના નાટક અથવા પ્રહસન (ફાર્સ) તરીકે ચાલવાનો હતો તેના નિરીક્ષણમાટે ભૂમંડલા પ્રતિ પ્રયાણ કરીશું.

# પ્રકરણ ૩૨ મું

## ન્યાયદેવતાની ધારણુસર હત્યા!

**Mal-administration of Justice**: "If they which employ their labour and travail about the public administration of Justice, follow it only as a trade, with unquenchable thirst of gain, being not in heart persuaded that justice is God's own work, and themselves his agents in this business,–the sentence, of right, God's own verdict, and themselves his priests to deliver it formalities of justice do but serve to smother right; and that which was necesserily ordained for the common good, is, through shameful abuse, made the cause of common misery."

**Hooker.**

ન્યાયના દુર્વ્યવહાર કિંવા દુરુપયોગના સંબંધમાં હુકર નામક એક પાશ્ચાત્ય વિદ્વાને જે વિચારો દર્શાવ્યા છે તે આજના વિલક્ષણ સમયમાં નિરંતર સ્મરણમાં રાખી લેવા યોગ્ય હોવાથી અહીં ઊતારી લેવામાં આવ્યા છે અને એનો ભાવાર્થ એ છે કે: "જે મનુષ્યો પોતાનાં પરિશ્રમો તથા કુષ્ટોને ન્યાયની સાર્વજનિક હિતકારિણી વ્યવસ્થામાં જ કામે લગાડી રહ્યા છે (એટલે કે જેમને સંન્યાયની સાર્વજનિક હિતકારિણી વ્યવસ્થાનું કાર્ય સોંપાયલુ છે) તેઓ ધનપ્રાપ્તિની કદાપિ મટી ન શકનારી ભયાનક પિપાસા કિંવા તૃષા (ધનના ભયાનક લોભ) થી ન્યાયને અન્ય વ્યવસાયો કિંવા વ્યાપારો પ્રમાણે કેવળ પોતાની એક વ્યવસાય વ્યાપાર તરીકે માનીને જ અનુસરતા હોય અને ન્યાય પરમેશ્વરનું પોતાનું જ કાર્ય છે; તેઓ આ ન્યાય વિષયક વ્યવસાયમાં પરમેશ્વરના પોતાના પ્રતિનિધિયો છે અને પરમેશ્વરના નિયત કરેલા ધર્માચાર્ય તરીકે તેઓ પરમેશ્વરના પોતાના નિર્ણયને જ નિજ મુખથી સંભળાવી રહ્યા છે; કિંવા તેમણે જે કાંઇ શિક્ષા અપરાધીને આપવાની હોય, તે પરમેશ્વરની સાક્ષીથી સત્યને અનુસરીને જ આપવાની હોય છે; એ ન્યાય વિષયક સત્ય જો તેમના હૃદયમાં ઠસાઇ ગયેલું નથી હોતું (કિંવા ન્યાય વિષયક એ સત્યની જો તેઓ ઉપેક્ષા કરતા રહે છે); તો ન્યાય સત્યની રક્ષા કરવાને બદલે સત્યને ગુંગળાવી

મારવાના કાર્યને જ કરતો રહે છે અને લોકોના સાર્વજનિક કલ્યાણમાટે નિર્માયેલો ન્યાય, તેના આવા લજ્જાસ્પદ દુરુપયોગ કિંવા દુર્વ્યવહારના યોગે, સાર્વજનિક અકલ્યાણ કિંવા દુઃખ, સંતાપ તથા સંકટ આદિકનો જ ઉત્પાદક (હેતુ કિંવા કારણ) થઇ પડે છે."

આનો સંક્ષિપ્ત સાર કિંવા નિષ્કર્ષ એ જ છે કે જે ન્યાયાધીશો ન્યાયદેવતાના આસનને એક પ્રકારના વ્યવસાય, વ્યાપાર કિંવા ધનપ્રાપ્તિના સાધનરૂપ માનીને ન્યાયદેવતાની પવિત્રતા તથા પ્રતિષ્ઠાનો લેશમાત્ર પણ વિચાર નથી કરતા તેમના હસ્તથી સત્ય ન્યાય કદાપિ નથી જ તોળાતો, નથી જ અપાતો અને તેનું પરિણામ એ જ થાય છે કે આવા ધનલોલુપ, પદવીલોલુપ તથા સ્વાર્થસિદ્ધિને જ સર્વસ્વ માનનારા ન્યાયાસનના કલંકરૂપ ન્યાયધીશોનો ન્યાય જેમની પાસેથી ધન તથા પદવીની પ્રાપ્તિનો સંભવ હોય છે તેમના પક્ષમાં જ ચાલ્યો જાય છે; બજારની કોઇ સામાન્ય જડ વસ્તુ પ્રમાણે ન્યાયમંદિરમાં ન્યાયનું લીલામ પોકારાય છે અને જેની પાસે ધનજીભાઇની વિપુલતા હોય તે જ મનુષ્ય કહેવાતા 'ન્યાય'ને હસ્તગત કરી લેવાના કાર્યમાં ફાવી જાય છે; અર્થાત્ ધનજીભાઇની કૃપાથી ઘોરથી પણ ઘોર અપરાધીઓ ન્યાયદેવતાના પંજામાંથી ઘોરણસર છટકી જાય છે અને ધનજીભાઇની અકૃપાથી સર્વથા નિર્દોષ તથા નિરપરાધીઓને પાંચ પાંચ ને દશ દશ વર્ષમાટે, ઘણીક વાર આખી જિન્દગીને માટે જેલ, કારાગૃહ તથા જિંદાન નામક મનુષ્યનિર્મિત નરકાલયમાં પૂરાઇ જવાના, દેલાઇ જવાના પ્રસંગો પ્રાપ્ત થઇ જાય છે; માત્ર એટલું જ નહિ પણ કોઇ કોઇ વાર તો નિરપરાધી મનુષ્યો આવા ન્યાયકલંક ન્યાયાધીશોના હસ્તથી ન્યાયદેવતાના દુરુપયોગના પરિણામે ફાંસીને લાકડે પણ લટકી જાય છે, એનાં આપણને જોઇએ તેટલાં ઐતિહાસિક પ્રમાણો મળી શકે છે. પોલિસ પણ અમુક સીમા પર્યન્ત ન્યાયાધીશના અધિકારને ધરાવતી હોવાથી અને અમુક પ્રકારના અપરાધોમાં અપરાધીઓ પોલિસદ્વારા જ ન્યાયાધીસ સમક્ષ રજૂ થતા હોવાથી જો પોલિસના અમલદારો પૈસા તથા પદવીના પૂજારી તેમ જ પક્ષપાતી હોય છે તો તેમના હસ્તથી પણ ન્યાયની એવી, કિંબહુના એથી પણ અધિક ભયંકર હત્યા થતી રહે છે અને એનાં અનેક પ્રમાણો સારા તથા પ્રતિષ્ઠિત અંગ્રેજ ન્યાયાધીશોના લખેલા અંગ્રેજી ગ્રંથોમાં આપણને વિપુલ સંખ્યામાં મળી આવે છે. ઉદાહરણ તરીકે સર સિસિલ વોલ્શ નામક અલ્લાહાબાદની હાઇકોર્ટના અંગ્રેજ જજના લખેલા 'ઇન્ડિયન વિલેજ ક્રાઇમ્સ' તથા 'ક્રાઇમ્ ઇન ઇન્ડિયા' નામક એ ગ્રંથોમાં અમારા આ વિધાનને પુષ્ટિ આપનારાં અનેક પ્રમાણો વિદ્યમાન

છે અને તે પ્રમાણો ઐતિહાસિક હોવાથી સંપૂર્ણ સત્ય તથા વજનદાર છે. અમારા આ વિધાનનો એ આશય નથી કે સર્વ ન્યાયાધીશો તથા સર્વ પોલિસ અમલદારો આવી રીતે ન્યાયદેવતાની અવહેલના કરનારા, સ્વાર્થ-સાધુ, ધનલોલુપ તથા પદવીપ્રિય જ હોય છે; નહિ; અનેક ન્યાયાધીશો એવા પણ અમારા જોવામાં આવ્યા છે કે જેમણે ન્યાયદેવતાની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવાના પોતાના ધર્મ કિંવા કર્તવ્યના પાલનમાટે પોતાના સારામાં સારા સ્વાર્થ કિંવા લાભોને લત્તાપ્રહાર કરી દીધા છે અને અનેક એવા પોલિસ અમલદારો પણ અમારા જોવા તથા સાંભળવામાં આવ્યા છે કે કોઇ પણ પ્રકારના સંયોગોમાં લાભના લોભમાં લપટાઇને જેમણે બુદ્ધિ-પૂર્વક પોતાના હસ્તથી ન્યાયદેવતાની હત્યા નથી જ થવા દીધી. છતાં પણ એ વાર્તા તો સત્ય જ છે કે આવા પ્રકારના દેવકોટિના નિસ્પૃહ ન્યાયાધીશો તથા ન્યાયદેવતાના અનન્ય ઉપાસક પોલિસ અધિકારીઓની સંખ્યા સંસારમાં મહાત્મા પુરુષોની સંખ્યા પ્રમાણે સદાસર્વદા સ્વલ્પ જ હોય છે અને તેથી વિરુદ્ધ દુષ્ટ મનુષ્યોની સંખ્યા પ્રમાણે ધનલોલુપ તથા પદવીના પૂજારી ન્યાયકલંક ન્યાયાધીશો તેમ જ પોલિસ અધિકારીઓની સંખ્યા વિશાળ તથા વિપુલ હોય છે. આજકાલની કહેવાતી 'ઇન્સાફની અદાલત'માં ઘણીક વાર જે કહેવાતા 'અદલ ઇન્સાફ' અથવા 'નિષ્પાત ન્યાય' (?) આપવામાં આવે છે તે જ અમારા આ વિધાનનાં પ્રત્યક્ષ પ્રમાણ હોવાથી આ વિષયના વિશેષ વિસ્તૃત વિવેચનની આવશ્યકતા છે જ નહિ. ક્યાંક ન્યૂન પરિમાણમાં તો ક્યાંક અધિક પરિમાણમાં આજકાલ ન્યાયાધીશો તથા પોલિસખાતાના અમલદારોની આવી જ મનોદશા હોવાથી અને ભૂમંડલા રાજ્યમાંના ઘણા ખરા સ્વાર્થસાધુ, ધનલોલુપ, પોતાની યોગ્યતા કરતાં વધારે ઊંચી પદવીની આકાંક્ષા ધરાવનારા અને રાજ્યકર્તા બાપૂ તથા બાપૂના કૃપાભાજન ખુશામદી સામટાઓની કૃપાના આધારે જીવતા ન્યાયાધીશો તથા પોલિસ અમલદારોએ અમુક અપવાદોને વર્જ્ય કરતાં, ન્યાયદેવતા અથવા અદલ ઇન્સાફનું ઘણા સમયથી દીવાળું ફૂંકાવી દીધેલું હોવાથી જો ભૂમંડલાના ન્યાયાધીશો તથા પોલિસ અધિકારીઓ પાસેથી કોઇ પણ મનુષ્ય નિષ્પક્ષપાત ન્યાય કિંવા અદલ ઇન્સાફને મેળવવાની અને તેમાં પણ જે અભિયોગ (કેસ)માં વાદી રાજ્ય ( અર્થાત્ મહારાજા ઇશ્વરસિંહજી પોતે ) હોય તે અભિયોગમાં નિષ્પક્ષ-પાત ન્યાયના અંશમાત્રને પણ મેળવવાની આશા રાખે, તો તેને બેવકૂફોના બાદશાહ, મૂર્ખરાજશિરોમણિ, બેજાગયબ કિંવા બેજાંગેપ 'યુટોપિયા' નામક કાલ્પનિક સ્વર્ગરાજ્યના મિથ્યા સ્વપ્નદ્રષ્ટા, પૃથ્વીના પ્રધાન પાગલ,

કિંવા 'ગ્રેટેસ્ટ્ ઇડિયટ' આદિક નામોથી જ ઓળખી શકાય; કારણ કે, જેનામાં પરમેશ્વરે બુદ્ધિનો માત્ર એક જ બિન્દુ નાખ્યો હોય, તે સામાન્યતમ બુદ્ધિમાન્ મનુષ્ય ભૂમંડલા રાજ્યમાં આવી પરિસ્થિતિમાં નિષ્પક્ષપાત ન્યાયને મેળવવાની આશાને હૃદયમાં સ્થાન આપવાની મૂર્ખતા કદાપિ દર્શાવી શકે જ નહિ, એવો ભૂમંડલા રાજ્યની પ્રજાનો બહુધા સર્વમાન્ય સિદ્ધાંત હતો અને અમારાં પાઠકો તથા પાઠિકાઓ આ તથા હવે પછીનાં અમુક પ્રકરણોમાં ભૂમંડલા રાજ્યમાં વાંદરાના કસાઇખાનામાં રેંસાતાં બકરાં તથા ગાયો પ્રમાણે ન્યાયદેવતાના ગળાપર કેવી તથા કેટલી નિર્દયતાથી છરી ફેરવવામાં આવતી હતી તેમ જ ન્યાયદેવતાના પ્રતિનિધિયોને કેવી રીતે છળવામાં આવતા હતા એ બીભત્સ ઘટનાઓનો સાક્ષાત્કાર કર્યા પછી ભૂમંડલાની પ્રજાનો એ બહુધા સર્વમાન્ય સિદ્ધાંત કેટલી સીમા પર્યન્ત અક્ષરશઃ સત્ય તથા વાસ્તવિક હતો એ રહસ્યને પર્યાપ્ત પરિમાણમાં જાણી શકાશે. અસ્તુ.

મુંબઇથી રવાના થઇને ભૂમંડલામાં પહોંચતાંની સાથે જ સાધનદાસ ઠાકોર તથા ગિરિરાજદાસ વકીલે ન્યાયાધીશને તેમના પોતાના બંગલામાં અંધારી રાતે મળીને જે પાઠ પઢાવવાનો હતો તે પઢાવી દીધો; સરકારી (દરબારી અથવા રાજ્ય તર્ફના) વકીલને કેસના કાગળિયાં સોંપવાની આવશ્યકતા તો હતી જ નહિ; કારણ કે, જેમણે આ કેસના બિલ્કુલ ખોટા પૂરાવા સાધનદાસ ઠાકોર સાથે મળીને તૈયાર કર્યા હતા તે વકીલ ગિરિરાજદાસ જ દરબારી વકીલ તરીકે આ કેસ ચલાવવાના હતા અને એ મેહનતના બદલામાં રાજ્ય તર્ફથી નાણાંની સારી રકમ મેળવવા ઉપરાંત કોઇ સારી પદવી તથા મહારાજાની શાશ્વત કૃપાને મેળવવાની આકાંક્ષા પણ તેઓ ધરાવતા હતા. કોર્ટો માટે ભૂમંડલા રાજ્યમાં નવી બંધાવેલી 'હિલાલ' નામથી ઓળખાતી ઇમારતના ઓરડા ઘણા જ સાંકડા હોવાથી અને આ કેસ ચાલતી વેળાયે કોર્ટમાં પ્રેક્ષકો તથા ધારાશાસ્ત્રીઓ આદિકની સારી જેવી ભીડ થવાનો અને તેવી ભીડ ન થાય તો પણ બલાત્કારે ત્યાં ઝાઝા માણસોને પ્રેક્ષક તરીકે એકઠા કરીને રાંકડી રૈયતનાં કોમળ હૃદયમાં ભયને સ્થાપી દેવામાટે જો આવશ્યકતા જણાય તો પ્રેક્ષકોની બનાવટી તથા હેતુપૂર્વક કરાયલી ભીડને ઉપસ્થિત કરી દેવાનો એ કેસના સ્વાર્થાંધ તથા મદાંધ સૂત્રધારોનો પ્રથમથી જ ઉદ્દેશ હોવાથી જૂના દરબારગઢના વિશાળ ચોકમાં એક મોટો શામિયાનો અથવા તંબૂ ઊભો કરાવીને તેમાં ખાસ આ કેસ ચલાવવાની બીજે દિવસે સઘળી તૈયારીઓ કરી લેવામાં આવી; કારણ કે,

રાજ્ય પાસે આવા શામિયાનામાં કામચલાઉ અદાલતને ઊભી કરી દેવામાટે જોઈતાં સાધનો વિપુલ પરિમાણમાં તૈયાર હતાં; માત્ર તે સાધનોને ત્યાં ગોઠવી દેવાનો જ વિલંબ હતો. આવી રીતે આવશ્યક તૈયારીઓ થઈ જતાં જે યુવકોને રાજદ્રોહના અપરાધમાટે જેલમાં પૂરી રાખવામાં આવ્યા હતા તેમને એવી સૂચના આપી દેવામાં આવી કે: "આજથી એક સપ્તાહ પછી તા.............. ........ને દિવસે ખાસ નીમેલા ન્યાયાધીશ સમક્ષ તમારો કેસ ચાલશે. તો તેટલા સમયમાં તમારે પોતાના બચાવની જે કાંઈ પણ તૈયારી કરવી હોય તે કરી લેવી અને વકીલોને રોકવા હોય તો તે વકીલોનાં નામો અમોને જણાવી દેવાં." આ વાર્તાને પ્રજાની જાણમાટે પણ પ્રકાશિત કરી દેવામાં આવી અને આ વાર્તા જાણવામાં આવતાં જ જેલમાં પૂરાયલા યુવકોના આત્મીય જનો, મિત્રો તથા લાગતાવળગતાઓ વકીલોની ઑફિસો તથા વકીલોનાં રહેવાનાં મકાનોમાં દોડાદોડ કરવા મંડી ગયા. પરંતુ ભૂમંડલાના સઘળા વકીલોને સાધનદાસ તથા ગિરિરાજદાસદ્વારા કોઈ પણ સંયોગોમાં રાજદ્રોહીઓના વકીલાતનામાને ન સ્વીકારવાની કઠોર ગુપ્ત સૂચના મળી ગયેલી હોવાથી અને જો ભૂમંડલા રાજ્યમાં રહીને વકીલાતના ધંધાથી કમાઈ ખાવું હોય, તો એ સૂચનાનું કોઈ પણ વકીલથી ઉલ્લંઘન કરી શકાય તેમ ન હોવાથી, હૃદયમાં તે નિર્દોષ યુવકો પ્રતિ સંપૂર્ણ સહાનુભૂતિ હોવા છતાં પણ ભૂમંડલાનો કોઈ પણ વકીલ તે નિર્દોષ યુવકોની બ્રીફને હાથમાં ઝાલવાની નૈતિક હિંમત ન જ દર્શાવી શક્યો. આવી પરિસ્થિતિને જોઈને તે યુવકોના આત્મીય જનોએ મુંબઈમાં સ્થપાયલા 'ભૂમંડલા પ્રજાહિતવાદી મંડળ' ના અધ્યક્ષ તથા મંત્રીઓને તાર કર્યો અને એક વિશ્વાસપાત્ર માણસને પણ મુંબઈ રવાના કરી દીધો; માત્ર એટલું જ નહિ, પણ રાજદુર્ગ નિકટમાં હોવાથી જો રોકી શકાય, તો ત્યાંના બે ત્રણ સારા વકીલોને આ કેસમાટે રોકી લેવાને એક માણસ રાજદુર્ગની દિશામાં પણ દોડયા. રાજદુર્ગના બે સારા વકીલો એ યુવકોની બ્રીફ લેવાને ફીનો એક પૈસો પણ લીધા વગર તૈયાર થઈ ગયા; માત્ર તેમના ગાડીભાડાં, રેલભાડાં તથા ભૂમંડલામાંના નિવાસના સમયમાં ખાનપાન આદિકનો ખર્ચ જ તે યુવકોના આત્મીય જનો કિંવા લાગતાવળગતાઓએ આપવાનો હતો. 'ભૂમંડલા પ્રજાહિતવાદી મંડળે' નાણાંની પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપવાની ઉદારતા દર્શાવી દીધી અને રૂપિયા એક હજારની રકમ તો ત્યાં ગયેલા માણસદ્વારા તરત જ મોકલી આપી; માત્ર એટલું જ નહિ, પણ ઉપર્યુક્ત બે વકીલો ઉપરાંત રાજદુર્ગના એક નામાંકિત હિન્દુ બૅરિસ્ટરને

પણ એ યુવકોના (ડિફેન્સના) કાઉન્સેલ તરીકે રોકી લીધો. જ્યારે બચાવ-પક્ષની આ તૈયારીઓની વાતો સાધનદાસ તથા ગિરિરાજદાસના સાંભળવા તથા જાણવામાં આવી ત્યારે તેમણે બચાવપક્ષના માર્ગમાં કેટલાંક નવીન તથા નીચતાદર્શક વિઘ્નોને ઉપસ્થિત કરી દેવાની ખટપટોને આદરી દીધી. તેમણે પોલિસના માણસો તથા બીજા ભાડુતી લોકો માર્ફત ભૂમંડલામાં એવી અફવા ફેલાવી દીધી કે: "આપણા શહેરનો કોઇ પણ વકીલ રાજદ્રોહીની વકીલાત કરવા તૈયાર થાય તેમ ન હોવાથી એ રાજદ્રોહીઓનાં સગાં વ્હાલાં રાજદુર્ગથી બે વકીલ તથા એક બૅરિસ્ટર સાહબને લઇ આવવાના છે; પરંતુ રાજદ્રોહીઓના એ વકીલો તથા બૅરિસ્ટરને જો કોઇ માણસ પોતાના ઘરમાં ઊતારો આપશે અથવા બીજી કોઇ જાતની સગવડ કરી આપશે, તો તે માણસની ઉપર બાપૂની જરૂર કરડી નજર થઇ જશે અને બાપૂની કરડી નજરનાં માઠાં ફળ જરૂર કોઇક દિવસ તે બેવકૂફ માણસને ચાખવાં પડશે; એટલામાટે કોઇ પણ ડાહ્યા તથા અક્કલવાળા માણસે આવાં ઊંડાં પાણીમાં ઊતરવાની મૂર્ખાઇ ન જ કરવી જોઇએ;" ઇત્યાદિ. જેને અનેક રીતે દબાવી દેવામાં આવી હતી; કચડી નાખવામાં આવી હતી; ચગદી નાખવામાં આવી હતી અને નિઃસત્ત્વ તથા નમાલી બનાવી દેવામાં આવી હતી તે ભૂમંડલાવાસિની બહુસંખ્ય બીકણ, બાયલી તથા નમાલી પ્રજાના હૃદયમાં આ પ્રચારકાર્યનું જેવું ધારવામાં આવ્યું હતું તેવું જ પરિણામ આવ્યું અને તેના યોગે તે કહેવાતા રાજદ્રોહી યુવકોના રાજદુર્ગ-વાસી ધારાશાસ્ત્રીઓને, ભૂમંડલામાં આવી રીતે તેમનો સર્વત્ર બહિષ્કાર થતાં, અતિશય વિડંબના તથા હાડમારીને ભોગવવાનો અવસર પ્રાપ્ત થઇ ગયો.

* * * *

જે પાંચ યુવકોને તેમના શિરપર રાજદ્રોહનો આરોપ મૂકીને 'અન્ડર ટ્રાયલ' કયદી તરીકે ભૂમંડલાના નરકતુલ્ય કારાગારમાં પૂરી દેવામાં આવ્યા હતા તેમનાં નામ અનુક્રમે ગમનલાલ, વૃન્દાવનદાસ, સીતાનાથ, દેવકીનંદન તથા જૈત્રલાલ હતાં. ગમનલાલ વૈશ્ય ગૃહસ્થ હોઇને એક વિદ્વાન્ લેખક હતો; વૃન્દાવનદાસ ક્ષત્રિય હોઇને એક અગ્રગણ્ય સંસાર-સુધારક હતો; સીતાનાથ ચંદ્રવંશી ક્ષત્રિય હોઇને સામાન્ય વ્યાપારી હતો; દેવકીનંદન તથા જૈત્રલાલ વૈશ્ય હોઇને તેમાંનો એક વ્યાપાર કરતો હતો અને બીજો એક વૈશ્ય વ્યાપારીની પેઢીમાં નોકરી કરતો હતો. આ સઘળા આરોપીઓ સુસંપન્ન પિતાના પુત્ર હોઇને સુખમાં ઊછરેલા હતા અને અત્યાર સુધીમાં કોઇ પણ પ્રકારના દુઃખ કિંવા શારીરિક કષ્ટોને સહન કરવાનો પ્રસંગ નામ

માત્રને માટે પણ તેમને પ્રાપ્ત થયો ન હોતો; પરંતુ ભૂમંડલાનરેશની વક્ર-દૃષ્ટિના ભોગ થઇને અત્યારે તેઓ આ સંસારમાં જ કારાગૃહવાસની યમાલય તુલ્ય શારીરિક તથા માનસિક યંત્રણાઓને ભોગવી રહ્યા હતા. તેમના અપરાધના વિચારમાટે જે દિવસ નિયત કરાયલો હતો તેની આડા માત્ર એ દિવસ જ બાકી રહ્યા હતા.

દિવસનો પ્રથમ પ્રહર અદ્યાપિ સમાપ્ત થયો ન હોતો; સવારના લગભગ આઠ વાગ્યાનો અમલ હતો. સઘળા કયદીઓ કાંજી પીને પોત-પોતાના કામમાં લાગી ગયા હતા. આ 'અન્ડરટ્રાયલ' કયદીઓ પાસેથી પણ જો કે દરરોજ કામ તો લેવામાં આવતું હતું; માત્ર એટલું જ નહિ, પણ તેમને ઘણીક વાર માર પણ મારવામાં આવતો હતો; પરંતુ આજે તેમના વકીલો કોર્ટની પરવાનગીથી તેમને મળવામાટે અને કેસના સંબંધમાં તેમની સાથે મસ્લહત કરવામાટે આવવાના હોવાથી તેમની પાસેથી ગયર કાયદે મજૂરી કરાવવાનું ખાસ મેહરબાની દાખલ મુલ્તવી રાખવામાં આવ્યું હતું. વકીલોને નવ વાગ્યાનો ટાઇમ આપવામાં આવેલો હોવાથી આઠ વાગે સાધનદાસભાઇ તથા ગિરિરાજદાસભાઇ જેલમાં આવી લાગ્યા અને એ 'અન્ડરટ્રાયલ' કયદીઓને સંબોધીને કરડાકી તથા આજ્ઞાદર્શક સ્વરથી સાધનદાસભાઇ કહેવા લાગ્યા કે:—

"જુઓ; સાંભળો; અત્યારે નવ વાગ્યાના શુમારે તમારા લાગતા-વળગતાઓએ તમારા બચાવમાટે રોકેલા તમારા પક્ષના વકીલો તમોને મળવામાટે તથા તમારી સાથે કેસ સંબંધી મસ્લહત કરી લેવામાટે અહીં આવવાના છે અને જેલર સાહબની ઑફિસમાં બેસીને તેમનાથી તમારી સાથે ખાનગી વાતચીત કરી શકાય એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. પણ, ખબરદાર, તમો 'અન્ડરટ્રાયલ' કયદી હોવા છતાં તમારી પાસે મજૂરી કરાવવામાં આવે છે અને તમોને મારકૂટ પણ કરવામાં આવે છે એમાંની એક પણ વાત તેમને કહેશો નહિ; આવી બાબતોના સંબંધમાં મોઢાને બિલ્કુલ સીવી લઇને બંધ જ કરી રાખજો: નહિ તો ભવિષ્યમાં તમારા એવા તો ભૂંડા હાલ કરવામાં આવશે કે રીબાઇ રીબાઇને થોડા દિવસમાં જ જામનગરની જેલમાં પેલો જટાશંકરિયો મરી ગયો હતો તેવી જ રીતે, તમો આ ભૂમંડલાના બાપૂની જેલમાં કૂતરાને મોતે મરી જશો અને તમારી લાશોને પણ ઢેડ ભંગિયા જ બાળી આવશે; કારણ કે આ તો તમારા બચાવમાટે બે વકીલ ને એક બાલેસ્ટર આવ્યા છે; પણ બાવીસ વકીલ ને બાર બાલેસ્ટર આવે તો ય તમારો છૂટકો નથી જ થવાનો અને

ઓછામાં ઓછી સાત સાત વર્ષની સખ્ત મજૂરી સાથેની ટીપ અથવા સજા તો તમારા કપાળમાં વિધાતાએ લખી જ રાખી છે. પછી તો જેવો તમારો વિચાર અને જેવી તમારી ઇચ્છા."

"જ્યારથી અમોને પકડવામાં આવ્યા છે ત્યારથી જ અમો એ વાતને સારી રીતે જાણી બેઠા છીએ કે અમારો બચાવ કરવામાટે આ લોકને બદલે પરલોકના કોઇ દૈવી વકીલો ઊતરી આવે અને અમોને એક સો ને એક ટકા નિર્દોષ સિદ્ધ કરી બતાવે; તો પણ ન્યાયદેવતાની ધોરણસર હત્યા કરવાને કટિબદ્ધ થયેલા ભૂમંડલાનરેશ અમોને છોડી દેવાની ઉદારતા નથી જ દર્શાવવાના એટલે સાત વર્ષ કે દશ વર્ષનો કારાગૃહવાસ અમારા ભાગ્યમાં લખાઇ જ ચૂકયો છે; માત્ર એટલું જ નહિ, પણ એ લાંબી સજા પૂરી થતાં સુધીમાં અમોને મારી નાખવાના આડકતરા ઇલાજો પણ થવાના છે; એટલે તમારી આ વાત અથવા ચેતવણીમાં નવીનતા જેવું કાંઇ છે જ નહિ. બહારના લોકો પણ હવે એટલા બધા મૂર્ખા નથી રહ્યા કે તમોએ ન્યાયનું જે નાટક ભજવવા ધાર્યું છે તેની પોલંપોલ ન જાણી શકે અને અમોને કોર્ટમાં થનારી સજાને વ્યાજબી સજા તરીકે ઓળખવા કિંવા ઓળખાવવાની મૂર્ખતા દર્શાવી બેસે! બિચારા બીકના માર્યા મોઢે ન બોલી શકતા હોય, તો ય મનમાં તો સારી રીતે જાણતા હોવા જોઇએ કે આ ન્યાયનું એક પ્રહસન કિંવા ફાર્સ જ થવાનું છે અને ન્યાયદેવતાની ધોરણસર હત્યા કરી નાખવામાટે જ ન્યાયના આ ફાર્સની બુદ્ધિપૂર્વક યોજના કરાયલી છે. વધારે કાંઇ કહેવું છે? જો કાંઇ ન કહેવું હોય, તો કૃપા કરીને વિદાય થઇ જાઓ; કારણ કે, તમારા જેવા દેશદ્રોહી, જાતિદ્રોહી, ધર્મદ્રોહી પ્રપંચી, કપટનીતિવિશારદ તથા સ્વાર્થને જ સર્વસ્વ માનનારા આત્મવંચકો સાથે અકારણ વાર્તાલાપ કરવાને પણ અમો અક્ષમ્ય પાતક માનીએ છીએ." આરોપી ગમનલાલે ઓજસ્વિતાપૂર્ણ શાંતિ, ગંભીરતા તથા સહિષ્ણુતાથી આ હૃદયબેધક ઉદ્‌ગારો કાઢયા.

"અફસોસ કે જેને સર્વથી પ્રથમ પકડીને આ જેલમહેલમાં બેસાડી દેવાની અવશ્યકતા હતી તે ભારતીલાલ ભૂમંડલામાંથી ભાગીને મુંબઇ ભેગો થઇ ગયો છે અને આજે મોજમજાહ કરતો આનંદમાં દિવસ વીતાડી રહ્યો છે."—સાધનદાસે છટકી ગયેલા ભારતીલાલના સંબંધમાં બળાપો કરતાં આ નિરાશાદર્શક શબ્દો ઉચ્ચાર્યા.

"અને પેલા સૈંધવપ્રસાદને તો મહારાજાએ પોતે જ છોડી દઇને પોતાના હાથે પોતાના પગમાં કુહાડો મારી દીધો છે; કારણ કે, સૈંધવપ્રસાદ

અહીંથી છૂટી મુંબઇ પહોંચતાંની સાથે જ મહારાજા વિરુદ્ધ છાપામાં લેખ લખીને લાંબી તથા પહોળી ચેલેંજો ફેંકવા મંડી ગયો છે: અહીં પીધેલી મીઠાની કાંજીને મારો દીકરો બિલ્કુલ ભૂલી ગયો છે." ગિરિરાજદાસ વકીલે સૈંધવપ્રસાદની મુક્તિના સંબંધમાં એવો જ બળાપો કરી બતાવ્યો.

મહારાજાના એ બન્ને મસ્કાદાસો ત્યાંથી અપમાન પામી ચાલ્યા ગયા અને જેલરની ઑફિસમાં આવીને બેઠા. થોડી વારમાં રાજદુર્ગવાળા બે વકીલ ગિરિરાજચંદ્ર તથા હર્ષદરાય અને બૅરિસ્ટર પુરંદરે ત્યાં આવી લાગ્યા. તત્કાળ કયદીઓને જેલરની ઑફિસમાં લઇ આવવામાટે જેલના જમાદારને રવાના કરવામાં આવ્યો. કયદીઓ આવી લાગ્યા તો પણ ઑફિસમાંથી જેલર, ગિરિરાજદાસ તથા સાધનદાસ ન ઊઠ્યા એટલે બૅરિસ્ટર પુરંદરે સાહબે તેમને સંબોધીને સભ્યતાથી કહ્યું કે: "અમોને એવી જગ્યાની સગવડ કરી આપો કે જ્યાં ચારે તરફ પચીસ પચીસ ફીટ જેટલા અંતર સુધીમાં કોઇની હાજરી ન હોય; કારણ કે, રાજપક્ષના કોઇ પણ માણસની હાજરીમાં અમારાથી અમારા અસીલો સાથે કાંઇ પણ મસલહત કરી શકાય તેમ નથી."

પરંતુ તેમના તરફથી કાંઇ પણ જવાબ મળે તેટલામાં તો કયદી અથવા આરોપી ગમનલાલ બૅરિસ્ટર પુરંદરે તથા ઉભય વકીલોને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે:"આ લોકો તમોને તથા અમોને કશી પણ સગવડ કરી આપવાની ઉદારતા દર્શાવવાના નથી. ખરું પૂછો તો આ કેસમાં મસલહત કરવા જેવું કાંઇ છે જ નહિ. કોર્ટમાં જ્યારે કેસ ચાલશે ત્યારે પ્રોસિક્યૂશનના પુરાવાને જોઇને મારે તમોને જે સૂચનાઓ આપવાની હશે તે હું આપતો રહીશ અને બચાવમાં જે સ્ટેટમેન્ટ રજૂ કરવાનું છે તે પણ કરી દઇશું. બાકી અમારા ભાગ્યમાં સાત સાત વર્ષનો કારાગૃહવાસ તો પરિશ્રમ સહિત લખાયલો જ છે. જો રાજા બદલાઇ જાય, અથવા એવું જ કોઇ અન્ય અણધાર્યું પરિવર્તન થઇ જાય, તો જ અમારા કારાગૃહવાસનો અંત આવી શકે; અન્યથા અમારા સંકટનું નિવારણ અસંભવનીય છે."

"મિસ્ટર ગમનલાલ, તમારું આ કથન અક્ષરશ: સત્ય છે. અમોને પણ ભૂમંડલામાં એવો જ અનુભવ મળ્યો છે ને મળતો જાય છે." બૅરિસ્ટર પુરંદરે ગંભીરતાથી કહેવા લાગ્યા: "અમો ગઇ કાલે રાતની ટ્રેનમાં અહીં આવ્યા છીએ. રહેવા તથા ખાવાપીવાનો જે કાંઇ પણ ચાર્જ થાય તે આપવાને હું તૈયાર હોવા છતાં અહીંના ડાકબંગલાના અમલદારે ડાકબંગલામાં મને ઊતારો આપવાની ચોખ્ખી ના પાડી દીધી હતી અને તે એટલામાટે

કે હું તમારા બૅરિસ્ટર તરીકે તમારો બચાવ કરવાને ભૂમંડલામાં આવ્યો હતો. અંતે અહીંના ભલા તથા ઉદારાત્મા અંગ્રેજ રેસિડેંટ મારા મિત્ર હોવાથી અને તેઓ મહારાજાથી ભયભીત થાય તેમ ન હોવાથી મારે તેમની પાસે જઇને આશ્રય મેળવવો પડયો હતો......"

બૅરિસ્ટર પુરંદરે હજી તો બોલતા જ હતા એટલામાં તેમને વચ્ચે જ બોલતા અટકાવીને રાજદુર્ગવાસી વકીલ ગિરિરાજચંદ્ર કહેવા લાગ્યા કે; "બૅરિસ્ટર સાહબ, આપ તો વિલાયતનો પ્રવાસ કરી આવેલા તથા કૉસ્મોપોલિટન્ હોવાથી રેસિડેંટ સાહબને ત્યાં આશ્રય મેળવીને રાત વીતાડી શકયા; પણ અમારે જે વિડંબના ભોગવવી પડી છે તે અમારાં મન જ જાણે છે. જે સગાં વ્હાલાં અમારાં આદરાતિથ્ય કરતાં ધરાતાં જ ન હોતાં અને અમો આવતા હતા ત્યારે જેમની પ્રસન્નતાનો અવધિ થઇ જતો હતો તે જ સગાં વ્હાલાંએ ગઇ કાલે રાતે અમોને ચોખ્ખા શબ્દોમાં જણાવી દીધું કે: 'માફ કરજો; આજે આપ રાજદ્રોહી યુવકોના વકીલ તરીકે આવેલા હોવાથી તમોને અમારાથી અમારા ઘરમાં ઊતારો તેમ જ બીજી કોઇ પણ જાતની મદદ આપી શકાય તેમ નથી; કારણ કે, જો અમો તમારો સત્કાર કરીએ, તો ભૂમંડલામાં રહેવું પણ અમારા માટે ભારે થઇ પડે; કદાચિત્ અમારાં ઘર ખોયડાં જપ્ત પણ થઇ જાય અને અમારી મિલકત પણ લૂટાઇ જાય. બીજા બધા સાથે દુશ્મની કરી શકાય, પણ મહારાજા સાથે દુશ્મની શી રીતે કરી શકાય? અમોને એવી સૂચના મળી ગઇ છે કે અમારે તમોને ઊતારો ન આપવો.' અરે, કોઇએ અમોને એક પ્યાલો ભરીને શીતળ પાણી પણ ન પાયું, તો પછી ચાહ કિંવા દૂધ પીવાની તો વાત જ કયાંથી હોય? ધર્મશાળાઓનાં દ્વાર પણ રાજદુર્ગના વકીલોમાટે હાલ તરત બંધ કરાયલાં હોવાથી એ ત્રણ ધર્મશાળાઓમાં પણ અમોને આશ્રય ન મળી શકયો. અંતે એક જ એવો ગૃહસ્થ મળી ગયો કે જેણે અમોને સૂવા બેસવા તથા ખાવા પીવાની સગવડ કરી આપવાની હિંમત બતાવી દીધી; નહિ તો અમારે રસ્તામાં બેસીને રાત વીતાડવી પડત; બલ્કે રસ્તામાં પણ રાજ્યના રાતે રોન (રાઉન્ડ) પર નીકળતા સિપાહીઓ અમોને જંપીને બેસવા દેત કે કેમ, એ પણ એક સવાલ હતો."

"જો અત્યારે અહીં જમવાની જેલર સાહબ આપને રજા આપે, તો અમારા વકીલો તરીકે આપનો સત્કાર કરવો એ અમારો ધર્મ હોવાથી અમોને જે અડધા કાંકરી તથા રેતીવાળા રોટલા ખવાડવામાં આવે છે તે રોટલા, અમો પોતે આજનો દિવસ અપવાસ કરીને, આપ મહાનુભાવોને

આપવામાટે તૈયાર છીએ. ભૂમંડલાની જેલમાં કયદીઓને કેવો ખોરાક આપવામાં આવે છે અને એ ધુળિયા ખોરાકના બદલામાં તેમની પાસે કેટલું ગધાવૈતરું કરાવવામાં આવે છે એનો પણ વકીલોએ એક વાર અનુભવ તો કરવો જ જોઇએ. એ રેતીને કાંકરીવાળા રોટલા, નરી લૂણ જેવી ખારી સડેલી ભાજીનું શાક અને મીઠાની કાંજી એ વસ્તુઓનો સ્વાદ કાંઇક ઓર જ હોય છે; સમજ્યા ?" ગમનલાલે વક્રોકિતના રૂપમાં આ વાકયો ઉચ્ચાર્યાં; અને ત્યાર પછી પૂછ્યું કે: "પણ, આપ ફરિયાદનામાની નકલ લઇ આવ્યા છો કે કેમ ?"

"હા, ફરિયાદનામાની નકલ અમોએ મેળવી છે અને તેની બીજી બે નકલો કરાવી લીધી છે." હર્ષદરાય વકીલે જવાબ આપ્યો.

"જો એમ જ હોય તો ફરિયાદનામાની એક નકલ અમોને આપી જાઓ એટલે તે વાંચી લઇને કેસને દિવસે આપવા યોગ્ય સૂચનાઓનો અમો નીરાંતે વિચાર કરી લઇશું." ગમનલાલે ફરિયાદનામાની નકલની માગણી કરી.

હર્ષદરાય વકીલે ફરિયાદનામાની એક નકલ ગમનલાલને આપી દીધી અને તે સાથે આ મુલાકાતનો અંત આવી ગયો. રાજદુર્ગવાસી વકીલો તથા બૅરિસ્ટર "અમો આજે તો પાછા રાજદુર્ગ જઇએ છીએ અને પરમ દિવસે ટાઇમસર કોર્ટમાં હાજર થઇ જઇશું. ખાવાનું પણ રાજદુર્ગથી સાથે જ લેતા આવીશું કે જેથી અહીં કોઇને તકલીફ ન આપવી પડે. માત્ર કયાંક સૂવાની જ વ્યવસ્થા કરવી પડશે; જો તે નહિ થાય તો રેલ્વે સ્ટેશનના કમ્પાઉન્ડમાં જઇને ભૂમિને જ પર્યંકશય્યા બનાવી લઇશું;" આવા આશયના ઉદ્ગારો કાઢીને ત્યાંથી રવાના થઇ ગયા.

તેઓ હજી તો જેલના મોટા દરવાજામાંથી બહાર નીકળીને ગાડી-માટે આમ તેમ ફાંફાં મારતા ઊભા હતા એટલામાં તો જેલર સાહેબે ઊઠીને ગમનલાલના ગાલપર ઉપરાસાપરી ત્રણચાર તમાચા લગાવી દીધા અને કહેવા માંડયું કે: "સાલા બદમાશ, અહીં જેલમાં કાંકરાને રેતીવાળા રોટલા ન મળે, તો શું પૂરણપોળીઓ મળતી હશે ? આ તે તારી માના ધણીનું ઘર છે કે તારી બાયડીના બાપાજીનો બંગલો છે કે જેમાં તું શીરો પૂરી લાડૂ ભજીયાં ને દૂધપાક મોહનથાળ ઊડાવવાને આવ્યો છે ? અકરમીને ઊના જમણ ! જેલમાં ન હોતું આવવું, તો શું ઝખ મારવાને છાપામાં બાપૂ વિરુદ્ધ લેખો ચીતરી નાખ્યા અને શામાટે ઉંઘ વેચીને ઊજાગરાને ખરીદી લીધો ? હજી તો અહીં ઘાણીમાં પીલીને તારું તેલ કાઢવામાં આવશે,

સમજ્યો ? આ મામાનાં ઘર ન હોય; આ તો મહાયમના ઘર છે. જેલમાં પૂરાયા છે તોય ચોરના સખણા નથી રહેતા ને રાંડ શંખણીના તીનપાંચ કર્યા જ કરે છે ! જાઓ, ગધેડાનાઓને લઇ જાઓ. હાથ ને પગમાં બેડીઓ નાખી દો અને એકલી મીઠાની કાંજી જ પીવડાવો." જેલર સાહબે આવી રીતે બખાળા કાઢીને જમાદારને જોહાકી હુકમ ફર્માવ્યો. જમાદાર તથા ચાર સિપાહીઓ તે નિર્દોષ કયદીઓને ધક્કા તથા લાતો મારતા તેમના ઓરડામાં લઇ ગયા અને ત્યાં તેમના હાથો તથા પગોમાં બેડીઓ નાખી દેવામાં આવી.

* * * *

જે અજાણ્યો ગાડીવાળો રાજદુર્ગના વકીલો તથા બૅરિસ્ટરને ગાડીમાં બેસાડીને જેલ સુધી લઇ આવ્યો હતો તે ગાડીવાળાને સાવનદાસભાઇએ સિપાહીદ્વારા ચેતવણી અપાવીને વિદાય કરાવી દીધેલો હોવાથી વકીલો તથા બૅરિસ્ટરને ટાંટિયા તોડતા દોઢ માઇલ ચાલીને ગામમાં આવવું પડયું અને ત્યાંથી પણ તેમને ભાડાની ગાડી ન મળવાથી પગે ચાલી સ્ટેશનપર પહોંચવું પડયું. રેલ્વે સ્ટેશન ઉપર તેમને રાજદુર્ગની ટિકિટો આપવાની સ્ટેશન માસ્તરે કંવા બુકિંગકલાર્કે ના ન પાડી એનું જ તેમને અતિશય આશ્ચર્ય થવા લાગ્યું.

* * * * *

રાજદુર્ગથી ભૂમંડલા જનારી કોઇ પણ ટ્રેનનો એવો ટાઇમ હતો જ નહિ કે જે ટ્રેન રાજદુર્ગથી ઊપડીને કોર્ટના ટાઇમથી એક કલાક અથવા ઓછામાં ઓછા અડધા કલાક જેટલા સમય પૂર્વે ભૂમંડલા પહોંચતી હોય; એટલામાટે રાજદુર્ગના જે કોઇ પણ વકીલો અથવા બૅરિસ્ટરોને ભૂમંડલાની કોર્ટમાં કેસ ચલાવવામાટે રોકવામાં આવ્યા હોય તે વકીલો તથા બૅરિસ્ટરોને કેસની તારીખથી આગલા દિવસની સાંઝની ટ્રેનમાં જ ભૂમંડલા જવામાટે ઊપડવું પડતું હતું અને તે ટ્રેન ભૂમંડલા રાતે દશ કે અગિયાર વાગ્યાના શુમાર પહોંચતી હોવાથી તેમને રાત ભૂમંડલામાં જ વીતાડવી પડતી હતી. બીજા સાધારણ કેસોમાં રોકાયલા વકીલો તથા બૅરિસ્ટરોને ઊતારા આદિકની બધી સગવડો મળ્યા કરતી હોવાથી કાંઇ વાંધો ન હોતો આવતો; પણ આ કેસના વકીલો તથા બૅરિસ્ટરોમાટે ભૂમંડલામાં રાત વીતાડવી તે ઉપર જણાવ્યા પ્રમાણે એક મુસીબત થઇ પડી હતી. છતાં પણ કેસ ચલાવવામાટે ત્યાં જવા વિના તેમનો છૂટકો હતો જ નહિ એટલે એ આચાર વિચારને પાળનારા વકીલોએ જો એવો જ વખત આવી લાગે તો ફલાહાર કરીને અથવા તો છેવટે એ દિવસ અપ-

વાસ કરીને પણ કેસ ચલાવવાનો નિશ્ચય કરી લીધો અને બૅરિસ્ટર પુરંદરેની સગવડ તો માયાળુ રેસિડેંટ સાહબના બંગલામાં થઇ ગયેલી હતી જ. રેસીડેંટ સાહબે બીજા બન્ને વકીલોને પણ સુવા બેસવાની સગવડ પોતાના બંગલામાં કરી આપી અને પોતાની મૉટર પણ તેમના ઉપયોગમાટે આપવાની ઉદારતા દર્શાવી દીધી એટલે ધારાશાસ્ત્રીઓની વિડંબના ટળી ગઇ. તેઓ બે દિવસ રાજદુર્ગમાં વીતાડીને ત્રીજે દિવસે રાતે ભૂમંડલામાં આવી લાગ્યા અને રેસિડેંટ સાહબની મૉટર સ્ટેશનના કમ્પાઉંડમાં ઊભેલી હોવાથી તે મૉટરમાં બેસીને રેસિડેંટ સાહબને બંગલે પહોંચી ગયા. બન્ને વકીલો બે દિવસ ચાલે તેટલું અભડાય નહિ તેવું ભાતું સાથે જ લેતા આવ્યા હતા એટલે સમય સુખપૂર્વક વીતી ગયો. રાજદ્રોહીઓના ધારાશાસ્ત્રીઓને મળેલી આ સગવડની જ્યારે બાપૂના મસ્કાદાસ કાળબૂથિયા શરીફ બદમાશોને જાણ થઇ ત્યારે તેમનાં હૈયાં બળીને રાખ થઇ જવા લાગ્યાં; પરંતુ તેમનો આશ્રયદાતા રેસિડેંટ હોવાથી તેમનો કાંઇ પણ ઉપાય ચાલી શકે તેમ ન હોવાથી તેઓ ફફડીને છાનામાના બેસી રહ્યા.

પ્રભાતમાં વહેલા ઊઠી ધારાશાસ્ત્રીઓએ ચાહ નાસ્તો લઇને કેસના સંબંધમાં જે સલાહ મસલહત કરવાની હતી તે કરી લીધી અને તેઓ કોર્ટના ટાઇમથી પંદર મિનિટ પૂર્વે કોર્ટમાં-ઊભા કરેલા શામિયાનામાં- આવી લાગ્યા. કોર્ટમાં પ્રેક્ષકોના બેસવામાટે જેટલી જગ્યા રાખવામાં આવી હતી તેટલી જગ્યા પ્રેક્ષકોવડે ખીચોખીચ ભરાઇ ગઇ હતી. આરોપીઓને જાણે તેઓ કોઇ મોટા નાના સાહબ પેશવા તથા તાતિયા ટોપી જેવા ઇ. સ. ૧૮૫૭ ના બળવાના નાયકો ન હોય! અથવા તો ઓખામંડળના બહારવટિયા વાઘેર મૂળુ તથા માણેક તેમ જ તેમના ગોઠિયા જ ન હોય! તેવી રીતે કયદીઓના પોશાક પહેરાવીને હાથપગમાં લોઢાની ભારે બેડીઓ નાખી લાવવામાં આવ્યા હતા. આરોપીઓનાં માતાપિતા, ભાઇબહેનો, પત્નીઓ તથા પુત્રો તેમ જ અન્યાન્ય આત્મીય જનો અને લાગતા વળગતાઓ બીજું કાંઇ નહિ, તો છેવટે તેમનાં મુખદર્શનથી જ એક પ્રકારના સંતોષને મેળવવાની આશાથી કોર્ટમાં આવ્યાં હતાં. તેમનાં નેત્રોમાંથી વારંવાર અશ્રુ ટપકયાં કરતાં હતાં અને તેમને રડતાં જોઇને આરોપીઓની આંખો પણ, તેઓ મજબૂત છાતીના હોવા છતાં, આંસૂભીની થઇ જતી હતી. બહુધા સર્વ પ્રજાજનો આ સર્વ આરોપીઓને સર્વથા નિર્દોષ માનતા હોવાથી સર્વ પ્રેક્ષકોનાં મુખમંડળોમાં, બાપૂના અમુક મસ્કાદાસોને બાદ કરતાં, એક પ્રકારની નિરાશાજન્ય મલિન છાયા વિસ્તરેલી જોવામાં

આવતી હતી અને તેથી ન્યાયમંદિર (?) નું દશ્ય અત્યંત ગંભીરતામય થઇ ગયું હતું. કહેવાતું ન્યાયમંદિર અત્યારે કોઇ એક શોકદર્શક સભાના સ્વરૂપને ધારણ કરી રહ્યું હતું. કેટલાક વિચારશીલ તથા બુદ્ધિમાન્ મનુષ્યોના મસ્તિષ્કમાં એવી સકારણ કલ્પનાનો આવિર્ભાવ થવા લાગ્યો કે: "આ કહેવાતા ન્યાયમંદિરમાં ન્યાયદેવતાની પ્રતિષ્ઠા વધવાને બદલે કતલખાનામાં ગોમાતાઓની થતી હત્યા સમાન નિર્ઘૃણ હત્યા થવાની હોવાથી તે ઘટનાના પૂર્વચિહ્ન તરીકે જ આ શામિયાનામાં અત્યારે આ શોકની મલિન છાયા વિસ્તરી રહી છે." પરંતુ પોતાની આ યથાર્થ તથા વાસ્તવિક કલ્પનાને વાણીદ્વારા વ્યક્ત કરવાની તો તે બુદ્ધિમાન્ પુરુષોની હિમ્મત પણ ચાલી શકતી ન હોતી; કારણ કે, તેઓ રાજસત્તાથી દબાઇ ગયા હતા, ચંપાઇ ગયા હતા, ચગદાઇ ગયા હતા અને તેથી સત્યવાદ કરવા જેટલી નિર્ભયતા તેમના હૃદયમાં જો ન હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ હતું જ નહિ. જ્યાં સુધી આરોપી ઉપર મૂકાયલો આરોપ સાબિત ન થઇ જાય ત્યાં સુધી આરોપીને નિર્દોષ તરીકે માનવાનો તથા તેની સાથે સામાન્ય નિર્દોષ મનુષ્યો સાથે રાખવામાં આવતા વર્તન પ્રમાણે સર્વથા સભ્યતાપૂર્ણ વર્તન રાખવાનો ન્યાયદેવતાનો નિયમ હોવા છતાં લોકોની દૃષ્ટિમાં આ આરોપીઓને હલકા પાડવાના નીચ આશયથી ઠેઠ જેલમાંથી કામચલાઉ કોર્ટ સુધી હાથ પગમાં બેડીઓ નાખી પગે ચલાવતા લાવવમાં આવ્યા હતા; રસ્તામાં જેલના સિપાહીઓ તેમને ભૂંડી ગાળો પણ ભાંડતા હતા અને રસ્તામાં જો કોઇ માણસ તેમની સાથે વાત કરવાનો પ્રયત્ન કરે તો તેને ડંડાથી જ ફટકાવી કાઢતા હતા. એવી રીતે આજે સવા ફદિયાના સિપાહીઓએ રસ્તામાં ચાર માણસો ઉપર લાઠીઓ ચલાવી હતી.

કોર્ટનો ટાઇમ બરાબર અગિયાર વાગ્યાનો રાખવામાં આવ્યો હતો; પરંતુ ન્યાયાધીશ સાહબ આરોપીઓ તથા લોકોના ડોળા તણાવી તણાવીને ઠેઠ બાર વાગે ધીરે રહીને કોર્ટમાં પધાર્યા; આ બાર વાગ્યાની પધરામણી જાણે ન્યાયદેવતાના બાર વગાડવાની પૂર્વ સૂચના ન હોય ! એવો જ લોકોને ભાસ થવા લાગ્યો. ધોરણસર સર્વ જનો ઊભા થઇ ગયા અને ન્યાયાધીશ સાહબ પોતાના ન્યાયાસન ઉપર વિરાજ્યા પછી સર્વ જનો પાછા પોતપોતાના સ્થાને બેસી ગયા. કોર્ટમાં લોકોની વધારે પડતી ભીડ ન થઇ જાય અને કોર્ટના કામમાં ખલલ ન થાય એટલામાટે, અત્યારે જેવી રીતે કોંગ્રેસના અગ્રેસરોના કેસ વખતે બ્રિટિશ કોર્ટોમાં ફાલતૂ માણસોને ન આવવા દેવાનો

ખાસ બંદોબસ્ત રાખવામાં આવે છે તેવી રીતે આમ ખલકને ભેગી ન થવા દેવાનો પોલિસદ્વારા ખાસ બંદોબસ્ત રખાવવામાં આવ્યો હતો; પણ સત્તાના મદથી છકેલા સિપાહીઓ સત્તા હાથમાં આવતાં નઠારા સાથે કોર્ટમાં આવનારા સારા સારા માણસોનું પણ સખ્ત અપમાન કરી નાખતા હતા. અસ્તુ. ન્યાયાધીશે ન્યાયાસનપર વિરાજી ધારાશાસ્ત્રિમંડળને સંબોધીને પુલકિત વદનથી કહેવા માંડ્યું કેઃ—

"આજે સવારથી જ મારા માથામાં સખ્ત દુઃખાવો ઊપડી આવવાથી અને કૉફી સાથે એસ્પિરિનની બે ટેબ્લેટ લેવા છતાં પણ એક કલાક પહેલાં માંડ માંડ દુઃખાવો નરમ પડવાથી ખાઇને જો કે હું તરત અહીં આવવાને નીકળ્યો તોપણ અડધો કલાક લાગી ગયો ને હું એક કલાક મોડો થઇ ગયો. મારા માટે આપ સર્વને ખોટી થઇને બેસી રહેવું પડ્યું છે તેમાટે હું દિલગીર છું અને આપ સર્વની ક્ષમા માગું છું. મારા માથામાં પાછું દર્દ નહિ ઊપડે, તો હું સાંઝે છ વાગતાં સુધી કેસ ચલાવીશ. એટલે આ એક કલાકનો બદલો વળી રહેશે. મને મહારાજા તરફથી એવી ખાસ સૂચના મળેલી છે કે આ કેસને જ્યાં સુધી બને ત્યાં સુધી વધારે ન લંબાવવો, આરોપીઓ તથા તેમના ધારાશાસ્ત્રીઓને વધારે ત્રાસ ન વેઠવો પડે એવી વ્યવસ્થા કરવી અને કેસનો ફેસલો પણ જેમ બને તેમ જલ્દી લખીને સંભળાવી દેવો. મહારાજાની આરોપીઓ તરફ આ કેવી ને કેટલી બધી અદ્ભુત અનુકંપા!"

"ન્યાયમૂર્તિ મહાશય, મહારાજાશ્રીની આ અનુકંપા (?) માટે આરોપીઓના ધારાશાસ્ત્રી તરીકે મહારાજાનો અમો ઉપકાર માનીએ છીએ. પણ પબ્લિક પ્રોસિક્યૂટર સાહબ કેસની રજૂઆત કરે તે પૂર્વે કોર્ટને મારે એ અર્જ કરવાની છે કે આરોપીઓના આરોપોનો વિચાર હજી થવાનો હોવાથી અને હજી આરોપીઓ અન્ડરટ્રાયલ કયદીઓ હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ આબરૂદાર વ્યાપારીઓ તથા સમાજમાં એક કે બીજી રીતે સારી સ્થિતિ ધરાવનારા હોવાથી એમના હાથ પગોમાં કયા કાયદાના આધારે બેડીઓ નાખવામાં આવી છે એનો કોર્ટે અવશ્ય વિચાર કરવો જોઇએ અને જો પોલિસના અધિકારી અથવા જેલના અધિકારીઓએ આ કાર્ય કાયદાથી વિરુદ્ધ અથવા કાયદાને ખીંટીએ ભેરવીને કર્યું હોય તો જ્યાં સુધી આ કેસનો નિકાલ નથી આવ્યો ત્યાં સુધી આરોપીઓ સાથે સભ્ય વર્તન રાખવાની વ્યવસ્થા કોર્ટે કરી આપવી જોઇએ અને પોતાની ઇચ્છા પ્રમાણે સ્વચ્છંદતાથી વર્તીને કાયદાનો દુરુપયોગ

કરનારા અમલદારોને તેમના અપરાધની શિક્ષા પણ અવશ્ય મળવી જ જોઇએ. જેલમાં પણ આરોપીઓ ઉપર ઘણા જુલ્મ ગુજારવામાં આવે છે એ વાત અમારા જાણવામાં આવી છે, પણ તે જુલ્મોના પૂરાવા તરત મેળવી શકાય તેમ ન હોવાથી તે જુલ્મોની વાતને જતી કરીને જે ગયર-કાયદેસર વર્તનનો પૂરાવો અત્યારે કોર્ટ સમક્ષ તૈયાર છે તેને જ અમો કોર્ટની આગળ રજૂ કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે આપ નામદાર અવશ્ય યોગ્ય આજ્ઞા સંભળાવીને ન્યાયદેવતાની પ્રતિષ્ઠાને જાળવશો અને ન્યાયદેવતાના આસનને નિષ્કલંક રાખશો." આરોપીઓના બૅરિસ્ટર પુરંદરે મહાશયે મંગલાચરણમાં જ ન્યાયાધીશ મહાશય તથા અમલદારોને ભોંઠા પાડી નાખનારો તથા લજ્જાથી તેમનાં મોઢાંને નીચાં નમાવી દેનારો ન્યાયયુક્ત વાણીના બૉંબગોળાનો એકદમ ધડાકો કરી દીધો.

ન્યાયાધીશ તથા અમલદારો એક બીજાનાં મોઢાંને તાકવા મંડી ગયા.

જાણે ન્યાયાધીશ તથા અમલદારો પોતાની પ્રથમથી જ નક્કી કરી રાખેલી કોઇ એક ગુપ્ત નેત્રપલ્લવી ભાષામાં કાંઇ વાતચીત કરી રહ્યા હોયની! એવો જ કેટલાક વિચારશીલ જનોને ભાસ થવા લાગ્યો; અને બહુધા હતું પણ તેમ જ; કારણ કે, જ્યારે ન્યાય આપવાના આવા પ્રકારના મહાવિલક્ષણ પ્રસંગો આવીને ઉપસ્થિત થઇ જાય છે તે વેળાયે જો સ્વાર્થની રક્ષામાટે ન્યાયાધીશ નામથી પોતાનો પરિચય કરાવનારી મનુષ્ય-વ્યક્તિયે પોતાના આત્માને શયતાનના હાથમાં વેચી નાખેલો હોય છે, તો તેના શિરપર પોતાના અન્યાયને ન્યાય તરીકે યથાશક્ય પરિમાણમાં સિદ્ધ કરી બતાવવાનો, સ્વાર્થરક્ષા પૂરતી સંપૂર્ણ રાજભક્તિને, કદાચિત્ અંતઃકરણથી નહિ, તો કેવળ જિવ્હાથી જ દુંદુભિનાદપૂર્વક પ્રકાશિત કરી દેવાનો અને ટુંકામાં કહેવામાં આવે, તો પોતાની ન્યાયાધીશ તરીકેની પ્રતિષ્ઠા (કહેવાતી 'પ્રેસ્ટિજ') ને સુરક્ષિત રાખવા સાથે સ્વાર્થને પણ જરાય આંચ ન આવવા દેવાનો ભાર એકસમયાવચ્છેદે આવી પડે છે અને તેથી આવા પ્રકારના વિલક્ષણ પ્રસંગોમાં આવા દ્વિમુખનીતિના ઉપાસક ન્યાયધીશને પોતાની બુદ્ધિમત્તાનો અતિશય ચાણક્યપદ્ધતિથી જ પરિચય કરાવવો પડે છે. છતાં કોઇ પણ સ્થાનમાં સમસ્ત જનસમુદાય મૂર્ખશિરોમણિયોનો બનેલો ન હોવાથી ન્યાયાધીશનો મૂળ આશય તો, તેની ગમે તેવી ને ગમે તેટલી બુદ્ધિમત્તા હોવા છતાં પણ, જનતાના જાણવામાં આવી ગયા વિના નથી જ રહેતો. ન્યાયાધીશ ભાવશંકરભાઇ એક બુદ્ધિમાન્ ન્યાયાધીશ મનાતા હતા; જે અભિયોગમાં રાજ્યનો કોઇ પ્રકારનો સંબંધ ન હોય તથા નિષ્પક્ષપાત

ન્યાય મહારાજાના હિતને કોઇ પ્રકારની હાનિ ન પહોંચાડતો હોય તે અભિયોગોમાં બનતાં સુધી તેઓ નિષ્પક્ષપાત ન્યાય આપવાનો યથાશક્ય આધક ઉદ્યોગ કરતા હતા એવી તેમની ખ્યાતિ હતી: પરંતુ તે સાથે મહારાજાના જન્મદિવસના અવસરે તથા એવા જ અન્યાન્ય પ્રસંગો આવતાં જે દર્બારો ભરવામાં આવતા હતા તે દર્બારોમાં મહારાજા ઇશ્વરસિંહજીને એક દેવપુરુષ તરીકે ઓળખાવીને અને તેમને ભગવાન્ શ્રી રામચંદ્રજી, ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્ર તથા વીર વિક્રમાદિત્ય તેમ જ રાજા ભોજ આદિક અલૌકિક આદર્શ રાજપુરુષોની પંક્તિમાં બેસાડીને લાંબા લાંબા વિદ્વત્તાપ્રચુર વ્યાખ્યાનોદ્વારા પોતાની અકલ્પનીય તથા અવર્ણનીય રાજભક્તિને વ્યક્ત કરી બતાવનાર ન્યાયાધીશ તરીકે પણ તેઓ સર્વત્ર વિખ્યાત હતા. અત્યારે બચાવપક્ષના બૅરિસ્ટરના મુખમાંથી ઉપર્યુક્ત કટાક્ષમય વાક્યો નીકળેલાં સાંભળીને તેમની હૃદયસરિતામાં અચાનક રાજભક્તિનું પૂર આવી ગયું અને તેથી તેઓ મહાગંભીરતાથી કહેવા લાગ્યા કેઃ—

"મારા વિદ્વાન્ મિત્ર મિસ્ટર પુરંદરે, આ આરોપીઓ અથવા તમારા અસીલો ઉપર જેને ભયંકરમાં ભયંકર માનવામાં આવે છે અને પૂર્વે જેના બદલામાં મૃત્યુદંડ વિના બીજો કોઇ દંડ અપરાધીને આપવામાં આવતો જ ન હોતો તે 'રાજદ્રોહ'નો તથા રાજ્યને ઉથલાવી પાડવાનાં કાવત્રાં કરવાનો આરોપ મૂકાયલો છે એ તો આપ આરોપીઓના ધારાશાસ્ત્રી હોવાથી જાણો જ છો. જેમનો જોટો હિન્દુસ્થાનનાં રાજસ્થાનોમાં અત્યારે ક્યાંય મળી શકે તેમ નથી એવા અમારા રાજનીતિકુશળ, મહાબુદ્ધિમાન્, અંગ્રેજી જેવી વિદેશી ભાષા ઉપર અજબ કાબૂ ધરાવનારા, પોતાની પ્રજાનાં સુખદુઃખને જ પોતાનાં સુખદુઃખ માનીને પ્રજાના સંતોષમાં જ પોતાના સંતોષને અનુભવનારા (???), સાક્ષાત્ ધર્મમૂર્તિ તથા સત્યમૂર્તિ અને શ્રી રામચંદ્રજી સમાન એકપત્નીવ્રતધારી મહાસદાચારી (?????) મહારાજાધિરાજની કોઇ નીચથી નીચ મનુષ્ય પણ ન કરે તેવી મહાનીચ તથા અશ્લીલ નિન્દા કરવાનો અપરાધ આ આરોપીઓના હસ્તથી થઇ ગયો છે એવી ફરિયાદી પક્ષની ફરિયાદ છે કે જેનો મારે આજે વિચાર તથા ઊહાપોહ કરવાનો છે. આવા સંયોગોમાં જો કારાગૃહના અધિકારીઓ તથા પોલિસખાતાના અમલદારોએ એમના પલાયનની શંકાથી તેમ જ સાર્વજનિક શાંતિને જાળવવાના શુભ આશયથી એમના હાથપગોમાં બેડીઓ નાખી હોય તો તે-માટે હું તેમને અધિક દોષ નથી આપી શકતો. કદાચિત્ જેલમાં

આરોપીઓએ તોફાન કર્યું હોય અને તેના પરિણામે એમના હાથપગમાં બેડીઓ નાખવામાં આવી હોય તો તે પણ બનવાજોગ છે. આવા સંયોગોમાં અપવાદ (એકસેપ્શન્) તરીકે એ અધિકારીઓ કોઇ પણ અન્ડરટ્રાયલ કયદીના હાથપગોમાં બેડીઓ નાખવાનો સંપૂર્ણ અધીકાર ધરાવે છે. હવે રહી પગે ચલાવીને લઇ આવવાની વાત. તો હું આપને એ જ પૂછવા માગું છું કે ફોજદારી કાયદાની કોઇ પણ કલમમાં અન્ડરટ્રાયલ કયદીઓને ગાડીમાં બેસાડીને જ કોર્ટમાં લાવવા જોઇએ અને ગાડીમાં બેસાડીને જ પાછા કોર્ટમાંથી જેલમાં લઇ જવા જોઇએ એવો લેશમાત્ર પણ સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે ખરો? જો તેવો કોઇ ઉલ્લેખ તમારા જાણવામાં હોય તો કૃપા કરીને તે બતાવવાનો પરિશ્રમ લેશો? અન્ડરટ્રાયલ કયદીઓને ગાડીમાં બેસાડીને કે પગે ચલાવીને લાવવા કે લઇ જવા એનો આધાર રાજ્ય તથા અમલદારોની સગવડ ઉપર જ રહેલો હોય છે. છતાં પણ જો આરોપીઓનું વર્તન અયોગ્ય ન હોય તો હું અમલદારોને એમના હાથ પગોમાંથી બેડીઓ કાઢી નાખવાની આજ્ઞા નહિ; પણ એક મિત્ર તરીકે સૂચના આપવાનું ઉચિત ધારૂં છું. ગાડીની વ્યવસ્થા કરવી કે ન કરવી એ અમલદારોની પોતાની ઇચ્છાનો વિષય છે."

"મહારાજા ઇશ્વરસિંહજી બહાદુર જો આપ શ્રીમાનના કથન અનુસાર પ્રજાનાં સુખદુઃખને જ પોતાનાં સુખદુઃખ માનીને પ્રજાના સંતોષમાં જ પોતાના સંતોષને અનુભવનારા; સાક્ષાત્ ધર્મમૂર્તિ, ન્યાયમૂર્તિ તથા સત્યમૂર્તિ અને શ્રી રામચંદ્રજી સમાન એકપત્નીવ્રતધારી મહાસદાચારી (?????) ભૂપાલ હોય, તો તેઓ શ્રીમાનને અમારે કોટિ કોટિ ધન્યવાદ આપવા જોઇએ. હું ઇચ્છું છું કે તેઓ શ્રીમાન્ એવા જ હોય અથવા થાય! બાકી તેઓ મહાબુદ્ધિમાન્, રાજનીતિકુશળ તથા અંગ્રેજી જેવી વિદેશી ભાષા ઉપર અજબ કાબૂ ધરાવનારા અને અકલ્પનીય મધુરભાષી ભૂપાલ છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને હોઇ શકે પણ નહિ. છતાં પણ મારે કહેવું જોઇએ કે આ પ્રસંગ મહારાજા ઇશ્વરસિંહજીના ગુણોની પ્રશસ્તિને લલકારવાનો અથવા તો તેઓ શ્રીમાનના અવગુણોની કથાને વિસ્તારવાનો ન હોવાથી આપે આ વિષયની ચર્ચાને કોઇ દર્બારમાટે મુલતવી રાખવી જોઇતી'તી. અસ્તુ. અન્ડરટ્રાયલ કયદીઓને ગાડીમાં લાવવા લઇ જવાનો જેમ ફોજદારી કાયદાની કોઇ પણ કલમમાં સ્પષ્ટ ઉલ્લેખ નથી કરાયો તેમ તેમને પગે ચલાવીને લાવવા

લઇ જવાનો સ્પષ્ટ ઉલ્લેખ પણુ કયાંય નથી કરાયો; તો શું એનો અર્થ તેમને હવામાં ઉડાવીને લાવવા તથા લઇ જવા એવો જ આપણે કરી લેવો ? જ્યાં કાયદામાં અમુક બાબતોનો સ્પષ્ટ ઉલ્લેખ નથી હોતો ત્યાં 'પ્રેકિટસ્' (ચાલ્યા આવતા વ્યવહાર) ને જ કાયદા તરીકે માન આપવાનો પરિપાઠ છે અને અત્યાર સુધીની 'પ્રેકિટસ્' એ જ છે કે અન્ડરટ્રાયલ કેદીઓને જ નહિ; પણુ બહુધા સઘળા કેદીઓને ગાડીમાં બેસાડીને જ લાવવા લઇ જવામાં આવે છે. આરોપીઓએ જેલમાં કોઇ પણુ પ્રકારનું તોફાન અથવા અયોગ્ય વર્તન કર્યું હોય, તો તેનો રેકર્ડ જેલની નોંધ બુકમાં હોવો જ જોઇએ. જો તેવો કાંઇ પણુ રેકર્ડ હોય તો તે રેકર્ડને અત્યારે જ કોર્ટમાં લાવીને રજૂ કરવાની આપ નામદાર જેલના અધિકારીને ફરજ પાડશો એવી મારી આપ નામદારને નમ્ર પ્રાર્થના છે." બૅરિસ્ટર પુરંદરે મહાશયે આ દાંતતોડ જવાબથી ન્યાયાધીશ તથા અન્યાન્ય અધિકારીઓની દંભલીલાના ભેદને એકદમ ઉઘાડો પાડી દીધો.

સાવનદાસભાઇએ તાજ તર્ફના વકીલ ગિરિરાજદાસને કાંઇક સૂચના આપતાં તેઓ ઊઠીને ઊભા થઇ ગયા ને કહેવા લાગ્યા કે: "આરોપીઓ જેલમાં જ્યારે ને ત્યારે તોફાન કર્યા કરે છે અને બીજા કેદીઓને પણુ ઉશ્કેરીને જેલ તોડી જેલમાંથી પલાયન કરી જવાના એમના ઇરાદાની વાત જાણુવામાં આવવાથી જ જેલના અધિકારીઓએ એમના હાથપગોમાં બેડીઓ નાખવાનું વ્યાજબી ધાર્યું છે. આગળના વખતમાં આવા રાજદ્રોહીઓને કોઇ પણુ જાતના અભિયોગ વિના લશ્કરી કાયદાથી મોતની સજા આપવામાં આવતી હતી અને એ સજા વ્યાજબી પણુ હતી. આપણા નામદાર દયાળુ મહારાજાએ પોતાની સ્વતંત્ર સત્તાનો લેશમાત્ર પણુ ઉપયોગ ન કરતાં આ આરોપીઓને, આ અભિયોગથી, ઇન્સાફની અદાલતમાં પોતાનો બચાવ કરવાનો અવસર આપવાની જે અલૌકિક ઉદારતા દર્શાવી છે તેમાટે મહારાજાનો ઉપકાર માનવાને બદલે મહારાજા પ્રશ્વરસિંહજીના સંબંધમાં મારા વિદ્વાન્ મિત્ર અને બાહોશ બૅરિસ્ટર મિસ્ટર પુરંદરે મહાશય જે કાંઇક કટાક્ષ કરી રહ્યા છે એનો મારા હૃદયમાં અતિશય ખેદ થાય છે. અમો અત્યારે તો નામદાર કોર્ટની સૂચના અનુસાર આરોપીઓના હાથપગોમાંથી બેડીઓ કઢાવી નાખીએ છીએ; પણુ જો એમના તોફાનીપણાના પુરાવા જોઇતા હશે તો તે અમો જેલમાંથી જ રજૂ કરી શકીશું."

"મેં નામદાર મહારાજાના સંબંધમાં કાંઇ કટાક્ષ કર્યો જ. નથી. જેમના બચાવમાટે હું અત્યારે અહીં આવ્યો છું તેમનો બચાવ તો

કાયદાની હદમાં રહીને મારે કરવો જ જોઇએ. મારા અસીલોના હાથ-પગમાંથી બેડીઓ કઢાવી નાખવાની ઉદારતા દર્શાવવામાટે હું નામદાર કોર્ટનો અતિશય ઉપકાર માનું છું."

આરોપીઓના હાથપગોમાંથી બેડીઓ કાઢી નાખવામાં આવી અને અટકી પડેલો કેસ આગળ ચાલ્યો. પ્રોસિક્યૂશન (ફરિયાદપક્ષ) તરફથી એક પછી એક જે હકીકતો તથા પૂરાવા રજૂ કરવામાં આવ્યા તે બધા મુંબઇના તેમના પોતાના કાઉન્સેલ નન્દનવનલાલ મહાશયના અભિપ્રાય અનુસાર બિલ્કુલ માલ વગરના તથા ચોખ્ખા બનાવટી ઉભા કરેલા હતા એમ આરંભથી જ લોકોના જોવા તથા જાણવામાં આવવા લાગ્યું. વચ્ચે આવી ગયેલા બે રવિવારને બાદ કરવામાં આવે, તો કેસ બરાબર આઠ દિવસ ચાલ્યો અને તેટલા સમયમાં પ્રોસિક્યૂશન તરફથી એક પછી એક જે પૂરાવા રજૂ કરવામાં આવ્યા તે એટલા બધા હાસ્યાસ્પદ હતા કે જેની કોઇ સીમા જ ન હોતી. એવા સાક્ષીઓને પણ રજૂ કરવામાં આવ્યા હતા કે જેઓ બ્રિટિશ ઇન્ડિયા (હિન્દુસ્થાનની બ્રિટિશ હદના એટલે કે ગુજરાતના તથા કાઠિયાવાડ એજન્સીની હદ)ના વતની હોઇને તેમને ધરબેઠાં ભૂમંડલા રાજ્ય તરફથી માસિક અઢી અઢીસેં ને ત્રણ ત્રણસેં રૂપિયાના પગારો આપવામાં આવતા હતા એ વાર્તાને તે સાક્ષીઓએ કોર્ટમાં પોતાના મુખથી જ સ્વીકારી લીધી હતી; છતાં પણ પ્રોસિક્યૂશનના વકીલે તેમને 'ડિસ્ઇન્ટરેસ્ટેડ' (નિષ્પક્ષપાત) તથા 'મોસ્ટ્ રિલાયેબ્લ' (અત્યંત વિશ્વાસપાત્ર) સાક્ષીઓ તરીકે ઓળખાવવા સુધીની અત્યંત નિર્લજ્જતાપૂર્ણ વાનરચેષ્ટા કરી બતાવી હતી. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે કેસ ચાલીને પૂરો થયા પછી મહારાજાના મુંબઇના કાઉન્સેલ મહાશય નન્દનવનલાલનાં "કેસ આરંભથી અંત પર્યન્ત ખોટો તથા બનાવટી જ ઊભો કરવામાં આવ્યો છે......એકઠા તથા તૈયાર કરેલા પૂરાવામાં એવો એક પણ પુરાવો નથી કે જેના આધારે ઇન્સાફની અદાલત અથવા ન્યાય-દેવતાના મંદિરમાં કાયદાસર તેમના (આરોપીઓ)પર મૂકાયલા મહાભયાનક રાજદ્રોહ નામક આરોપને સાબિત કરી શકાય અને તેમને.....સાત સાત વર્ષની સખ્ત મજૂરી સાથેની કેદની સજા કરાવી શકાય." ઇત્યાદિ વચનો અક્ષરશઃ સત્ય સિદ્ધ થયેલાં દેખાઇ આવ્યાં. ન્યાયમંદિર તથા ન્યાયાધીશની ઉદારતા પણ એટલી બધી કે કેસ પૂરો થઇ ગયા પછી આરોપીઓને પોતાનું નિવેદન (સ્ટેટમેન્ટ) રજૂ કરવામાટે ચોવીસ કલાકથી વધારે

સમય આપવામાં ન આવ્યો. અસ્તુ. આરોપી ગમનલાલના સ્ટેટમેન્ટ તથા બચાવપક્ષના બૅરિસ્ટરના આર્ગ્યુમેન્ટ (ભાષણ અથવા દલીલ)માં ચાલેલા કેસનો બધોય સાર આવી જતો હોવાથી અમો એ આખો કેસ આપવાને બદલે ગમનલાલના એ સ્ટેટમેન્ટ તથા આરોપીપક્ષના બૅરીસ્ટરના આર્ગ્યુમેન્ટને જ અહીં પ્રકાશિત કરવાનું ઉચિત ધારીએ છીએ અને ત્યાર પછી ન્યાયદેવતાની ધોરણુસર હત્યા કરનારું જજમેન્ટ ( ચૂકાદો ) પણ અપવામાં આવશે.

* * * * *

આરોપી ગમનલાલ એક બુદ્ધિમાન્ તથા વિદ્વાન્ યુવક હોવાથી તેમ જ પોતાના જ્ઞાનની વૃદ્ધિમાટે કાયદાના પુસ્તકોનું પણ તેણે સારું વાંચન કરેલું હોવાથી અને જે સ્વરૂપમાં કેસ ચલાવવામાં આવ્યો હતો તે સ્વરૂપમાં તે કેસના ખોટા પૂરાવાને જોતજોતાંમાં તોડી શકાય તેમ હોવાથી ગમનલાલે બીજે દિવસે પ્રભાતમાં જ જેલર પાસેથી કાગળ, સિયાહી તથા કલમ આદિક લેખનસામગ્રી માગી લઇને પોતાનું નિવેદન લખીને તૈયાર કરી નાખ્યું. એ નિવેદન તેણે એવા પ્રકારનું લખ્યું હતું કે તેના યોગે આડકતરી રીતે તેની સાથેના બીજા આરોપી યુવકોનો બચાવ પણ થઇ જતો હતો એટલે જો બીજા આરોપીઓ નિવેદન રજૂ ન કરે અને કેવળ ધારાશાસ્ત્રીઓ જ દલીલ કરી નાખે તો ય ચાલી શકે તેમ હતું. એ નિવેદન બપોર સુધીમાં લખાઇને તૈયાર થઇ ગયું. એ એક દિવસને માટે કેસ મુલ્તવી રખાયલો હોવાથી અને બપોરે ત્રણ વાગે તેમના ધારાશાસ્ત્રીઓ તેમનાં નિવેદનો તેમની પાસેથી લઇ જવામાટે તથા બીજી વાતચીત કરવામાટે આવવાના હોવાથી તે સર્વ આરોપીઓ ત્રણના ટકોરા થતાં પોતાના ધારાશાસ્ત્રીઓની પ્રતીક્ષા કરવા લાગ્યા. આ વેળાયે પણ સાધનદાસ તથા ગિરિરાજદાસમાટે જેલમાં હાજર રહેવાની કશી પણ આવશ્યકતા ન હોવા છતાં તેઓ પૂર્વ પ્રમાણે જ જેલમાં આવીને હાજર થઇ ગયા હતા અને 'શયતાનસે કોઇ કિતના ભી દૂર ભાગે, મગર વહ રહતા હય દો કદમ આગે કા આગે!' એ ઉર્દુ કહેવતની સાર્થકતાનો જગતને સાક્ષાત્કાર કરાવી રહ્યા હતા. સવા ત્રણ વાગે આરોપીઓને જેલર સાહબની ઑફિસમાં બોલાવવામાં આવ્યા અને ગમનલાલે ત્યાં આવતાંની સાથે જ પોતાનું નિવેદન બૅરિસ્ટર પુરંદરેના હાથમાં આપી દીધું. બીજા બે આરોપીઓએ પોતાનાં ટુંકાં નિવેદનો બે વકીલોને આપ્યાં અને બાકીના બે

આરોપીઓએ નિવેદનો લખેલાં ન હોવાથી તે લખવાની વકીલોને જ સૂચના આપી દીધી. આરોપીઓના ધારાશાસ્ત્રીઓ હજી તો ત્યાં બેઠા જ હતા એટલામાં જેલર સાહબના ઘરમાં કામ કરતા બે કયદીઓ જેલર સાહબ, સાધનદાસ તથા ગિરિરાજદાસમાટે ચાહના ત્રણ કપ લઇ આવ્યા, એટલે જેલર સાહબે વિવેકનું પ્રહસન ભજવવાના આશયથી આરોપીઓના ધારાશાસ્ત્રીઓને સંબોધીને હસતાં હસતાં કહ્યું કેઃ–

' મહાશયો, આપના પધારવા પૂર્વે જ ચાહનો ઑર્ડર અપાઇ ગયેલો હોવાથી આપના માટે ચાહ નથી આવી તેની ક્ષમા કરશો. જો આપ ચાહ પીતા હો, તો આ ત્રણ કપને આપ જ ઇન્સાફ આપી લો. અમારા માટે બીજી વાર ચાહ મૂકાશે; કારણ કે, સાધનદાસભાઇ તથા ગિરિરાજદાસભાઇ તો અહીં સાંઝ સુધી રોકાવાના છે એટલે અમને મોડું થાય તેમ નથી. ''

" અવિનય થતો હોય તો ક્ષમા કરશો; પણ મારે સત્યના સમર્થન- માટે નિરુપાય થઇને કહેવું પડે છે કે જે યજમાનની પોતાના અતિથિ- યોને ચાહ પાવાની કિંવા અન્ય પ્રકારે સત્કારવાની ઇચ્છા હોય છે તે સભ્ય યજમાન આવા પ્રકારની પૃચ્છા કરતો જ નથી. આજના ચાહના યુગમાં ચાહ ન પીનારની સંખ્યા સેંકડે દશ ટકા જેટલી પણ ભાગ્યે જ મળી શકે તેમ છે એટલે 'જો આપ ચાહ પીતા હો, તો' એવા પ્રકારના શબ્દો ઉચ્ચારવા એ એક જાતનો ઉપહાસ છે. જો આપની અમોને ચાહ પાવાની ઇચ્છા હોત, તો અમારા આવતાંની સાથે જ આ ત્રણને બદલે છ કપ ચાહ લઇ આવવાનો ક્યારનો ય આપના કોઇ વગર પગારના કયદી નોકરને ઑર્ડર આપી દીધો હોત ! ચિન્તા નહિ. અહીં અમારો જરા ય સત્કાર નથી જ થવાનો એ વાતને અમો સારી રીતે જાણતા હોવાથી અમારો ચાહ પીવાનો ટાઇમ ચાર વાગ્યાનો હોવા છતાં અમો બે વાગે જ ચાહ પી લીધી હતી અને ત્યાર પછી જ અહીં આવવામાટે રેસિડેંટ સાહબના બંગલેથી રવાના થયા હતા એટલે હવે અમારી ચાહ પીવાની ઇચ્છા નથી. આપના આ વિવેકનાટકમાટે અમો આપનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ." કોઇનું પણ મોઢું ન રાખનાર સાચાબોલા બૅરિસ્ટર પુરંદરે મહાશયે આવી રીતે જેલર સાહબના વિનયની પોલને એકદમ ઉઘાડી નાખી.

પરંતુ બેશર્મને શર્મ ને નિર્લજ્જને લજ્જા શાની ? તે ત્રણે નિર્લજ્જ શિરોમણિઓ બૅરિસ્ટર પુરંદરેની વાતને હસવામાં જ ઉડાવી

નાખીને ચાહ પીવા મંડી ગયા. ધારાશાસ્ત્રીઓ પોતાના કાર્યને આરોપીને અને ગમનલાલને જરા દૂર લઇ જઇ અમુક સૂચના આપી દઇને ત્યાંથી રવાના થઇ ગયા. તેમના જવા પછી જેલર સાહબ બકવા લાગ્યા કે:—

"મારા દીકરાએ ચાહ પીવા આવ્યા હતા! ચાહના ત્રણ કપ કાંઇ મફત તૈયાર થાય છે! આપણા અન્નદાતા મહારાજાની નાલેસી કરનારને પાણી પાઇએ તો ય પાપ લાગે; તો પછી ચાહ પાવાની તો વાત જ ક્યાં હોય? આ મારો દીકરો બાલિષ્ટરીઓ હવે આપણી પણ નાલેસી કરવા મંડી જશે. ભલે ને ઝખ મારતો; એથી આપણું શું બગડવાનું હતું જે!!!"

* * * *

વળતે દિવસે કેસ ચાલ્યો. કોર્ટના કાર્યનો આરંભ થતાં જ બૅરિસ્ટર પુરંદરે મહાશયે કહ્યું કે: "ન્યાયમૂર્તિ, હું પ્રથમ આરોપી નંબર પહેલાનું સ્ટેટમેન્ટ વાંચી સંભળાવું છું અને ત્યાર પછી વધારામાં મારે જે કાંઇ પણ આર્ગ્યુમેન્ટ કરવાનું હશે તે કરીશ."

"ભલે વાંચો." ન્યાયાધીશ ભાવશંકરભાઇએ સંમતિ આપી.

બૅરિસ્ટરે આરોપી ગમનલાલનું નિવેદન વાંચવા માંડ્યું. તે આ પ્રમાણે હતું: "જેમનાં આત્મા, હૃદય તથા નેત્રોમાં કદાપિ અયોગ્ય વિકારનો આભાસમાત્ર પણ કોઇના જેવામાં આવી શક્યો નથી અને ઇન્દ્રિયસંયમના સંબંધમાં જેમને ભૂમંડલા રાજ્યનાં પ્રજાજનો એક પત્નીવ્રતધારી દશરથનન્દન રામચંદ્રદેવની ઉપમા (?) આપી રહ્યાં છે તે નામદાર મહારાજાધિરાજ ઇશ્વરસિંહજીના સંબંધમાં 'રહસ્યપ્રકાશ' નામક પત્રિકાના તા.....મી......ના અંકમાં અમુક એક ગૃહસ્થ યુવતી સાથે આડો સંબંધ રાખવાના, એ આડા સંબંધની પરવાનગી આપવાની ઉદારતા દર્શાવવાના બદલામાં તે સ્ત્રીના ધણીને માસિક બે હજાર રૂપિયાનો પગાર આપવાના અને અન્ય અનેક સ્થળોમાં એવા જ પ્રકારના વ્યભિચારના ગુપ્ત ખેલો ખેલવાના જે નિંદ્ય તથા ગર્હણીય આક્ષેપો જે ચર્ચાપત્રદ્વારા કરાયલા છે; તે ચર્ચાપત્ર લખનાર અમો જ છીએ અથવા તો અમોએ જ તે ચર્ચાપત્ર લખાવ્યું છે એવો જે ભયાનક આરોપ અમારા ઉપર મૂકવામાં આવ્યો છે તેના સંબંધમાં હું પોતે કાંઇ પણ જાણુતો નથી તેમ જ આ બીજા આરોપીએ પણ કાંઇ જાણતા હોય એમ પણ હું માની શકતો નથી. આ ચર્ચાપત્ર મેં પોતે લખ્યું નથી,

બીજા કોઈની પાસે લખાવ્યું પણ નથી; એ ચર્ચાપત્રનો લખનાર કોણ છે; 'રહસ્યપ્રકાશ' ના તંત્રી ઉપર એ ચર્ચાપત્ર કોણે મોકલ્યું છે અને 'રહસ્યપ્રકાશ' નો તંત્રી તથા પ્રકાશક કોણ છે ને કયાંનો નિવાસી છે ઇત્યાદિ સર્વ વિષયોથી હું અજાણ છું; સારાંશ કે, 'રહસ્યપ્રકાશ' તથા તેના લાગતાવળગતાઓ સાથે મારો કોઈ પણ પ્રકારનો સંબંધ કદાપિ હતો પણ નહિ અને છે પણ નહિ. આરોપી વૃન્દાવનદાસ સાથે તેમ જ તેમની કાંઈ પણ ધાર્મિક, સામાજિક કિંવા રાજનૈતિક પ્રવૃત્તિ અથવા પ્રવૃત્તિયો સાથે એ જ પ્રમાણે મારા કોઈ પણ પ્રકારના અંગત સંબંધ હોવાની વાર્તાનો હું સ્પષ્ટ શબ્દોમાં અસ્વીકાર કરું છું. એક પૂરાવો એવો રજૂ કરવામાં આવ્યો છે કે મેં એ વૃન્દાવનદાસ નામના આરોપી ઉપર અંગ્રેજી ભાષામાં અને જેમને 'કોડ વડર્સ' કહેવામાં આવે છે તે 'કોડ વડર્સ'-માં એક કાગળ લખ્યો હતો અને તે કાગળને કોર્ટમાં પૂરાવા તરીકે દાખલ પણ કરી દેવામાં આવ્યો છે; પરંતુ ખરી વાત એ છે કે મેં એ કાગળ લખ્યો જ નથી; એ કાગળ મારો છે જ નહિ; હું છાતી ઠોકીને હિમ્મતથી કહું છું કે એ કાગળ અક્ષરે અક્ષર જૂઠો છે, બિલ્કુલ બનાવટી છે; શયતાનના દિમાગમાંથી ઉદ્‌ભવેલી કલ્પનાનો નમૂનો છે અને 'કોડ વડર્સ' શું એ તો જેણે એ કાગળ લખ્યો અથવા લખાવ્યો હોય તે શયતાન પોતે જ જાણતો હોવો જોઈએ. એ કાગળનો જે અર્થ રજૂ કરવામાં આવ્યો છે તે અર્થ સાચો છે એમ માનવાનો કાંઈ પણ આધાર નથી; કારણ કે, એક તરફથી એમ કહેવામાં આવે છે કે એ કાગળ 'કોડ વડર્સ' માં લખાયલો છે, 'કોડ વડર્સ' ના અર્થ હમેશા જૂદા જ પ્રકારના થતા હોય છે, સી. આઈ. ડી. ઑફિસર શિવજીવનભાઈ મગજને ઠેકાણે રાખીને કહે છે કે તેઓ પોતે એ 'કોડ વડર્સ'ને જાણતા નથી, તો પછી 'કોડ વડર્સ' નો આ અર્થ કોણે કરી બતાવ્યો ? છતાં બીજી તરફથી એ 'કોડ વર્ડ્સ' નો સી. આઈ. ડી. શિવજીવનભાઈ દ્વારા જે અર્થ રજૂ કરવામાં આવ્યો છે તે અર્થ એટલો બધો અગમ તથા અસ્વીકાર્ય છે કે એ અર્થને એ કાગળના ખરા અર્થ તરીકે એ સી. આઈ. ડી. મહાશય વિના અન્ય કોઈ પણ બુદ્ધિમાન્ મનુષ્ય સ્વીકારી શકે તેમ નથી. વળી નામદાર કોર્ટે ખાસ લક્ષમાં રાખી લેવા યોગ્ય વાર્તા તો એ છે કે જેમની ઉપર મેં એ કાગળ લખ્યાની વાત કહેવામાં આવી છે તે આરોપી વૃન્દાવનદાસ ભાઈ અંગ્રેજી ભાષાની બારાખડી પણ નથી જાણતા, તો પછી 'કોડ વડર્સ' ને તો ક્યાંથી જ જાણતા હોય ? અર્થાત્ એ કાગળ આ કેસમાં બિલ્કુલ

અસંબદ્ધ ( ઇરિલેવન્ટ ) છે એમ હું ખુલ્લા શબ્દોમાં જણાવું છું અને એ કાગળને મારા લખેલા કાગળ તરીકે સ્વીકારવાની હજાર વાર ના પાડું છું. ત્રીજા આરોપી સીતાનાથ સાથે મારો કોઇ પણ પ્રકારનો સંબંધ ભૂતકાળમાં હતો પણ નહિ અને વર્તમાનકાળમાં છે પણ નહિ. એમણે પોતાના કોઇ પણ કાર્યમાં મારી મંત્રણા કદાપિ લીધી જ નથી; કારણ કે, એઓ મને ભૂમંડલાના વતની તરીકે ઓળખે છે ને હું એમને ભૂમંડલાના નિવાસી તરીકે ઓળખું છું એટલી ઓળખાણને બાદ કરવામાં આવે, તો અમારો સાધારણ રામરામ કરવા જેટલો પણ બીજો સંબંધ નથી, એટલે એમની સાથેના સંબંધનો પણ હું સાફ સાફ ઇન્કાર કરું છું. હવે હું 'લક્ષ્મીનન્દન' તથા 'ભૂમંડલાત્મજ' એ બે 'નૉમ્ ડિ પ્લૂમ્' અથવા ધારણ કરેલાં ઉપનામો કિંવા તખલ્લુસના સંબંધમાં કાંઇક ખુલાસો કરવા માગું છું.

"જો 'લક્ષ્મીનન્દન' તથા 'ભૂમંડલાત્મજ' એ બે ઉપનામોને એક જ માનવામાં આવતાં હોય, તો તેમાં કાં તો તેમ માનનારની ભયંકર ભૂલ થાય છે અને કાં તો જાણી જોઇને પોતાના અમુક આશયને સિદ્ધ કરવા-માટે એ ઉભય ઉપનામોને એકબીજાના પર્યાય તરીકે ઓળખાવવામાં આવ્યાં છે. વસ્તુતઃ એ ઉભય ઉપનામો એક બીજાથી સર્વથા ભિન્ન છે; ભિન્ન અર્થને ધરાવનારાં છે અને એ ભિન્ન ભિન્ન વ્યક્તિયોએ ધારણ કરેલાં છે એમ હું હિમ્મતથી કહી શકું છું.

"આ અભિયોગમાં કોઇ હૃદયહરલાલ નામધારિણી વ્યક્તિનાં જે પત્રો પ્રમાણ અથવા પૂરાવા તરીકે રજૂ કરવામાં આવ્યાં છે તે પત્રોનો આ અભિયોગ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ છે જ નહિ; અર્થાત્ એ પત્રો ન્યાયની દૃષ્ટિથી આ અભિયોગમાં સર્વથા અસંબદ્ધ (ઇરિલેવંટ) હોવાથી નામદાર કોર્ટે એ પત્રોને રજૂ કરવા દીધાં છે એનું જ મને તો આશ્ચર્ય થયા કરે છે. એ જ પ્રમાણે બોરડિયાભાઇનાં પત્રોને શા કારણથી રજૂ કરવામાં આવ્યાં છે એ રહસ્યને પણ મારી સામાન્ય બુદ્ધિ તો નથી જ સમજી શકતી; કારણ કે, જો વિચાર કરીને જોવામાં આવે, તો એ પત્રો પણ સંપૂર્ણ અસંબદ્ધ હોવાની વાર્તા તત્કાળ નામદાર કોર્ટના જોવા તથા જાણવામાં આવી શકે તેમ છે. જે ત્રીજો પત્રસમુદાય પ્રોસિક્યૂશન તરફથી આ કેસમાં રજૂ કરવામાં આવ્યો છે તે મુંબઇનિવાસી રા. રા. મદનલાલ શેઠનો પત્રસમુદાય છે અને તે પણ જો કે મારી પોતાની માન્યતા અનુસાર તો સોયે સો ટકા અસંબદ્ધ તથા અપ્રાસંગિક

જ છે; છતાં પણ ઘડીભર એ પત્રસમુદાયને સંબદ્ધ ( રિલેવન્ટ ) તરીકે આપણે સ્વીકારીએ લઇએ, તો પણ એ પત્રોનો સમુદાય ગગનગામિની ઘોષણા કરીને કેવળ મારી પોતાની અનન્ય ભદ્રભાવના તથા મારા હસ્તથી થયેલી આ રાજ્ય તથા આ રાજ્યના નામદાર મહારાજાશ્રીની અલ્પ સ્વલ્પ સેવાને જ સપ્રમાણ સિદ્ધ કરી રહ્યો છે; કારણ કે, આપણા વિરોધના પ્રસંગે જો બ્રિટિશ રાજ્યમાં વસતા ભૂમંડલા રાજ્યના નાગરિકો અહીં અમુક કાર્યોની તપાસ કરવામાટે આવે અને તેના પરિણામે કોઇ પણ પ્રકારનો વિક્ષોભ ઉત્પન્ન થઇ જાય એ પરિસ્થિતિને 'Prevention is better than cure' ('રોગ થયા પછી ઉપચાર કરવો તે કરતાં રોગને આવતો જ અટકાવી દેવો એ વિશેષ ઉત્તમ છે') એ ન્યાય અનુસાર અટકાવી દેવામાટે તેઓ બંધુઓને અહીં ન આવવાના નિશ્ચય પર લાવવાને હું તો રાજ્ય તથા રાજ્યકર્તાની સેવા જ પ્રમાણું છે; જો કોઇ વ્યક્તિયો મારી એ રાજસેવાને પણ રાજદ્રોહ તરીકે ઓળખાવતી હોય, તો તેમની બુદ્ધિમત્તાને અવશ્ય આપણે કોટિ કોટિ ધન્યવાદો જ આપવા જોઇએ. અસ્તુ. રાતા રંગના એન્વેલપમાંથી રજૂ કરવામાં આવેલાં એકંદર સઘળાં પત્રો, પૃષ્ઠો તથા એન્વેલપ પોતે (૨૪ એલ્ ૩૧ થી ૨૪ એલ ૪૧ પર્યન્ત) પણ જૂઠાં ઊભાં કરેલાં, બિલ્કુલ બનાવટી તથા તકંટી જ છે; કારણ કે, એ પત્રો મારી લેખિનીથી લખાયાં નથી, મેં બીજી કોઇ વ્યક્તિ દ્વારા લખાવ્યાં નથી, એમાંનાં અમુક પત્રો મને કદાપિ મળ્યાં જ નથી અને પ્રોસિક્યૂશન તર્ફથી એ વાતોને સિદ્ધ કરવામાં પણ નથી આવી. મારી ઑફિસ ભૂમંડલાનગરના એક વિશાળ રાજમાર્ગ ઉપર આવેલી હોઇને ઘણીક વાર માણસના અભાવે આખો આખો દિવસ તાળા વગરની રહ્યા કરતી હતી; એટલે કે, ઘણીક વાર હું ફકત સાંકળ ચઢાવીને જ બહાર કાર્યપ્રસંગે ચાલ્યો જતો હતો અને તેથી મારી ગેરહાજરીમાં મારી ઑફિસમાં જેની પણ આવવા જવાની ઇચ્છા હોય તે માણસ બેધડક આવી જઇ શકે એવા પ્રકારની પરિસ્થિતિ રહ્યા કરતી હતી. આવી પરિસ્થિતિમાં નંબર ૨૪ એલ્ ૩૧ થી ૨૪ એલ્ ૪૧ પર્યન્તનાં સર્વ 'એક્ઝિબિટમ્' ૨૪ થી ૩૧ સુધીના એન્વેલપમાં ભરીને જો કોઇ પણ માણસ મારી જાણ વગર મારી સાંકળના આધારે પડી રહેલી ઑફિસમાં નાખી જાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ હતું જ નહિ અને થયું છે પણ તેમ જ અને તેથી જ્યારે એ પત્રો આદિક મારી ઑફિસમાંથી હાથ લાગ્યાં ત્યારે તે ક્ષણે જ મેં સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું હતું કે આ કોઇના પ્રપંચનું પરિણામ છે અને મને જાણી જોઇને

ફસાવવામાટે આ એક પ્રકારના ષડયંત્રાત્મક કપટનાટકની જ રચના કરાયલી છે.

"હવે આપણે બીજા પૂરાવાની વાત ઉપર આવીએ. કાલિન્દીદાસ કુબ્લ્યુ રાજ, અલકશંકર પાર્વતીશંકર કૂચા, તથા ગગનલાલ વામનલાલ આદિક નામોને ધરાવનારી વ્યક્તિયો આ સંસારમાં કયાં તથા કેવી સ્થિતિમાં અસ્તિત્વ ધરાવે છે; એ વ્યક્તિયો માતાના ઉદરમાંથી જન્મેલી કોઇ ખરે-ખરી વ્યક્તિયો છે કિંવા કોઇની ફળદ્રુપ કલ્પનાસૃષ્ટિમાંથી ઉત્પન્ન થયેલી સર્વથા કાલ્પનિક વ્યક્તિયો છે એના સંબંધમાં હું નિશ્ચયાત્મક કાંઇ પણ કહી શકતો નથી; કારણ કે, એવી કોઇ વ્યક્તિયો અત્યાર સુધી મારા જાણવામાં તો નથી જ આવી; પણ મારા સાંભળવામાં આવી હોય એવું પણ મને સ્મરણ નથી. અર્થાત્ એ નામો ધરાવનારી વ્યક્તિયો જ જયાં ન હોય ત્યાં ૩૪ એમ. ૧ તેમ જ બીજાં રજૂ કરાયલાં પત્રોનો આ અભિ-યોગ સાથે કાંઇ પણ સંબંધ હોવાની વાર્તાને સંભવનીય માની જ કેમ શકાય એનો નામદાર કોર્ટે જ ન્યાયદેવતાની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવા-માટે યોગ્ય તથા નિષ્પક્ષપાત વિચાર કરવાનો છે એટલે હું કાંઇ પણ અધિક વિવેચન કરવાની આવશ્યકતા નથી માનતો.

"આપણા નામદાર મહારાજાધિરાજ શ્રી. ઇશ્વરસિંહજી બહાદુરના પોતાના ચારિત્ર્ય વિરુદ્ધ તેમ જ આ ભૂમંડલા નામક રાજસ્થાન વિરુદ્ધ કોઇ પણ પ્રકારની ચળવળ કિંવા હીલચાલ કરનારી, પ્રજાને વિક્ષુબ્ધ કરનારી કિંવા રાજદ્રોહના અગ્નિને પ્રજવલિત કરનારી એક પણ સંસ્થા ભૂમંડલા નગર તેમ જ ભૂમંડલા રાજ્યમાં કવાંય અસ્તિત્વ ધરાવતી જ નથી; એવી કોઇ પણ રાજ્યક્રાંતિકારિણી સંસ્થાના આ રાજ્યમાંના અસ્તિત્વનો હું એક વાર નહિ, પણ હજાર વાર અસ્વીકાર કરૂં છું. 'પ્રજાભકિત સમાજ' કિંવા 'ભૃત્યમંડળ' આદિક કોઇ પણ સંસ્થાનો હું કદાપિ સભ્ય હતો પણ નહિ અને છું પણ નહિ. 'તરુણસમાજ' નામક કોઇ સંસ્થા આ રાજ્યમાં હતી પણ નહિ અને છે પણ નહિ; એવી કોઇ સંસ્થાનો સભ્ય હું ભૂત-કાળમાં હતો પણ નહિ અને વર્તમાનકાળમાં છું પણ નહિ.

"એમ. એ. આબેહયાતખાન તથા દોલતખાન ટી. શેખ આદિક ગવાહો અથવા સાક્ષીઓએ જે કાંઇ પણ ગવાહી આ મુકદ્દમામાં આપી હોય તે અક્ષરે અક્ષર અસત્ય છે. આપણા નામદાર મહારાજાધિરાજ શ્રી ઇશ્વરસિંહજી બહાદુરના સ્વાગત તથા સત્કારમાટે અન્યાન્ય ગૃહસ્થો સાથે

ભક્તિભાવથી હું પણ ગજદુમંના રેલ્વે સ્ટેશન ઉપર ગયો હતો અને અન્યાન્ય ગૃહસ્થો પ્રમાણે મેં પણ મારા હસ્તથી તેઓ શ્રીમાનના કંઠમાં પુષ્પમાળા આરોપીને હસ્તમાં પુષ્પગુચ્છ આપ્યો હતો.

"મારી પોતાની એવી માન્યતા છે ખરી કે હું અંગ્રેજી તેમ જ ગુજરાતી ભાષામાં લેખો કિંવા પત્રો આદિક લખવાનું ઉત્તમ જ્ઞાન ધરાવું છું. ઇ. સ...... ના સપ્ટેંબર માસના આરંભથી જ મારી પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી હું મારા મકાનમાંથી બહાર નીકળી શકતો જ ન હોતો અને જ્યારે મારી પ્રકૃતિ કાંઇક સ્વસ્થ થઇ હતી ત્યારે સપ્ટેંબરના છેલ્લા સપ્તાહમાં હું વર્ધમાનપુરી ગયો હતો કે જેની નોંધ મારા નિત્યના નિયમને અનુસરીને મેં મારી ડાયરીમાં કરી રાખી છે. જો મારી એ ડાયરીને મંગાવાને જોવામાં આવશે તો મારા આ કથનની વાસ્તવિકતાના સંબંધમાં કોર્ટનો સંપૂર્ણ નિશ્ચય થઇ જશે.

"ટીકા કિંવા ટિપ્પણ તરીકે મારે જે કહેવાનું છે તે એટલું જ કે આ કેસમાં જે સાક્ષીઓને રજૂ કરવામાં આવ્યા છે તેમનામાંના અમુક સાક્ષીઓ આ રાજ્યની અમુક વસ્તુઓના એકસપેટા ઇજારદાર અથવા મૉનોપોલિસ્ટ હોવાથી અને મહારાજા સાથેના સંબંધમાં તેમનો હમેશનો આર્થિક લાભ સમાયલો હોવાથી મહારાજાધિરાજને પ્રસન્ન રાખવામાટે અથવા 'મહારાજાના વ્હાલા' થવામાટે તેઓ અમારી વિરુદ્ધ ગમે તેવી જૂઠી ગવાહી આપવાને તૈયાર થઇ જાય એ સર્વથા સ્વાભાવિક છે. એક બે એવા સાક્ષીઓને પણ રજૂ કરવામાં આવ્યા છે કે જેમણે પોતે નામદાર કોર્ટ સમક્ષ સ્પષ્ટ શબ્દોમાં એવી કબૂલાત આપી છે કે તેઓ ગુજરાતના નિવાસી હોવા છતાં અને પોતાની જન્મભૂમિમાં જ વસતા હોવા છતાં આ રાજ્ય તરફથી માસિક રૂપિયા અઢી અઢી સેં ને ત્રણ ત્રણ સેંના જંગી પગારો અત્યાર સુધી પણ તેમને મળ્યા કરે છે. આ પગારો તેમને તેમની કઇ નોકરી અથવા કઇ સેવાના બદલામાં આપવામાં આવે છે એનો કશો પણ ખુલાસો તેમણે નથી આપ્યો અને જ્યારે એ પ્રશ્ન ઉપર અમારા ધારાશાસ્ત્રીઓએ ભાર મૂકયો હતો ત્યારે નામદાર કોર્ટે 'એ ખુલાસો આપવાને સાક્ષીઓ બંધાયલા નથી અને તેટલામાટે આ પ્રશ્નની ચર્ચાને આટલેથી જ બંધ કરવાનું હું વ્યાજબી માનું છું;' આવું વિધાન કરીને જે પ્રશ્નનો ખુલાસો આરોપીઓના લાભમાટે અતિશય મહત્ત્વનો હતો તે ખુલાસાને બહાર આવવાના માર્ગને બંધ કરી દીધો હતો. અર્થાત્

આવા રાજ્ય સાથે ખાનગી હિતસંબંધ ધરાવનારા સાક્ષીઓના ભાડૂતી પુરાવાનાં મૂલ્ય કેવાં તથા કેટલાં અંકાવાં જોઈએ અને એમનાં વિધાનોને કેટલી સીમાપર્યન્ત મહત્ત્વ આપવું જોઈએ એનો નિર્ણય નામદાર કોર્ટે જ કરી લેવાનો છે; કારણ કે, કાયદાનાં પુસ્તકોમાં સાક્ષીઓ, ગવાહો અથવા વિટ્નેસિસ્ કેવા પ્રકારના હોવા જોઈએ અને કયા સાક્ષીઓ વિશ્વાસપાત્ર તથા કયા સાક્ષીઓ અવિશ્વાસપાત્ર હોય છે એની જે વ્યાખ્યા (ડિફિનિશન્) કરવામાં આવી છે તે વ્યાખ્યા તો આ સાક્ષીઓને હડહડતા અસત્યવાદીઓ તથા સોગંદ ઉપર ખોટી જબાની આપનાર અપરાધીઓ તરીકે જ સાબિત કરી રહી છે. છતાં પણ આ નામદાર કોર્ટ એ સાક્ષીઓને વિશ્વાસપાત્ર માની લેશે, તો વિશ્વાસપાત્ર સાક્ષીઓની વ્યાખ્યામાં પરિવર્તન કરવાની આવશ્યકતા અવશ્ય ઊભી થઈ જશે એ વાર્તા સર્વથા નિર્વિવાદ છે.

"આટલું વિસ્તૃત નિવેદન કર્યા પછી મારા માટે અંતમાં માત્ર એટલું જ બોલવાનું બાકી રહે છે કે મારી વિરુદ્ધ જે ફરિયાદ કરવામાં આવી છે તે બિલકુલ જૂઠી છે; મારા ઉપર જે આરોપો મૂકવામાં આવ્યા છે તે અક્ષરે અક્ષર બનાવટી તથા નાપાયદાર છે; મારા શિરપર મૂકાયલા આરોપોને સાબિત કરી બતાવનાર એક પણ મજબૂત પુરાવો પ્રોસિક્યૂશન તરફથી નામદાર કોર્ટ આગળ રજૂ કરવામાં નથી આવ્યો; જે સાક્ષીઓને રજૂ કરવામાં આવ્યા છે તે અસત્યવાદી તથા અવિશ્વાસપાત્ર હોઈને તેમની ઉપર જ સામો કેસ ચલાવવો જોઈએ તેવા પ્રકારના અપરાધિતુલ્ય છે અને તેથી હું સર્વથા નિરપરાધી તથા નિર્દોષ છું એમ કહેતાં મને, મારા હૃદયને કિંવા મારા આત્માને લેશમાત્ર પણ સંકોચ નથી થતો. આથી અધિક મારે બીજું શું કહેવાનું હોય? તા....

—મગનલાલ સુંદરજીભાઈ, ભૂમંડલા."

આરોપી નંબર પહેલાના આ નિવેદનને સાંભળી લઈને ન્યાયાધીશે તેના ધારાશાસ્ત્રીને પૂછ્યું કે: "મિસ્ટર પુરંદરે, આરોપીએ આ સ્ટેટમેન્ટ કોઈ એક સારામાં સારા વકીલ અથવા બૅરિસ્ટર જેટલા કૌશલ્યથી લખેલું હોવાથી અને ધારાશાસ્ત્રીના આર્ગ્યૂમેન્ટની આવશ્યકતાને ઘણે અંશે પૂરી કરી દીધેલી હોવાથી તમારે આના સંબંધમાં અધિક આર્ગ્યૂમેન્ટ કરવું પડે, એમ હું તો નથી જ માનતો."

"સ્ટેટમેન્ટ ઉત્તમ કરવામાં આવ્યું છે એ બિલકુલ ખરી વાત છે અને જો ખરું પૂછવામાં આવે તો આ સ્ટેટમેન્ટની એ ઉત્તમતા એમાં

સમાયલા સત્યવાદનું જ પરિણામ છે. છતાં પણ આરોપીના આ સ્ટેટમેન્ટને કાયદો કેટલી સીમા પર્યન્ત પુષ્ટિ આપી રહ્યો છે; પ્રોસિક્યૂશનના રજૂ કરેલા પૂરાવા કેટલી સીમા પર્યન્ત અવિશ્વાસપાત્ર તથા તિરસ્કરણીય છે અને વસ્તુત: પ્રોસિક્યૂશન તરફથી મંડાયલો આ કેસ તે ખરેખરો કેસ છે જ નહિ એ વાર્તાને સાબિત કરી બતાવવામાટે અમુક સમય તો આર્ગ્યૂમેન્ટમાં મારે લેવો જ પડશે અને મારા કથનને પુષ્ટિ આપનારાં નાનાવિધ પ્રમાણો બૉમ્બે લૉ રિપોર્ટ, કલકત્તા લૉ રિપોર્ટ, મદ્રાસ લૉ રિપોર્ટ તથા અલ્લાહબાદ લૉ રિપોર્ટ આદિક પ્રમાણ ગ્રંથોમાંથી નામદાર કોર્ટને બતાવવાં જ પડશે. પછી એ પ્રમાણોને માન્ય રાખવાં કિંવા ન રાખવાં એનો આધાર નામદાર કોર્ટની ઇચ્છા ઉપર રહેલો છે. મારા કર્તવ્યનું પાલન તો મારે કરવું જ જોઇએ.'' પુરંદરે બૅરિસ્ટરે આર્ગ્યૂમેન્ટની આવશ્યકતાનો પરિચય કરાવ્યો.

ન્યાયાધીશ ભાવશંકરભાઇએ આરોપીપક્ષના બૅરિસ્ટર પુરન્દરે મહાશયને સંબોધીને આર્ગ્યૂમેન્ટ અથવા દલીલને ટુંકાવવાની જે આડકતરી સૂચના આપી હતી તેમાં તમનો એક વિશિષ્ટ આશય સમાયલો હતો અને તે એ જ કે અમુક આરોપીઓને અમુક લાંબી મુદ્દતની શિક્ષાઓ સંભળાવી દેવાની પ્રથમથી જ મહારાજા ઇશ્વરસિંહજી તરફથી તેમને ગુપ્ત આજ્ઞા તથા સૂચનાઓ મળી ગયેલી હોવાથી અને પોતાની પદવી તથા પોતાના પગારને અબાધ્ય રાખવામાટે તેઓ પોતાના અન્નદાતાની એ આજ્ઞાને સંપૂર્ણ પાળી બતાવવાના હોવાથી એ રહસ્ય અન્ય કોઇના જાણવામાં કદાચિત્ ન પણ આવી શકયું હોય, તો પણ તેમનાથી તથા તેમના આ અભિયોગમાંના બીજા લાગતાવળગતાઓથી તો અજાણ્યું હતું જ નહિ કે: '' આરોપીઓના ધારાશાસ્ત્રીઓ ગમે તેવી મહાભારત દલીલો કરે અને પોતાના અસીલોને બિલ્કુલ નિરપરાધી સિદ્ધ કરી બતાવે, તો પણ ભૂમંડલના એ કહેવાતા ન્યાયમંદિરમાં તો અમુક આરોપીઓને અમુક મુદ્દતની લાંબી સજાઓ મળવાની જ છે અને ન્યાયદેવતાની ધોરણુસાર હત્યા થવાની જ છે!'' અર્થાત્ ન્યાયાધીશ મહાશય આ રહસ્યના સર્વથી ઉત્તમ જ્ઞાતા હોવાથી અને ન્યાયદેવતાની એ ધોરણુસર હત્યા કરી નાખવાનું કાર્ય એક વધકર્તા તરીકે તેમના હસ્તમાં જ સોંપાયલું હોવાથી જેમ બને તેમ એ કેસ વહેલો ખલાસ થઇ જાય અને તેમની માન્યતા અનુસાર વકીલો તથા બૅરીસ્ટરોનાં નકામાં ટાહેલાં સાંભળવાનો પરિશ્રમ તેમના મસ્તિષ્કને ન વેઠવો પડે તેમ જ લાંબું જજમેન્ટ લખવાની માથાકૂટ ન

કરવી પડે એટલામાટે જ આમ આડકતરી રીતે તેઓ અભિયોગને ટુંકાવવાના પ્રયાસો કરીને પોતાની બુદ્ધિમત્તા (!) નું પ્રદર્શન કરાવી રહ્યા હતા. પરંતુ સામાન્યતઃ સારાં તથા નઠારાં સર્વ રાજસ્થાનોના અને વિશેષતઃ ભૂમંડલા નામક રાજસ્થાનના સંપૂર્ણ અનુભવી બૅરિસ્ટર પુરન્દરે મહાશય રાજસ્થાનોના અધિકારીઓના આવા પ્રકારના વાક્છલથી છક્કડ ખાઇ જાય તેવા કાચા ગુરુના ચેલા ન હોવાથી અને સત્યવક્તૃત્વ તથા સ્પષ્ટવક્તૃત્વના સંબંધમાં તેમણે બહુધા સમસ્ત રાજસ્થાનોમાં પર્યાપ્ત પ્રખ્યાતિ મેળવેલી હોવાથી તેમણે ઉપર્યુક્ત સમર્પક ઉત્તર આપી દઇને પોતાના પ્રતિવાદ ( આર્ગ્યૂમેન્ટ અથવા દલીલ ) નો ઓજસ્વિની ભાષામાં તત્કાળ આરંભ કરી દીધો; કારણ કે, તેઓ રાતે બે વાગ્યા સૂધી જાગી સંપૂર્ણ તૈયાર કરીને જ ન્યાયમન્દિરમાં આવ્યા હતા અને પ્રયત્ન તો અંત પર્યન્ત કરવો જ જોઇએ એ તેમનો પ્રથમથી જ પરમ સિદ્ધાન્ત હતો.

કોર્ટનો તે દિવસનો, સાંઝ સૂધીનો, અખોય વખત બૅરિસ્ટર પુરન્દરે મહાશયે પોતાના 'એડ્રેસ'માં વીતાડી દીધો અને તેઓ કાયદાનાં મોટાં મોટાં પચાસ પોથાં કોર્ટમાં, તેમાં સ્લીપો ( કાપલીઓ ) નાખીને, ઉપડાવી લાવેલા હોવાથી પોતાના અસીલો ઉપર મૂકાયલા આરોપોને એક પછી એક બલાઢ્ય પ્રમાણો આપીને બિલ્કુલ ખોટા તથા બનાવટી આરોપો તરીકે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યા. એક વાર તો ન્યાયાધીશ મહાશય સાથે અમુક પ્રમાણોને રજૂ કરવાના સંબંધમાં કાંઇક ટપાટપી પણ થઇ ગઇ અને કોર્ટ ઊઠવાની વેળાયે તેમણે પોતાના એડ્રેસની સમાપ્તિ કરી નાખી. બીજે દિવસે બીજા વકીલોની દલીલોનો યથાનિયમ વિધિ થયો; પરંતુ બૅરિસ્ટર પુરન્દરે મહાશયે જે વિશેષ પરિશ્રમ કરવાનો હતો તે પોતાના એડ્રેસમાં કરી દીધેલો હોવાથી તે વકીલોને તો માત્ર દલીલોમાં આવશ્યક ટુંકાં પરિશિષ્ટો જ ઊમેરવાનાં હતાં એટલે તેમની દલીલો કોર્ટનો 'લંચ' નો ટાઇમ થવા પૂર્વે જ પૂરી થઇ ગઇ અને ત્યાર પછી પ્રોસિક્યૂશનના વકીલ તરફથી કેસને વધારે સારી રીતે સમજાવવાનું નાટક ભજવવામાં આવ્યું. આવી રીતે કેસની સમાપ્તિ થતાં ન્યાયાધીશ મહાશય ગાંભીર્યના અભિનયથી કહેવા લાગ્યા કે :–

"આ એક અતિશય અગત્યનો અભિયોગ હોવાથી અને સામાન્યતઃ રાજસ્થાનોમાં રાજદ્રોહના અપરાધમાટે આવા અભિયોગોને ચલાવવાને બદલે પ્રથમ વર્ગના દેશી રાજ્યકર્તાઓને પ્રાપ્ત થયેલા સ્વતંત્ર અધિકારો-દ્વારા જ રાજદ્રોહીઓને શિક્ષા આપવાની પ્રથા પ્રચલિત હોઇને ન્યાયદેવતાના

પરમ ઉપાસક નામદાર મહારાજાધિરાજ શ્રી ઇશ્વરસિંહજી બહાદુરે ન્યાયદેવતાની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવામાટે અભિયોગદ્વારા આવા અપરાધીઓના અપરાધના નિર્ણયની અત્યંત આદર્શ નવીન પ્રથાને પ્રચલિત કરેલી હોવાથી આ અભિયોગનો નિર્ણય મારે અતિશય સાવધાનતા તથા વિચારપૂર્વક લખવો પડશે અને એ નિર્ણયને લખવામાં ઓછામાં ઓછો પણ બે દિવસનો ભોગ આપવો પડશે એટલામાટે આજથી ચોથે દિવસે એટલે કે શનિવારે ઊઘડતી કોર્ટે હું મારો છેવટનો ફયસલો સંભળાવીશ એટલામાટે આરોપીઓને તે દિવસે કોર્ટમાં હાજર રાખવાનો હું જેલના અધિકારીને હુકમ ફર્માવું છું. આરોપીઓના ધારાશાસ્ત્રીઓએ પણ, જો તેમની ઇચ્છા હોય તો, કોર્ટમાં વખતસર પધારવું."

* * * * *

રાજદુર્ગવાસી ધારાશાસ્ત્રીઓ 'જેવા સડસઠ તેવા અડસઠ' એ કહેવત અનુસાર એ દિવસમાટે રાજદુર્ગ જવાનો પરિશ્રમ વેઠવાને બદલે ભૂમંડલામાં જ ધામા નાખીને બેસી રહ્યા. બીજે દિવસે રેસિડેંટ સાહબના એક અનુચરદ્વારા તેમના જાણવામાં આવ્યું કે આગલી રાતે સાધનદાસ, ગિરિરાજદાસ તથા શિવજીવન સી. આઇ. ડી. આદિક સદ્‌ગૃહસ્થો (???) ન્યાયાધીશ ભાવશંકરભાઇને ઘેર પધાર્યા હતા, ત્યાં અડધી રાત સુધી તેમનો ખાનગી વાર્તાલાપ ચાલતો રહ્યો હતો અને તેમની એ ગુપ્ત સભામાં આરોપી ગમનલાલને દશ વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસ, આરોપી વૃન્દાવનદાસ તથા આરોપી સીતાનાથને સાત સાત વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની શિક્ષા આપવાનો અને આરોપી દેવકીનન્દન તથા જૈત્રલાલને નિષ્પક્ષપાત ન્યાયનો દેખાવ કરવામાટે છોડી દેવાનો અંતિમ નિશ્ચય કરી લેવામાં આવ્યો હતો. રેસિડેંટ સાહબનો એ અનુચર ખવાસ જાતિનો એક સુશિક્ષિત તથા ઊંચા વિચારનો યુવક હતો; તેની માસીની દીકરી બહેન ન્યાયાધીશ ભાવશંકરભાઇના ઘરમાં નોકરી કરતી હતી, તે બાઇએ તેમની આ ગુપ્ત મંત્રણા સાંભળી લીધી હતી અને તેણે ઘેર આવીને એ વાત પોતાના (માસીના દીકરા) ભાઇને સંભળાવી દીધી હતી. આ વાત સાંભળીને બૅરિસ્ટર પુરન્દરેના મનમાં અચાનક એક કલ્પનાનો ઉદ્‌ભવ થતાં તેણે એક લાંબોલચક કાગળ મુંબઇના નામદાર ગવર્નર સાહબના નામે લખી નાખ્યો અને ભૂમંડલા રાજ્યમાં અમુક નિર્દોષ મનુષ્યોને છૂંદી નાખવામાટે ન્યાયનાં કેવાં ફાર્સ ભજવી બતાવવામાં આવે છે એની નોંધ રાખી લેવામાટે ન્યાયાધીશના ગૃહમાં થયેલી આ ગુપ્ત મંત્રણા

તથા આરોપીઓને જે મુદ્દતની સજાઓ અપાવાની હતી તે મુદ્દતો આદિકનો બરાબર ઉલ્લેખ કરી દીધો. એ કાગળ પોતાના જ હાથે ટાઇપ કરી તેની એક નકલ પોતાની પાસે રાખી અસલ કાગળ તેણે રજિસ્ટર્ડ કરાવીને તે જ દિવસે પૂના રવાના કરી દીધો. મહારાજા ઇશ્વરસિંહજી વિરુદ્ધ જે અગ્નિ ભભકી ઊઠ્યો હતો તેમાં યોગ્ય અવસરે કેરોસિન હોમવાનું શુભ કાર્ય આ કાગળે કેવા તથા કેટલા ઉત્તમ સ્વરૂપમાં કરી બતાવ્યું હતું એ વાર્તા આગળ ચાલતાં આપણા જાણવામાં આવવાની હોવાથી અત્યારે જ એના અધિક ઊહાપોહની આવશ્યકતા નથી. બૅરિસ્ટર પુરન્દરેને આ બુદ્ધિ પરમાત્માએ જ કોઇ એક વિશિષ્ટ ભાવિકાર્યની સિદ્ધિમાટે અચાનક સૂઝાડી દીધી હતી એવું જ અનુમાન કરી શકાય છે; કારણ કે, નહિ તો આ કાગળ લખવાનું એવું બીજું કાંઇ પણ આવશ્યક કારણ હતું જ નહિ.

* * * * *

જજમેન્ટનો દિવસ ઊગ્યો, કોર્ટનો સમય થયો અને શામિયાનો પ્રેક્ષકોથી ઊભરાઇ જતો દેખાયો. આરોપીઓ તથા ઉભય પક્ષના ધારાશાસ્ત્રીઓ યથાસમય કોર્ટમાં આવીને હાજર થઇ ગયા હતા. ન્યાયાધીશ સાહબે પોતાના લખીને તૈયાર કરેલા નિર્ણયને વાંચી સંભળાવવાના કાર્યનો ગંભીરતાથી આરંભ કરી દીધો. ન્યાયાધીશના એ જજમેન્ટમાં જે બ્રિટિશ કોર્ટમાં એક નિમેષમાત્રને માટે પણ ન ટકી શકે તેવા, બિલકુલ બનાવટી તથા ખોટા પૂરાવા પ્રોસિક્યૂશન તરફથી રજૂ કરવામાં આવ્યા હતા તે સઘળા પૂરાવાને ઉપર્યુક્ત ત્રણ આરોપીઓના સંબંધમાં ઘણા જ મજબૂત, અક્ષરે અક્ષર સાચા અને આરોપીઓ ઉપર મૂકાવેલા આરોપોને સાબિત કરી બતાવનારા પૂરાવા તરીકે ભાર મૂકીને તથા લાંબી લાંબી વ્યાખ્યાઓ કરીને સ્વીકારી લેવામાં આવ્યા હતા અને એ ત્રણ આરોપીઓના દુરાશય તથા દુર્ગુણો (???) ની જેટલી પણ કરી શકાય તેટલી નિન્દા તથા નિર્ભર્ત્સના કરવામાં આવી હતી એટલામાટે અમો એ સમસ્ત જજમેન્ટને અહીં પ્રકટ કરવાની આવશ્યકતા નથી માનતા; માત્ર એ જજમેન્ટના અંતિમ ભાગને ઉદ્ધૃત કરવાની જ આવશ્યકતા માનીએ છીએ. તે અંતિમ ભાગ આ હતો:—

"આવી રીતે આરોપી નંબર ૧ લા, ૨ જા તથા ૩ જા ઉપરના આરોપોને પ્રોસિક્યૂશને પોતાના મજબૂત પૂરાવાથી સાબિત કરી બતાવેલા

હોવાથી અને સર્વથી ભયંકર અપરાધી ૧ લા નંબરનો આરોપી હોવાથી હું એ ૧ લા નંબરના આરોપી ગમનલાલને દશ વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની શિક્ષા ફર્માવું છું અને બીજા તથા ત્રીજા નંબરના આરોપીઓ વૃન્દાવનદાસ તથા સીતાનાથને સાત સાત વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની સજા ફર્માવું છું. ચોથા તથા પાંચમા નંબરના આરોપીઓ દેવકીનન્દન તથા જૈત્રલાલ ઉપર મૂકાયલા આરોપો પુરાવાથી સંતોષદાયક સ્વરૂપમાં સાબિત થઇ શકતા ન હોવાથી; અર્થાત્ એમના હાથથી આ અપરાધો થયા એ વિષય કાંઇક સંશયાસ્પદ જણાતો હોવાથી એ બન્ને આરોપીઓને શકનો લાભ આપીને છોડી દેવાનું જ હું વ્યાજબી ધારૂં છું."

આવી રીતે જજમેન્ટ વાંચીને સંભળાવી દીધા પછી કોઇ પણ પ્રકારની અંગત ટીકા કરવાનો ન્યાયાધીશને લેશમાત્ર પણ અધિકાર ન હોવા છતાં ન્યાયાધીશ ભાવશંકરભાઇના હૃદયમાં રાજભક્તિનો કે પછી રજતભક્તિ તથા સુવર્ણભક્તિ (ચાંદી તથા સોનાની ભક્તિ)નો ભભકતો ઉભરો આવી જતાં જજમેન્ટના વાચનની સમાપ્તિની સાથે જ તેઓ બોલવા લાગ્યા કે: "આ ત્રણ અપરાધીઓના અપરાધો એટલા બધા ભયાનક છે કે અત્યારના કાયદામાં આ અપરાધમાટે મૃત્યુદંડની વ્યવસ્થા નથી કરવામાં આવી એમાટે એમણે પરમાત્માનો આભાર જ માનવો જોઇએ અને વર્તમાન ન્યાયપદ્ધતિને પણ અવશ્ય ધન્યવાદ આપવો જોઇએ; નહિ તો અત્યારે એમનામાટે અવશ્ય ફાંસીને લાકડે લટકીને મરી જવાનો અવસર જ આવીને ઊભો રહ્યો હોત. કાયદામાં અત્યારે રાજદ્રોહના અપરાધમાટે મૃત્યુદંડનું વિધાન ન હોવાથી હું આ અપરાધીઓને મોતની સજા સંભળાવવાના બંધનથી મુક્ત રહી શકયો છું; માત્ર એટલું જ નહિ, પણ ન્યાયાધીશને અપાયલી અમુક પ્રકારની સ્વતંત્રતાનો ઉપયોગ કરીને જન્મટીપ અથવા કાળાપાણીની સજા સંભળાવવાને બદલે દશ વર્ષ તથા સાત સાત વર્ષની શિક્ષા સંભળાવવાની દયાને દર્શાવી શકયો છું એમાટે મારો આત્મા પણ અત્યારે પરમાત્મા તથા અત્યારના ન્યાયનિયમનશાસ્ત્રપ્રતિ પોતાની કૃતજ્ઞતાને દર્શાવી રહ્યો છે. હજી પણ અમારા મહાદયાળુ તથા કરુણામૂર્તિ મહારાજાધિરાજ પોતાના અધિકારની રૂયે આ અપરાધીઓને ક્ષમા આપીને છોડી દેવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવતા હોવાથી જો તેઓ શ્રીમાન્‌ની દયાને મેળવીને આ અપરાધીઓ બંધનમુક્તિને મેળવી શકશે, તો તે વેળાયે સર્વથી વિશેષ આનન્દને મારો આત્મા જ અનુભવશે."

કોર્ટમાં તો કોઈ કાંઈ ન બોલ્યું; પરંતુ સર્વનાં હૃદયો અવર્ણનીય શોકથી આવૃત્ત થઈ ગયાં. તે દિવસે બહુધા ભૂમંડલાવાસી પ્રજાજનોનાં મુખમાંથી એ જ દારુણ ઉદ્દગારો નીકળવા લાગ્યા કેઃ "થઈ ચૂક્યું; હવે આ બિચારા પ્રજાહિતવાદી નિર્દોષ યુવકો આપણા મહારાજાના યમાલય-તુલ્ય કારાગૃહમાંથી છૂટીને જ્યારે જીવતા જાગતા બહાર આવે ત્યારે ખરા! આના કરતાં તો જો એમને મૃત્યુદંડ આપીને આ યંત્રણાઓથી બચાવી લેવામાં આવ્યા હોત, તો તે જ ઉત્તમ હતું !" શિક્ષા પામેલા આરોપીઓનાં ગૃહોમાં તો તેઓ જાણે મરી ગયા હોય તેવા પ્રકારનો જ કાળો કકળાટ વ્યાપી ગયો અને તેમના ઘરના ચૂલા પણ તે દિવસે શીળી સાતમ પ્રમાણે સળગ્યા વગરના રહી ગયા. આરોપીઓના ધારાશાસ્ત્રીઓએ કોર્ટ પાસેથી જજમેન્ટની સર્ટિફાઈડ કૉપી મેળવવાની અરજી કરી; પરંતુ ગમે તે કારણથી તે અરજીને નામંજૂર કરીને તેમને જજમેન્ટની નકલ પણ આપવામાં ન આવી; અર્થાત્ ઇચ્છાપૂર્વક ન્યાયદેવતાની આ બીજી હત્યા કરવામાં આવી.

---

## પ્રકરણ ૩૩ મું

## નાગાને કૂલે બાવળિયો !

### "આદત તો જાતી હય, મગર ઇલ્લત નહીં જાતી !"

મહારાજા ઇશ્વરસિંહજી પોતાના રાજપદની અવિચળતાના માર્ગમાં આવી પડેલા અથવા તો તેમણે પોતે જ પોતાનાં દુષ્કૃત્યોના યોગે પાથરી દીધેલા કાંટાને દૂર કરીને પુનરપિ પોતાના સ્વતંત્ર શાસનના માર્ગને સર્વથા નિષ્કંટક કરી લેવાના આશયથી મુંબઈથી સીમલા જવામાટે વિદાય થયા હતા એ ઘટનાનું તો અમારાં પાઠકો તથા પાઠિકાઓને સંપૂર્ણ સ્મરણ હોવું જ જોઈએ. બ્રિટિશ શાસનરૂપ યંત્ર અદ્દભુત ગતિથી ચાલતું હોવાથી મહારાજા ઇશ્વરસિંહજી મુંબઈથી જેવા ઊપડ્યા તેવા જ તેમના ઊપડવાના સમાચાર મુંબઈથી તારમાં વાઇસરાય સાહબ ઉપર મોકલાઈ ગયા હતા; એટલે તેઓ શ્રીમાન્ શ્રી ૧૦૭ સીમલામાં પધારવાના હતા એ વાર્તાને વાઇસરાય સાહબે પ્રથમથી જ જાણી લીધી હતી. મુંબઈના નામદાર ગવર્નર સાહબ તરફથી તેમની મહારાજા ઇશ્વરસિંહજી સાથેની મુલાકાત તથા વાતચીતનો રિપોર્ટ તો વળી તેથી પણ પૂર્વે યથાસમય નામદાર વાઇસરાય સાહબના હસ્તમાં પહોંચી ગયો હતો, એટલે એ શ્રીમાન્ મહારાજા જે કાર્યમાટે સીમલા આવવાના હતા તે કાર્ય નામદાર વાઇસરાય સાહબથી

અજાણ્યું ન હોતું અને તેથી મહારાજાને જે છેલ્લો જવાબ આપવાનો હતો તે પણ નામદાર વાઇસરાય સાહબે પોતાના મનમાં નક્કી કરી રાખ્યો હતો. આ વાઇસરાય સાહબ પોતાની ચાર વર્ષની કાર્યકીર્તિમાં બે વાર ભૂમંડલા રાજ્યની મુલાકાત લઇ આવ્યા હતા, રાજધાની ભૂમંડલા તથા મહારાજાના રાજમહાલયને પોતાની પધરામણીથી પવિત્ર કરી ચૂક્યા હતા અને તે ઉભય પ્રસંગોમાં ઇશ્વરસિંહજી મહારાજે તેઓ શ્રીમાન્‌ના અતિથિ તરીકેના કાર્યમાં દશ દશ લાખ રૂપિયાનો ત્રણ ત્રણ દિવસમાં ધૂમાડો કરીને પોતાની સામ્રાજ્યભક્તિ(વસ્તુતઃ સ્વાર્થરાજ્યભક્તિ)નો પર્યાપ્ત પરિચય કરાવેલો હોવાથી અને નજરાણાં તથા ભેટ સોગાદોની પણ રેલછેલ કરી દીધેલી હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ વાઇસરાય સાહબે તેમના સંબંધમાં કેટલીક વાર ઘણા જ સારા શબ્દો ઉચ્ચારેલા હોવાથી તેમ જ એકાદ બે વાર વિવેકપૂર્ણ પત્રો પણ તેમની ઉપર લખેલા હોવાથી મહારાજા ઇશ્વરસિંહજી વાઇસરાય સાહબને પોતાના મિત્રવત્‌ માનતા હતા અને તેથી તેમના હૃદયમાં એવી સંપૂર્ણ આશા હતી કેઃ "વાઇસરાય સાહબને મળીને ચાર વાતો કરતાંની સાથે અને વાઇસરાય સાહબ સાથે ચાર આંખો થતાંની સાથે જ 'જબ આંખેં ચાર હોતી હય, મુરવ્વત આહી જાતી હય' એ ન્યાયથી તેમની આંખોમાં જરૂર શર્મ આવી જશે અને અત્યારની આ બધી મુશ્કેલીઓમાંથી આપણે પાર પડી જઇશું." તેમણે વાઇસરાય સાહબનાં અનેરાં ને દેવતુલ્ય સ્વાગત કરેલાં હોવાથી તેઓ એવી આશા પણ સકારણ રાખતા હતા કેઃ "જો હું તારથી ખબર આપીશ, તો વાઇસરાય સાહબના સેક્રેટરી સાહબ તો અવશ્ય સ્ટેશન પર મને લેવામાટે આવશે અને મારો ઘણો જ સારો સત્કાર થશે." આ આશાથી દિલ્લી પહોંચીને તેમણે વાઇસરાય સાહબ ઉપર તાર પણ કરી દીધો હતો. પરંતુ સીમલા પહોંચતાં સ્ટેશન ઉપર જ્યારે વાઇસરાય સાહબના સેક્રેટરી પણ ન દેખાયા અને બીજું કોઇ પણ ન દેખાયું એટલે ત્યાં જ તેમની કેટલીક આશા તો નિરાશાના રૂપમાં પલટાઇ ગઇ; તેમણે એક નિઃશ્વાસ નાખ્યો અને હવે કોઇ પણ હોટલમાં જઇને ધામા નાખ્યા વિના બીજો ઉપાય ન હોવાથી અનિચ્છાપૂર્વક તેઓ ત્યાંથી ઇંગ્લિશ સ્ટાઇલના એક હૉટલમાં ચાલ્યા ગયા. ટુંકામાં કહેવાનું એટલું જ કે તેઓ વાઇસરાય સાહબના સેક્રેટરી સાહબને મળ્યા એટલે તેમણે "હું ઘણો જ દીલગીર છું કે મારી નાદુરુસ્ત તબીયતના કારણથી પોતે પણ સ્ટેશન પર ન આવી શક્યો તેમ જ આપના તારની વાત જ ભૂલાઇ જવાથી બીજા કોઇ ઑફિસરને

સ્ટેશન પર જવાની સૂચના સુદ્ધાં પણ ન આપી શકયો. હું આપની ક્ષમા માગું છું. માઠું ન લગાડશો. મેં કહ્યું તેમ તારની વાત બિલકુલ ભૂલાઇ ગયેલી હોવાથી નામદાર વાઇસરાય સાહેબ આપના આગમનની ઘટનાથી બિલકુલ અજાણ્યા છે. હું આજે આપના આવ્યાની વાત તેઓ નામદારને જણાવીશ અને મુલાકાતનો ટાઇમ આવતી કાલે લખી મોકલીશ. હોટલમાં સગવડ તો ઠીક છે ને?" મહારાજા જે કાંઇ સમજવાનું હતું તે આ જવાબથી સમજી ગયા; પણ વાઘનું જોર બકરાં, ઘેટાં ને શિયાળવાં આગળ ચાલે; કેસરીસિંહ આગળ વાઘનું બિચારાનું શું ગજું ? મહારાજા ભૂમંડલાની ગરીબડી પ્રજાને દબાવી શકે; પણ અહીં તો નામદાર વાઇસરાય, તત્રભવાન્ સમ્રાટ શ્રી પંચમ જયોર્જના ભારતીય રાજપ્રતિનિધિ તથા સર્વસત્તાધીશ અને તેમના સેક્રેટરી મહાશય હોવાથી તેમની સામે ઊંચી આંખ કરીને જોવાનું પણ મહારાજામાં સામર્થ્ય ન હોતું; તો પછી બોલવાનું સામર્થ્ય તો કયાંથી જ હોય વારુ ? ગરીબ બિચારા મહારાજા ચોવીસ કલાકને ટોલ્લે ચઢીને પાછા હોટલને રસ્તે પડી ગયા. બીજે દિવસે નામદાર વાઇસરાય સાહેબની તબીયત કાંઇક નરમ હોવાના સમાચાર આવ્યા; ત્રીજે દિવસે તેઓ નામદારને અવકાશ ન હોવાનો સંદેશ આવ્યો અને ઠેઠ ચોથે દિવસે એવી ચિઠ્ઠી મળી કે: "આવતી કાલે સવારમાં દશ વાગે આપ પધારજો; પરંતુ નામદાર વાઇસરાય આપને અડધા કલાકથી વધારે સમય આપી શકે તેમ ન હોવાથી જે કાંઇ કહેવાનું હોય તે બરાબર ટુંકામાં ગોઠવી આવજો અથવા તો લખીને સાથે લેતા આવજો એટલે તેનો જવાબ પછીથી તમોને મોકલી આપવામાં આવશે." આવો ઉત્તરધ્રુવપ્રદેશના હિમપાત જેવો શીતલ સત્કાર સીમલામાં થશે એવી મહારાજાના મનમાં લેશમાત્ર પણ કલ્પના ન હોતી; પરંતુ તેઓ એ તત્ત્વને ભૂલી ગયા હતા કે આવા પ્રકારના શીતલ સત્કારથી અધિક અથવા ઉષ્ણ સત્કાર મેળવવાની તેમની યોગ્યતા જ ન હોતી.

છેવટે પાંચ દિવસની તપશ્ચર્યા પછી મહારાજા ઇશ્વરસિંહજીને નામદાર વાઇસરાય સાહેબના દર્શનનો લાભ મળ્યો. ગૌરાંગ રાજપ્રતિનિધિએ પંદર મિનિટ જેટલો સમય તો આડી અવળી વાતોમાં જ કાઢી નાખ્યો અને જ્યારે મહારાજાએ પોતાની ફરિયાદને રજૂ કરવા માંડી ત્યારે તે ફરિયાદનો થોડોક ભાગ સાંભળી લઇને નામદાર વાઇસરાય સાહેબ ગંભીરતાપૂર્ણ સભ્યતાથી કહેવા લાગ્યા કે: "યૉર હાઇનેસ, આપના સંબંધમાં ઘણા જ ખરાબ રિપોર્ટો મારી પાસે આવ્યા છે; છતાં પણ હું એકતરફી ફયસલો

આપવા નથી માગતો, એટલામાટે તમારી જે કાંઇ પણ ફરિયાદ હોય તે બરાબર લખીને મારા પર મોકલી આપજો એટલે બન્ને તરફની ફરિયાદોનો વિચાર કરીને હું જે જવાબ આપવાનો હશે તે મુંબઇના ગવર્નર ઉપર મોકલી આપીશ, તેઓ તે જવાબ પોલિટિકલ એજન્ટ ઉપર રવાના કરશે અને પોલિટિકલ એજંટ તે જવાબ રેસિડંટદ્વારા તમોને પહોંચાડવાનો બંદોબસ્ત કરી દેશે. મને અત્યારે વધારે વખત મળી શકે તેમ ન હોવાથી મારી એટલી સૂચનાને સ્મરણમાં રાખી લેજો કે ગવર્નર સાહબે તમોને આપેલા ઉપદેશને ભૂલશો નહિ, અને વરિષ્ટ સામ્રાજ્યસત્તાની અધિક ઉપેક્ષા કરવાની મૂર્ખતા ન દર્શાવશો. મુંબઇમાં તમારા માણસો ઉપર જે ખૂનના આરોપનો કેસ સેશન્સકોર્ટમાં ચાલી રહ્યો છે તે કેસનો નિકાલ થઇ ગયા પછી જ આપની ફરિયાદનો જવાબ હું આપી શકીશ એટલામાટે જો જવાબ મળવામાં વિલંબ થાય તો નકામાં પત્રો લખીને મને કંટાળો ન આપશો. વારૂ, ત્યારે, ગુડબાય."

"ગુડબાય" શબ્દ સાંભળ્યા પછી મહારાજાથી એક પણ શબ્દ બોલી શકાય તેમ ન હોવાથી તેઓ પણ "ગુડબાય" શબ્દના ઉચ્ચાર સહિત હસ્તધૂનન કરીને ત્યાંથી વીલે મોઢે પાછા હોટલમાં આવી લાગ્યા અને તે જ દિવસે સીમલાથી જે પ્રથમ ટ્રેન મળી તેમાં બેસી ગયા. આ વખતે તેઓ ફર્સ્ટકલાસ પેસેન્જર હતા અને તેમના ડબ્બામાં આજે અન્ય કોઇ પેસેન્જર ન હોવાથી તેમને વિચારમાં તલ્લીન થઇ જવાનો જે અવસર જોઇતો હતો તે સ્વાભાવિક જ મળી ગયો. તેઓ આત્મગત કહેવા લાગ્યા કે:—

"વરિષ્ટ સામ્રાજ્યસત્તા સમક્ષ આજકાલના રાજાઓની સત્તા કેટલી હોય છે એનો મને બરાબર સાક્ષાત્કાર થઇ ગયો. સમસ્ત ચક્ર મારી વિરુદ્ધ ફરવા મંડી ગયું છે એટલે હવે આ લોકો મને રાજા તરીકે કાયમ રહેવા દેશે કે કેમ, એનો કશો પણ નિશ્ચય કરી શકાય તેમ નથી. ચિન્તા નહિ; અત્યાર સૂધીમાં આપણે કયાં ઓછી મોજો માણી છે! આપણું હતું શું ને જવાનું ય શું છે? દીકરા દળનારીના ને ભાગ્યની પ્રબળતાથી રાજ્યના ધણી થઇ પડયા એ કાંઇ થોડી વાત છે! જો ગાદી ઉપરથી એઓ મને ઊઠાડી મૂકશે, તો ય મારા મોભા પ્રમાણે માસિક હજારો રૂપિયાનો પગાર તો બાંધી આપશે ખરા કે નહિ? પૈસા હશે, તો ભૂમંડલામાં નહિ ને બીજા કોઇ પણ સ્થાનમાં અથવા તો બીજા કોઇ પણ દેશમાં જઇને હજી પણ આવી ને આવી મોજમજાહ ઊડાવી શકાશે. રડશે રૂવાળો ને પીટશે પીંજારો: આપણે તો મોજમજાહ કરવાને જ અવતર્યા છીએ એટલે

છેવટ સુધી મોજમજાહ જ કરતા રહીશું અને મરીશું તો ય કોઇ રસ્કે કમરના ખોળામાં માથું રાખીને તથા તેના હાથે મધુરી મદિરાના છેલ્લા ઘૂટડા ભરતા ભરતા જ મરીશું! હું પણ તો ખરો કે જો એઓ મારી ગાદી છીનવી લેવાના હોય તો રાજ્યની તીજોરીને તળિયાઝાટક કરીને જ એમના હાથમાં સોંપું અને એવી કોઇ પણ કીમતી ચીજને રાજમહાલયમાં ન રહેવા દઉં કે ભવિષ્યના રાજાને કાંઇ પણ કામની થઇ પડે! હું કીમતી ફર્નીચર સુદ્ધાંનું પણ લીલામ કરી નાખીશ. જ્યારે આમ થશે ત્યારે જ મારી ચાલાકી એમના જાણવામાં આવી શકશે. પણ અત્યારે હવે મુંબઇ જવું કે ન જવું? ત્યાં કલ્યાણીના હરણનો તથા ખૂનનો કેસ ચાલી રહ્યો છે એટલે આવા વખતમાં જો હું ત્યાં જઇશ તો વરિષ્ટ સરકારના અધિકારીઓ શંકાશીલ થઇ જશે એટલામાટે અત્યારે તો હવે ભૂમંડલા પહોંચી જવામાં અને જ્યાં સુધી રાજસત્તા મારા હાથમાં છે ત્યાં સુધી જો કોઇ સારા પૈસાદાર શિકાર હાથમાં આવી જાય તો તેમની પાસેથી જેટલાં પણ કઢાવી શકાય તેટલાં વધારે નાણાં કઢાવી લેવાના કામમાં લાગી જવામાં જ લાભ છે. લાવણ્યસિંહ, સાધનદાસ તથા ગિરિરાજદાસ જેવા મારા દલ્લાલો જીવતા છે તો જરૂર કોઇ માલદાર શિકારને પકડી જ લાવશે.”

આવા પ્રકારના નિશ્ચય પર આવીને મહારાજા ઇશ્વરસિંહજીએ પોતાના દીવાન ઉપર એવા આશયનો તાર કરી દીધો કે: “હું પરમ દિવસે મહીશાસન જંકશન ઉપર પહોંચીશ. મારા સલૂનને ત્યાં મોકલી આપો; રાજદ્રોહીઓના કેસનું શું થયું તે તરત જણાવો અને સલૂન સાથે લાવણ્યસિંહ, સાધનદાસ તથા ગિરિરાજદાસને પણ મહીશાસન મોકલો.” મહારાજાએ દિલ્લીના સ્ટેશન ઉપરથી આ તાર સાંઝે પાંચ વાગે કરેલો હોવાથી અને તેઓ આખી રાત રિટાયરિંગ રૂમમાં વીતાડીને સવારમાં સાડા આઠ વાગ્યાની રાજપૂતાના માલવા રેલ્વેની ટ્રેનમાં ઊપડવાના હોવાથી એ અર્જન્ટ તારનો રાતે સાડા આઠ વાગે તેમને એવો જવાબ મળી ગયો કે: “સલૂન આવતી કાલે રવાના કરવામાં આવશે અને લાવણ્યસિંહ, સાધનદાસ તથા ગિરિરાજદાસ પણ રવાના થશે. એક રાજદ્રોહીને દશ વર્ષની તથા બે રાજદ્રોહીઓને સાત સાત વર્ષની સજા ફર્માવી દેવામાં આવી છે; બે આરોપીઓને છોડી મૂકવામાં આવ્યા છે. વધારે હકીકત સાધનદાસભાઇ રૂબરૂ આપ નામદારને જણાવશે.” આ તારથી મહારાજાના હૃદયમાં અતિશય સંતોષ થયો; આ તાર આવ્યો ત્યારે તેઓ હોટલમાં

જમવા બેઠેલા હોવાથી તેમણે અડધી બાટલી વ્હિસ્કીનો વધારે ધાણ કાઢી નાખ્યો અને વિલાયતી ખાણાને પણ બરાબર દમ બાંધીને ઇન્સાફ આપી દીધો. પેટમાં દારૂ તથા ખોરાક સારી રીતે પડી જવાથી રિટાયરિંગ રૂમમાં તેમને ઊંઘ પણ એવી મીઠી ને ગાઢી આવી ગઇ કે રાજમહાલયની પર્યંકશય્યામાં પણ એવી ઊંઘનો આસ્વાદ તેમને ભાગ્યે જ મળતો હોવો જોઇએ. મનોરંજનમાટે માત્ર કોઇ માહપારા માશૂકા તેમની સાથે ન હોતી એટલી જ ખોટ મહારાજાને દેખાતી હતી; પરંતુ એ વસ્તુ તત્કાળ ત્યાં મળી શકે તેમ ન હોવાથી તેઓ નિરાશાદર્શક નિઃશ્વાસ નાખીને શય્યાભેળા થઇ ગયા હતા. સવારમાં છ વાગ્યામાં તેમના સેવકોએ તેમને જગાડ્યા અને તેઓ પ્રાતર્વિધિથી મુક્ત થઇ ચાહનાસ્તો લઇને આઠ વાગે પોતાના રિજર્વ્ડ કરાવેલા ફર્સ્ટક્લાસ કમ્પાર્ટમેન્ટમાં જઇને વિરાજી ગયા. બરાબર સાડા આઠ વાગે ટ્રેન ઊપડી.

* * * * *

દિલ્લીથી ઊપડેલા મહારાજા ઇશ્વરસિંહજી જ્યારે બીજે દિવસે સાંઝે છ વાગ્યાના શુમારે મહીશાસન જંક્શન પર આવી લાગ્યા ત્યારે તેમના સ્વાગતમાટે લાવણ્યસિંહ, સાધનદાસ તથા ગિરિરાજદાસ આદિક તેમના ખાંધીઆ તૈયાર ઊભા હતા; કારણ કે, તેઓ સલૂન લઇને સવારમાં દશ કે અગિયાર વાગે જ મહીશાસન જંક્શનપર આવી લાગ્યા હતા અને સલૂનને એક સાઇડીંગમાં રખાવી દેવામાં આવ્યું હતું. સલૂનમાં રાંધવા તથા ખાવા પીવા આદિકની બધી સગવડ હોવાથી મહારાજાના સામાનને સલૂનમાં જ લઇ જવામાં આવ્યો અને તેઓ પોતે પણ પોતાના ખાંધીઆઓ સહિત સલૂનમાં ચાલ્યા ગયા. સલૂનમાં આવેલા ખાસ રસોઇઆ તથા બબર્ચીએ મહારાજાશ્રીના ઑર્ડર પ્રમાણે 'ખાનું' તૈયાર કરવાના કાર્યને આરંભી દીધું, અને એક કલાકમાં જ ભૂમંડલા તર્ફ જનારી ટ્રેન ઊપડવાની હોવાથી ગિરિરાજદાસ તથા સાધનદાસ જમવામાટે મહીશાસન જંક્શનના હિન્દુહોટલમાં ચાલ્યા ગયા. તેઓ જમીને પાછા આવે ત્યાં સુધીનો સમય મહારાજા તથા લાવણ્યસિંહ આડી અવળી વાતો તથા મદિરાપાનના વ્યવસાયમાં વીતાડવા લાગ્યા. ઉસ્તાદ મહારાજાએ સીમલાની વિપરીત પરિસ્થિતિનો અંશમાત્ર પણ લાવણ્યસિંહના જાણવામાં ન આવવા દીધો અને તે એટલામાટે કે આ સંસારમાં પૂજા ઊગતા સૂર્યની જ કરવામાં આવે છે; આથમતા સૂર્યની પૂજા કરનાર ભાગ્યે જ કોઇ મળી શકે છે એટલે તેને અને સાધનદાસ તથા ગિરિરાજદાસ આદિક પોતાના બીજા બધાય લાગતા-

વળગતાઓને હાલ તરત એ પરિસ્થિતિથી અજાણ્યા રાખવામાં જ મહારાજાનો લાભ સમાયલો હતો; કારણ કે, હજી તો મહારાજા લાવણ્યસિંહ, સાધનદાસ તથા ગિરિરાજદાસ દ્વારા પોતાના રાજ્યના સાધનસંપન્ન નાગરિકો પાસેથી લાખો રૂપિયાની રકમો કઢાવવાની આશાને પોતાના હૃદયમાં સેવી રહ્યા હતા. સાધનદાસ તથા ગિરિરાજદાસ જમીને પાછા આવ્યા પછી વાત ઉપરથી વાત કાઢીને મહારાજાએ અતિશય હર્ષનો અભિનય કરીને તેમને એવો જ ભાસ કરાવ્યો કે: "આપણા કેટલાક વિરોધીઓ તથા હિતશત્રુઓએ નામદાર વાઇસરાય સાહબને આપણા વિરોધી બનાવી દેવાના પ્રયાસો કર્યા હતા; પરંતુ આપણે નામદાર વાઇસરાય સાહબના બબ્બે વારના સત્કાર તથા આતિથ્યમાં લાખો રૂપિયાનો ધૂમાડો કરી નાખેલો હોવાથી અને આપણા વૈભવથી તેમનાં નેત્રોને આંજી નાખેલાં હોવાથી તેઓ નામદાર આપણા લેશમાત્ર પણ વિરોધી નથી થયા; તેઓ આપણા સંપૂર્ણ પક્ષપાતી છે અને આપણને કાંઇ પણ ઊની આંચ આવે તેમ નથી." ટ્રેન એકાદ કલાક જેટલો પ્રવાસ કરી આવી તે વેળાયે મહારાજાનું ખાનું તૈયાર થઇ ગયું અને મહારાજા તથા લાવણ્યસિંહે સાથે જમવા બેસીને ભોજનને ન્યાય આપ્યો. ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને સિગાર ફૂંકતા ફૂંકતા મહારાજા ઇશ્વરસિંહજી પોતાના એ ત્રણે વિશ્વાસપાત્ર ખાંધીઆઓને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યા કે:—

"હું તમો ત્રણે ગૃહસ્થોને કેટલી બધી માનદૃષ્ટિથી જોઇ રહ્યો છું અને મારા હૃદયમાં તમારા પ્રતિ કેટલી તથા કેવી લાગણી વસી રહી છે એ તો તમો જાણો જ છો એટલે એ વાર્તા તમોને નવીનતાથી કહી સંભળાવવાની આવશ્યકતા હોય એમ હું પોતે તો નથી જ માનતો. આજ કાલ નાણાંની મોટી રકમની આવશ્યકતા આવીને ઉપસ્થિત થઇ ગઇ છે એ વાર્તા પણ તમારાથી અજાણી તો ન જ હોવી જોઇએ. સલૂન સાથે તમો ભાઇઓને પણ મેં અહીં બોલાવ્યા છે તે ખાસ આ બાબત વેળાસર તમોને જણાવી દેવામાટે જ. રાજ્યની તીજોરીમાં હડમાનજી હડિયું કાઢે છે એ પરિસ્થિતિને તમો સારી રીતે જાણો છો. મુંબઇમાં ચાલતા કેસમાં પણ હજી લાખ બે લાખની રકમ સહજ હોમાઇ જશે ત્યારે જ વાલિયા શૉફર વગેરેને બચાવીને આપણાથી આપણી આબરૂને બચાવી શકાશે. ટુંકામાં કહેવાનું એટલું જ કે ઓછામાં ઓછા પંદરથી વીસ લાખ રૂપિયા આઠ પંદર દિવસમાં જ આપણા હાથમાં આવી જવા જોઇએ તો જ કામ ચાલી શકે તેમ છે અને નહિ તો આપણે મોટી મુશ્કેલીમાં આવી પડીશું.

જો તમારી ઇચ્છા હોય તો કોઇ નવા ઇજારા આપો, રૈયત ઉપર તેની પાસેથી આગાઉથી વસૂલ કરી શકાય તેવા કોઇ નવા કર નાખી દો અથવા તો કોઇ પૈસાદાર બિલ્લૂઓને સપડાવીને તેમની પાસેથી નાણાંની મોટી મોટી રકમો ઓકાવવાનો પ્રયત્ન કરો; પરંતુ મને પંદરેક દિવસના કાલાવધિમાં રૂપિયા વીસ લાખની રકમ એકઠી કરી આપો. આમાંથી તમોને પણ હું સારો લાભ આપીશ અને જો તમોને બારોબાર કાંઇ પણ વિશેષ લાભ મળતો હશે તો તેમાં પણ હું આડો નહિ આવું ને તમારા લાભમાંથી કાંઇ ભાગ પણ નહિ પડાવું એની તમો ખાત્રી રાખજો. અત્યારે નાણાંની આ રકમને મેળવવામાટે તમારે જીવસટોસટના પ્રયત્નો કરવાના છે અને ધર્મ કે અધર્મ, નીતિ કે અનીતિ તથા ન્યાય કે અન્યાયનો લેશમાત્રપણ વિચાર કરવાનો નથી, આ મારા ઉપદેશને અક્ષરશઃ સ્મરણમાં રાખી લેજો અને ભૂમંડલામાં પહોંચતાંની સાથે જ ધનજીભાઇને મેળવવાના કાર્યમાં એકદમ લાગી જજો."

એક બાજૂ મહારાજા ઇશ્વરસિંહજી પોતાના ખુશામદી ખવીસ ખાંધીઆઓને આવા પ્રકારનાં આંબા આંબલીઓ બતાવી રહ્યા હતા અને બીજી બાજૂ પોતાના મનમાં એવા પ્રકારના ઘાટને પણ ઘડી રહ્યા હતા કે: "જો મારી ઇચ્છા તથા ધારણા પ્રમાણે નાણાંની રકમ ધારેલી મુદ્દતમાં નહિ આવી જાય; તો ય આ ત્રણ નિમકહરામ કૂતરાઓ પાસેથી ઓછામાં ઓછા રૂપિયા પાંચ લાખનો ડલ્લો તો જરૂર કઢાવી શકાશે; કારણ કે, આ બદમાશોએ મને પયદા કરી આપેલાં નાણાંમાંથી સારી સારી રકમોને પોતાની તીજોરીમાં પરબારી દલ્લાલી તરીકે પધરાવી દીધી; તે ઉપરાંત મારી પાસેથી ઇનામો તરીકે સારી સારી રકમો મેળવીને અને મારા નામથી પ્રજાને લૂટી લૂટીને લાખ લાખ, બબ્બે લાખ ને ત્રણ ત્રણ લાખ રૂપિયા એકઠા કરી લીધા છે; અર્થાત્ જેમની પાસે હજારો રૂપિયા પણ એકઠા ન થઇ શકે તેઓ આજે મારી મેહરબાનીથી લખાતપતિ બની બેઠા છે; તો જ્યારે અણીની વેળા અથવા કટાકટીનો વખત આવી લાગ્યો હોય, ત્યારે એમનાં નાણાંને લૂટી લેવાનો પણ મારો સંપૂર્ણ અધિકાર છે. આ બદમાશો ઊગતા સૂર્યને જ અક્ષત ચઢાવનારા હોવાથી મારી રાજસત્તાના યોગે એમનો સ્વાર્થ સધાતો રહે ત્યાં સૂધીના જ મારા મિત્ર તથા શુભેચ્છક છે; જો અત્યારે મારી રાજસત્તા મારા હાથમાંથી જતી રહે, તો આ બદમાશો મને સ્ટેશન પર વળાવવામાટે આવવા જેટલી ભલમનસાઇ પણ દેખાડે તેમ નથી, એ હું સારી રીતે જાણું છું. જો એઓ નાણાંની કાંઇ પણ

વ્યવસ્થા કરી આપે તો ઠીક છે; નહિ તો પછી એઓ પોતે મારા પંજા-માંથી છટકીને ક્યાં નાસી જવાના છે વારૂ ? એમને તો જો ધોરણુસર કોર્ટમાં કેસ ચલાવીને દશ દશ વર્ષ ચક્કી ફેરવવા માટે જેલ મહેલના મેહમાન બનાવી દેવા હોય, તો ય એમની વિરુદ્ધ એક હજાર ને એકવીસ પૂરાવા મેળવી શકાય તેમ છે અને એવા પૂરાવા ન હોય તો પણ નવા પૂરાવા ક્યાં નથી ઊભા કરી શકાતા ? એ તો સમય આવતાં જોઇ લેવાશે ને વખતના ઢોલ વખત આવતાં બરાબર વગાડી શકાશે. જો હું પદભ્રષ્ટ થઇશ, તો પણ આ બદમાશોને તો જરૂર રસ્તામાંના રઝળતા ભીખારી બનાવી જઇશ અથવા તો બરાબર જેલમાં પૂરાવી દઇશ કે જેથી એઓ મારી પદભ્રષ્ટતા પછી પણ જેલમાં લાંબા વખત સુધી આ ઇશ્વરસિંહજી બાપૂને હમેશા યાદ કરતા રહે !''

જો કે લાવણ્યસિંહને પોતાને મહારાજાએ પોતાના આ ચમત્કારનો સાક્ષાત્કાર ન હોતો કરાવ્યો ; પરંતુ સાધનદાસ તથા ગિરિરાજદાસ પાસેથી તો એક એક વાર મહારાજાએ નાણાંની સારી રકમો ઓકાવી હતી ; માત્ર એટલું જ નહિ, પણ બે પાંચ બીજા અધિકારીઓ પાસેથી પણ ઊભા ઊભ નાણાં ઓકાવ્યાં હતાં : છતાં પણ લાભના લોભથી સાધનદાસ તથા ગિરિરાજદાસ મહારાજાની નોકરીને વળગી રહ્યા હતા અને લોભ પાપનું મૂળ હોવા છતાં એ પાપના મૂળને પોતાના વિનાશમાટે પોષી રહ્યા હતા ; લાવણ્યસિંહ જેવો ચાલાક રાજપૂત પણ બીજાઓને લાગતી ઠોકરોને જોવા છતાં પોતાને સર્વથા સુરક્ષિત તથા નિર્ભય માનીને સાવધાન થઇ જવાને બદલે અસાવધાન રહેવાની મૂર્ખતાને જ દર્શાવી રહ્યો હતો એ અત્યંત આશ્ચર્યકારિણી ઘટના હતી. કદાચિત્ તેમને તેમનાં પાપો જ ભૂલાવી રહ્યાં હોય અને પરમાત્માએ આ આશ્ચર્યકારક પ્રમાદ દ્વારા જ તેમના નાશનો પ્રબંધ કરી રાખ્યો હોય, તો પરમાત્માની લીલા અગમ્ય હોવાથી એ વાર્તા સર્વથા સંભવનીય કહી શકાય. અસ્તુ.

કૌટિલ્યપરાયણ મહારાજાનાં દેખાડેલાં આંબા આંબલીથી હર્ષમાં આવી જઇને સર્વથી પ્રથમ ઊતાવળિયા સ્વભાવના રાજપૂત લાવણ્યસિંહજી-ભાઇ કહેવા લાગ્યા કે : ''વધારે નહિ, તો પણ પંદરથી વીસ દિવસમાં આપ નામદારને રૂપિયા ચારથી પાંચ લાખની રકમ તો હું એકલો જ ગમે તેમ કરીને પયદા કરી આપીશ. માત્ર દશેક હથિયારબંધ માણસો તથા બેથી ત્રણ મૉટરો મારી તહનાતમાં તૈયાર રહેવાં જોઇએ.''

"જો આટલી હિમ્મત બતાવતા હો, તો તમોને જોઇતાં સાધનો બરાબર પૂરાં પાડવામાં આવશે. આવાં સાધનોની ચિન્તા તમારે રાખવી જ નહિ." મહારાજાએ ગંભીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"અને આપ નામદારનો આ દાસ તો આપ નામદારને રૂપિયા ચારેક લાખની મિલ્કત આઠ દશ દિવસમાં મળી જાય એવી એક નવી બાજી પ્રથમથી જ રચી બેઠો છે. આપ નામદારને પૂછ્યાગાછ્યા વગર એક બિલ્લૂને ભૂમંડલામાં મેં નજરકેદ કરાવી દીધો છે. જો એ બિલ્લૂને રાજસત્તાથી દબાવવામાં આવશે, તો એનાં સ્વર્ગીય શેઠ તથા શેઠાણીની ભૂમંડલામાંની તેમ જ મુંબઇમાંની બધીયે સ્થાવર તથા જંગમ સંપત્તિ સ્ટેટના. એટલે કે આપ ધર્માવતાર (?) ના અધિકારમાં આવી જશે એ વાત સો ટચના સોના જેટલી જ ચોકસ છે." સાધનદાસ બોલ્યા.

"હું વકીલ હોવાથી અને અર્થશાસ્ત્રનો મેં ઉત્તમ અભ્યાસ કરેલો હોવાથી તત્કાળ નવા કરોનો ભાર રૈયતના માથા પર કયાં કારણોને દર્શાવીને નાખી શકાશે અને એ નવા કરો તત્કાળ કેવી રીતે વસૂલ કરી શકાશે તેમ જ કઇ કઇ વસ્તુઓના નવા ઇજારા આપી શકાય તેમ છે એનો સંપૂર્ણ વિચાર કરીને બે ત્રણ દિવસમાં જ હું મારી 'સ્કીમ' આપ નામદાર સમક્ષ રજૂ કરી દઇશ, એટલે નહિ નહિ, તો પણ બે ચાર લાખ રૂપિયા તો એ ઉપાયથી પણ આપણે પંદરેક દિવસમાં મેળવી શકીશું." મહારાજાના વ્હાલા વકીલ ગિરિરાજદાસે પોતાનો વિચાર રજૂ કર્યો.

"તમારી આ બુદ્ધિમત્તા તથા અનુકંપામાટે હું તમો ઉભય મહાશયોને ધન્યવાદ આપું છું." આ ધન્યવાદસમર્પણ સાથે ટ્રેનમાંના નિશાગત વાર્તાલાપનો અંત કરીને મહારાજાએ બગાસાં ખાઇને સૂવાની ઇચ્છા દર્શાવવા માંડી; કારણ કે, હવે વર્ધમાન જંકશન પંદરેક મિનિટમાં આવવાનું હતું.

વર્ધમાન જંકશન આવતાં લાવણ્યસિંહ, સાધનદાસ તથા ગિરિરાજદાસ પોતાના રિજર્વ્ડ કરાવેલા ફર્સ્ટક્લાસ કમ્પાર્ટમેન્ટમાં ચાલ્યા ગયા અને પોતાના બર્થ ઉપર લાંબા થઇ ગયા; કારણ કે, તેમની આંખો પણ ઘણા સમયથી ઘેરાયા કરતી હતી; પરંતુ તેમનાથી નિદ્રાધીન થવાની ઇચ્છા મહારાજા સમક્ષ વ્યક્ત કરી શકાતી ન હોતી.

સાધનદાસે જે એક બિલ્લૂને ભૂમંડલામાં નજરકેદ કરાવ્યાની વાર્તા મહારાજાને કહી હતી અને તેનાં સ્વર્ગીય શેઠ તથા શેઠાણીની ભૂમંડલા-

માંની તથા મુંબઇમાંની એકંદર રૂપિયા ચાર લાખ જેટલી સ્થાવર તથા જંગમ સંપત્તિને રાજસત્તાથી હસ્તગત કરી લેવાનો ઉપાય દર્શાવ્યો હતો તે બિલ્લૂ કોણ હતો અને તેનાં સ્વર્ગીય શેઠ તથા શેઠાણીની સ્થાવર તથા જંગમ સંપત્તિ તેના અધિકારમાં કેવી રીતે તથા કેવા સંયોગોમાં આવી ગઇ હતી એ સર્વ કથા યથાસમય પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવવાની હોવાથી અત્યારે તો આપણે જેને દીર્ઘ સમયથી હેતુપૂર્વક વિસારી દીધી છે તે આપણી પ્રસ્તુત નવલકથાની નાયિકા બાલવિધવા કલ્યાણીની સાર સંભાળ લેવામાટે તથા તેની પરિસ્થિતિને જાણવામાટે મહારાજા ઇશ્વરસિંહજી તથા તેમના ખુશામદી ખવીસ ખાંધીઆઓને ભૂમંડલાના માર્ગમાં વિચરતા છોડીને મુંબઇ પ્રતિ જ પ્રયાણ કરીશું.

---

## પ્રકરણ ૩૪ મું

## માનવજાતિ અને યુગધર્મ

કલ્યાણી તેના શરીરમાં થયેલા જખમ રૂઝાઇ જવાથી પાછી સાજી થઇને, હૉસ્પિટલમાંથી ઘેર આવી ગઇ હતી અને આયુષ્ય અવશિષ્ટ હોવાથી મૃત્યુના મુખમાં પડતી અટકી ગઇ હતી એ આનન્દદાયક સમાચાર તો આનન્દશંકરભાઇની જિવ્હાથી અમારાં પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ચૂકયા છે અને તેને મુંબઇમાંથી બળાત્કારે ઊપાડીને ભૂમંડલા પહોંચાડી દેવામાટે તેના ઉપર આક્રમણ કરનારા તેમ જ એક નિર્દોષ મનુષ્યને મારી નાખનારા બદમાશ ખૂનીઓ ઉપરનો અભિયોગ પણ બ્રિટિશ અદાલતમાં ચાલૂ થઇ ગયો હતો એ વાર્તા પણ પાઠકો તથા પાઠિકાઓથી અજ્ઞાત નથી. અહીં એ વાર્તાને પણ સ્પષ્ટ કરી દેવી જોઇએ કે કાયદા પ્રમાણે એ અભિયોગનો મુંબઇની પોલિસકોર્ટમાં ચીફ પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટ સમક્ષ આરંભ થયો હતો અને એ કેસ સેશન્સ કમિટ થવાનો તો હતો જ; પરંતુ લગભગ સઘળા જ આરોપીઓએ 'અમારે જે કાંઇ પણ કહેવાનું છે અથવા અમારો બચાવ કરવાનો છે તે સેશન્સમાં જ કહીશું અને અમારો બચાવ પણ ત્યાં જ કરીશું' આમ કહીને નીચલી કોર્ટમાં કાંઇ પણ ન કહેવાથી એ કેસને ચીફ પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટે કેવળ પ્રોસિક્યૂશનના પૂરાવા સાંભળીને વહેલો જ સેશન્સ કમિટ કરી દીધો હતો. એ કેસ સેશન્સ કોર્ટમાં પણ ચાલવા માંડયો હતો એ વાર્તાનો પ્રકાશ પણ થઇ ચૂકયો છે. અર્થાત્ એ કેસનો મુખ્ય આધાર આપણી પ્રસ્તુત

નવલકથાની નાયિકા બાલવિધવા કલ્યાણીના આત્મકથન ઉપર જ રહેલો હોવાથી અને મુંબઇ જેવા બ્રિટિશ સરકારના 'ભારતવર્ષના નેત્રરૂપ' નગરમાં આ ઘોરતમ ઘટના કેવળ કલ્યાણીના કારણથી જ ઘટેલી હોવાથી અભિયોગનો ઔપચારિક વિધિ ક્રાઉનના ધારાશાસ્ત્રી દ્વારા થઇ જવા પછી કલ્યાણીને જ સાક્ષીના પાંજરામાં બોલાવવામાં આવી હતી અને કલ્યાણીએ આરંભથી અંત પર્યન્ત એ અભિયોગ સાથે સંબંધ ધરાવનારી ઘટનાઓનો વૃત્તાન્ત એવી તો સુસંબદ્ધતા, શાંતિ તથા ગંભીરતાથી કહી સંભળાવ્યો હતો કે તેના એ વૃત્તાન્તના શ્રવણથી સેશન્સ કોર્ટના તે સમયના વિદ્વાન્ તથા નિષ્પક્ષપાત ન્યાયમૂર્તિ (જસ્ટિસ)ના હૃદયમાં અતિશય સંતોષ થયો હતો. જે ન્યાયમૂર્તિનાં શિરપર આ અભિયોગને ચલાવવાનો ભાર આવી પડ્યો હતો તે ન્યાયમૂર્તિ યૂરોપીયન (અંગ્રેજ) હોઇને તેમની પ્રકૃતિ અતિશય ગંભીર હોવાથી તેમ જ નિષ્પક્ષપાતિતાના સંબંધમાં તેમની અતિશય ખ્યાતિ હોવાથી તેમના હસ્તથી આ અભિયોગમાં કોઇ પણ આરોપીને લેશમાત્ર પણ અન્યાય મળવાનો સંભવ હતો જ નહિ. આ કેસમાં સરકાર તરફથી જે થોકબંધ પૂરાવા રજૂ કરવામાં આવ્યા હતા તેમાંના એંસી ટકા જેટલા પરિમાણના પૂરાવા એ જ વાર્તાને કોઇ પણ પ્રકારની શંકા વિના સિદ્ધ કરી બતાવનારા હતા કે: ભૂમંડળાના મહારાજા ઇશ્વરસિંહજીની ઇચ્છા તથા આજ્ઞાથી જ ભૂમંડલા રાજ્યના આ કેસમાંના આરોપી અમલદારો બાલવિધવા કલ્યાણીને મુંબઇમાંથી ગમે તે જોખમ વેઠીને પણ ઊપાડી જવામાટે મુંબઇમાં આવીને રહ્યા હતા; આ કાર્યમાટે નાણાંની જેટલી પણ રકમો જોઇએ તેટલી રકમો મહારાજા ઇશ્વરસિંહજી પાસેથી જ તેમને એક કે બીજી રીતે મળ્યા કરતી હતી; મહારાજા ઇશ્વરસિંહજી સાથે તેમનો આ ઘટના સાથે સંબંધ ધરાવનારો પત્રવ્યવહાર તથા તારવ્યવહાર અખંડ ચાલ્યા કરતો હતો; મુંબઇમાં આવ્યા પછી બાલવિધવા કલ્યાણી તથા તેના આશ્રયદાતા આનન્દશંકરભાઇ એમ. એલ. સી. ઉપર ધમકીના કાગળો તેમણે જ લખ્યા હતા કે જે કાગળો આનન્દશંકરભાઇએ તે જ વેળાયે મુંબઇના પોલિસ કમીશનર સાહબ ઉપર મોકલેલા હોવાથી પોલિસ કમીશનર દ્વારા કોર્ટમાં રજૂ થઇ ગયા હતા; છેવટે જો કોઇનાં ખૂન કરવાં પડે તો ખૂન કરીને પણ બાલવિધવા કલ્યાણીને મુંબઇમાંથી ઊપાડી જવામાટે ભૂમંડલાના અમલદાર આરોપીઓએ મુંબઇના મવાલી આરોપીઓની મદદનું સાટું કર્યું હતું એ વાર્તા તેમણે પેલા બે પઠાણોને કરી આપેલા દસ્તાવેજથી

જ કોર્ટમાં સાબિત થઇ ગઇ હતી; કારણ કે, તેમનામાંના એક પઠાણે ગુનાહની માફી મેળવવાની શરતથી 'કિંગ્સ એવિડન્સ' થઇને તે દસ્તાવેજને સેશન્સ કોર્ટમાં રજૂ કરી દીધો હતો. મહારાજા ઇશ્વરસિંહજીએ મુંબઇમાં મોટી કીમતનું ઝવેરાત વેચીને તેમાંથી નાણાંની સારી જેવી રકમ આરોપીઓના બચાવના ખર્ચમાટે આપી હતી એ વાર્તા સૌભાગ્યચંદ્ર ઝવેરીના ચોપડામાંના મહારાજા ઇશ્વરસિંહજીના નામના ખાતાથી સાબિત કરવામાં આવી હતી; કારણ કે, સૌભાગ્યચંદ્રે એ વાર્તા આનન્દશંકરભાઇને જણાવી હતી એ તો આપણે જાણીએ જ છીએ; અર્થાત્ આનન્દશંકરભાઇએ એ બાબતનો રિપોર્ટ પોલિસ કમીશનરને પહોંચાડી દીધો હતો અને તેથી પોલિસે સર્ચ વૉરંટ મેળવીને સૌભાગ્યચંદ્ર ઝવેરીના ચોપડા કબ્જે કરી સૌભાગ્યચંદ્રને સાક્ષી તરીકે કોર્ટમાં બોલાવ્યો હતો. મહારાજા ઇશ્વરસિંહજી સાથેના આવા સંબંધથી સૌભાગ્યચંદ્રને વારંવાર હજારો તથા લાખો રૂપિયાનો લાભ થતો હોવાથી જો ચોપડા સરકારના હાથમાં ન ગયા હોત, તો વ્યાપારી પોતાના લાભ અથવા સ્વાર્થની સર્વથી પ્રથમ તથા વિશેષ ચિન્તા રાખનાર એક અદ્ભુત સ્વાર્થપરાયણ પ્રાણી હોવાથી તે મહારાજા વિરુદ્ધ કદાપિ સાક્ષી ન જ આપત; પરંતુ ચોપડામાં મહારાજા સાથે થયેલી લેવડ દેવડનો વિગતવાર હિસાબ લખાયલો હોવાથી અને હવે જો તે મહારાજાને બચાવવાનો પ્રયત્ન કરતાં અસત્ય બોલી જાય, તો તે અસત્યવાદના પરિણામે તેના પોતાના શિરપર નવીન સંકટ આવી પડવાનો સંપૂર્ણ સંભવ હોવાથી અનિચ્છાપૂર્વક કોર્ટમાં તેને સાચેસાચી હકીકત જણાવવી પડી હતી અને ક્રાઉન તરફના કાઉન્સેલે ઉલટપાલટ તપાસમાં તેના મોઢેથી મહારાજાનાં દુરાચારો તથા ઉડાઉપણાની બીજી પણ ઘણી જાણવા યોગ્ય વાતો કઢાવી લીધી હતી. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે જે વેળાયે સીમલાની સફર કરીને મહારાજાધિરાજ હાલ તરત સહીસલામત પાછા ફરી ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે નવીન પાપોના આરંભમાટે પોતાની રાજધાનીની દિશામાં પ્રયાણ કરી રહ્યા હતા તે વેળાયે મુંબઇમાં એક પ્રકારની અદ્ભુત આતુરતાને ઉત્પન્ન કરી દેનાર 'કલ્યાણીહરણ કેસ'ના પ્રોસિક્યૂશન તરફના સઘળા પૂરાવા કોર્ટમાં રજૂ થઇ ગયા હતા અને હવે ડિફેન્સ (બચાવપક્ષ)ના પૂરાવા કોર્ટમાં રજૂ થવાના હતા.

આ કેસથી મહારાજાને અન્ય કાંઇ લાભ ન થયો હોય, તો પણ એટલો લાભ તો અવશ્ય થયો હતો કે સારા ય હિન્દુસ્થાનનાં નાનાં મોટાં

નગરોમાં પ્રકટ થતા અંગ્રેજી ભાષા તથા પ્રચલિત દેશી ભાષાનાં સર્વ વર્તમાનપત્રોમાં–દૈનિક, અર્ધસાપ્તાહિક, સાપ્તાહિક, પાક્ષિક તથા માસિક પત્ર આદિક સર્વ સામયિક પત્રોમાં–આ કેસના ટુંકા તથા લાંબા રિપોર્ટો પ્રકટ થતા હોવાથી; તેમાં મહારાજા ઇશ્વરસિંહજીના વિલક્ષણ જીવનની આગલી પાછલી હકીકતો પણ સંપૂર્ણ પરિમાણમાં આવતી હોવાથી અને મહારાજાશ્રીના વિલાયતમાં તથા હિન્દુસ્થાનમાં પડાવેલા જૂદા જૂદા પોઝી-શનના ફોટોગ્રાફો–એકલાના તેમ જ કેટલીક અજ્ઞાત સ્ત્રીઓ સાથેના ફોટો-ગ્રાફો–પણ વારંવાર છપાતા હોવાથી અને કેટલીક આડકતરી કટાક્ષમયી ટીકાઓ પણ થયા કરતી હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ હિન્દુસ્થા-નનાં એ સામયિક પત્રોનો પડઘો ગ્રેટબ્રિટનનાં તેમ જ યૂરોપના બીજા દેશો તથા અમેરિકાનાં છાપાંમાં પણ પડવા માંડેલો હોવાથી શ્રી ભૂમંડ-લાપતિ અખંડપ્રૌઢપ્રતાપ ગોબ્રાહ્મણપ્રતિપાલ મહારાજાધિરાજ (!) શ્રી ઇશ્વરસિંહજી સવાઇ બહાદુર એક 'નોટોરિયસ ઓરીયન્ટલ કિંગ' તરીકે આજકાલના સમસ્ત સભ્ય દેશોમાં જાણીતા થઇ શકયા હતા; લંડનની પાર્લામેન્ટમાં પણ કેટલાક મેમ્બરોએ તેઓ શ્રીમાનના સંબંધમાં કેટલાક વિલક્ષણ પ્રશ્નો પૂછ્યા હતા અને હિન્દુસ્થાનનાં વર્તમાનપત્રોનાં વેચાણ એ વેળાયે ઘણાં જ વધી ગયેલાં હોવાથી હિન્દુસ્થાનના વર્તમાનપત્રકારો તેમને લાભદાયક થઇ પડનારી આવી ભયાનક ઘટનાને જન્મ આપવા-માટે પોતાનાં પત્રોમાં તેમના દુષ્કૃત્યોની નિંદા કરવા છતાં પોતાના હૃદયમાં તો તેમને સહસ્રાવધિ ધન્યવાદો સમર્પીને તેમની પ્રશંસા જ કર્યા કરતા હતા; કારણ કે, વર્તમાનપત્રકારોને તો જ્યારે આવી ઘટનાઓ ઘટે છે અને પ્રજાની એ ઘટનાઓના વૃત્તાન્તોને વાંચવાની આતુરતા અતિશય વધી જાય છે ત્યારે જ ખીસાંને તર કરવાના અનેરા અવસરનો સાક્ષાત્કાર થઇ શકે છે. ઘણીક વાર આવા પ્રસંગોની ઉપસ્થિતિના સમયમાં અમુક પ્રકારના વર્તમાનપત્રકારો અન્ય પ્રકારે પણ સારામાં સારા લાભને મેળવી શકે છે અને તે પ્રકાર આવા પ્રસંગે મહારાજા ઇશ્વરસિંહજી જેવા નમૂનેદાર રાજા મહારાજા અથવા ધનાઢ્ય ગૃહસ્થોની વકીલાત કરવાનો હોય છે. અર્થાત્ જ્યારે નેવૂથી પંચાણુ ટકા જેટલા વર્તમાનપત્રકારો આવા રાજા મહા-રાજાઓ અથવા ધનાઢ્ય ગૃહસ્થોનાં કાળાં કર્મોને પ્રકાશિત કરીને પોતાનાં પત્રોના વેચાણને વધારી દે છે ત્યારે પાંચથી દશ ટકા જેટલા વર્તમાન-પત્રકારો પ્રજાની નિષ્પક્ષપાત તથા હિતવર્ધિની સેવા કરવાના પોતાના પવિત્ર ધર્મ તથા પોતાની પવિત્ર નીતિને સર્વથા તિલાંજલિ સમર્પી દઇને

આવા પ્રસંગે આવા પ્રકારના રાજા મહારાજાઓ પાસે પહોંચી જાય છે; ડાક બંગલા, ગેસ્ટ હાઉસ અથવા દરબારી ઊતારામાં ધામા નાખીને મહારાજાની મેહમાનીને માણતા રહે છે, મોટરોમાં ફરતા રહે છે, મહારાજાની મુલાકાતો લેતા રહે છે અને મહારાજાઓ પાસેથી હજારો રૂપિયાની રકમો કઢાવીને કાં તો પોતાને 'ન્યૂટ્રલ' બનાવીને મૌનનું અવલંબન કરી લે છે અને કાં તો આવા રાક્ષસોપમ રાજાઓની પોતાનાં પત્રોમાં સર્વથા કાલ્પનિક પ્રશસ્તિયો લખીને પોતાનાં ધર્મ, નીતિ, પ્રતિષ્ઠા તથા સ્વતંત્રતા આદિકનું ધોળે દિવસે ને ભરે બજારે જાહેર લીલામથી વેચાણ કરવાને એકદમ કમર કસીને તૈયાર થઇ જાય છે. આ ઉલ્લેખ અહીં એટલામાટે કરવો પડયો છે કે જ્યારે સમસ્ત વિશ્વનાં પંચાણૂ ટકા જેટલાં વર્તમાનપત્રકારો પોતાનાં પત્રોમાં મહારાજા ઇશ્વરસિંહજીના આરંભથી અત્યાર સૂધીના પાપપૂર્ણ, ઘૃણાસ્પદ તથા મલિન જીવનની વાસ્તવિક નિન્દા જ કરી રહ્યા હતા ત્યારે હિન્દુસ્થાનમાં તથા ગ્રેટબ્રિટનમાં મહારાજા ઇશ્વરસિંહજીના કલ્દારથી ખરીદાયલા 'જરખરીદ' ચાર પાંચ અંગ્રેજ તથા દેશી વર્તમાનપત્રકારો મહારાજાની બીક લઇને ધૂમધડાકે પોતાનાં પત્રોમાં મહારાજા ઇશ્વરસિંહજીને એક દેવતુલ્ય ધર્માવતાર રાજા તરીકે ઓળખાવી રહ્યા હતા અને તેમની અક્ષરે અક્ષર ખોટી તથા બનાવટી પ્રશંસાઓમાં પોતાનાં પત્રોના પાંચ પાંચ ને દશ દશ કૉલમોનો સામટો કચ્ચરઘાણ કરી રહ્યા હતા; કારણ કે, કલ્દાર નામક શયતાન તેમનાં માથા પર સવાર થઇ ગયો હતો અને તે જ તેમને અસત્ય, અધર્મ તથા અનીતિના માર્ગમાં વેગપૂર્વક આવી રીતે અગ્રેસર કરી રહ્યો હતો. તે શયતાનના હાથમાં વેચાયલા આત્માઓ નિત્ય પોતાની લેખિનીને અસત્યવાદથી ભ્રષ્ટ કર્યા કરતા હતા; માત્ર એટલું જ નહિ, પણ એવા વર્તમાનપત્રકારોમાંના અચલધર નામક એક વેચાયલા હિન્દુ વર્તમાનપત્રકારે તો ભૂમંડલાના ભૂપાલના આદરાતિથ્યના આસ્વાદને ચાખી આવ્યા પછી દેવમંદિરોના કઠીયટ્ટાઓ પ્રમાણે જૂદાં જૂદાં બે ત્રણ વર્તમાનપત્રોમાં મહારાજા ઇશ્વરસિંહજીને દેવકોટિમાં પ્રતિષ્ઠિત કરવામાટે પવિત્રચરિત્રા તથા નિષ્કલંક બાલવિધવા કલ્યાણીના ચારિત્ર્યના સંબંધમાં એવા તો મલિન તથા ઘૃણાસ્પદ આક્ષેપો કરવા માંડયા હતા કે જે આક્ષેપોની કશી સીમા જ ન હોતી. એ અચલધર ભૂમંડલા રાજ્યનો નિવાસી હોઇને બાલ્યકાલમાં વ્યવસાયના કારણથી પંજાબમાં વસતા તેના પિતા સાથે પંજાબમાં ઊછરીને મોટો થયો હતો અને પંજાબમાં જ શિક્ષણ લઇને તેણે પંજાબ યુનિવર્સિટીની

એમ. એ. ની ડિગ્રી મેળવી હતી. તેનો પિતા ત્યારપછી વ્યાપારમાં ખોટ જવાથી વ્યાપારને વીંટી નાખીને જન્મભૂમિમાં આવીને રહ્યો હતો અને અચલધર ત્યાંથી મુંબઇ આવીને પ્રથમ એક દૈનિક વર્તમાનપત્રના કાર્યાલયમાં રિપોર્ટર, ઉપતંત્રી તથા તંત્રી તરીકે કાર્ય કરીને પોતાના એક અર્ધસાપ્તાહિક વર્તમાનપત્રને આજે પાંચેક વર્ષથી પ્રકટ કરવા લાગ્યો હતો. તે પોતે પોતાને એક મહાસુધારક તરીકે માનતો તથા ઓળખાવતો હોવાથી તેણે પોતાના પત્રનું નામ 'સુધારક' (રિફૉર્મર) રાખ્યું હતું; પરંતુ તેના પત્રની કોઇ પણ પ્રકારની એક વિશિષ્ટ દૃઢ નીતિ (પોલિસી) ન હોવાથી કોઇ પણ વર્ગમાં તેના પત્રનો થવો જોઇએ તેવો સત્કાર તથા પ્રચાર થઇ શકયો ન હોતો અને તેથી તેનાં સ્થાયી ગ્રાહકોની સંખ્યા અઢીસેંથી આગળ વધવાના ભાગ્યને જો પ્રાપ્ત ન કરી શકી હોય તો તે પરિણામ સર્વથા સ્વાભાવિક હતું. અસ્તુ.

આજે રવિવારનો દિવસ હતો અને આનન્દશંકરભાઇને સાંઝ સુધી ક્યાંય બહાર જવાનું ન હોતું એટલે સવારમાં આઠ સાડા આઠ વાગ્યાના શુમારે તેઓ કલ્યાણી, તેના ભાઇ તથા તેની માતા સાથે કલ્યાણીહરણના અભિયોગના સંબંધમાં નીરાંતે વાર્તાલાપ કરતા બેઠા હતા. તેમનાં પોતાનાં સ્ત્રી, પુત્ર તથા પુત્રી આદિક પારિવારિક જનો પણ ત્યાં વિદ્યમાન હતાં અને વસન્તકુમારી પણ વિરાજેલી હતી. પ્રતાપસિંહના આજે કેટલાક દિવસથી કોઇ પણ પ્રકારના સમાચાર આવેલા ન હોવાથી વચ્ચે કાંઇક એ વિષયની ચર્ચા પણ નીકળી અને વસન્તકુમારી પોતાના શોકને વ્યકત કરવા લાગી ગઇ. એટલામાં આનન્દશંકર ભાઇનો ઘાટી 'સુધારક' પત્રનો છેલ્લો અંક લઇને આવી લાગ્યો અને દીવાનખાનામાં ટીપાઇ પર તે અંકને રાખીને પાછો ચાલતો થઇ ગયો. આનન્દશંકરભાઇ એ પત્રના ગ્રાહક ન હોવા છતાં પણ એ પત્ર તેમના પર એટલામાટે ફ્રી અથવા 'કૉમ્પ્લીમેન્ટરી' મોકલવામાં આવતું હતું કે એ પત્રમાં તેમના પોતાના સંબંધમાં તેમ જ તેમના ગૃહમાં વસતી કલ્યાણીના સંબંધમાં બીભત્સ આક્ષેપો જ્યારે ને ત્યારે આવ્યા કરતા હોવાથી તે આક્ષેપો તેમના વાંચવામાં આવતા રહે અને તેથી તેઓ મનમાં ને મનમાં બળતા રહે. અર્થાત્ 'સુધારક' ની ફ્રી અથવા કૉમ્પ્લીમેન્ટરી કૉપી મોકલવાની ઉદારતા આ બે ભદ્ર વ્યક્તિઓને કેવળ માનસિક યંત્રણા આપવાના અધમ આશયથી જ દર્શાવવામાં આવતી હતી. કદાચિત્ એ મહારાજા ઇશ્વરસિંહજીએ અચલધરને આપેલી કોઇ ગુપ્ત સૂચના અથવા આજ્ઞાનું પરિણામ પણ હોઇ શકે. આનન્દશંકર-

ભાઈ પણ એ પત્રના સર્વ અંકોને બરાબર વાંચીને ફાઇલમાં સંભાળી રાખતા હતા. આજના અંકમાં આપણી કથાનાયિકા બાલવિધવા કલ્યાણીના ચારિત્ર્યના સંબંધમાં એક અત્યંત બીભત્સ તથા ધૃણાજનક અગ્રલેખ લખાયલો હોવાથી અને તેમાં આનન્દશંકરભાઇ ઉપર પણ કોઇ પણ સંયોગોમાં કોઇના પણ માનવામાં ન આવી શકે તેવા મહાભયાનક આરોપો મૂકવામાં આવેલા હોવાથી એ અગ્રલેખ વાંચતાની સાથે જ આનન્દશંકર ભાઇનો આત્મા સંતપ્ત થઇ ગયો અને તેમના શાંત હૃદયમાં કોપનો ભયાનક અગ્નિ પ્રજળી ઊઠયો. અચલધરની કલંકિતા લેખિનીથી લખાયલો તે હડહડતાં જૂઠાણાંથી ઓતપ્રોત ભરેલો લેખ આ હતો:–

"કલ્યાણીના કુકર્મોની કથા અથવા સતી કે સદાસૌભાગ્યવતી ?: અત્યારે કલ્યાણી હરણનો જે કેસ ફક્ત મુંબઇની પ્રજાનું જ નહિ; પણ સારા ય હિન્દુસ્થાનની પ્રજા તેમ જ યૂરોપની પ્રજાનું પણ લક્ષ ખેંચી રહ્યો છે અને જે કલ્યાણીએ ભૂમંડલાના નામદાર મહારાજા શ્રી ઇશ્વરસિંહજી બહાદુરના સંબંધમાં અનેક પ્રકારના ગંદા આક્ષેપો કરીને સાધારણ મનુષ્યનાં હૃદયોને ચોંકાવી તથા હચમચાવી દેનારી હકીકતો રજૂ કરી લોકોની દૃષ્ટિમાં મહારાજાને પિશાચ તથા પોતાને એક મહાસતીશિરોમણી તરીકે દેખાડવાના પ્રયત્નો કરેલા છે તે કહેવાતી અથવા મનાતી સતીશિરોમણી કલ્યાણીના સંબંધમાં જે કેટલીક ચમકાવી દેનારી હકીકતો બહાર આવી છે ને આવતી જાય છે તેથી એ વાર્તા નિઃસંશય સિદ્ધ થઇ જાય છે કે આ વિશ્વમાં કેવળ દંભનો જ અધિકાર વ્યાપી રહ્યો છે. ગમે તેવા જોખમની ચિન્તા કે ફિકર ન રાખીને જે સત્ય વાર્તા હોય તેને જનકલ્યાણમાટે પ્રકટ કરી દેવાના પત્રકારના પવિત્ર કર્તવ્યને અનુસરીને કલ્યાણીના દંભનો એ ભયાનક વૃત્તાન્ત અમો આજે પ્રજાને સંભળાવીને અમારા કર્તવ્યનું પાલન કરી બતાવીએ છીએ. એ વૃત્તાન્તના પ્રકાશનથી મહાપવિત્ર મનાતા આનન્દશંકરભાઇ એમ. એલ. સી. જેવા સદ્‌ગૃહસ્થ (?) નાં કારસ્થાનો પણ ખુલ્લાં પડી જતાં હોવાથી કદાચિત્ અમારાપર ડેફેમેશનનો કેસ થઇ જાય એવો સોયે સો ટકા સંભવ છે; છતાં અમો તેની જરા ય પરવા નથી રાખતા; કારણ કે, અમારી પાસે એ વૃત્તાન્તની વાસ્તવિકતાને ન્યાયમંદિરમાં સિદ્ધ કરી બતાવનારા અનેક પુરાવા તૈયાર હોવાથી જો એવો જ અવસર આવી લાગશે, તો અમો બધા ય પુરાવા ન્યાયમંદિરમાં રજૂ કરી દઇશું અને તેમ છતાં પણ કાયદો શિક્ષા

કરાવશે તો તેને દેશોદ્ધારક મહાત્મા ગાંધીજીના ઉપદેશ અનુસાર શાંતિથી સહન કરી લઇશું.

"કલ્યાણી કહે છે કે મહારાજા ઇશ્વરસિંહજી કોઇ પણ પ્રકારે તેની પવિત્રતાના દુર્ગને ભેદી નાખવાના દૃઢ નિશ્ચયપર આવી લાગેલા હોવાથી તેણે તથા તેનાં કૌટુંબિક જનોએ ભૂમંડલામાંથી પલાયન કર્યું હતું; મહારાજાએ રેલ્વે સ્ટેશન ઉપરથી તેને સ્કૂલની હેડમિસ્ટ્રેસ મિસ ઇસાબેલાની સહાયતાથી ઉપાડી જઇને વૈજનાથના ખંડિયેરમાં કયદ કરી રાખી હતી; ત્યાંથી પ્રતાપસિંહ નામક એક મોટર ક્લીનરની સહાયતાથી તેના ભાઇએ તેને છોડવી હતી અને ત્યાર પછી તેઓ મુંબઇ આવ્યાં હતાં કે જ્યાંથી તેને બળાત્કારે ઉપાડી જવાના મહારાજાના પ્રયત્નો ચાલૂ જ હતા અને મહારાજાના એ પ્રયત્નોની સફળતામાટે જ આ માનવહત્યાકાંડ ઉભો થઇ ગયો હતો, ઇત્યાદિ. પણ હવે એવી હકીકત બહાર આવી છે કે કલ્યાણી જ્યારે ભૂમંડલાની ગર્લ્સ સ્કૂલમાં અભ્યાસ કરતી હતી ત્યારે જ તેની ચાલ ચલગત સારી ન હોવાથી હેડમિસ્ટ્રેસ મિસ ઇસાબેલા વારંવાર તેને તેના વર્તનને સુધારવાની ચેતવણી આપ્યા કરતી હતી; પણ છકીની વંઠેલી એ બ્રાહ્મણી બાલવિધવાનો હરામચસકો કોઇ પણ રીતે ઓછો થતો જ ન હોતો. અંતે દુષ્કર્મના પરિણામે એ કહેવાતાં સતીશિરોમણી બાઇ શ્રી કલ્યાણીબાઇ સગર્ભા થઇ જતાં ગર્ભપાત કરીને ગર્ભના પાપથી મુક્ત થવામાટે તથા ભૂમંડલામાં પોતાની પ્રતિષ્ઠાને અવિચલ રાખવામાટે ભૂમંડલાને ત્યજીને પોતાનાં કૌટુંબિક જનો સાથે મુંબઇમાં પધાર્યાં હતાં. તેનો ભાઇ તથા તેની માતા ને ભોજાઇ આદિક તેની દલ્લાલી કરનારાં હોવાથી તેના ગર્ભપાતના કાર્યમાં તેને સહાયતા આપી રહ્યાં હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ હતું જ નહિ. પ્રતાપસિંહ તથા અત્યારે જેને શુદ્ધ કરીને નૂરીમાંથી વસન્તકુમારી બનાવી દેવામાં આવી છે તે એક સમયની દુરાચારિણી તથા ધર્મભ્રષ્ટા નૂરી કલ્યાણીના પાપકર્મનાં સાથી થઇને તેની સાથે મુંબઇમાં આવ્યાં હતાં તેનું કારણ એ હતું કે પ્રતાપસિંહ કલ્યાણી સાથે ઘણા વખતથી આડો સંબંધ ધરાવતો હતો અને નૂરીનો પણ એ પ્રતાપ ક્લીનર સાથે આડો વ્યવહાર હતો. આવા દુરાચારીઓના મંડળને ઑનરેબલ આનંદશંકરભાઇ જેવા એક સદ્ગૃહસ્થે મુંબઇમાં પોતાના બંગલામાં આદરપૂર્વક આશ્રય આપ્યો હતો તેનું ખાસ કારણ એ હતું કે કલ્યાણી ઉપર પ્રથમથી જ, તેમની કાંઇક ખોટીમીઠી નજર હોવાથી એક તો કલ્યાણીને આશ્રય આપવાથી તેમની એ વિકારલાલસાની અનાયાસ તૃપ્તિ થવાનો

સંભવ હતો અને તેની માર્ફત ભૂમંડલેશ્વર વિરુદ્ધ એક નવું તૂફાન જગાવીને તેઓ ભૂમંડલેશ્વર પાસેથી લાખો રૂપિયાની મોટી રકમ ઓકાવવાની મહત્ત્વાકાંક્ષાને પોતાના ધનલોલુપ હૃદયમાં પોષી રહ્યા હતા. પાણી પહેલાં પાળ બાંધવાની નીતિને અનુસરીને પોતાના કોઇ ગોઠિયાઓ માર્ફત કલ્યાણીના નામ ઉપર તથા પોતાના નામ ઉપર અમુક પ્રકારના ધમકીના કાગળો લખાવી તે કાગળોને સરકાર દર્બારમાં તેમની લાગવગ હોવાથી તેમણે મુંબઇના પોલિસ કમીશનર સાહબ, ચીફ પ્રેસિડેન્સી મૅજિસ્ટ્રેટ સાહબ તથા નામદાર ગવર્નર સાહબ ઉપર મોકલી દઇને ભૂમિને તૈયાર કરી રાખી હતી. સાથે સાથે યુગધર્મના મોટા ઉપાસક તથા અલૌકિક સમાજ-સુધારક તરીકે વિશ્વમાં પોતાને વિખ્યાત કરવાના તેમનાં પ્રયત્નો પણ ચાલી રહ્યા હતા અને નૂરીને સ્વામી વિશ્વાસાનન્દદ્વારા શુધ્ધ કરાવી પ્રતાપસિંહ સાથે એટલામાટે જ તેમણે પરણાવી દીધી હતી. જો ખરું પૂછવામાં આવે, તો સનાતની હિન્દુથી સનાતન હિન્દુધર્મની આજ્ઞા પ્રમાણે કોઇ પણ ધર્મભ્રષ્ટ વ્યક્તિને શુદ્ધ કરીને હિન્દુધર્મ તથા હિન્દુજાતિમાં પાછી સ્વીકારી શકાતી જ નથી અને આનન્દશંકરભાઇ પોતાને સનાતની નામથી જ ઓળખાવે છે; છતાં યુગધર્મના નામથી આ ધર્મ વિરુદ્ધ કાર્ય તેમણે સનાતન હિન્દુધર્મના પરમવિરોધી આર્યસમાજ નામક ધાર્મિક મંડળની સહાયતાથી સિદ્ધ કરી બતાવ્યું છે એથી એઓ કેવા પ્રકારના સનાતની છે એની આપણાથી યથાર્થ કલ્પના કરી શકાય છે. હવે એઓ આવી રીતે ધર્મભ્રષ્ટોના શુદ્ધીકરણથી અથવા સનાતન હિન્દુધર્મના ભ્રષ્ટીકરણથી જ અધોગામિની હિન્દુજાતિનો ઉદ્ધાર કરી નાખવાના છે! હાય રે દંભ! આવા દાંભિકોથી ઇશ્વર જ બચાવે!! એમના ઘરનાં નોકર ચાકરો જ કહે છે કે એઓ કલ્યાણી સાથે નિત્ય નવી નવી પ્રેમચેષ્ટાઓ કરી રહ્યા છે અને બેધડી મોજને માણી રહ્યા છે!

"કલ્યાણી ઉપર, તેમના ઉપર તથા ધારાસભાના જે મેમ્બરનું ખૂન થઇ ગયું છે તેની ઉપર મુંબઇના કોઇ મવાલી બદમાશોએ લૂટફાટમાટે અથવા તો કલ્યાણીને ઊપાડી જવામાટે હલ્લો કરી દીધો અને ભાગ્યયોગે તેમના સાથીનું ખૂન થઇ ગયું ને તેઓ તથા કલ્યાણી જીવતાં બચી ગયાં એટલે તેમણે એ અવસરનો લાભ લઇને ભૂમંડલાના મહારાજા સાથે એ ઘટનાના સંબંધને ચાલાકીથી જોડી દઇને મહારાજાને પદભ્રષ્ટ કરાવવાની બાજી રચવા માંડી અને કોર્ટમાં ચાલતા કેસના રંગને જોઇને તેમની બાજી બહુ અંશે સફળ થવાનો સંભવ પ્રત્યક્ષ દેખાઇ આવે છે.

છતાં પણ અમો આશા રાખીએ છીએ કે બ્રિટિશ સરકાર ઊંડાણમાં ઊતરીને આ કેસની બરાબર તપાસ કરશે અને ભૂમંડલાના નિર્દોષ તથા પ્રજાપાલક મહારાજાને કોઇ પણ પ્રકારે અન્યાય આપવાનો ઊતાવળિયો અવિચાર નહિ જ દર્શાવે. વિશ્વાસપાત્ર મનુષ્યોદ્વારા અમારા જાણવામાં આવી છે તે વાર્તા જો સત્ય હોય, તો એ કૌટિલ્યપરાયણ આનન્દશંકરભાઇએ ચાણક્યે જેવી રીતે નંદવંશનો નાશ નન્દ રાજાની રાણી મુરાદેવી તથા તે મુરાદેવીના પુત્ર ચન્દ્રગુપ્તદ્વારા જ કરાવ્યો હતો તેવી રીતે ચાણક્યની પદવી ઉપર વિરાજવાની નીચ આકાંક્ષાથી મહારાજા ઇશ્વરસિંહજીનાં મહારાણી આનન્દકુમારી બા સાહબને તેમના પતિ વિરુદ્ધ ઉશ્કેરી પોતાના પક્ષમાં લઇ લીધાં છે; તેમને કાંઇક એવી અવળી પાટી પઢાવી દીધી છે કે તેઓ શ્રીમતી આજે લાંબા સમયથી મુંબઇમાં ને તે પણ વળી ભાડાના બંગલામાં છાવણી નાખીને પડયાં છે; તે શ્રીમતીના હૃદયમાં કોઇ ભયાનક શંકા તથા ભીતિને સ્થાપી દેવામાં આવેલી હોવાથી ભૂમંડલા પોતાના પતિ પાસે જતાં તેઓ શ્રીમતી ગભરાય છે અને આનન્દશંકરભાઇ નિત્ય તેમની પાસે જઇને તેમનાં ભય તથા સંશયને વધારતા તથા દઢાવતા જ રહે છે. આ બધી કુટિલતાઓ આનન્દશંકરભાઇને આપણા સમક્ષ કેવા પ્રકારના સ્વરૂપમાં પ્રકાશિત કરી રહી છે એનો નિર્ણય સત્યપ્રિય તથા સારાસારવિવેકી પાઠકો તથા પાઠિકાઓએ જ કરી લેવાનો છે. અત્યારે દેશી રાજ્યો તથા રાજાઓ વિરુદ્ધ આવા ચળવળિયા માણસોએ જે એક વિપરીત તથા પ્રતિકૂલ વાતાવરણને વિસ્તારી દીધું છે તે પ્રતિકૂલ વાતાવરણનો જ અત્યારે આનન્દશંકરભાઇ લાભ લઇ રહ્યા છે અથવા તો એમ પણ કહી શકાય કે એ વિપરીત વાતાવરણનો તેઓ દુરુપયોગ કરીને કેવળ દેશી રાજાઓનો જ નહિ; પણ હિન્દુસ્થાનના હિન્દુરાજાઓ સાથે હિન્દુજાતિનો, આખા ય દેશનો તથા હિન્દુધર્મનો પણ ભયાનક દ્રોહ કરી રહ્યા છે ! અમો પરમાત્મા પાસેથી એ જ માગીએ છીએ કે તે આવા પાજી પ્રપંચીઓના પ્રપંચોનો પરિહાર કરી નાખે; નિર્દોષ મહારાજા ઇશ્વરસિંહજીની પવિત્રતા સિદ્ધ થઇ જાય અને પરમેશ્વર ભૂમંડલાની રાજભક્ત પ્રજાને પોતાના પુણ્યાત્મા મહારાજાના પક્ષમાં રહીને પોતાની ધર્મપરાયણતા તથા રાજભક્તિને દર્શાવી દેવાની સદ્બુદ્ધિ સમર્પે ! ! આનન્દશંકરભાઇના પાજીપણાનો વિશેષ ભયંકર વૃત્તાંત અમો હવે પછી પ્રકટ કરીશું. ત્યારે હવે કહો કે, કલ્યાણી સતીશિરોમણી કે સદાસૌભાગ્યવતી ? અર્થાત્ વેશ્યા ?”

'સુધારક' માંના આ બીભત્સ લેખને વાંચીને કલ્યાણીના કોમળ હૃદયમાં કઠિન આઘાત થાય એ સર્વથા સ્વાભાવિક હોવાથી તેના શોકનો અવધિ થઇ ગયો. આનન્દશંકરભાઇ કહેવા લાગ્યા કે: "બહેન કલ્યાણી, આવા પત્રકારો અત્યારે પેટના ખાડાને ભરવામાટે આવી રીતે પરમેશ્વર પૂજાને ત્યજીને પિશાચપૂજા કરી રહ્યા છે એ પણ યુગધર્મનું જ પરિણામ છે; કારણ કે, આપણી હિન્દુજાતિની માન્યતા અનુસાર આ કલિયુગ ચાલી રહ્યો છે અને તેથી આવા પત્રકારો કલિયુગના ધર્મને જ પાળી રહ્યા છે. છતાં પણ નીચ અચલધર હવે શિષ્ટતાની સીમાને ઉલ્લંઘીને અતિશય આગળ વધી ગયેલો હોવાથી; કિંબહુના ભ્રષ્ટતાની અંતિમ સીમા ઉપર આવીને ઊભો રહેલો હોવાથી હવે અલ્પ સમયમાં જ મારે એના ઉપર પ્રતિષ્ઠાહાનિ-લાયબલ અથવા ડેફમેશન-નો કેસ કરવો જ પડશે; કારણ કે, હવે જો હું મૌનનું અવલંબન કરીને બેસી રહીશ, તો કેટલાક ઓછી બુદ્ધિના લોકો એમ જ માની લેશે કે: 'આ બધા આક્ષેપોમાં કાંઇક સત્યાંશ હશે ને દાળમાં કાંઇક કાળું હશે તેથી જ આનન્દશંકરભાઇ સર્વ કાંઇ કરી શકે તેવા હોવા છતાં ચુપ થઇને બેસી રહ્યા છે, આવી ગાળોને સાંભળી રહ્યા છે અને ઇન્સાફની અદાલતમાં જવાની હિમ્મત નથી બતાવી શકતા.' વળી કેટલાક હેતના કટકા જેવા જ્ઞાતિબંધુઓ તો મારા મૌનને જોઇને ગમે તેવી નિન્દા કરવા મંડી જશે એટલે હવે કોર્ટમાં જવા વિના છૂટકો થવાનો જ નથી અને અચલધરભાઇ પણ જ્યારે વર્ષ દોઢ વર્ષ સરકાર માબાપના મેહમાન થઇને જેલ મહેલની મેહમાનદારીનો સ્વાદ ચાખી આવશે ત્યારે જ ઠેકાણે આવવાના છે. આ લેખના સંબંધમાં એના પર તમારાથી તેમ જ મારાથી બે જૂદા જૂદા કેસ પણ, જો આપણી ઇચ્છા હોય તો, માંડી શકાય તેમ છે; પરંતુ હું એકલો જ કેસ માંડીને તમોને સાક્ષી તરીકે જ બોલાવીશ. જો જૂદો કેસ માંડવાની તમારી પોતાની ઇચ્છા હોય તો તે જૂદી વાત છે."

"આપ જે કાંઇ કરશો તે વિચારીને જ કરશો; એટલે આ બાબતમાં મારે મારી અક્કલ ચલાવવી જ નથી. પણ મારા શિર પર વ્યભિચારનો આવો હડહડતો જૂઠો આરોપ મૂકાયલો જોઇને મારા હૃદયમાં જે અસહ્ય આઘાત થયો છે તે સર્વથા અવર્ણનીય છે. મારા હૃદયનો આજે ભંગ થઇ જાય છે." કલ્યાણીએ સજલ નેત્રોથી આ ઉદ્ગારો કાઢ્યા.

"આ વાયબ્લ કેસ તો પાંચ સાત દિવસમાં મંડાવાનો છે તે મંડાઈ જશે અને વખતના ઢોલ વખત આવતાં પોતાની મેળે જ વાગવા માંડશે; પરંતુ બહેન કલ્યાણી, તમો પોતે સુશિક્ષિતા, વિચારશીલા તથા યુગધર્મને જાણનારાં હોવાથી હું આજે યુગધર્મ સાથે સંબંધ ધરાવનાર અન્ય પ્રશ્નને તમારા સમક્ષ વિચારમાટે રજૂ કરવાનું સાહસ કરું છું તેની મને ક્ષમા આપશો. પ્રથમથી જ હું તમારી ક્ષમા માગું છું તે એટલામાટે કે અત્યારે તમોને જે પરામર્શ આપવાની હું ઇચ્છા ધરાવું છું તે પરામર્શ કદાચિત્ કેટલાંક અનિવાર્ય કારણોથી તમોને અયોગ્ય, અપ્રાસંગિક તથા અરુચિકર જણાય એવી મારા મનમાં કાંઇક શંકા રહ્યા કરે છે." આનન્દશંકરભાઇએ એક અન્ય વિષયને ચર્ચવાનો આવી રીતે સભ્યતાપૂર્વક ગંભીર પ્રસ્તાવ કર્યો.

"આપ અમારા સમસ્ત કુટુંબના પરમહિતૈષી છો; આ બધાં કષ્ટો આપ કોઇ પણ પ્રકારના સ્વાર્થ વિના કેવળ અમારા કલ્યાણમાટે જ સહન કરી રહ્યા છો અને આવી વિપરીત પરિસ્થિતિમાં પણ અમારા પ્રતિ લેશમાત્ર પણ અનાદર નથી દર્શાવતા એટલે હું તો આપને મારા પિતા કરતાં પણ અધિક માનું છું, આપની હિતવાદિતામાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે અને આપ જે કાંઇ પણ પરામર્શ આપશો તે મારા હિતનો સંપૂર્ણ વિચાર કરીને જ આપશો એવો મારો દૃઢ વિશ્વાસ છે; તો જે કાંઇ પણ પરામર્શ આપવાનો હોય તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના આપી દો; હું તે સાંભળવાને તૈયાર છું." કલ્યાણીએ હાર્દિક કૃતજ્ઞતાને વાણીદ્વારા વ્યક્ત કરીને સદ્ગદિત હૃદયથી આધીનતા દર્શાવી.

"હું પણ તમોને મારી પોતાની પુત્રી તરીકે માનીને જ આ પરામર્શ આપવાની હિમ્મત કરી રહ્યો છું." આ શબ્દો ઉચ્ચારીને આનન્દશંકરભાઇ ગંભીર મુદ્રા તથા ગંભીર વાણીથી કહેવા લાગ્યા કે: "કલ્યાણી બહેન, આ સંસાર શી વસ્તુ છે અને દાંપત્યનો અર્થ શો થાય છે એનો કદાચિત્ પરોક્ષ અનુભવ તો તમો ધરાવતાં હશો; પરંતુ દુર્ભાગ્યવશાત્ કિશોરાવસ્થામાં જ તમોને મહાદુઃખદાયક વૈધવ્યની પ્રાપ્તિ થઇ ગયેલી હોવાથી એના અપરોક્ષ અથવા પ્રત્યક્ષ અનુભવને મેળવવાનો અવસર તો તમોને નથી જ મળી શકયો. આપણા ભારતવર્ષની તથા આપણી એક સમયની મહાયશસ્વિની હિન્દુજાતિની અત્યારની પરિવર્તિત કિંવા વિપરીત પરિસ્થિતિને જોઇને હું બહુધા એવા જ નિશ્ચય ઉપર આવી લાગ્યો છું કે અત્યારનો યુગધર્મ પોકાર કરી કરીને અમુક પરિમિત સીમા પર્યન્તના વિધવાપુનર્લગ્નની અષ્ટપ્રહર યાચના કરી રહ્યો છે

અને જો હિન્દુસમાજ બુદ્ધિમાન્ હોય, તો તેણે યુગધર્મની એ યાચનાને અવશ્ય પૂર્ણ કરવી જ જોઇએ. યુગધર્મની આ આવશ્યક યાચનાને સત્કારવામાં ઉચ્ચવર્ણ હિન્દુસમાજ જેટલો પણ અધિક વિલંબ કરતો રહેશે તેટલી જ અધિક હાનિને તે ભોગવતો રહેશે એ સર્વથા નિર્વિવાદ છે. હું આપણાં ધર્મશાસ્ત્રોની આ વિષયસંબંધિની અનુકૂલતા કિંવા પ્રતિકૂલતાની દીર્ઘ ચર્ચા ન કરતાં મેં આ પ્રશ્નનો ધર્મશાસ્ત્રો તથા યુગધર્મની દૃષ્ટિથી જે વિચારપૂર્વક અભ્યાસ કર્યો છે તે અભ્યાસના ફળસ્વરૂપ હું તમોને સ્પષ્ટ શબ્દોમાં એ પરામર્શ આપું છું કે અત્યારે ચાલી રહેલી આ બધી પ્રવૃત્તિયો પૂરી થઇ જાય અને કાંઇક શાંતિનો સમય આવી લાગે ત્યાં સુધીમાં વિધવાપુનર્લગ્નની સાધકબાધકતાનો તુલનાત્મક વિચાર કરી લઇને, જો કોઇ આપણી જ જ્ઞાતિનો યોગ્યતાસંપન્ન યુવક અને તેમ નહિ, તો કોઇ પણ બ્રાહ્મણજ્ઞાતિનો સુયોગ્ય યુવક તમારી સાથે પુનર્લગ્ન કરવાને તૈયાર થઇ જાય, તો તે યુવક સાથે તમો પુનર્લગ્ન કરી લ્યો અને વિધવાપુનર્લગ્નને તમો કદાચિત્ સાધારણ તથા સાર્વકાલિક ધર્મ તરીકે ન પણ સ્વીકારતાં હો, તો ય આપદ્ધર્મ તરીકે સ્વીકારવાની બુદ્ધિમત્તા અવશ્ય દર્શાવી લ્યો; કારણ કે, આપત્કાળમાં સાધારણ કિંવા સાર્વકાલિક ધર્મના નિયમને ત્યજી દઇને આપદ્ધર્મને સ્વીકારી લેવાની આજ્ઞા કિંવા સ્વતંત્રતા પણ આપણાં જ ધર્મશાસ્ત્રોએ આપેલી છે. જો મને સત્ય પૂછવામાં આવે, તો મારી પોતાની માન્યતા અનુસાર તો તમારા જેવી ઉચ્ચવર્ણ હિન્દુવિધવાઓના પુનર્લગ્નના સંબંધમાં આપણાં ધર્મશાસ્ત્રોએ પણ સંપૂર્ણ સંમતિ જ દર્શાવેલી છે, એટલે તમારે તો આ કાર્ય આપણાં ધર્મશાસ્ત્રોની આજ્ઞા તથા સંમતિને અનુસરીને જ કરવાનું છે. જો તમારી ઇચ્છા હશે તો આપણાં ધર્મશાસ્ત્રોનાં તે પ્રમાણો પણ હું તમોને બતાવી દઇશ અને તમો પોતે સુશિક્ષિતા હોવાથી તે પ્રમાણોની સાધકબાધકતાનો અવશ્ય વિચારપૂર્વક નિર્ણય કરી શકશો. આ પરામર્શ હું તમોને તમારાં માતુશ્રી, ભાઇ તથા ભોજાઇ આદિક સર્વના દેખતાં એટલામાટે આપી રહ્યો છું કે એમનાથી પણ આ વિષયનો શાંતિથી વિચાર કરી શકાય અને જો તમો પુનર્લગ્ન કરવાના અંતિમ નિર્ણયપર આવી જાઓ, તો તમારા પુનર્લગ્નમાં એઓ કોઇ પણ પ્રકારના વિઘ્નને લાવવાનો અથવા તો એ કાર્ય પ્રતિ પોતાના વિરોધને દર્શાવવાનો પ્રમાદ કિંવા અવિચાર ન કરી બેસે અને યુગધર્મ અનુસાર તમારા કાર્યમાં તમોને સર્વ પ્રકારની સહાયતા આપવાને તૈયાર થઇ જાય."

"મુરબ્બી શ્રી, આજે જ્યારે આપે મારી બહેનને અમારી હાજરીમાં જ આ પરામર્શ આપવાની હિમ્મત દર્શાવી છે ત્યારે મારે પણ મારા એ વિચારોને દર્શાવવા જ જોઇએ કે હું પોતે પણ મારી નિર્દોષ બહેન જેવી ઉચ્ચવર્ગ બાલવિધવાઓના પુનર્લગ્નનો સંપૂર્ણ પક્ષપાતી છું; મેં પણ આપણાં કેટલાંક ધર્મશાસ્ત્રો અથવા આપણી સ્મૃતિયોમાં કરાયલી વિધવાપુનર્લગ્નની ચર્ચાને વાંચી જોઇ છે અને તેથી મારો પોતાનો પણ એ જ નિશ્ચય થઇ ગયો છે કે મારી સહોદરા કલ્યાણી જેવી બાલવિધવાઓના પુનર્લગ્નનું તો આપણાં ધર્મશાસ્ત્રો પ્રતિપાદન જ કરતાં રહ્યાં છે એટલે આપણે આવી બાલવિધવાઓના પુનર્લગ્ન પ્રતિ જે વિરોધ દર્શાવીએ છીએ તે વિરોધ જ આપણા ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ છે અને આપણો એ વિરોધ ધર્મશાસ્ત્ર વિષયક આપણા ઘોર તથા મહાવિઘાતક અજ્ઞાનને જ દર્શાવી રહ્યો છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ હું આ વિષયના સંબંધમાં જે ભયાનક મૌનને સેવી રહ્યો છું તે એટલામાટે કે મારાં પૂજ્ય માતુશ્રી ચાલતી આવેલી રૂઢિનાં જ ઉપાસિકા હોવાથી અને મારી સહોદરા કલ્યાણીએ પણ આપણાં ધર્મશાસ્ત્રોનું આટલી એકાગ્રતાથી અધ્યયન કરેલું ન હોવાથી એ ઉભયને મારા આ વિચારો રુચશે કે કેમ, એની મારા મનમાં સબળ શંકા રહ્યા કરે છે. અર્થાત્ એમનાં હૃદયો કોઇ પણ રીતે ન દુઃખાય એ જ મારી પરમ ઇચ્છા હોવાથી આ વિષયને હેતુપૂર્વક હું કદાપિ ચર્ચતો જ નથી; કારણ કે, આ વિષયને ચર્ચવાથી મારાં માતુશ્રીના હૃદયમાં આઘાત થઇ જશે અને મારી સહોદરાના હૃદયમાં આઘાત થવા ઉપરાંત કદાચિત્ એવો સંશય પણ આવી જશે કે: 'મારા પાલનપોષણના તથા મારા ચારિત્ર્યને નિષ્કલંક રાખવાના ભારથી કંટાળીને જ મારો ભાઇ ધર્મશાસ્ત્ર તથા જ્ઞાતિના વ્યવહારથી વિરુદ્ધ મને પુનર્લગ્ન કરવાનો અયોગ્ય ઉપદેશ આપી રહ્યો છે!' એવો મારા હૃદયમાં અખંડ ભય રહ્યા કરે છે. આજે જ્યારે આપ જેવા અમારા સંપૂર્ણ હિતવાદી મુરબ્બીએ જ આ વિષયને ચર્ચી દીધો છે તેથી જ હું આટલું બોલવાની હિમ્મત બતાવી શકયો છું. હવે આ પ્રશ્નના અંતિમ નિર્ણયનો ભાર મારાં માતુશ્રી તથા મારી સહોદરા કલ્યાણીના શિરપર જ રહેલો છે."

"મારો આપના વચનમાં લેશમાત્ર પણ અવિશ્વાસ છે અથવા તો ધર્મશાસ્ત્રોના અર્થોને આપ નથી સમજી શકતા એટલામાટે નહિ, પણ મારા હૃદયના સમાધાનમાટે તથા આપણા ધર્મશાસ્ત્રકારોની બુદ્ધિમત્તાના સાક્ષાત્કારમાટે મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ તથા પારાશરસ્મૃતિ આદિક

ત્રણ ચાર મુખ્ય સ્મૃતિયોના ગુજરાતી અનુવાદો જો છપાયા હોય તો મને મગાવી આપવાનો પરિશ્રમ આપ લઇ શકશો? મારે પુનર્લગ્ન કરવું કે ન કરવું એ મારી ઇચ્છાનો વિષય છે; પરંતુ વિધવાપુનર્લગ્નના સંબંધમાં આપણા શાસ્ત્રકારોએ પોતાના શા વિચારો દર્શાવ્યા છે અને એ વિષયને કેટલી સીમા પર્યન્ત આપદ્દ્ધર્મ તરીકે સ્વીકાર્યો છે એનું રહસ્ય તો મારે જાણવું જ જોઇએ અને તે રહસ્ય એ સ્મૃતિયોના પરિશીલન વિના જાણી શકાય તેમ છે જ નહિ.'' કલ્યાણીએ સ્મૃતિયોના પરિશીલનની ઇચ્છા દર્શાવી.

"એ સર્વ સ્મૃતિયો તેમના ગુજરાતી અનુવાદો સહિત આપણા ઘરની લાયબ્રેરીમાંથી જ તમોને મળી આવશે. ધર્મગ્રંથો એક જૂદા કબાટમાં જ રાખેલા છે અને કબાટ ઉઘાડા જ છે એટલે જે પુસ્તક જોઇએ તે લઇ લેજો." આનન્દશંકરભાઇએ વાત્સલ્યદર્શક ભાવથી કહ્યું અને પરિશિષ્ટ તરીકે જણાવ્યું કે: "હું પણ એ જ ઇચ્છું છું કે તમો પોતે જ સ્મૃતિયોનું પરિશીલન કરીને યોગ્ય નિર્ણયપર આવો. જો કે મારા વચનમાં તમારો અવિશ્વાસ હોઇ શકે જ નહિ; છતાં પણ હું કોઇ પણ વ્યક્તિને કોઇના પણ વચનમાં અંધ વિશ્વાસ રાખવાનો અને તેમ કરીને તેના વ્યક્તિસ્વાતંત્ર્યને તિલાંજલિ આપી દેવાનો અયોગ્ય ઉપદેશ કદાપિ આપતો જ નથી. જો તમારો નિશ્ચય થઇ જાય તો જ પુનર્લગ્નના નિર્ણયપર આવજો; જો બીજી વાર આ વિષયનો વાદાનુવાદ કરવો હોય તો કરજો અને જો નિશ્ચય ન થાય તો વૈધવ્યને જ પાળતાં રહેજો; કારણ કે, તમારી પોતાની ઇચ્છાથી વિરુદ્ધ બળાત્કારે તમોને પુનર્લગ્નના માર્ગમાં અગ્રેસર કરવાની મારી ઇચ્છા છે પણ નહિ અને હોઇ શકે પણ નહિ."

"આપણાં ધર્મશાસ્ત્રોમાં વિધવાપુનર્લગ્નની છૂટ આપવામાં આવી છે એ વાતને સાંભળીને હું અજાયબીના મહાસાગરમાં ગોથાં ખાવા મંડી ગઇ છું. કલ્યાણી, એ સ્મૃતિયો જરાક મને પણ વાંચી તો સંભળાવજે." કલ્યાણીનાં વિધવા માતુશ્રીએ અત્યંત આશ્ચર્યદર્શક ભાવથી આ ઉદ્ગારો કાઢ્યા.

લગભગ સાડાદશનો સમય એ વેળાયે થવા આવ્યો હતો અને આનંદશંકરભાઇને હજી સ્નાન કરવાનું હતું એટલે તેઓ ઉઠીને સ્નાનગૃહમાં ચાલ્યા ગયા. તેઓ સ્નાન કરીને તરત ભોજનાલયમાં આવતા હોવાથી રસોઇયાને ભોજનશાળામાં પાટલા નાખવાની સૂચના આપી દેવામાં આવી અને તેથી આજની આ ચર્ચાનો આટલેથી જ અંત આવી ગયો. અન્ય વ્યક્તિયોએ આમ તેમની બીજી વાતચીતમાં વીશથી પચીસ મિનિટ જેટલો

સમય વીતાડયો ત્યાં તો સ્નાનના કાર્યથી નિવૃત્ત થઇ પીતાંબરને ધારણ કરી આનન્દશંકરભાઇ ભોજનાલયમાં આવી લાગ્યા એટલે તેમનો પુત્ર તથા કલ્યાણીનો ભાઇ પણ જમવામાટે ભોજનશાળામાં ચાલ્યા ગયા. સ્ત્રીઓ, પુરુષોના જમી રહ્યા પછી નીરાંતે જમતી હોવાથી ત્યાં જ બેસી રહી.

*　　*　　*　　*

'સુધારક' પત્રમાં કરાયલી બાલવિધવા કલ્યાણી તથા આનંદશંકરભાઇની ભયાનક બદનક્ષી ભૂમંડલાપતિ ઇશ્વરસિંહજી મહારાજના વાંચવામાં આવી અને તેમાં તેમના પોતાના સંબંધમાં ઘણાં જ ઉત્તમ વિશેષણો યોજાયલાં દેખાયાં ત્યારે તેઓ 'સુધારક'ના માલિક, સંપાદક તથા પ્રકાશક અચલધર મહાશય ઉપર ફિદા ફિદા થઇ ગયા અને પોતાના પ્રાઇવેટ સેક્રેટરીને તરત હુકમ ફર્માવી દીધો કે: "આ 'સુધારક' પત્રના આપણા મહારાજભક્ત નાગરિક સંપાદકને રૂપિયા એક હજાર પહોંચતા કરી દેવાની યોગ્ય વ્યવસ્થા આજે જ કરી દ્યો; પણ એ વ્યવસ્થા એવી રીતે થવી જોઇએ કે એ રૂપિયા અહીંથી અને આપણી તરફથી મોકલવામાં આવ્યા છે એ રહસ્ય કોઇના જાણવામાં ન આવી શકે. આ રકમ બીજા કોઇ ખર્ચ ખાતે ઉધરાવી દેજો અને તમારી પોતાની ખાનગી ડાયરીમાં એની કોડ વર્ડ્સમાં નોંધ રાખી લેજો. અચલધરભાઇને એક ધન્યવાદદર્શક પત્ર પણ તમારી તરફથી લખી નાખો અને જો તેમનાથી અહીં આવી શકાય તેમ હોય તો બે દિવસને માટે અહીં આવી જવાનું પણ લખજો; કારણ કે, મારે તેમને રૂબરૂ કેટલીક આવશ્યક સૂચનાઓ આપવાની છે." યુગધર્મનો કેવો વિલક્ષણ પ્રભાવ! પત્રકારોની રાજભક્તિ તો અચલધરભાઇ જેવી સ્વાર્થસાધિકા જ હોવી જોઇએ. અસ્તુ: હવે આપણે અન્યત્ર દૃષ્ટિપાત કરીશું.

---

## પ્રકરણ ૩૫ મું

## લોભી ગુરુ ને લાલચી ચેલા!

"હું અત્યારના સંયોગોમાં આ ભૂમંડલા નગરમાં ન આવ્યો હોત તો બહુ જ સારૂં થાત. બાપદાદાનાં બંધાવેલાં આ ઝૂપડાં(મકાન)ને વેળાસર ચેતીને વેચી નાખ્યાં હોત, મારાં સ્વર્ગવાસિની શેઠાણીની મારા હાથમાં આવી પડેલી સ્થાવર સંપત્તિના પણ વેચીસાટીને ખુડદા કરી નાખ્યા હોત અને 'બાપના કૂવામાં ડૂબી મરવા'ના મોહને દેશવટો દઇને હું મારા

કુટુંબને લઇ બ્રિટિશ સરકારના રાજ્યમાં ગમે ત્યાં જઇને રહી ગયો હોત, તો અત્યારે મારા શિરપર જે સંકટ ઝઝૂમી રહ્યું છે તે સંકટ કદાપિ ન ઝઝૂમત અને આવી રીતે મને નજરકેદી થવાનો અવસર કદાપિ પ્રાપ્ત ન થાત. હું આટલો બધો ચાલાક, ચબરાક, ચંચળ, અક્કલબાજ, હોશિયાર, ખબરદાર તથા ખંધો અને બાંડો હોવાથી 'બત્રીશ લક્ષણો' મનાતો તથા કહેવાતો હોવા છતાં ધનભૂખ્યા મહારાજા તથા તેમના તર્કી દલ્લાલ સાધનદાસનાં હાથમાં ફસાઇ ગયો એ મારી પોતાની મૂર્ખતા તથા અસાવધાનતાનું જ અનિષ્ટ પરિણામ છે એટલે હવે પ્રાણ તથા પ્રતિષ્ઠાની રક્ષામાટે પાપથી પચાવેલા પૈસાના નામની પોક મૂકીને તે પૈસા એ હરામખોર રાજાનાં ચરણોમાં ધરી દીધા વિના બીજો ઉપાય છે જ નહિ. નીતિશાસ્ત્રવેત્તાઓ પણ એમ જ કહી ગયા છે કે: 'આપત્તિના સમયમાં કામ આવી શકે એટલા- માટે ધનની રક્ષા કરવી, ધનનું બલિદાન આપીને સ્ત્રી પુત્ર આદિક પારિવારિક જનોના પ્રાણની રક્ષા કરવી, અને સ્ત્રી પુત્ર આદિક સર્વનો ભોગ આપીને પણ પોતાના જીવનની રક્ષા કરવી, એ જ પુરુષનો ધર્મ છે અને એ જ ઊંચામાં ઊંચી નીતિ છે.' અર્થાત્ અત્યારે મારાં પારિવારિક જનોના તેમ જ મારાં પોતાના જીવન તથા સુખની રક્ષાનો પ્રસંગ આવીને ઉપસ્થિત થઇ ગયેલો હોવાથી મારે આ હરામકમાણીને હરામખોર રાજાના હડમંદિરમાં હોમી દેવાની અનિચ્છાપૂર્ણ ઉદારતા દર્શાવવી જ જોઇએ અને જો એ ઉદારતા ન દર્શાવી શકાય, તો મારી સ્વર્ગવાસિની શેઠાણીની સંપત્તિને ગેરકાયદેસર પચાવી જવાના અપરાધમાટે ભૂમંડલાની જેલમાં એટલે કે સાક્ષાત્ મૃત્યુ મહારાજના ભયાનક મુખમાં પડી જવામાટે તૈયાર થઇ રહેવું જોઇએ. અત્યારના પ્રસંગમાં આ બેમાંના ધનત્યાગના પ્રથમ માર્ગને સ્વીકારી લેવો એ જ ઇષ્ટ છે."

ચાણક્ય પાઠકો તથા પાઠિકાઓ, ભૂમંડલા નગરના 'હિલાલચૉક' નામક સ્થાનના પશ્ચાદ્ભાગમાંની એક શેરીમાંના પોતાના ઘરના ભોંયતળિયાના ઓરડામાં ચાળીસથી પિસ્તાળીસ વર્ષના વયનો દશરથજી નામક એક લવાણો ચટાઇ ઉપર તકિયાને અઢેલીને બેઠો હતો અને આવા પ્રકારના વિચારોમાં તલ્લીન થયેલો હતો. એ દશરથજી લવાણો તે જ હતો કે જેને સાધનદાસે મહારાજાની ગયરહાજરીમાં મહારાજાને જણાવ્યા પ્રમાણે ભૂમંડલામાં નજરકયદ કરાવી રાખ્યો હતો. આજે સવારમાં તેને એવો સંદેશ મળી ગયો હતો કે: "આજે તમો ક્યાંય બહાર જશો નહિ; કારણ કે, બાપૂએ તમોને આજે પોતાની પાસે બોલાવવાની ઇચ્છા કરેલી હોવાથી જ્યારે તેઓ નામદારને

અવકાશ મળશે ત્યારે તમોને લઇ જવામાટે મૉટર આવી લાગશે." આ કારણથી તે મહારાજા ઇશ્વરસિંહજી અને જો તેની પોતાની માન્યતા અનુસાર કહેવામાં આવે તો સાક્ષાત્ પિશાચરાજની મૉટરની પ્રતીક્ષણ પ્રતીક્ષા કરી રહ્યો હતો. એ વેળાયે લગભગ બાર વાગેલા હોવાથી મધ્યાહ્નકાળ થયેલો હતો. તેણે જો કે ભોજન કરી લીધું હતું; પરંતુ આજે ભોજનમાં તેની લેશમાત્ર પણ રુચિ ન થવાથી નામમાત્રને માટે બે રોટલી તથા નવટાંક દાળભાત જમીને તે ઊઠી ગયો હતો. નિત્ય જમીને બપોર પછી બે કલાક વામકુક્ષી કરવાની તેને ટેવ હોવા છતાં મહારાજાની મૉટર કઇ ઘડીએ આવી લાગે એનો નિયમ ન હોવાથી સૂઇ જાય તો ય તેનું હૃદય ચિન્તાગ્રસ્ત હોવાથી તેને ઉંઘ આવે એ ઘટના સર્વથા અસંભવનીય હતી. લગભગ એક વાગી ગયા પછી દશ મિનિટે મહારાજાની મૉટર આવી લાગી અને શૉફરે અંદર આવીને "દશરથજી ભાઇ, આપને બાપૂ યાદ કરી રહ્યા છે અને મને મૉટર લઇને આપને વસન્તોદ્યાનમાં પહોંચાડવામાટે જ અત્યારે અહીં મોકલવામાં આવ્યો છે." આ સંદેશ સાંભળતાં જ "હું તૈયાર છું." એ શબ્દો ઉચ્ચારીને દશરથજી પાઘડી તથા અંગરખું પહેરીને બાપૂ સમક્ષ પહોંચવાને તૈયાર થઇ ગયો અને ઘરમાંથી બહાર નીકળીને મૉટરમાં બેસી ગયો.

* * * * *

જ્યારે દશરથજીને લાવવામાટે વસંતોદ્યાનમાંથી મૉટર મોકલવામાં આવી ત્યારે ત્યાં મહારાજા પાસે સાધનદાસ, ગિરિરાજદાસ તથા લાવણ્યસિંહની ત્રિપુટી હાજર હતી અને તેઓ રૈયતને કાયદાસર અને જ્યાં કાયદો મદદ ન આપી શકતો હોય ત્યાં ગેરકાયદાસર લૂટીને નાણાંના ઢગલા ને ઢેર કરી લેવાની મંત્રણાઓ જ કરી રહ્યા હતા.

અર્થશાસ્ત્રનિપુણ ગિરિરાજદાસભાઇ જેના યોગે તરત નાણાં આવતાં થઇ જાય તેવા કરોનું એક નાનકડું સૂચીપત્ર તૈયાર કરી લાવ્યા હતા અને તે મહારાજાને સંભળાવી રહ્યા હતા. તેમના સૂચીપત્રમાં પ્રથમ કર તે જન્મ તથા મૃત્યુનો કર હતો એટલે તેના લાભોની વ્યાખ્યા તથા બીરબલની બુદ્ધિને પણ બાલિશ કરાવનારી પોતાની બુદ્ધિના બળનો પ્રકાશ કરતા વકીલ સાહબ ગિરિરાજદાસ ગંભીરતાના દંભથી કહેવા લાગ્યા કે: "મહારાજાધિરાજ, અત્યારે જન્મ તથા મૃત્યુનો કર જૂદા જૂદા સ્વરૂપમાં નાખી દેવાથી એકદમ સારી આવક થવાનો સંભવ છે એમ મારી બુદ્ધિ માની રહી છે. મેં આપણા રાજ્યના જન્મ મરણના આંકડા તપાસી જોયા છે અને તે આંકડાને જોતાં આપણા રાજ્યમાં જન્મ કરતાં મરણનું

પ્રમાણ બમણું હોવાથી મરણના કરથી તો વળી વિશેષ લાભ થવાનો સંભવ નિર્વિવાદ છે. મારો એવો પ્રસ્તાવ છે કે છોકરીના જન્મ ઉપર એક રૂપિયાનો તથા છોકરાના જન્મ ઉપર બે રૂપિયાનો કર નાખવો; પાંચ વર્ષથી નીચેનાં બાળકોનાં મૃત્યુ ઉપર એક રૂપિયાનો તથા પાંચ વર્ષથી ઉપરના વયનાં મનુષ્યોનાં મરણ ઉપર બે રૂપિયાનો કર નાખી દેવો અને સ્મશાનમાં જે ખાંપણ (કફન) ઢેઢ ભંગી ઊપાડી જાય છે તેની ઉપર પણ રાજ્યના અધિકારને સ્થાપી દેવો. નાનાવિધ કારણોથી બાળકોના મૃત્યુનું પ્રમાણ વધારે આવતું હોવાથી અને અનેક બાળકો તો જન્મીને બે ચાર કલાક અથવા બે પાંચ દિવસમાં જ રામશરણ ગઇ જતાં હોવાથી આ કર નાખવાથી બાળકોનાં આવા પ્રકારનાં તાત્કાલિક જન્મ તથા મૃત્યુના પ્રસંગે તો બમણો કર, એટલે કે જન્મ તથા મરણ ઉભયનો કર સાથે જ વસૂલ થતો રહેશે તેમ જ ઘણાંક માણસો મુંબઇ આદિક સ્થાનોમાં માંદા પડીને આપણા રાજ્યમાં કેવળ હવાફેરમાટે આવતાં હોવાથી અને તેમાંનાં ઘણાંક માણસો આપણા રાજ્યમાં જ પરલોકવાસી થઇ જતાં હોવાથી આ મરણનો કર બહુ જ લાભદાયક થઇ પડશે એવો મારો દૃઢ વિશ્વાસ છે. વળી આ કર અન્યાયયુક્ત અથવા અસ્વાભાવિક પણ નથી; કારણ કે, મૃત્યુના પ્રસંગે સ્મશાન તથા કબ્રસ્તાન આદિક રાજભૂમિનો જ ઉપયોગ કરવામાં આવતો હોવાથી રાજાને તેની ભૂમિનો કર પ્રજાએ આપવો જ જોઇએ. મારા ગણેલા હિસાબ પ્રમાણે આ કરથી દિવસ ઊગતાંની સાથે જ રૂપિયા પાંચ સોની આ સરેરાસ આવક થવી જ જોઇએ એટલે એ હિસાબે માસિક આવક રૂપિયા પંદર હજારની તથા વાર્ષિક આવક રૂપિયા એક લાખ ને એંસી હજારની થવા જાય છે. મેં સરેરાસ આવક એટલા-માટે ગણી છે કે જો કોઇ વાર રોજની આવક પાંચ સોને બદલે ચાર સોની જ થાય, તો પણ આપણા રાજ્યમાં મ્યુનિસિપાલિટીઓનાં મોટાં મોટાં નગરોમાંના અભાવ તેમજ ગામડાંનાં લોકોના અજ્ઞાનના કારણે વારંવાર પ્લેગ, કૉલેરા તથા માતા (વિશૂચિકા અથવા સ્મૉલ્ પૉક્સ) આદિક રોગોનાં આક્રમણો થયાં કરતાં હોવાથી તેવા પ્રસંગોમાં મરણનું પરિમાણ ચાર-ગણું કે આઠગણું વધી જાય છે એટલે સરેરાસ આવક પાંચ સોની ગણ-વામાં પ્રમાદ જેવું કાંઇ પણ નથી; કદાચિત્ એથી વધારે આવક થાય તો તે સંભવનીય છે; પરંતુ એથી ઓછી આવક તો નથી જ થવાની. વળી આ કર રોકડે રોકડો આવી જનારો હોવાથી મહિનાની આખર થતાં જ રૂપિયા પંદર હજાર રોકડા કલ્દાર આવીને રાજ્યની તીજોરીમાં પડયા જ છે

એમ માની લેવાનું છે. જો આ કરની વાર્ષિક આવકને સામટી જ વસૂલ કરી લેવી હોય તો આ રકમમાં રૂપિયા ત્રીસેક હજારની છૂટ મૂકીને દોઢ લાખ રૂપિયામાં એ કરની વસૂલાતનો ઇજારો આપી દેવામાં આવે, તો બીજી વસ્તુઓના ઇજારા પ્રમાણે આ કરનો ઇજારો રાખનાર વ્યાપારી બચ્ચાઓ પણ મળી આવે તેમ છે એટલામાટે જો આપ નામદારની ઇચ્છા હશે તો આવો કોઇ ઇજારદાર પાંચ દશ દિવસમાં જ મળી આવશે અને નહિ તો કોઇને દબાવીને પણ આ કરનો ઇજારો આપણે આપી શકીશું."

"ગિરિરાજદાસ, આપ જો યૂરોપના કોઇ દેશમાં જન્મ્યા હોત, તો આપને આ બુદ્ધિમત્તાના યોગે ગ્લૅડસ્ટન અથવા પ્રિન્સ બિસ્માર્કની ઉપમાથી જ લોકોએ વિભૂષિત કર્યા હોત. દોઢ લાખ નહિ ને સવા લાખ રૂપિયા રોકડા આપી આ કરનો ઇજારો લેવાને કોઇ વ્યાપારી બચ્ચો તૈયાર હોય તો તેને ગોતી કાઢો; દસ હજાર રૂપિયા તમારી મેહનત તથા દલાલીના તમોને મળી જશે. બેચાર દિવસમાં જ આ કર નખાયા બાબતનાં જાહેરનામાં દરેક મહાલમાં પહોંચી જવાં જોઇએ અને આ કરને આવતા મહિનાની પહેલી તારીખથી અમલમાં મૂકાયલા કર તરીકે જાહેર કરી દેવો જોઇએ કે જેથી ઇજારો પણ ઝટપટ આપી શકાય." મહારાજા ઇશ્વરસિંહજીએ, રૂપિયા દોઢ લાખના નામથી તેમના મોઢામાં પાણી આવી જતાં, આ ઉદ્ગારો કાઢ્યા.

એ જ વેળાયે હજૂરીએ દશરથજીના આવ્યાની ખબર આપતાં આ વાત આટલેથી જ અટકી. કંપિત હૃદયથી ઠક્કર દશરથજી આવી લાગ્યો અને મહારાજાને એ રૂપિયાની ધોળ કરીને ગાલીચા ઉપર બેસી ગયો.

"કેમ, દશરથજીભાઇ, છો તો આનન્દમાં ને ? મારા સાંભળવા પ્રમાણે આજકાલ તમારો વસવાટ ભૂમંડલા કરતાં મુંબઇમાં વધારે હોય છે. કદાચિત્ ભૂમંડલા કરતાં મુંબઇનાં હવા પાણી તમોને વધારે માફક આવતાં હશે." મહારાજા ઇશ્વરસિંહજીએ દશરથજીને સંબોધીને આવી રીતે કાંઇક કટાક્ષપૂર્વક વાર્તાલાપનું મંગલાચરણ કર્યું.

"તેવું તો કાંઇ પણ નથી, અન્નદાતા," દશરથજી પણ 'સમય વર્તીને સાવધાન' રહેવાના ન્યાયને અનુસરીને અતિશય વિનયપૂર્વક કહેવા લાગ્યો: "જો નરકમાં વૈભવ વિલાસોનો સંભવ હોય તો જ મુંબઇનાં હવા પાણી ભૂમંડલાના અથવા વસ્તુતઃ આપણા આ પ્રદેશના કોઇ પણ અન્ય સ્થાનનાં હવા પાણી કરતાં વધારે સારાં હોવાના સંભવને માની શકાય. દેશ દેશના લોકો મુંબઇમાં આવીને ધામા નાખીને પડ્યા છે તે કેવળ પેટના ખાડાને ભરવામાટે અથવા તો રોટલામાટે; નહિ કે ત્યાંનાં હવા

પાણીની ઉત્તમતાના ઉપભોગમાટે. મારે પણ આ કારણથી હમણાં અમારા સ્વર્ગવાસી શેઠની મુંબઈમાંની સ્થાવર તથા જંગમ સંપત્તિની વ્યવસ્થામાટે મુંબઈમાં કાંઈક વધારે સમય વીતાડવો પડે છે; નહિ તો મુંબઈમાં વસવાની મારી પોતાની તો જરાય ઇચ્છા નથી, અને તેટલામાટે જ મારા ઘરખટલાને તો મેં ભુમંડલામાં જ રાખ્યો છે; મુંબઈમાં તો હું એકલો જ રહું છું. મુંબઈ ભલે ચોર્યાસી બંદરનો વાવટો હોય, વીસમી સદીની ઇન્દ્રપુરી હોય અથવા તો હિન્દુસ્થાનની પૅરિસપુરી હોય, પણ તેનાથી કાંઈ આ ભુમંડલા નગરીની અને રામરાજ્યની સમાનતા તથા સ્પર્ધા કરી શકાય તેમ છે?"

"પોતાની જન્મભૂમિના સંબંધમાં અને આ રાજ્યના સંબંધમાં તમારા હૃદયમાં આટલી સીમા પર્યન્ત અભિમાનપૂર્ણ અનુરાગ વસી રહ્યો છે એ તમારા સદ્‌ગુણમાટે હું તમોને ધન્યવાદ આપું છું." આવી રીતે દશરથજીને પંપાળવાનો પ્રયત્ન કરતા મહારાજા શ્રી. આગળ વધીને મુદ્દાની વાતપર આવી જવાના આશયથી કહેવા લાગ્યા કે: "દશરથજીભાઈ, એ વાર્તા તો ઘણા સમયથી મારા જાણવામાં હતી કે જ્યારે તમારા સ્વર્ગવાસી શેઠ જીવતા હતા ત્યારથી જ તમારાં સ્વર્ગવાસિની શેઠાણીના તમારા ઉપર ચારે હાથ હતા અને તેઓ તમારાપર લોકોના હૃદયમાં સંશયને ઉત્પન્ન કરનારી સીમાપર્યંતની કૃપાદૃષ્ટિ નાખતાં હતાં. આ કારણથી જ તેમણે તેમના પતિની સંપત્તિ તેમના પતિના દૂર દૂરના વારસોને ન સોંપતાં તમારા હાથમાં સોંપી દીધી હતી અને અત્યારે તેમની સ્થાવર તથા જંગમ સંપત્તિની વ્યવસ્થાના નામથી તમો તે સંપત્તિનો જે ઉપભોગ કરી રહ્યા છો તે પણ તે શેઠાણીની તમારા ઉપરની મીઠી મધુરી કૃપાનું જ પરિણામ છે. મારા હૃદયમાં આશ્ચર્ય એ જ વાતનું થયા કરે છે કે આ ભુમંડલા રાજ્યમાં અથવા તો આ ઇશ્વરસિંહજી મહારાજાની નવાઈમાં પોતાનાં સ્વર્ગવાસિની શેઠાણીની સંપત્તિને આવી રીતે ધોળે દિવસે ને ધૂમધડાકે તેમના વારસોને અંગૂઠા બતાવીને તેમ જ રાજ્યને પણ ખીંટીયે ભેરવીને બિલ્કુલ પચાવી જવાની તમો અજબ હિમ્મત બતાવી રહ્યા છો અને બધાને આંધળા તથા અબૂઝ માની રહ્યા છો. રાજ્યના અધિકારીઓને લાંચ આપીને તમોએ તમારાં શેઠાણીના ખોટા મૃત્યુપત્રને કોર્ટમાં રજિસ્ટર્ડ કરાવી લેવાનો ભયંકર ફોજદારી ગુનાહ કર્યો છે એ વાર્તા પણ અનેક પૂરાવાઓ સાથે મારા જાણવામાં આવી ગઈ છે અને એ મૃત્યુપત્ર આદિક પણ મારી પાસે મંગાવીને મેં તપાસી જોયાં

છે. તમો એક ઘણા જ આબરૂદાર તથા ખાન્દાન માણસ હોવાથી અને વળી તમારામાં રાજભક્તિ તથા રાજનિષ્ઠાનો ગુણ પણ સમાયલો હોવાથી અત્યાર સુધી મેં તમારાપર કશી પણ સખ્તાઇ નથી કરી અને હું તમારા આ બધા ખેલોને મૂગોમંતર થઇને જોતો રહ્યો છું. જો તમારા માટે મારા મનમાં ઉત્તમ વિચારો ન હોત, તો તમારાં એ શેઠાણીની મિલ્કતને ક્યાર-નીય જપ્ત કરાવી લીધી હોત અને તમોને ક્યારનાય જેલમાં પૂરાવી દીધા હોત, એ તમોને નવીનતાથી કહી બતાવવાની આવશ્યકતા એટલામાટે નથી કે મારી પ્રકૃતિ તથા પદ્ધતિને તમો સારી રીતે જાણો છો. ઠીક; તમારા હાથે આ ભૂલ થઇ છે અને અમારા આ સાધનદાસભાઇ સાથે પોતાની એ ભૂલને સુધારી લેવાની તમોએ ગોઠવણ કરી છે એટલે તમોને હું વધારે ઠપકો આપવા નથી માગતો. ત્યારે હવે કહો કે અહીંની સ્થાવર સંપત્તિને બાદ કરતાં તમારાં શેઠાણીની મુંબઇમાં જે સ્થાવર સંપત્તિ છે તેનાપર બિનવારસી માલ તરીકે આ રાજ્યથી કબ્જો કરી શકાય તેમ ન હોવાથી તેનાં નાણાં પણ રાજ્યને આપી દેવાની તમારી ઇચ્છા છે કે કેમ? કારણ કે, તે બ્રિટિશ હદમાંની મિલ્કતનાં નાણાં પણ આ રાજ્યને જ મળવાં જોઇએ એ તો તમો જાણો જ છો."

"મહારાજાધિરાજ, આપ તો સાગર સમાન ગંભીર છો અને દેવ-તુલ્ય દયાળુ તથા ક્ષમાશીલ છો એટલે અમારા પ્રમાદોની તો આપ શ્રીમાને અમોને ક્ષમા જ આપવી જોઇએ. આપ જે કાંઇ કહો છો તે સત્ય જ કહો છો; જે ન થવાં જોઇએ તે પાપકર્મો વિકારલાલસા તથા ધનના લોભથી મારા હસ્તથી થઇ ગયાં છે; પરંતુ હવે હું આગળ કરતાં ઘણો જ સુધરી ગયો છું અને કૃતકર્મોનો પશ્ચાત્તાપ કરી રહ્યો છું. અસ્તુ. અહીંની-મારાં શેઠાણીની સ્થાવર તેમ જ જંગમ સંપત્તિને તો કાયદાસર નાવારસી માલ તરીકે ઠરાવીને આપ પોતાના કબ્જામાં લઇ શકશો; પરંતુ મુંબઇના માળાઓ ઉપર આપ નામદારથી એવી રીતે કબ્જો નહિ કરી શકાય એટલે એનો મેં એવો રસ્તો શોધી કાઢ્યો છે કે અમારાં શેઠ તથા શેઠાણીના દૂરના વારસોને એમ કહીને ગભરાવી નાખ્યા છે કે: 'જો મુંબઇની મિલ્કતના ખુડદા કરીને તમો મહારાજાનાં ચરણોમાં નહિ ધરાવી દો અને મુંબઇમાં ઇશ્વરસિંહજી બાપૂનું રાજ્ય ન હોવાથી પોતાના અધિકારને સિદ્ધ કરવાની મૂર્ખતા દર્શાવશો, તો જતે દિવસે તમારાં ભૂમંડલામાંનાં ઘરબાર જપ્ત થઇ જશે, કાં તો ભૂમંડલામાં તમારાથી રહેવાશે જ નહિ ને કાં તો ભૂમંડલાની જેલમાં પૂરાઇ જવું પડશે અને તે ઉપરાન્ત ભૂમંડલામાં તમારો જે ધમ-

ધીકાર વ્યાપાર ચાલી રહ્યો છે તે બાર મહિને બાવીસથી પચીસ હજારની આવક આપનારા વ્યાપારના દ્વારને પણ તાળાં વસાઈ જશે. જાણે ચાર વર્ષ વ્યાપાર ન હોતો કર્યો એમ ધારીને આ મિલ્કતના નામનું સ્નાન કરી નાખો. રાજાની કૃપા હશે તો એટલો લાભ બીજી રીતે મેળવી શકાશે.' મારી આ વાત તેમને ગળે ઊતરી ગઈ છે અને તેઓ મુંબઈની સ્થાવર મિલ્કતનાં જે કાંઈ પણ નાણાં ઉપજે તે નાણાં આપ નામદારનાં ચરણોમાં ધરાવી દેવાને તૈયાર થઈ ગયા છે એટલે આમાં વાંધાવિષ્ટિ જેવું કાંઈ રહ્યું જ નથી; માત્ર મારે મુંબઈના માળાઓના વેચાણમાટે મુંબઈ જવું પડશે એટલે મુંબઈ જવાની રજા આ સેવકને મળવી જોઈએ."

"અહીંની જે કાંઈ પણ રોકડ રકમ હોય તે તથા અહીંની સ્થાવર મિલ્કતનાં ખત અમોને સોંપાવી દો અને પછી તમો ખુશીથી મુંબઈ ચાલ્યા જાઓ. પરંતુ અહીંથી રવાના થયા પછી મુંબઈની મિલ્કતનો ફેસલો પણ પંદરેક દિવસમાં થઈ જવો જોઈએ અને તેનાં નાણાં મને મોડાંમાં મોડાં એક મહિનાની મુદ્દતની અંદર મળી જવાં જોઈએ. હું વળી પણ તમોને ચેતવણી આપું છું કે આ બાબતમાં જરા પણ છેતરપિંડી અથવા ગાંગાગોસા કર્યાની વાત મારા જાણવામાં આવશે તો પછી અનિચ્છાપૂર્વક મારે મારા રંગને બદલી નાખવો પડશે." મહારાજાએ ભૂમંડલામાંની મિલ્કતની માગણી કરીને બીજી ચેતવણી પણ આપી દીધી.

"હવે આ દશરથજીના હાથે છેતરપિંડી થાય તો દશરથજીને એ બાપનો જ કહી શકાય. એની હવે જરાય ચિન્તા ન રાખશો." દશરથજીએ વિશ્વાસ બંધાવ્યો.

"શાબાશ. જો આજના વચન પ્રમાણે બધું કામ પાર પાડી આપશો, તો હું તમોને એમાંથી રૂપિયા દશથી પંદર હજાર મારી ખુશીથી ઇનામ તરીકે આપીશ; કારણ કે, તમો પણ કુટુંબ કબીલાવાળા છો એટલે તમોને પણ આમાંથી કાંઈક તો મળવું જ જોઈએ." મહારાજાએ દશરથજીને પણ લાલચમાં લપટાવવાનો પ્રયત્ન કર્યો.

"આ આપ નામદારની ઉદારતા છે." દશરથજીએ હૈયામાં છુપી હાય મારીને આ શબ્દો ઉચ્ચાર્યા.

ત્યાર પછી દશરથજીને રજા આપવામાં આવી.

* * * * *

બીજે જ દિવસે દશરથજીએ ભૂમંડલામાંની પોતાનાં સ્વર્ગવાસિની શેઠાણીની રૂપિયા બે લાખની સ્થાવર તથા જંગમ સંપત્તિ શેઠાણીના

વારસોના દસ્તાવેજ સહિત નામદાર મહારાજાને સોંપી દેવડાવી અને મહારાજાએ પણ પોતાને હરિશ્ચન્દ્ર સમાન વચનપાલક તરીકે સિદ્ધ કરી બતાવવામાટે રૂપિયા સાત હજાર એમાંથી જ દશરથજીને આપી દીધા અને તે ઉપરાંત બે દિવસમાં દશરથજીને 'ભૂમંડલારાજ્યાલંકાર'ની બહુમાનદર્શિની પદવીથી પણ વિભૂષિત કરી દીધા. નજરકયદી દશરથજી આવી રીતે બે લાખની મિલ્કતનું નૈવેદ્ય મહારાજારૂપ ભૈરવને ધરાવીને ચારેક દિવસ પછી 'ભૂમંડલારાજ્યાલંકાર' તરીકે હારતોરાના સત્કાર સહિત મુંબઇ જવામાટે ભૂમંડલામાંથી શેઠાણીના વારસો સહિત વિદાય થયા. જે દિવસે દશરથજીને 'ભૂમંડલારાજ્યાલંકાર' ની પદવીથી વિભૂષિત કરવામાં આવ્યા હતા તે જ દિવસે ભૂમંડલા રાજ્યમાં જન્મમરણના કરની વાર્તાને પણ ઘોષણાદ્વારા વ્યકત કરી દેવામાં આવી હતી. આ કરની વાર્તા સાંભળીને ભૂમંડલા રાજધાનીનાં નાગરિકો તથા નાગરિકાઓના ભયયુકત આશ્ચર્યનો અવધિ થઇ ગયો અને તેઓ અવર્ણનીય મનોવેદનાને અનુભવવા લાગ્યાં અસ્તુ. હવે આપણે પુનરપિ મુંબઇ પ્રતિ દૃષ્ટિપાત કરીશું.

---

## પ્રકરણ ૩૬ મું
## બ્રિટિશ અદાલતનો અદલ ઇન્સાફ

જે દિવસે દશરથજીભાઇ પોતાનાં સ્વર્ગવાસિની શેઠાણીની મિલ્કતના વારસો સહિત મુંબઇનાં બારામાં આવી લાગ્યા તે જ દિવસે આપણી કથાનાયિકા બાલવિધવા કલ્યાણી ઉપર તેના અપહરણના મલિન આશયથી પઠાણોના સાહાય્યપૂર્વક આક્રમણ કરનાર ભૂમંડલા રાજ્યના શૉફર વાલજી તથા અન્યાન્ય અધિકારીઓ તેમ જ તેમના પઠાણ સહાયકો ઉપર સેશન્સ કોર્ટમાં કેસ ચાલી રહ્યો હતો તે કેસનો ચુકાદો આપવાનો હતો અને એ વાર્તા અમદાવાદના સ્ટેશન ઉપર જ વર્તમાનપત્રના વાંચનથી દશરથજીના જાણવામાં આવી ગઇ હતી, એટલે ઘેર પહોંચી નહાઇ ધોઇ જમી જૂઠીને બરાબર સાડાદશ વાગ્યામાં તે હાઇકોર્ટમાં જવામાટે તૈયાર થઇ ગયો અને કુતૂહલવશ તેની શેઠાણીની મિલ્કતના વારસો પણ તેની સાથે કોર્ટમાં જવાને નીકળ્યા. તેમણે એક વિકટોરિયા ભાડે કરી લીધી. વિકટોરિયા ચાલવા માંડી એટલે દશરથજી પોતાના તે સહચરોને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે:—

"હું જ્યારે મુંબઇમાં હતો ત્યારે અને ત્યારપછી ભૂમંડલામાં પણ જૂદા જૂદા વિશ્વાસપાત્ર તથા જવાબદાર માણસોનાં મોઢેથી જે વાતો મારા

સાંભળવામાં આવી છે તે વાતો જો સાચી હોય, તો આપણા થોડા દિવસના એ ધાડપાડુ તથા ચોરાંઠિયા મહારાજા ઉપર જોખમનાં એવાં તો વાદળ ઝઝૂમી રહ્યાં છે કે આજના કેસનો ચુકાદો આવતાંની સાથે થોડા વખતમાં જ એ વાદળાં કદાચિત્ મહારાજાના માથાપર વર્ષી પડશે અને મહારાજાધિરાજ પદભ્રષ્ટ થઇને 'હરામનું ખાઇને મસીદે સુનાર' જેવા એક પગારદાર ખાનગી માણસ થઇ જશે; કારણ કે, મહારાજાના આવા ઝાઝા જુલ્મોએ દયાળુ બ્રિટિશ સરકારની આંખોને પણ ઉઘાડી નાખી છે અને તેથી નામદાર વાઇસરાય સાહબ તથા નામદાર ગવર્નર સાહબ મહારાજાને પદભ્રષ્ટ કરવાના કોઇ પ્રબળ નિમિત્તની જ પ્રતીક્ષા કરી રહ્યા છે. જો સેશન્સ જજ્જ આજે પોતાના જજમેન્ટમાં મહારાજાના સંબંધમાં પોતાના કાંઇ પણ પ્રતિકૂળ વિચારો દર્શાવશે, તો મહારાજાનું થોડા દિવસમાં આવી બન્યું છે એમ તમારે સો યે સો ટકા માની લેવાનું છે. પ્રભુ કરે ને એમ જ થાય ! આપણે અત્યારે મહાલોભિષ્ટ મહારાજાને મખલાળ ચટાડીને હાલ તરત અહીં નીકળી આવ્યા છીએ એ બહુજ સારૂં થયું છે. અહીંની મિલ્કતને તરતાતરત વેચીને ફનાફાતિયા કરી નાખવાની કશી પણ જરૂર નથી. જે કરવાનું હશે તે સંયોગોને જોઇને નીરાંતે કરીશું. જો આવું કાંઇ પરિવર્તન થઇ જશે, તો અહીંની મિલ્કત તો બચી જ જશે; પણ ત્યાંની મિલ્કત પણ કદાચિત્ આપણે પાછી મેળવી શકીશું.'

દશરથજી એક પહેલા નંબરનો ખટપટિયો તથા ખેપાની માણસ હોવાથી તે મિલ્કતના વારસો તેના મુખથી આ સમાચાર સાંભળીને પોતાનો સંતોષ દર્શાવવા લાગ્યા અને તે સાથે પ્રભુ પાસેથી મહારાજાની પદભ્રષ્ટતાની યાચના કરવા લાગી ગયા. અસ્તુ.

જ્યારે તેઓ સેશન્સ કોર્ટમાં આવી લાગ્યા ત્યારે સિપાહીઓએ તેમને એમ કહીને કોર્ટરૂમમાં જતા અટકાવ્યા કે: 'કોર્ટરૂમમાં માણસોની ઘણી જ જબરી ભીડ થઇ ગયેલી હોવાથી અને ત્યાં તલ નાખવાની જગ્યા પણ ખાલી ન હોવાથી કોર્ટરૂમમાં કોઇને પણ ન જવા દેવાનો અમોને સખ્ત હુકમ મળેલો છે એટલે તમારાથી હવે કોર્ટરૂમમાં જઇ શકાશે નહિ." પરંતુ દશરથજીના ખીસામાંથી એકદમ બહાર નીકળીને સિપાહી દાદાના હાથમાં વિરાજી ગયેલા મૂળાના પતીકા જેવા ગોળ ગોળ ને ધોળા ધોળા કલ્દારજીએ કોર્ટરૂમમાં જવાના તેમના માર્ગને ખુલ્લો કરી આપ્યો અને કોર્ટરૂમમાં વધારે ભીડ ભૂમંડલનિવાસીઓની જ થયેલી હોવાથી તેમને બેંચ ઉપર સંકડાશથી બેસવાની જગ્યા પણ સદ્ભાગ્યયોગે મળી ગઇ.

કલ્હારની કરામાત કાંઇ ઔર જ હોય છે ! બધા ય આરોપીઓને ક્યારના ય લાવીને પાંજરામાં બેસાડી દેવામાં આવ્યા હતા; બૅરિસ્ટરો તથા સૉલિ-સિટરો પણ મોટી સંખ્યામાં હાજર થઇ ગયા હતા; જ્યુરરો પણ હાજર હતા એટલે હવે માત્ર ન્યાયમૂર્તિના આવવાની જ વાર હતી. ભૂમંડલાના અધિકારીઓના કાઉન્સેલ મી. નન્દનવનલાલભાઇએ પોતાના એ આરોપી ક્લાયન્ટોના બચાવમાટે અનિશ્ચય વિદ્વત્તાપૂર્ણ તથા ઉત્તમ બુદ્ધિવાદ કરેલો હોવાથી ઘણાકોની એવી માન્યતા થઇ ગઇ હતી કે ભૂમંડલાના એ અધિ-કારીઓ તો નવ્વાણુ ટકા છૂટી જ જવાના; છતાં ઘણાક લોકો એવો અભિપ્રાય પણ ધરાવતા હતા કે કદાચિત તેઓ બિલ્કુલ નહિ છૂટી જાય, તો ય બબ્બે ચાર ચાર વર્ષથી વધારે શિક્ષા તો તેમને નથી જ મળવાની ન્યાયમૂર્તિએ કોર્ટમાં પધારી પોતાના ન્યાયાસન ઉપર બિરાજીને પોતાનું જજમેન્ટ જ્યૂરીના સદ્‌ગૃહસ્થોને સંબોધીને વાંચી સંભળાવ્યું. ન્યાયમૂર્તિનો કંઠસ્વર માધુર્યમિશ્રિત બુલન્દ હોવાથી અને તેમની વાંચવાની છટા પણ સુંદર તથા મનોહર હોવાથી જ્યારે તેઓ પોતાના જજમેન્ટને વાંચી રહ્યા હતા ત્યારે કોર્ટરૂમમાં મનુષ્યોની આટલી જબરી ભીડ હોવા છતાં પણ મૌન તથા શાંતિનો અધિકાર એટલી સીમા પર્યન્ત વ્યાપી ગયો હતો કે જો એક સુચી નીચે પડી જાય તો કદાચિત્ તેનો ધ્વનિ પણ શ્રવણોમાં આવીને અથડાય. જજમેન્ટ ઘણુંજ લાંબું હોવાથી સમસ્ત જજમેન્ટ અહીં ઉદ્ધૃત કરવાને બદલે અમો તેના અગત્યના અંતિમ ભાગને જ અહીં પ્રકા-શિત કરીએ છીએ. જજમેન્ટનો તે અગત્યનો અંતિમ ભાગ આ હતો:—

"જ્યૂરીના સભ્યો, મારા જજમેન્ટના અત્યાર સુધીના ભાગના શ્રવણથી એ વાર્તા તો સંપૂર્ણ સ્વરૂપમાં આપના જાણવામાં આવી ગયેલી હોવી જ જોઇએ કે ભૂમંડલાના નામદાર મહારાજાએ તેમના આ આરોપી-અધિકારીઓને નાણાંની પૂરેપૂરી સહાયતા આપીને બાલવિધવા કલ્યાણીને કોઇ પણ ઉપાયથી મુંબઇમાંથી ઊપાડીને ભૂમંડલા પહોંચાડી દેવામાટે જ મુંબઇ મોકલ્યા હતા એટલે મુંબઇમાં એ કાર્ય વિના બીજું કોઇ કાર્ય તેમણે કરવાનું હતું જ નહિ. તેમના મુંબઇ નિવાસના સમયમાં પણ મહા-રાજા તરફથી તેમને મળતી રહેલી નાણાંની રકમોના મજબૂતથી મજબૂત ચાર પૂરાવા રજૂ થઇ ચૂક્યા છે અને એમના પર મહારાજાના પોતાના હસ્તથી લખાયલા અમુક પ્રકારના કાગળો પણ પૂરાવામાં હાજર છે. ભૂમંડલાના એ અધિકારીઓએ કલ્યાણીને ઊપાડી જવાના બીજા કોઇ પણ ઉપાયને ન જોઇને છેવટે અહીંના અમુક દાદાગીરી કરનારા પઠાણોને નાણાંની મોટી

રકમ આપવાનું કરીને એ કાર્યની સફળતામાટે રોકી લીધા હતા એ વાત બીજા પૂરાવા, આરોપી પઠાણોની કબૂલાત તથા ચારે અધિકારીઓએ તેમને લખી આપેલા દસ્તાવેજથી કોઇ પણ જાતના શક વગર સાબિત થઇ ગઇ છે. આરોપીઓએ જ્યારે બાલવિધવા કલ્યાણી ઉપર, તેને ઊપાડી જવામાટે, આક્રમણ કર્યું ત્યારે તે આક્રમણ એવા આશયથી જ કરવામાં આવ્યું હતું કે જો કોઇનાં ખૂન કરવાનો પ્રસંગ આવી લાગે તો ખૂન કરીને પણ કલ્યાણીને તો ઊપાડી જ જવી. પ્રસંગ તેવો જ આવી લાગ્યો અને દુર્ભાગ્યવશાત્ તેમની સાથે અમસ્તા આવેલા એક નિર્દોષ સદ્ગૃહસ્થ એમ. એલ. સી. આરોપીની રિવૉલ્વરની ગોળીનો ભોગ થઇ ગયા. ઑનરેબ્લ આનન્દશંકરભાઇ તથા બાલવિધવા કલ્યાણી ઘાયલ થઇને જ બચી ગયાં એ ઇશ્વરની એમના ઉપરની કૃપાનું જ પરિણામ; નહિ તો કદાચિત્ એઓ બન્ને પણ આરોપીઓની રિવોલ્વરોમાંથી છૂટેલી ગોળીઓથી વીંધાઇને મૃત્યુના મુખમાં જઇ પડ્યાં હોત ! નેટિવ સ્ટેટોના આવા કેટલાક પ્રૉફ્લિગેટ પ્રિન્સિસ અથવા લિબર્ટાઇન્ રૂલર્સ બ્રિટિશ એમ્પાયર અથવા બ્રિટિશ ટેરીટરીમાં પણ આટલી હદ સુધીની ધમાચકડી મચાવવાની હિમ્મત બતાવી શકે છે ત્યારે તેઓ પોતાના રાજ્યમાં પોતાની ગરીબ પ્રજા ઉપર તો કોણ જાણે કેવા ને કેટલાય અમાનુષ અત્યાચારો કર્યા કરતા હશે, એની કલ્પના તમારે પોતાને જ કરી લેવાની છે. આ કેસમાં આરોપીઓનો બચાવ કરતાં હજારો રૂપિયા ખર્ચાય છે; બચાવના ખર્ચની સઘળી રકમ કદાચિત્ રૂપિયા બે લાખની પણ થઇ જાય અને આરોપીઓમાંનો એવો એક પણ માણસ માલદાર નથી કે જે આટલી મોટી રકમ પોતાના બચાવમાટે ખર્ચી શકે; તો પછી આ બધાં નાણાં આવે છે ક્યાંથી ? જ્યાંથી આવવાં જોઇએ ત્યાંથી. એ બ્રિટિશ સરકારના રક્ષિત રાજાઓ ઉપર કેસ ચલાવવાનો હાઇ કોર્ટનો અધિકાર ન હોવાથી આ બાબતનો જે વિચાર તથા પ્રબંધ કરવાનો હશે તે ગવર્ન્મેન્ટ પોતે જ કરી લેશે એટલે કોર્ટ તો અત્યારે કેવળ આ આરોપીઓના અપરાધનો જ વિચાર તથા નિર્ણય કરવાનો છે. આ કેસમાં એકંદર સાત આરોપીઓ છે અને તેમની વિરુદ્ધ જે દાર્શનિક તથા સાંયોગિક પૂરાવા કોર્ટ સમક્ષ રજૂ કરવામાં આવ્યા છે તે સર્વ પૂરાવાઓનો, આ કેસનાં મૂળ કારણોનો તેમ જ પ્રોસિક્યૂશન તથા ડિફેન્સ બન્ને તરફના સાક્ષીઓની પ્રતિષ્ઠિતતા તથા સત્યાસત્યવાદિતાનો સમતોલ તથા નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચાર કરીને તમો આરોપીઓને અપરાધી માનો છો કિંવા નિરપરાધી

આનો છો એ વાતને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દો અને ન્યાયદેવતાના કાર્યમાં સહાયભૂત થવાના તમારા કર્તવ્યનું દક્ષતાથી પાલન કરી બતાવો એટલી જ તમોને મારી સૂચના તથા પ્રાર્થના છે."

જ્યૂરીના સભ્યોને આ પ્રમાણે કહીને ન્યાયમૂર્તિ પોતાની ચેમ્બરમાં ચાલ્યા ગયા અને જ્યૂરીના ફોરમેન તથા સભ્યો અપરાધીઓના અપરાધના વિચારમાટે બીજી ચેમ્બરમાં ચાલ્યા ગયા. તેમને વિચારમાટે એક કલાકનો ટાઇમ આપવામાં આવ્યો હતો. ન્યાયમૂર્તિ આરોપીઓને અપરાધી જ માનતા હતા એ તો ચોખ્ખું દેખાઇ આવ્યું એટલે હવે લોકો જ્યૂરીના અભિપ્રાયની જ આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યા.

એક કલાક પછી જ્યૂરીના ફોરમેન તથા સભ્યો ચેમ્બરમાંથી પાછા કોર્ટમાં આવી લાગ્યા અને ત્યારપછી ન્યાયમૂર્તિ પણ પોતાની ચેમ્બરમાંથી આવીને ન્યાયાસન ઉપર વિરાજી ગયા. જ્યૂરીના ફોરમેને ઊભા થઇ ન્યાયમૂર્તિ તથા સર્વ સામાન્ય જનોને સંબોધીને કહ્યું કે: "એક કલાક જેટલો સમય સંપૂર્ણ વિચાર તથા વાદાનુવાદમાં વીતાડયા પછી આજની આ જ્યૂરીના અમો સર્વ સભ્યો લેશમાત્ર પણ મતભેદ વિના આ કેસમાંના સર્વ આરોપીઓને અપરાધી (ગિલ્ટી) તરીકે સ્વીકારીએ છીએ અને એ જ ઇચ્છીએ છીએ કે મુંબઇમાં તેમ જ હિન્દુસ્થાનના અન્યાન્ય પ્રાન્તોમાં ભવિષ્યમાં આવા ભયાનક અપરાધોને અસ્તિત્વમાં આવતા અટકાવવામાટે આ આરોપીઓને દાખલો બેસાડનારી વધારેમાં વધારે શિક્ષા મળવી જોઇએ."

ન્યાયમૂર્તિના મનનું વલણ તો સામાન્યત: સર્વના જાણવામાં આવ્યું જ હતું અને જ્યૂરીનો પણ આવો અભિપ્રાય સાંભળવામાં આવ્યો એટલે હવે ન્યાયમૂર્તિ શી શિક્ષા ફર્માવે છે એ સાંભળવાની જ લોકોના મનમાં અધીરતા તથા આતુરતા થવા લાગી. જ્યૂરીના આ અભિપ્રાયને સાંભળી લઇને ન્યાયમૂર્તિએ પોતાના જજમેન્ટમાં જે જગ્યા ખાલી રાખી હતી તેને લખીને ભરી નાખી અને ત્યાર પછી તેમણે આ પ્રમાણે અપરાધીઓને શિક્ષા સંભળાવી દીધી:—

"જ્યૂરીના સભ્યોએ આ કેસને આદિથી અંત પર્યન્ત શાંતચિત્ત તથા એકાગ્ર ભાવથી સાંભળી લઇને પોતાનો જે ઉચિત નિર્ણય આપી દીધો છે તે સર્વથા ધન્યવાદને પાત્ર છે. હું જ્યૂરીના અભિપ્રાય સાથે સંપૂર્ણ સમ્મત થઇને હિન્દુસ્થાનમાં ન્યાયપુર:સર સ્થપાયલા

બ્રિટિશ સામ્રાજ્યના કોઇ પણ વિભાગમાં આવા ભયાનક અપરાધો અસ્તિત્વમાં આવતા અટકી જાય એવા શુભ હેતુથી આ કેસમાંના એકંદર અચ્છનખાન, દિલાવરખાન, મુહમ્મદખાન તથા અબ્દુલ્લાખાન એ ચાર આરોપીઓ તેમ જ ભૂમંડલાના મહારાજા ઇશ્વરસિંહજીના એજન્ટો તરીકે કેવળ આ અપરાધ કરાવવાના આશયથી જ મુંબઇમાં આવીને રહેલા ભૂમંડલા રાજ્યના રેવન્યુ કમિશ્નર વિનાયકરાવ, પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અમીરખાન, સૈન્યાધિકારી રણજિતસિંહ તથા શૉફર વાલજી આદિક બીજા ચાર આરોપીઓને ઇરાદાપૂર્વક કરેલી માનવહત્યાના અપરાધમાટે મૃત્યુની શિક્ષા ફર્માવું છું; એટલે કે, એ ખૂનીઓને ફાંસી આપીને મારી નાખવા એ જ આ બ્રિટિશ વરિષ્ટ અદાલતનું ફર્માન છે. ફાંસીની તારીખ હવે પછી નિયત કરવામાં આવશે અને તે તારીખ નિયત થવા પૂર્વે જો આરોપીઓની ઇચ્છા હશે તો તેમનાથી અપીલ આદિક કરી શકાશે."

ન્યાયમૂર્તિના મુખમાંથી આ મૃત્યુદંડ વિષયક આજ્ઞા બહાર પડવાની સાથે જ કોર્ટમાં એકત્ર થયેલા ધારાશાસ્ત્રીઓથી આરંભીને સામાન્યથી સામાન્ય મનુષ્યો પણ ભય તથા આશ્ચર્યથી સ્તંભિત થઇ ગયા; કારણ કે, સર્વ આરોપીઓને આવી રીતે મૃત્યુદંડની આજ્ઞા સંભળાવી દેવામાં આવશે એવી કોઇની લેશમાત્ર પણ માન્યતા હતી જ નહિ અને બહુધા હોઇ શકે પણ નહિ. આરોપીઓ પોતે પણ એમ નહોતા માનતા કે તેમને મૃત્યુની શિક્ષા સંભળાવવામાં આવશે એટલે તેઓ પણ અત્યાર સુધી કાંઇક હિમ્મતમાં હતા અને કોર્ટમાં પણ બેપરવાઇથી જ આવતા હતા. પરંતુ આ શિક્ષા સાંભળતાંની સાથે જ તેમની હિમ્મત તથા બેપરવાઇનો કિલ્લો એકદમ કડડભૂસ થઇ ગયો, મૃત્યુની ભીષણ આકૃતિ તેમને પોતાનાં નેત્રો સમક્ષ દંડાયમાન થયેલી દેખાવા લાગી, તેમનાં નેત્રો સમક્ષ અંધકાર છવાઇ ગયો અને તેમનાં હૃદય તથા શરીરોમાં ભયાનક કંપ થવા લાગ્યો. પઠાણો ગમે તેવા પણ કાંઇક કઠણ છાતીના હોવાથી ગભરાઇ જવા છતાં પણ બેહોશ તો ન જ થયા; પરંતુ ભૂમંડલાનરેશના એજંટોમાંના રેવન્યૂ કમિશ્નર વિનાયકરાવ તથા શૉફર વાલજી તો આ મૃત્યુદંડની આજ્ઞાને સાંભળતાંની સાથે જ પાંજરામાં જ્યાં ઊભા હતા ત્યાં જ મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડયા અને તે એટલી સીમા પર્યન્ત કે તેમને શુદ્ધિમાં લાવવામાટે ડૉકટરને બોલાવવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ ગઇ. આરોપીઓના કાઉન્સેલોએ તરત અપીલ કરવાની ઇચ્છા ન્યાયમૂર્તિને દર્શાવી દીધી અને પોતાના અસીલોને 'અપીલમાં તમે આવશ્ય છૂટી જશો એટલે

અત્યારે જ આટલી સીમા પર્યન્ત નિરાશ થઇ જવાનું કાંઇ પણ કારણ નથી' એવા પ્રકારનાં આશ્વાસનો આપ્યાં ત્યારે જ બાકીના ૭ આરોપીઓ કાંઇક શાંત થયા. ૭ આરોપીઓને નીચે લૉકઅપમાં લઇ જવામાં આવ્યા અને મૂર્છિત થયેલા બે આરોપીઓને ત્યાંથી ઊપાડીને લૉકઅપમાં લઇ જવા પડયા. ડૉક્ટરે આવીને લૉકઅપમાં તેમનો જ્યારે ઉપચાર કર્યો ત્યારે બે કલાક પછી તેઓ શુદ્ધિમાં આવ્યા; છતાં તેમના મસ્તિષ્કમાં મૃત્યુદંડનું એવું તો ભયંકર પરિણામ થઇ ગયું કે તેઓ શુદ્ધિમાં આવતાંની સાથે જ ઉન્માદનાં ચિહ્નોને દેખાડવા લાગ્યા; તેમની દશા મહાદયાજનક થઇ પડી. યથાસમય તેમને લૉકઅપમાંથી જેલની ગાડીમાં બેસાડીને જેલમાં લઇ જવામાં આવ્યા.

કોર્ટમાં મહારાજા ઇશ્વરસિંહજીના અમુક ગુપ્તચરો આવેલા હોવાથી તેમણે સેશન્સ જજના આ ચુકાદાના સમાચાર ભૂમંડલાના અમુક ગુપ્તચર ઉપર તારથી મોકલી આપ્યા અને તેથી એ સમાચાર સાંઝે ૭ વાગ્યામાં તો ભૂમંડલાનરેશના જાણવામાં આવી ગયા. આ ચુકાદાથી તેઓ અતિશય નિરાશ થઇ ગયા અને તે જ દિવસે રાત્રિના સમયમાં બાર વાગ્યા સુધી મુંબઇના કાગળો લખીને પોતાના કાઉન્સેલને તરત અપીલ કરવાની અને કોઇ પણ પ્રયત્ને આરોપીઓને મૃત્યુદંડથી મુક્ત કરાવવાની આવશ્યક સૂચનાઓવાળા તે કાગળોને રાતો રાત ટપાલમાં નખાવી દીધા કે જેથી સવારના ૭ વાગ્યાના મેલમાં તે નીકળી જાય.

મુંબઇનાં સંધ્યાકાળે પ્રકટ થતાં અંગ્રેજી, ગુજરાતી તથા મરાઠી આદિક ભાષાનાં વર્તમાનપત્રોમાં આ કેસમાંના આરોપીઓને સંભળાવવામાં આવેલી ફાંસીની સજાનો અહેવાલ પ્રકટ થઇ જતાં મુંબઇમાં વસતા ભૂમંડલાના નાગરિકોના હૃદયમાં એક પ્રકારનો અવર્ણનીય સંતોષ થવા લાગ્યો તેમ જ અન્યાન્ય તટસ્થ જનો પણ બ્રિટિશ ન્યાયમંદિરને આ નિષ્પક્ષપાત ન્યાય આપવામાટે અનેકાનેક ધન્યવાદો આપવા લાગ્યા.

* * * * *

આ ઘટનાને એક દિવસ જેટલો સમય વીત્યા પછી આનન્દશંકરભાઇને પૂનાથી મુંબઇ ઇલાકાના નામદાર ગવર્નર સાહેબનો એક ખાનગી કાગળ મળ્યો. તે કાગળ વાંચીને તે જ દિવસે તેઓ ભૂમંડલાનરેશનાં સતીસાધ્વી મહારાણી આનન્દકુમારી બા સાહેબને મળ્યા અને તેમની સાથે અમુક એક રાજનૈતિક વિષયનો લગભગ એક કલાક સુધી ઊહાપોહ કરીને રાતની છેલ્લી ટ્રેનમાં પૂના જવામાટે મુંબઇથી વિદાય થઇ

ગયા. પૂનામાં બીજે દિવસે તેઓ નામદાર ગવર્નર સાહેબને તેમના નિવાસાલયમાં જઇને મળ્યા અને તેમની સાથે જે પરામર્શ તથા મંત્રણા આદિ કરવાનાં હતાં તે કરીને પૂનામાં પોતાના બીજા કોઇ ખાનગી કામમાટે એકાદ દિવસ રોકાઇ પાછા મુંબઇ આવી લાગ્યા. તેમણે મહારાણી શ્રી આનન્દકુમારી બા સાહેબ સાથે કયા વિષયનો ઊહાપોહ કર્યો હતો, નામદાર ગવર્નર સાહેબ પાસે પૂના તેઓ શા કારણથી ગયા હતા અને ત્યાં તેઓ નામદાર સાથે શી મંત્રણા થઇ હતી ઇત્યાદિ વિષયોનો સમય આવતાં પોતાની મેળે જ પ્રકાશ થવાનો હોવાથી અહીં તેના આટલા સૂચનથી અધિક વિવેચનની આવશ્યકતા નથી.

* * * *

એ પછી એક સપ્તાહ જેટલા સમયમાં જ આપણા ભૂમંડલાપતિ શ્રી શ્રીમાન્ ઇશ્વરસિંહજી મહારાજને નામદાર વાઇસરાય તરફથી એવા આશયનું આલ્ટિમેટમ્ મળી ગયું કે: "ભૂમંલાના રાજ્યકર્તા નરેશ ઇશ્વરસિંહજી બહાદુર, એક રાજા તરીકેની આપ નામદારની અત્યાર સુધીની અપરાધપૂર્ણ, પ્રજાપીડક તથા સર્વથા નિષ્ફળ કાર્યકીર્તિને જોતાં બ્રિટિશ સરકારને નિરુપાય થઇને એવા જ નિર્ણય ઉપર આવવું પડયું છે કે કાં તો આપ નામદારે આપના હસ્તથી થયેલા અન્યાય, અત્યાચાર તથા પ્રજાપીડન આદિક અપરાધોની બ્રિટિશ સરકારના નીમેલા કમીશનદ્વારા તપાસ કરાવીને પોતાની નિરપરાધિતાને સિદ્ધ કરી બતાવવામાટે તૈયાર થઇ જવું અને કાં તો પોતાની ઇચ્છાથી જ આજથી એક માસના કાલાવધિમાં પોતાના રાજપદને ત્યજી દઇને ઉત્તરાધિકારી તરીકે કોઇ પણ યોગ્ય પુરુષ-દત્તક-નું નામ સૂચવી દેવું. જો બ્રિટિશ ગવર્નમેન્ટને તે પુરુષ યોગ્ય જણાશે, તો આપ નામદારના ઉત્તરાધિકારી તરીકે તેનો જ રાજ્યાભિષેક કરવામાં આવશે અને નહિ તો બ્રિટિશ સરકાર આપ નામદારના કોઇ પણ યોગ્ય ભાયાતને પસન્દ કરીને તેનો રાજ્યાભિષેક કરી દેશે. જો આ બેમાંના કોઇ પણ એક માર્ગને સ્વીકારવાના સંબંધમાં આપ નામદારનો નક્કી જવાબ અમોને દશ દિવસમાં નહિ મળી જાય, તો વરિષ્ઠ સામ્રાજ્યસત્તાની રૂએ અમારે આપ નામદારને પદભ્રષ્ટ કરીને એડમિનિસ્ટ્રેશનની કામચલાઉ નવીન વ્યવસ્થા કરવી પડશે એની અવશ્ય નોંધ લઇ લેશો."

મહારાજા ઇશ્વરસિંહજીની કાળી કાર્યકીર્તિના અંતનો આવી રીતે આરંભ થઇ ગયો; આ આજ્ઞાપત્રે મહારાજાનાં ગાત્રોને ગાળી નાખ્યાં.

# પ્રકરણ ૩૭ મું

## કાળચક્રનું પરિભ્રમણ

જેની પ્રાણાધિકા પવિત્રતાનો પિશાચપ્રકૃતિ મહારાજા ઇશ્વરસિંહજી તથા તેમના શયતાનસ્વરૂપ શૉફર વાલજીએ બળાત્કારથી નાશ કરી નાખ્યો હતો તે રાજપૂત રમણી કુસુમકુમારીને તેનો પતિ સંગ્રામસિંહ તથા તેનો બંધુ પ્રતાપસિંહ વૈજનાથના ખંડીયેરમાંથી નસાડી ગયા હતા અને કોઇ ગુપ્તસ્થાનમાં ચાલ્યા ગયા હતા એ પ્રસ્તુત નવલકથાના સત્તાવીસમા પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાનું તો અમારાં પાઠકો તથા પાઠિકાઓને સ્મરણ હોવું જ જોઇએ; માત્ર એટલું જ નહિ, પણ સંગ્રામસિંહ તથા પ્રતાપસિંહે કોઇ પણ ઉપાયથી મહારાજા ઇશ્વરસિંહજી તથા શૉફર વાલજીની હત્યા કરી નાખવાની ભીષ્મપ્રતિજ્ઞા કરેલી હતી અને કુસુમકુમારી તે નરપિશાચોને મૃત્યુના મુખમાં પડતા જોઇ લેવામાટે જ પોતાના શરીરમાં જીવનને અનિચ્છાપૂર્વક ધારણ કરી રહી હતી એ વાર્તા પણ પાઠકો તથા પાઠિકાઓના સ્મરણપટમાં અવશ્ય વિદ્યમાન હોવી જોઇએ. અર્થાત્ આ પરિસ્થિતિમાં અહીં સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે એ ત્રણે વ્યક્તિયો વૈજનાથના ખંડીયેરમાંથી પલાયન કરીને ક્યાં ગઇ હતી, તેમણે કયા સ્થાનમાં અજ્ઞાતવાસ કર્યો હતો અને તેમના હસ્તથી પોતાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાના જે પ્રયત્નો થવા જોઇએ તે થતા હતા કે કેમ ? પ્રસ્તુત પ્રકરણના વાચનથી આ સર્વ પ્રશ્નોનાં સમાધાનકારક ઉત્તરો પાઠકો તથા પાઠિકાઓને મળી જવાનાં છે.

ભૂમંડલા રાજ્ય તથા તેની આસપાસનાં બે બીજાં રાજ્યોની સીમામાંના બે પર્વતોમાં જે કેટલાંક ગુપ્તસ્થાનો અસ્તિત્વ ધરાવતાં હતાં તે સંગ્રામસિંહ તથા પ્રતાપસિંહના જાણવામાં હોવાથી અને જો તે પર્વતોમાંની કોઇ એક ગુહામાં જઇને નિવાસ કરવામાં આવે તો બાર ને બાર ચોવીસ વર્ષ પર્યન્ત પણ કોઇને તેમનો પત્તો મળી શકે તેમ ન હોવાથી તેઓ ઉપર્યુક્ત બે પર્વતોમાંના વરદાચી પર્વતમાં ચાલ્યાં ગયાં હતાં અને ત્યાંની એક ગુપ્તગુહામાં નિવાસ કરીને રહ્યાં હતાં. સંગ્રામસિંહ તથા પ્રતાપસિંહ પ્રથમ તો એકાદ માસ પર્યન્ત તે પર્વતપ્રદેશમાંથી બહાર નીકળ્યા જ ન હોતા અને તે એટલામાટે કે તેમની દાઢીઓ સારી રીતે વધી જાય અને તેમ થતાં તેમનાથી પોતાની ઇચ્છા અનુસાર યથાસમય વેશપરિવર્તન કરી શકાય. એક માસ પછી તેઓ

લાંબી દાઢીઓ વધારી વેશપરિવર્તન કરીને રાજધાની ભૂમંડલામાં આવ્યા તો ત્યાં મહારાજાના રાજધાનીમાં આવી જવાના અને શૉફર વાલજી તથા ભૂમંડલાના અન્યાન્ય અધિકારીઓ ઉપર મુંબઈમાં ચાલતા અભિયોગના સમાચાર તેમને મળી ગયા. બ્રિટિશ ગવર્નમેન્ટ મહારાજા ઇશ્વરસિંહજીને પદભ્રષ્ટ કરવાની તૈયારીઓ કરી રહી હતી એ વાર્તા અદ્યાપિ તેમના જાણવામાં આવી શકી ન હોતી. હવે મહારાજા રાજધાનીમાં હોવાથી અને પ્રતાપસિંહ તેમનાં સર્વ નિવાસસ્થાનોનો સંપૂર્ણ જ્ઞાતા હોવાથી તેમણે ગુપ્તવેશમાં ભૂમંડલામાં વસવાનો અને અલ્પ સમયમાં મહારાજાની હત્યા કરીને પોતાની રાજપૂતપ્રતિજ્ઞાને પૂર્ણ કરી નાખવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. તેઓ પુરુષવેશધારિણી કુસુમકુમારીને પણ ભૂમંડલામાં લઇ આવ્યા અને ભૂમંડલાના બાહ્ય ભાગમાં સાધુ બાવાઓના પડયા રહેવામાટે જે એક ધર્મશાળા સોએક વર્ષ પૂર્વે ભૂમંડલાના કોઇ એક ધનાઢ્ય પુરુષે બંધાવી હતી અને જેની મરામ્મત પણ કોઇ કરાવતું ન હોતું તે ધર્મશાળામાં આવીને સાધુવેશમાં તેમણે છાવણી નાખી દીધી. પ્રતાપસિંહને જો તે પોતાના નિત્યના સામાન્ય વેશમાં હોય તો ભૂમંડલા રાજધાનીના બહુધા સર્વ જનો તત્કાળ ઓળખી શકે તેમ હતું છતાં તેને તેના સાધુવેશમાં કોઇ પણ ઓળખી શકતું ન હોતું એની પ્રતાપસિંહે ઘણીક વાર પોતાના ઓળખીતા પાળખીતા તથા અતિશય પરિચિત મનુષ્યો પાસે ભિક્ષાના નિમિત્તથી જઇને પૂરી ખાત્રી કરી લીધી હતી. મહારાજા ઇશ્વરસિંહજીનાં પાપોનો ઘડો હવે કાંઠા સુધી ભરાઇ રહેલો હોવાથી તેના ફૂટવાનો સમય આવી લાગ્યો હતો એમ જ કહી શકાય; કારણ કે, એક તરફથી બ્રિટિશ સરકાર તેમને પદભ્રષ્ટ કરવાના નિશ્ચયપર આવી લાગી હતી અને બીજી તરફથી આ બે રાજપૂત સિંહો તેમની પ્રાણજ્યોતને સદાને માટે બુઝાવી નાખવાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાના પ્રયત્નોમાં લાગેલા હતા. આવી રીતે ચારે તરફથી માથાપર ભયનાં વાદળ ઝઝૂમી રહેલાં હોવા છતાં મહારાજા ઇશ્વરસિંહજીના પૈશાચિક વિલાસો તો જેમના તેમ ચાલ્યા જ કરતા હતા; કારણ કે, તેમણે તો જડવાદી ચાર્વાકના એ જ સિદ્ધાંતને સ્વીકારી લીધો હતો કે: "જયાં સુધી જીવવું ત્યાં સુધી સુખમાં જીવવું, ઋણ કરીને પણ ઘૃતપાન કર્યા કરવું; આ દેહ ભસ્મીભૂત થઇ ગયા પછી એનો પુનર્જન્મ થવાનો નથી એટલે પરલોકના સુખની આશાથી આ લોકના સુખને તિલાંજલિ આપવી એ મૂર્ખતા છે." અને શૉફર વાલજી આદિકને મુંબઇમાં ફાંસીની સજા સંભળાવવામાં આવી હતી એ સમાચાર પણ

ભૂમંડલામાં આવી ગયા અને તે સમાચાર સાંભળવામાં આવતાં પ્રતાપસિંહ, સંગ્રામસિંહ તથા કુસુમકુમારી ભગ્ન ધર્મશાળામાં રાત્રિના સમયમાં આવા પ્રકારનો પરામર્શ કરવા લાગ્યાઃ—

"મારી એવી ઇચ્છા છે કે જે દિવસે મુંબઇમાં ઠૉફર વાલજી તથા બીજા ખુનીઓને ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવે તે જ દિવસે આપણે અહીં આ નરપિશાચ મહારાજા ઇશ્વરસિંહજીને આપણી તલ્વારને ઘાટ ઊતારી દેવો અથવા તો રિવૉલ્વરની ગોળીનો શિકાર બનાવી દેવો કે જેથી શયતાન ખસ્લત ઠૉફર તથા તેના સાથી બીજા અમલદારોની સેવાનો લાભ આ પિશાચરાજને નરકની વાટમાં પણ મળી શકે અને નરકની વાટમાં એ એકલો ન પડી જાય." પ્રતાપસિંહે પોતાના વિચારો આવા પ્રકારના શબ્દોથી વ્યકત કરી બતાવ્યા.

"અને જો તે દિવસે કાંઇ પણ અચિન્ત્ય વિઘ્ન આવી જતાં આપણાથી આ કાર્ય સિદ્ધ ન કરી શકાય, તો પછી એક બે દિવસમાં જ આ કાર્યને આપણે સિદ્ધ તો કરી જ નાખવું જોઇએ. હવે આ કાર્યને વધારે લંબાવવામાં સાર નથી; કારણ કે, ઘણીક વાર મુલ્તવી રાખવાનાં માઠાં પરિણામ ભોગવવાં પડે છે અને જો કોઇ ભયાનક વિઘ્ન આવી જાય છે તો આવાં કાર્યો અસિદ્ધ અવસ્થામાં જ રહી જતાં પાપાત્માઓ મૃત્યુના મુખમાંથી આબાદ છટકી જાય છે." સંગ્રામસિંહે હવે આ કાર્યને સત્વર પૂર્ણ કરી નાખવાની પોતાની તીવ્ર ઇચ્છા દર્શાવી દીધી.

"પરંતુ એ પિશાચપતિના પ્રાણહરણનો પ્રબંધ એવા પ્રકારનો થવો જોઇએ કે પ્રથમ મારાથી મારો પરિચય કરાવી શકાય અને મારા હસ્તથી જ એ નરરાક્ષસને વિદારીને મારાથી કંકાલહાસ્ય કરી શકાય." પુરુષવેશધારિણી કુસુમકુમારીએ પોતાની ભાવનાને ગંભીરતાથી વ્યકત કરી બતાવી.

"પૂજ્ય ભગિની, તમારી આ આકાંક્ષા અવશ્ય પૂર્ણ થશે." આવી રીતે કુસુમકુમારીને આશ્વાસન આપીને પ્રતાપસિંહ નિઃશ્વાસ નાખતો કહેવા લાગ્યો કેઃ "મારા હૃદયમાં અત્યારે જે ખેદ થાય છે તે એટલો જ કે શયતાનજાદો ઠૉફર વાલજી ત્યાં બ્રિટિશ સરકારના હાથમાં સપડાઇ જતાં આપણા હાથમાં ન આવ્યો અને મહાવીર ભીમને

દુઃશાસનના રુધિરપાનનો જે પ્રસંગ પ્રાપ્ત થયો હતો તેવી રીતે વાલિયાના રુધિરપાનનો પ્રસંગ મને પ્રાપ્ત ન થયો. અસ્તુઃ જેવી પ્રભુની ઇચ્છા. કોઇ પણ રીતે પરમાત્માએ એ વાલિયાના વિનાશની યોજના પણ કરી જ દીધી છે એટલે અત્યારે તો હવે આપણે એ યોજનાથી જ સંતોષ માની લેવાનો છે.”

“મારી તો એ જ ઇચ્છા હતી કે એ વાલિયો જો મારા પંજામાં સપડાશે, તો એના હું રાઇ રાઇ જેટલા કટકા કરી નાખીશ અને ભીમે દુઃશાસનના રક્તથી જેવી રીતે દ્રૌપદીનું વેણીબંધન કર્યું હતું તેવી જ રીતે હું એના તથા નરપિશાચ રાજાના રકતથી તમારાં આ પવિત્રચરિત્રા ભગિનીનું વેણીબંધન કરીશ; પરંતુ મારી એ આશા પૂર્ણ ન થઇ! વિધાતાએ વાલિયાના ભાગ્યમાં ફાંસીને લાકડે લટકીને મરી જવાનો લેખ લખેલો હશે એટલે વિધાતાના લેખને મિથ્યા કોણ કરી શકે વારુ?” સંગ્રામસિંહે પોતાના આભ્યંતર ભાવોને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યા.

*   *   *   *

મહારાજા ઇશ્વરસિંહજીએ પોતાના સહચરોને મૃત્યુદંડથી મુક્ત કરાવવાના સીધા તથા આડકતરા ઘણા ય પ્રયત્નો કર્યા તથા કરાવ્યા; પરંતુ તેમના તે પ્રયત્નો લેશમાત્ર પણ સફળ ન થયા અને અંતે તે સર્વ અપરાધીઓને ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવાના દિવસને વ્યક્ત કરી દેવામાં આવ્યો. બ્રિટિશ સરકારના ગત પ્રકરણમાંના કાગળનો મહારાજાએ દશ દિવસમાં કશો ય નક્કી જવાબ વાળેલો ન હોવાથી બ્રિટિશ સરકારનો મહારાજાને પદભ્રષ્ટ કરવાનો વિચાર નિશ્ચિત થઇ ગયો હતો; છતાં પણ મહારાજાની માગણીને માન આપીને બ્રિટિશ સરકારે વિચારમાટે તેમને એક માસ જેટલો વિશેષ સમય આપવાની ઉદારતા એટલામાટે દર્શાવી હતી કે અન્યાન્ય દેશી રાજાઓથી બ્રિટિશ ગવર્મેન્ટને કોઇ પણ પ્રકારનો દોષ ન આપી શકાય. હવે કોઇ પણ પ્રકારે મહારાજાની પદભ્રષ્ટતાની વાર્તા પણ બહાર આવી ગઇ હતી અને તેથી ભૂમંડલાની પીડાયલી પ્રજા મહારાજાની પદભ્રષ્ટતાની અંતઃકરણમાં અધીરતાથી પ્રતીક્ષા કરી રહી હતી. પ્રજા દ્વારા મહારાજાના પોતાની પ્રજાપ્રિયતાને સિદ્ધ કરાવવાના પ્રયત્નો સિદ્ધ થઇ શક્યા ન હોતા તેનું કારણ એ જ હતું કે પ્રજા તો તેમની પદભ્રષ્ટતાને જ ઇચ્છી રહી હતી.

મુંબઈમાં આનન્દશંકરભાઈએ મહારાણી આનન્દકુમારી બા સાહેબને તેમના બંગલામાં મળીને એવો પરામર્શ આપ્યો કે: "મહારાજાને વિચારમાટે એક માસનો અધિક સમય અપાયલો હોવા છતાં પણ મહારાજા ઇશ્વરસિંહજી કોઈ પણ યોગ્ય ઉત્તરાધિકારીને નિયત કરવાની વિચારશીલતા દર્શાવશે કે કેમ એ વાર્તા શંકાસ્પદ હોવાથી અને આપણે જેના રાજ્યાભિષેકનો નિશ્ચય કરી ચૂક્યાં છીએ તે યુવક અત્યારે ભૂમંડલા રાજ્યમાં હોઈને અમુક કારણથી એક ભયાનક કાર્યની સફળતામાટે મથી રહેલો હોવાથી અત્યારના સમયમાં આપ શ્રીમતી જો ભૂમંડલા નગરમાં પહોંચી જાઓ અને તે યુવકને અત્યારની પરિસ્થિતિમાં તે ભયાનક કાર્ય ન કરવાનો ઉપદેશ આપી દો, તો વધારે સારું. મહારાજારૂપ સર્પની ઝેરી દાઢોને બ્રિટિશ સરકારે કાઢી લીધેલી હોવાથી અત્યારની પરિસ્થિતિમાં તેઓ આપને કશી પણ ઇજા પહોંચાડે એ વાર્તા સર્વથા અશક્ય છે; છતાં પણ તેમનામાં આપનો વિશ્વાસ ન જ બંધાતો હોય, તો મેં આપની દેખરેખ તથા સુરક્ષિતતામાટે અહીંથી બે યૂરોપીયન્ લેડીઓને આપની સાથે મોકલવાની વ્યવસ્થા કરી રાખી છે. જો યૂરોપીયન્ લેડીઓ આપના અંતઃપુરમાં આપની સાથે હશે, તો મહારાજા જરા ય ચું કે ચાં કરી શકશે નહિ; કારણ કે, અત્યારે ગોરી ચામડીનો પ્રભાવ જ કાંઈક ઓર છે. જો ત્યાં આપની હાજરી હોય, તો મહારાજાની પદભ્રષ્ટતાની વેળાયે આપ શ્રીમતીને જ રીજન્ટ તરીકે નીમીને બ્રિટિશ સરકારના અધિકારીઓ આપના હસ્તમાં જ તત્કાળ રાજ્યની સમસ્ત સત્તા સમર્પી દે એવો પ્રબંધ પણ મેં કરી રાખ્યો છે."

મહારાણી આનન્દકુમારી બા સાહેબને વિચારાન્તે આનન્દશંકરભાઈનો આ પરામર્શ ઉચિત જણાતાં તેમણે પોતાનાં સેવકો તથા સેવિકાઓ સહિત ભૂમંડલા જવાનો નિશ્ચય કરી લીધો. તેઓ બે દિવસ પછી મુંબઈથી રવાના થવાનાં હોવાથી તેમનામાટે આનન્દશંકરભાઈએ મુંબઈથી અમદાવાદ સુધીના પ્રવાસમાટે ફર્સ્ટ કલાસનો આખો ડબ્બો રિજર્વ્ડ કરાવી લીધો અને ત્યાંથી ભૂમંડલા સુધી મીટરગેજ રેલ્વે હોવાથી ત્યાં ફર્સ્ટ કલાસના બે ડબ્બા તેમને તૈયાર મળી શકે એવો પ્રબંધ પણ કરાવી દીધો; માત્ર એટલું જ નહિ, પણ મહારાણીના આગ્રહથી અમદાવાદ સુધી તેમની સાથે જવાની પણ હા પાડી દીધી. બે દિવસમાં સઘળી તૈયારીઓ થઈ ગઈ અને ત્રીજે દિવસે મહારાણી આનન્દકુમારી બા સાહેબ પોતાનાં સેવકો તથા સેવિકાઓ, બે યૂરોપીયન્ લેડીઓ તથા આનન્દશંકરભાઈ સહિત

મુંબઇમાંથી ભૂમંડલા જવામાટે વિદાય થઇ ગયાં. અમદાવાદથી તેમને વિદાય કરીને આનન્દશંકરભાઇ પાછા મુંબઇ આવ્યા અને આનન્દકુમારી બા સાહેબ, જે દિવસે પેલા ખૂનીઓ ફાંસીને લાકડે લટકી જવાના હતા તેને આગલે દિવસે સાયંકાળે, કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના, ભૂમંડલા નગરના સ્ટેશન ઉપર આવી લાગ્યાં. અમદાવાદથી જ મહારાજા તથા દીવાન સાહેબ ઉપર તેમના આગમનના સમાચારવાળા તાર કરી દેવાયલા હોવાથી અને અત્યારનો સમય સર્વને પ્રસન્ન રાખવાનો હોવાથી મહારાજાએ મહારાણીશ્રીને ઊતારવામાટે દીવાન આદિક અધિકારીઓને મૉટરો તથા અન્ય સર્વ સાધનો સહિત સ્ટેશન ઉપર મોકલી દીધા હતા. મહારાણી આનન્દકુમારી બા સાહેબ સુખરૂપ એક વાર વળી પાછાં પોતાના રાજમહાલયાન્તર્ગત અંતઃપુર કિંવા જનાનખાનામાં આવીને વિરાજવા લાગ્યાં. મહારાજાએ વસન્તોદ્યાનમાંથી તેમને એવો સંદેશ કહાવ્યો કેઃ "હું આવતી કાલે સાયંકાળે અહીંથી નગરમાં આવીશ ત્યારે નીરાંતે તમોને મળીશ. આજે મારી પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી નગરમાં આવવાની મારી ઇચ્છા નથી થતી."

* * * *

બીજે દિવસે પ્રભાતમાં સાતથી આઠ વાગ્યાની વચ્ચે મુંબઇની જેલમાં શૅાફર વાલજી આદિક માનવહત્યાકારકોને હાઇ કોર્ટની આજ્ઞા અનુસાર ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવ્યા અને તેમની લાશો બે કલાક પછી તેમના જે લાગતા વળગતાઓ ત્યાં આવીને હાજર થયા હતા તેમને અગ્નિદાહ તથા ભૂમિદાહદ્વારા ઠેકાણે પાડી દેવામાટે સોંપી દેવામાં આવી. ભૂમંડલાના જે અધિકારીઓને ફાંસીને લાકડે લટકાવવાના હતા તે અધિકારીઓના કેટલાક સંબંધીઓ બે દિવસ પૂર્વે મુંબઇમાં આવી લાગ્યા હતા અને આગલે દિવસે અપરાધીઓને મળવા માટેનો એક કલાક જેટલો ટાઇમ પણ તેમને આપવામાં આવ્યો હતો. જો તેઓ ભૂમંડલામાં પોતાના નૈસર્ગિક મૃત્યુથી મરી ગયા હોત, તો તેમની સ્મશાનયાત્રામાં મહારાજાને પ્રસન્ન રાખવામાટે ભૂમંડલાના હજારો નાગરિકોએ આવીને ભાગ લીધો હોત; પણ મુંબઇમાં તો તેમની લાશોને સ્મશાનમાં પહોંચાડવામાટે જેટલા જોઇએ તેટલા પૂરતા મનુષ્યો ન હોવાથી ચાર ચાર રૂપિયા આપીને ભાડાના માણસો જ લાવવા પડ્યા હતા અને સોનાપુરમાં તેમની લાશોને કૂતરા બિલાડા પ્રમાણે ફૂંકી દેવામાં આવી હતી. માત્ર મુંબઇના મવાલીઓના દાદા પઠાણોની લાશોને કબ્રસ્તાનમાં પહોંચાડવામાટે પઠાણો મોટી સંખ્યામાં

આવી લાગ્યા હતા અને તેઓ તે ફાંસીને લાકડે લટકી ગયેલા પોતાના પઠાણ બિરાદરોને શહીદ તરીકે ઓળખાવીને ઘણી જ ધામધૂમ તથા જાહોજલાલીથી તેમની લાશોને કબ્રસ્તાનમાં લઇ ગયા હતા. દશ અગિયાર વાગતામાં તો તારદ્વારા એ અપરાધીઓના ફાંસીને લાકડે લટકી જવાના મહારાજામાટે શોકકારક તથા ભૂમંડલાની પ્રજામાટે આનન્દદાયક સમાચાર ભૂમંડલામાં પહોંચી ગયા. મહારાજા પોતાના વસન્તોદ્યાનમાં એ સમાચારની પ્રતીક્ષા કરતા જ બેઠા હતા એટલે એ સમાચારથી તેમના હૃદયમાં આશ્ચર્ય તો ન થયું, પરંતુ શોકનો આઘાત તો અવશ્ય થયો. જો કે તેમનો એ શોક સ્વાર્થજન્ય હતો, નૈસર્ગિક ન હોતો; છતાં પણ શોક તો અવશ્ય હતો જ. જે પ્રજાજનો મહારાજા તથા તેમના આવા જમણા ને ડાબા હાથોના અત્યાચારોના ભોગ થયા હતા અને અનેક વાર તેમના હસ્તથી પીડાયા હતા તેઓ તો પરસ્પર અગાધ આનન્દને દર્શાવતા એમ જ બોલવા લાગ્યા કે: "આ પાપો તો જાણે પરમેશ્વરની કૃપાથી પતી ગયાં; હવે જે એક બધાથી મોટું પાપ બાકી રહ્યું છે તે પણ પતી જાય, તો આખું રાજ્ય એ પાપોના બંધનથી મુક્ત થઇ જાય અને પ્રજાની પીડાનો અંત આવી જાય!" કેટલાક તો એવા પણ માઇના લાલ નીકળી આવ્યા કે જેમણે શૉફર વાલજી જેવા મહાઅત્યાચારી પાપાત્માના મરણથી થયેલા પોતાના આનન્દને દર્શાવવામાટે પોતાનાં ઘરોમાં દૂધપાક પૂરી બનાવરાવીને આરોગ્યાં અને એ દિવસને એક દુર્લભ ઉત્સવના દિવસ તરીકે માની લીધો. પ્રાચીન કવિયો મનુષ્યોને સંબોધીને એવી વાણી ઉચ્ચારી ગયા છે કે: "જ્યારે તમો આ સંસારમાં આવો છો ત્યારે તમો રડતાં હો છો અને જગત્ હસતું હોય છે. પરંતુ તમારા એ જન્મની સાર્થકતા ત્યારેજ થયેલી કહેવાય કે જ્યારે તમારા મૃત્યુનો સમય આવી લાગે ત્યારે તમો નિષ્પાપ હોવાથી નિર્ભયતાના યોગે હસતા હસતા કાળધર્મને આધીન થાઓ અને જે જગત્ તમારા જન્મની વેળાયે આનન્દથી હસી રહ્યું હતું તે જ જગત્ તમારા મૃત્યુની વેળાયે ભયાનક અશ્રુપાત કરતું જોવામાં આવે." કવિજનોની આ વાણીના મર્મને જાણનારા બહુ જ થોડા પુરુષો હોય છે અને તેમાં પણ આવા પાપાત્માઓ તો આ વાણીના મર્મને બિલ્કુલ નથી જાણતા. શૉફર વાલજી આદિક ભયાનક પાપાત્માઓ જન્મના સમયમાં પણ રોયા હતા અને મૃત્યુના સમયમાં પણ તેમને પોતાનાં અક્ષમ્ય પાપકર્મોના પરિણામરૂપ નરકવાસના ભયથી રોતાં રોતાં જ મૃત્યુને સ્વીકારવાનો અવસર પ્રાપ્ત થયો હતો. જગત્ તેમના જન્મની વેળાયે પણ હસ્યું હતું અને તેમના મૃત્યુની વેળાયે પણ

પોતાના હાસ્યદ્વારા પોતાના આનન્દને વ્યક્ત કરી રહ્યું હતું. અમૂલ્ય તથા દુર્લભ માનવ જીવનની નિષ્ફળતાનું આવું પ્રમાણ અન્યત્ર ભાગ્યે જ મળી શકે તેમ છે.

* * * * *

પ્રતાપસિંહ, સંગ્રામસિંહ તથા કુસુમકુમારી એ વેળાયે પૂર્વે જણાવ્યા પ્રમાણે ભૂમંડલા નગરમાં જ હોવાથી તેમણે પણ આ સમાચાર સાંભળ્યા અને આ સમાચાર સાંભળીને તેમના આનન્દ તથા હર્ષનો અવધિ થઇ ગયો. આજનો દિવસ તે મહારાજાની હત્યા વિષયક તેમની પ્રતિજ્ઞાની પૂર્તિનો દિવસ હોવાથી અને મહારાજા વસન્તોદ્યાનમાં હોવાની વાર્તાને તેઓ જાણતાં હોવાથી કોઇ પણ ઉપાયથી વસન્તોદ્યાનમાં પ્રવેશ કરીને ત્યાં જ મહારાજાની હત્યા કરીને પોતાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાનો તેમણે પરામર્શદ્વારા દૃઢ નિશ્ચય કરી લીધો. શૅાફર વાલજી આદિકના મુંબઇમાં ફાંસીથી થયેલા મરણના સમાચાર લગભગ દિવસના અગિયાર વાગે તેમના સાંભળવામાં આવ્યા હતા અને બાર વાગે પોતાના મધ્યાહ્ન ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને પોતાનાં શસ્ત્રાસ્ત્ર સહિત તેઓ નગર બહારની ધર્મ-શાળામાંથી પગે ચાલતાં જ વસન્તોદ્યાનના માર્ગમાં ચાલતાં થઇ ગયાં. એ જ વેળાયે એક વિશિષ્ટ કારણથી મહારાણી આનન્દકુમારી બા સાહેબ પણ મહારાજાને મળવામાટે વસન્તોદ્યાનમાં જવાની પોતાના અંતઃપુરમાં તૈયારી કરી રહ્યાં હતાં.

---

## પ્રકરણ ૩૮ મું

### મહારાજાની હત્યા અથવા વૈરની વસૂલાત

પ્રતાપસિંહ, સંગ્રામસિંહ તથા કુસુમકુમારી પોણા કલાક પછી પોતાના નિર્ધારિત સ્થાન, એટલે કે, મહારાજા ઇશ્વરસિંહજીના વસન્તોદ્યાનના દ્વાર સમક્ષ આવીને દંડાયમાન થઇ ગયાં. એ વેળાયે પણ કુસુમ-કુમારી જો કે પુરુષવેશમાં જ પોતાના પતિ સાથે તથા બંધુ સાથે આવી હતી; પરંતુ આજે તેમણે પોતાના સાધુવેશનો પરિત્યાગ કરીને જાણે મુંબઇથી આવેલા કોઇ વ્યાપારીવર્ગના હિન્દુઓ હોયની! તેવા પ્રકારના મુંબઇશાહી વેશને ધારણ કરી લીધો હતો. વસન્તોદ્યાનના દ્વારપાળ સમક્ષ આવીને સંગ્રામસિંહે પૂછ્યું કે: "નામદાર મહારાજા અત્યારે વસન્તોદ્યા-નમાં છે કે કેમ? અમો મુંબઇથી એક અતિશય અગત્યના કાર્યમાટે મહારાજાશ્રીને મળવામાટે આવ્યા છીએ; તો આ ચિઠ્ઠી હુજૂરને

પહોંચાડો અને તેઓ શ્રીમાનનું ઉત્તર લઇ આવો." આમ કહીને તેણે ચિઠ્ઠીની સાથે બખ્શીશ તરીકે રોકડા બે રૂપિયા તે દ્વારપાળના હાથમાં મૂકી દીધા. મહારાજા વસન્તોદ્યાનમાં વિદ્યમાન હોવાથી મુઠ્ઠી ગર્મ થતાંની સાથે જ દ્વારપાળે તેમને માનપૂર્વક ત્યાં બેસાડયાં અને તે પોતે ચિઠ્ઠી લઇને અંદર ચાલ્યો ગયો. ઘટના એવી ઘટી કે એ વેળાયે દ્વારપાળ એકલો જ હતો અને તે સૈનિક હતો એટલે તે અંદર જતાં ત્યાં બીજું કોઇ પણ ન રહ્યું. પ્રતાપસિંહ વસન્તોદ્યાનનાં સર્વ સ્થાનો તથા આભ્યંતર માર્ગનો જ્ઞાતા હોવાથી સૈનિક દ્વારપાળના આગમનની વાટ ન જોતાં તેણે સંગ્રામસિંહ તથા કુસુમકુમારીને અમુક અર્થસૂચક સંકેત કરી દીધો અને તે ત્રણે વ્યક્તિયો અતિશય વેગપૂર્વક ચાલતી વસન્તોદ્યાનમાંના મહાલયમાં પહોંચી ગઇ અને પશ્ચાદ્ભાગમાંની એક નીસરણી ઉપર ચઢીને જે ઓરડામાં મહારાજા તેમની ચિઠ્ઠી વાંચતા બેઠા હતા તે ઓરડાના પાછળના ભાગમાં વરંડામાં આવીને બારી આગળ ઊભી રહી. સૈનિક મહારાજાના ઉત્તરની પ્રતીક્ષા કરતો તે ઓરડાના આગળના દરવાજા આગળ ઊભો હતો. પ્રતાપસિંહની લખેલી ચિઠ્ઠીમાં આવા પ્રકારનાં રહસ્યમય વાકયો લખાયલાં હતાંઃ-

" ગોબ્રાહ્મણપ્રતિપાલ અખંડપ્રૌઢપ્રતાપ મહારાજાધિરાજ શ્રી ઇશ્વરસિંહજી મહારાજ, ભૂમંડલાપતિની પવિત્ર સેવામાંઃ અમો મુંબઇથી આપ નામદારના બૅરીસ્ટર શ્રી નન્દનવનલાલભાઇના મોકલેલા એક અત્યંત આવશ્યક તથા ગુપ્ત કાર્યમાટે ભૂમંડલામાં આવ્યા છીએ અને આપને એકાંતમાં મળવાની તથા તેમનો ગુપ્ત સંદેશ સંભળાવવાની ઇચ્છા ધરાવીએ છીએ. આપના શિરપર કાળચક્ર પરિભ્રમણ કરી રહ્યું છે અને તેથી આપ શ્રીમાન્‌માટે સાવધાન રહેવાની અતિશય આવશ્યકતા છે. અમુક ત્રણ વ્યક્તિયોએ આપના વિનાશની પ્રતિજ્ઞા કરી લીધી છે અને તેઓ કયારે તથા કઇ વેળાયે આપની હત્યા કરી નાખશે એનો કશો પણ નિશ્ચય કરી શકાય તેમ નથી. આપના દર્શનાભિલાષી તથા જીવનાભિલાષી સેવકોના પ્રણામ સ્વીકારશો. "

આમાં 'જીવનાભિલાષી' એ સમાસાન્ત શબ્દ અતિશય રહસ્યમય હતો; કારણ કે, એના 'આપના જીવનના એટલે કે આપના જીવનની રક્ષાના અભિલાષી' તેમ જ 'આપના જીવનને હરી લેવાના અભિલાષી' એવા બન્ને અર્થ થતા હતા. ઉપરના સંબંધથી મહારાજા એનો પ્રથમ

અર્થ સમજ્યા ત્યારે પ્રતાપસિંહે દ્વિતીય અર્થમાં જ એ શબ્દનો પ્રયોગ કર્યો હતો. આ ચિઠ્ઠી વાંચીને મહારાજા પ્રથમ તો કાંઇક વિચારમાં પડી ગયા; પરંતુ પછી તેમણે સૈનિક દ્વારપાળને કહ્યું કે: "તેમને અહીં લઇ આવ." સૈનિક મહારાજાને મસ્તક નમાવીને ચાલતો થયો અને તે હજી તો ભાગ્યે જ નીચેના ભાગમાં પહોંચ્યો હશે એટલામાં તો એ ત્રણે વ્યકિતયો ઓરડાના પાછળના દ્વારમાંથી ઓરડામાં પ્રવેશ કરીને મહારાજા સમક્ષ આવી દંડાયમાન થઇ ગઇ. મહારાજા તેમને જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા; તેઓ તત્કાળ તથા પાછળના દ્વારમાંથી આવેલી હોવાથી જ મહારાજાના મનમાં આશ્ચર્ય થયું હતું અને તે થવું જ જોઇતું હતું. મહારાજાએ તેમને આશ્ચર્યચકિત હૃદય તથા આશ્ચર્યવિસ્ફારિત નયનોથી પૂછ્યું કે:—

"તમો ત્રણ વ્યકિતઓ કોણ છો અને અચાનક આ પાછળના દ્વારમાંથી મારા સમક્ષ મારી આજ્ઞા વિના આવવાનું શું કારણ છે ? તત્કાળ સત્ય ઉત્તર આપો; નહિ તો તમારા જીવ પર આવી બનશે તે યાદ રાખો."

"અમો આપના દર્શનાભિલાષી તથા જીવનાભિલાષી છીએ અને આપની અનુમતિથી જ અત્યારે આ સ્થાનમાં આપ શ્રીમાન્ સમક્ષ અમારૂં આગમન થયેલું છે. આ ચિઠ્ઠી અમારી જ છે." પ્રતાપસિંહે અતિશય ગંભીર મુખમુદ્રા તથા ગંભીર વાણીથી આ ઉત્તર આપ્યું, અને એ ઉત્તર આપતાંની સાથે જ પોતાના ખીસામાંની રિવૉલ્વરને બહાર કાઢી લીધી.

એ ક્ષણે જ પુરુષવેશધારિણી કુસુમકુમારીએ પોતાના મસ્તક ઉપરના સાફાને દૂર નાખી દઇને પોતાના દીર્ઘ કેશકલાપને મુકત કરી દીધો અને પોતાની રિવૉલ્વરને કાઢીને મહારાજાની છાતી સામે ધરી રાખી. સંગ્રામસિંહ પણ રિવૉલ્વર કાઢીને તૈયાર થઇ ઊભો. આવા પ્રકારના ભયાનક દૃશ્યને જોઇને મહારાજા ઇશ્વરસિંહજી સ્વાભાવિક જ ગભંગલિત થઇ ગયા; ગભરાટથી તેમનો દેહ પ્રસ્વેદવડે તરબોળ થઇ ગયો અને તેઓ કાંઇ પણ બોલી ન શકયા. એ ચાર ક્ષણ પછી જીવનરક્ષાની આશા પ્રબળ થતાં તેઓ કહેવા લાગ્યા કે: "આ રિવૉલ્વરો કાઢવાનું કાંઇ કારણ ?"

"આપના જીવનની અભિલાષા." પ્રતાપસિંહે અત્યંત સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"તો શું, આ ચિઠ્ઠીમાં જણાવ્યા પ્રમાણે મારા કોઇ ગુપ્તશત્રુઓ અને મારી નાખવામાટે અહીં આવી લાગ્યા છે અને તમો તે શત્રુઓના હાથમાંથી મારા જીવનની રક્ષા કરવામાટે જ અહીં રિવૉલ્વરો લઇને આવી લાગ્યા છો ?" મહારાજાએ જિજ્ઞાસા દર્શાવી.

"નહિ; અમોને આપના જીવનનો તીવ્ર અભિલાષ હોવાથી અમો આપના જીવનને અમારા અધિકારમાં કરી લેવામાટે જ આ રિવૉલ્વરો લઇને અહીં આવી લાગ્યાં છીએ; આ તે જ કુસુમકુમારી છે કે જેની પવિત્રતાનો આપના તથા આપના નીચ સેવક, ફાંસીને લાકડે લટકી ગયેલા ઑફર વાલજીના હસ્તથી નાશ થયો છે અને તે પવિત્રતાનાં મૂલ્ય અમારે આપના જીવનથી જ વસૂલ કરવાનાં છે. સાવધાન !" સંગ્રામસિંહે હવે પોતાના આશયને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો, અને તે સાથે જ પોતાની રિવૉલ્વરના ઘોડાને દાબી દીધો.

કુસુમકુમારી તથા પ્રતાપસિંહે પણ મહારાજાની છાતીમાં તથા મહારાજાના ઉદરમાં રિવૉલ્વરની ગોળીઓ ચલાવી દીધી. સંગ્રામસિંહે મહારાજાના મસ્તક ઉપર ગોળી ચલાવી હતી. અર્થાત્ મહારાજા ઇશ્વરસિંહજીનો તેમનાં અધમ પાપકર્મોએ અંતે આવી રીતે નાશ કરાવી નાખ્યો અને રાજપૂતો તથા રાજપૂતાણીએ વૈરની મહારાજા પાસેથી ચક્રવર્તી વ્યાજ સહિત બરાબર વસૂલાત કરી લીધી. જે વેળાયે ઉપર રિવૉલ્વરોના ઉપરા ઉપરી ત્રણ ધડાકા થયા તે જ વેળાયે મહારાણી આનન્દકુમારી બા સાહબ વસન્તોદ્યાનના દ્વારમાં પોતાની મૉટરમાં બેસીને આવી લાગ્યાં. રિવૉલ્વરોના અવાજને સાંભળીને તેઓ એકદમ ઉપર દોડી આવ્યાં તો ત્યાં તેમના સૌભાગ્યનો સૂર્ય સદાને માટે અસ્ત થઇ ગયેલો તેમના જોવામાં આવ્યો અને પ્રતાપસિંહ, સંગ્રામસિંહ તથા કુસુમકુમારીને રિવૉલ્વરો સહિત ત્યાં ઊભેલાં જોઇને જે કાંઇ સમજવાનું હતું તે તેઓ સમજી ગયાં. રિવૉલ્વરોના ધ્વનિને સાંભળીને વસન્તોદ્યાનમાંનાં સેવકો તથા સેવિકાઓ તેમ જ દ્વારપાળ આદિક પણ ત્યાં દોડી આવ્યાં હતાં અને જો મહારાણી યથા સમય ન આવી લાગ્યાં હોત, તો કદાચિત્ એ ત્રણે વ્યક્તિયોને પકડવાનો પ્રયત્ન થતાં રમખાણ વધી જાત અને બીજી પણ કેટલીક માનવહત્યાઓ થઇ જાત; પરંતુ મહારાણીએ પોતાના શોકને શમાવી દઇને પોતાનાં સેવકો તથા સેવિકાઓને કહ્યું કેઃ—

"ખબરદાર ! જે કાંઇ થવાનું હતું તે થઇ ગયું છે; પણ હવે આ બાબતનો જરા ય હોકારો કરશો નહિ અને જ્યારે મહારાજાના મૃત્યુની વાર્તા

પ્રકાશિત થાય ત્યારે સર્વને એમ જ જણાવજો કે મહારાજા પોતે આત્મહત્યા કરીને જ મરી ગયા છે; કારણ કે, નહિ તો મહારાજાની આબરૂના કાંકરા થઈ જશે અને બ્રિટિશ સરકાર તમો બધાંના દમને પણ નાકમાં લાવી મૂકશે; કદાચિત્ કેટલાકને જેલમાં પણ ધકેલી દેશે."

મહારાણીની સૂચના સર્વને યથાર્થ ભાસતાં તેમણે આ ઘટનાના સંબંધમાં મૌનનું અવલંબન કરી લીધું. મહારાણીએ પ્રતાપસિંહ તથા સંગ્રામસિંહને જે કાંઈ તાત્કાલિક સૂચના આપવાની હતી તે આપીને કુસુમકુમારી સહિત ત્યાંથી વિદાય કરી દીધા અને ત્યાર પછી પોતાના બે સૈનિકોને ચીફ મેડિકલ ઑફિસર તથા બ્રિટિશ રેસિડેંટને બોલાવી લાવવા-માટે રવાના કરી દીધા; કારણ કે, તે દિવસે ટેલિફોન બગડી જવાથી ટેલિફોનનો ઉપયોગ થઈ શકે તેમ ન હોતું. એક કલાકમાં ચીફ મેડિકલ ઑફિસર તથા બ્રિટિશ રેસિડેંટ મહારાજાના વસન્તોદ્યાનમાં આવી લાગ્યા.

મહારાણી આનન્દકુમારી બા સાહેબે એક બીજા જ ઓરડામાં તેમને સત્કારપૂર્વક બેસાડીને તથા પોતાની દાસીઓને આજ્ઞા વિના અન્ય કોઈ પણ વ્યક્તિને ત્યાં ન આવવા દેવાની કઠિન આજ્ઞા આપી દઈને રેસિડેંટ સાહેબને સંબોધીને ગંભીરતાથી કહેવા માંડયું કેઃ "માન્યવર રેસિડેંટ સાહેબ, આપ આ રાજ્યમાં બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે લાંબા સમયથી વસતા હોવાથી અને અહીંના રાજકુટુંબ સાથે આપનો આત્મીય સંબંધ થઈ ગયેલો હોવાથી મહારાજાના સદ્‌ગુણ તથા દુર્ગુણ આપથી લેશમાત્ર પણ અજ્ઞાત નથી. આપને અત્યારે અહીં આવવાનો પરિશ્રમ મારે એટલામાટે જ આપવો પડયો છે કે હું અહીં આવી પહોંચી તેથી થોડી-વાર પહેલાં જ એક વ્યક્તિયે મહારાજાની હત્યા કરી નાખી છે અને અત્યારે મહારાજાનો મૃતદેહ જ આ વસન્તોદ્યાનમાં અગ્નિસંસ્કારની પ્રતીક્ષા કરતો પડેલો છે. એ હત્યા રિવૉલ્વરથી કરવામાં આવી છે અને હત્યા કરનારી એક રાજપૂતાણી છે કે જેની ઉપર એક સમયમાં મહારાજાએ પોતે પણ બળાત્કાર કર્યો હતો અને ત્યાર પછી વૈજનાથના ખંડીયેરમાં જ્યારે તેને કયદ કરી રાખવામાં આવી હતી ત્યારે ફાંસીને લાકડે લટકી ગયેલા ઠાકૂર વાલજીએ પણ તેની પવિત્રતાનો બળાત્કારે નાશ કર્યો હતો એ વાર્તા અત્યારે આ દાસીઓના મુખથી મારા સાંભળવા તથા જાણવામાં આવી છે. આશ્ચર્યનો વિષય તો એ છે કે એ બાઈ મહારાજાની ભાયાત હોઈને બહેન કે દીકરી સમાન હોવા છતાં મહારાજાએ એની સાથે આવી રીતે બળા-ત્કારથી ભ્રષ્ટાચાર કર્યો હતો ........"

"જો આમજ હોય, તો તે બાઈ સંગ્રામસિંહજીની ધર્મપત્ની કુસુમકુમારી જ હોવી જોઇએ; કારણ કે, જ્યારે મહારાજા તે બાઇને તેના પતિની ગેરહાજરીમાં બળાત્કારે તેના ઘરમાંથી જઇને ઊપાડી લાવ્યા હતા ત્યારે તે બાઇનો પતિ મારી પાસે ફરિયાદ કરવાને આવ્યો હતો અને મહારાજાના એ અત્યાચારની વાર્તા નામદાર ગવર્નર સાહેબને પણ જણાવી દેવામાં આવી હતી." રેસિડેંટ સાહબે મહારાણીશ્રીને વચ્ચે જ બોલતાં અટકાવીને જે વાર્તા તેમના પોતાના જાણવામાં હતી તે ખુલ્લા શબ્દોમાં જણાવી દીધી.

"ઘણા લાંબા સમયથી ભૂમંડલામાં મારી પોતાની ગેરહાજરી હોવાથી આપ નામદાર આ ઘટનાને આટલી સીમાપર્યન્ત જાણતા હશો એ વાર્તા જો મારા જાણવામાં ન આવી હોય તો તે સર્વથા સ્વાભાવિક છે. પણ મહારાજાના આ પાપકર્મને આપ જાણો છો એ એક રીતે બહુ જ સારૂં થયું છે. પરમાત્મા જે કાંઇ પણ કરે છે તે આ સંસારના લોકોના કલ્યાણની ભાવનાથી જ કરે છે એ લોકમાન્યતા આજે મને અક્ષરશઃ સત્ય સિદ્ધ થયેલી દેખાય છે. અસ્તુઃ ત્યારે હવે આપ શ્રીમાન્‌ને મારી એટલી જ પ્રાર્થના છે કે મહારાજાની હત્યાની આ વાર્તાને દાબી દઇને મહારાજા આત્મહત્યા કરીને મરી ગયા છે એવી વાર્તાને પ્રકાશિત કરવામાં આવે અને એમાટે બ્રિટિશ સરકાર તરફથી કાંઇ પણ વાંધો બતાવવામાં ન આવે તો વધારે સારૂં; કારણ કે, નહિ તો મહારાજાએ કુસુમકુમારી ઉપર કરેલા પૈશાચિક અત્યાચારની વાર્તા પ્રકાશિત થતાં મહારાજાના નામ ઉપર લોકો થૂકવા મંડી જશે અને ભૂમંડલાનો રાજવંશ સદાને માટે કલંકિત થઇ જશે- બ્રિટિશ ગવર્મેન્ટનો મહારાજાને પદભ્રષ્ટ કરવાનો નિશ્ચય તો થઇ જ ચૂકયો હતો એટલે આવી પરિસ્થિતિમાં મહારાજા જો આત્મહત્યા કરી નાખે તો તે સ્વાભાવિક હોવાથી જો ખરી વાતને દાબી દેવામાં આવશે તો તેથી કોઇની કશી પણ હાનિ થવાની નથી અને ભૂમંડલાના રાજવંશની પ્રતિષ્ઠા સુરક્ષિત રહેશે એ લાભ જ થવાનો છે. આપ અહીંના રાજવંશના પરમહિતેચ્છુ હોવાથી આપને આ સત્ય વાર્તા જણાવી દેવાનું જ મેં ઉચિત ધાર્યું છે. હવે અમારી પ્રતિષ્ઠાની સુરક્ષિતતાનો આધાર આપની કૃપા ઉપર જ રહેલો છે." મહારાણીશ્રીએ રેસિડેંટ સાહેબને જે પ્રાર્થના કરવાની હતી તે અતિશય નમ્રતાપૂર્વક તથા મંજુલ ભાવથી કરી દીધી.

"મહારાણી સાહેબ, મહારાજાને પદભ્રષ્ટ કરવાનો નામદાર બ્રિટિશ

સરકારે નિશ્ચય કરી લીધો હતો; એટલું જ નહિ, પણ તેમની પદભ્રષ્ટતા પછી આ રાજ્યના સિંહાસનપર કોને સ્થાપવો એનો પણ આપ શ્રીમતીની સંમતિથી નિશ્ચય કરી લીધો હતો એ સર્વ વૃત્તાંત નામદાર ગવર્નર સાહેબના જણાવ્યાથી મારા જાણવામાં આવી ચૂક્યો છે એટલે આપના આ કથનને હું લેશમાત્ર પણ અસત્ય નથી માનતો અને રાજવંશની પ્રતિષ્ઠાને જાળવવામાટે મહારાજા ઇશ્વરસિંહજીની કુસુમકુમારીના હસ્તથી આજે થયેલી આ ઘોર હત્યાની વાર્તાને દાબી દેવી એ જ ઉત્તમ માર્ગ છે એવો આપના અભિપ્રાય પ્રમાણે મારો પણ અભિપ્રાય છે." ભલા રેસિડેંટ સાહેબે આવી રીતે મહારાણીની પ્રાર્થના સાથે સંમત થઇને ચીફ મેડિકલ ઑફિસરને કહ્યું કે: "વેલ, ડૉક્ટર સાહબ, આપ મહારાજાના મૃત દેહને નામ માત્રને માટે તપાસી લઇને મહારાજા આત્મહત્યા કરીને મરી ગયા છે એવો જ રિપોર્ટ લખી કાઢો; હું પણ જે જાહેર તાર કરવાના હશે તે આવાજ આશયના કરીશ અને માત્ર નામદાર ગવર્નર સાહબને ખાનગી કાગળમાં ખરી હકીકત લખી જણાવીશ. પરંતુ મારી ખાત્રી છે કે તેઓ આ બાબતમાં કશો પણ વિરોધ નથી જ બતાવવાના. મહારાજાના મૃત દેહના અગ્નિસંસ્કારની સત્વર વ્યવસ્થા કરવામાં આવે અને તેમનો મૃત દેહ ઝાઝા માણસોના જોવામાં ન આવે, તો વધારે સારૂં."

ચીફ મેડિકલ ઑફિસર જ્યાં મહારાજાનો મૃત દેહ પડયો હતો ત્યાં જઇને તે મૃત દેહને બરાબર તપાસી આવ્યા અને તેમણે પણ મહારાણીને એ જ સૂચના આપી કે: "માતા, મહારાજાના શરીરના જૂદા જૂદા ભાગોમાં ત્રણ ગોળીઓ લાગેલી હોવાથી અને પોતાના હસ્તથી આત્મહત્યા કરનાર આવી રીતે પોતાના શરીરમાં ત્રણ ગોળીઓ જૂદા જૂદા ભાગમાં ચલાવી શકે જ નહિ એ વાર્તા નિર્વિવાદ હોવાથી મહારાજાના મૃત દેહને વિશેષ મનુષ્યોની દૃષ્ટિયે ન પડવા દેવામાં જ નિર્ભયતા છે. નહિ તો બીજું કાંઇ નહિ; પણ આ વાર્તા સત્ય સ્વરૂપમાં બહાર આવી જશે અને તેથી આ વાર્તાને ગુપ્ત રાખવાનો આપણો આશય આપણે ધારીએ છીએ તેટલા પરિમાણમાં ગુપ્ત રહી શકશે નહિ."

"આપની આ સૂચના સર્વથા યથાર્થ હોવાથી મહારાજાનો મૃત દેહ અધિક મનુષ્યોના જોવામાં ન આવી શકે એનો યથાશક્ય યોગ્ય પ્રબંધ કરવામાં આવશે એટલે આપ એ વિષયની વિશેષ ચિન્તા ન રાખશો." મહારાણીશ્રીએ ગંભીરતાથી કહ્યું.

એ પછી રેસિડેંટ સાહેબ તથા ચીફ મેડિકલ ઑફિસર મોટરમાં બેસીને ચાલતા થઇ ગયા અને મહારાણી સાહેબે મહારાજાના મૃત દેહને

સ્નાન આદિકથી સ્વચ્છ કરાવી સ્મશાનમાં લઇ જવામાટે સેવકોદ્વારા તૈયાર કરાવ્યા પછી જ આત્મહત્યાથી તેમના થયેલા મૃત્યુની વાર્તાને નગરમાં પ્રકાશિત કરાવી દીધી. રાજાના મૃત્યુથી જેમ પાડવામાં આવે છે તેમ હડતાળ પાડવામાં આવી અને રાજ્યના રાજધાનીમાં વસતા સર્વ રાજકર્મચારીઓ તથા મોટા મોટા નાગરિકો આદિક વસન્તોદ્યાનના કમ્પાઉન્ડમાં આવીને એકત્ર થઇ ગયા. મહારાજાના લાગતાવળગતા, સંબંધી જનો તથા ભાયાતો આદિક આવી લાગે એ તો સ્વભાવિક જ હતું. રાજસ્મશાનમાં ચન્દનકાષ્ઠની ચિતા ખડકાવીને તૈયાર રાખવામાટે મનુષ્યોને મોકલી દેવામાં આવ્યા અને સંધ્યાકાળે ૭ વાગે મહારાજાના મૃત દેહને રાજસ્મશાનમાં પહોંચાડીને ચન્દનકાષ્ઠની ચિતા ઉપર અગ્નિનારાયણના ભક્ષમાટે મૂકી દેવામાં આવ્યો. અગ્નિદેવતાએ પોતાના કાર્યને આરંભી દીધું, ઘૃતની સહાયતાથી ચિતાની જ્વાલા જોતજોતાંમાં ગગનગામિની થવા લાગી અને મહારાજાનો દેહ અતિશય હૃષ્ટપુષ્ટ હોવા છતાં પણ ચાર કલાક જેટલા કાલાવધિમાં બળીને ભસ્મીભૂત થઇ ગયો કિંવા ભસ્મરાશિના રૂપમાં પરિણત થઇ ગયેલો દેખાવા લાગ્યો.

મહારાજાનો દેહ ભસ્મીભૂત થવા પૂર્વે જ તેમની આત્મહત્યાના સમાચાર તાર દ્વારા સમસ્ત ભારતીય વિશાળ નગરોમાં પહોંચી ગયેલા હોવાથી જ્યાં જ્યાં સંધ્યાકાલિક સમાચારપત્રો પ્રકટ થતાં હતાં ત્યાં ત્યાં સર્વ જનોના જાણવામાં આવી ગયા હતા. મહારાજા ઇશ્વરસિંહજીના અવસાનથી જો કાંઇ પણ વાસ્તવિક શોક તથા આઘાત થયો હોય તો તે તેમનાં પાપકર્મોના પોષક, સહાયક તથા સ્વાર્થસાધક સાધનદાસભાઇ, ગિરિરાજદાસ તથા લાવણ્યસિંહ જેવા અમુક ગણ્યાગાંઠ્યા નીચ મનુષ્યોનાં હૃદયોમાં જ થયો હતો અને તેથી જો એવા અપવાદરૂપ સ્વલ્પસંખ્ય મનુષ્ય પિશાચોને વર્જ્ય કરવામાં આવે, તો પ્રજાજનોનાં હૃદયો તો મહારાજા ઇશ્વરસિંહજીના આત્મઘાતજન્ય મૃત્યુના યોગે એક પ્રકારના ગુપ્ત આનન્દ તથા સંતોષજન્ય હર્ષને જ અનુભવી રહ્યાં હતાં; કેવળ તેઓ પોતાના મુખથી ઓપચારિક શોકને જ દર્શાવવાનો એક પ્રકારનો નાટ્યાભિનય કરી રહ્યા હતા. અસ્તુ. નવીન રાજાનું નિર્વાચન પ્રથમથી જ થઇ ગયેલું હોવાથી અને તે નવીન રાજાનો રાજ્યાભિષેક અલ્પ સમયમાં જ થવાનો હોવાથી બ્રિટિશ સરકારે ભૂમંડલામાં બ્રિટિશ ઍડમિનિસ્ટ્રેશનને સ્થાપવાને બદલે વિધવા મહારાણીજીને જ રીજન્ટ તરીકે નીમી દીધાં અને તેમને રેસિડેંટના પરમાર્શથી રાજ્યનો પ્રબંધ કરવાની યોગ્ય સૂચના આપી દીધી. ત્યારે જેને રાજ્યાભિષેક માટે નિર્વાચિત કરવામાં આવ્યો હતો તે ભાગ્યશાળી પુરુષ કોણ હતો વારુ?

# પ્રકરણ ૩૯ મું

## કલીનરમાંથી કિંગ અથવા રંકમાંથી રાજા!

જે દિવસે મહારાજા ઇશ્વરસિંહજીના મૃતદેહનો અગ્નિ સંસ્કાર થઇ ગયો તેને બીજે દિવસે જ મહારાણી આનન્દકુમારી બા સાહેબે મુંબઇ ઑનરેબ્લ આનન્દશંકરભાઇ ઉપર એવા આશયનો તાર પોતાના ખાનગી કારભારી માર્ફત કરાવી દીધો કે: "તમો તમારા સમસ્ત કુટુંબ સહિત વસન્તકુમારીને લઇને તરત આવો; તમારી હાજરીની ઘણીજ જરૂર છે. તમારા ઊતારાની વ્યવસ્થા રાજમહાલયમાંજ કરવામાં આવી છે. નીકળવાના સમાચાર તારથી આપો." એની સાથેજ એક કાગળ લખી આપીને બે મૉટરો તેમણે સંગ્રામસિંહ, કુસુમકુમારી તથા પ્રતાપસિંહને તરત લઇ આવવા માટે સંગ્રામસિંહના નિવાસસ્થાન પ્રતિ મોકલી દીધી. સાંઝે મુંબઇથી આનન્દશંકરભાઇનો તારથી જવાબ આવી ગયો કે: "અમો આવતી કાલે રાતે રવાના થઇને પરમ દિવસે રાતે ભૂમંડલા પહોંચીશું;" અને એજ વેળાયે સંગ્રામસિંહ, કુસુમકુમારી તથા પ્રતાપસિંહને લઇને મોકલેલી મૉટરો પણ આવી લાગી. મહારાણીએ તેમના નિવાસ માટે રાજમહાલયના એક ઉત્તમ વિભાગમાં સર્વ પ્રકારની વ્યવસ્થા કરાવી રાખેલી હોવાથી અને અમુક દાસદાસીઓને તેમની સેવામાં રહેવાની આજ્ઞા આપી દીધેલી હોવાથી તેમની મૉટરો આવતાંની સાથે પ્રથમ તેમને તેમના નિવાસાલયમાં લઇ જવામાં આવ્યાં અને એક દાસીએ તેમને કહ્યું કે: "રાતે જમ્યા પછી નવ વાગે મહારાણી સાહેબ આપને પોતાની પાસે બોલાવશે. ત્યાં સુધી આપ પણ રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થઇ જજો."

રાત્રે નવ વાગે તેઓ મહારાણીશ્રીને તેમના અંતઃપુરમાં મળ્યાં મહારાજાની હત્યા તેમનાજ હસ્તથી થયેલી હોવાથી અને એ વાર્તા મહારાણીશ્રીના જાણવામાં હોવાથી ઔપચારિક શોકદર્શનની આવશ્યકતા હતી જ નહિ એટલે મહારાણીએ પ્રતાપસિંહને સંબોધીને કહ્યું કે: "ભાઇ પ્રતાપસિંહજી, તમો મહારાજાના ભાયાત હોવાથી અને તમારામાં મારો પોતાના પુત્ર સમાન વાત્સલ્યભાવયુક્ત વિશ્વાસ હોવાથી મારા રીજન્ટ તરીકેના અધિકારો હું તમોને સોંપું છું અને તે માટેનું આ આજ્ઞાપત્ર પણ મેં મારા પોતાના હસ્તાક્ષરથી લખી રાખ્યું છે. તમોને અહીં તરતા તરત શા કારણથી બોલાવવામાં આવ્યા છે એ ભેદ પરમ દિવસે જ્યારે આનન્દશંકર ભાઇ મુંબઇથી પોતાના કુટુંબ સહિત તમારાં પત્નીશ્રીને લઇને આવી લાગશે

ત્યારે તેમના મુખથી જ તમારા જાણવામાં આવી શકશે. હું એ ભેદનો આજે ને આજે જાણી જોઇને જ તમારા સમક્ષ પ્રકાશ નથી કરતી. આવતી કાલે જે કેટલાંક આવશ્યક કાર્યો તમારે કરવાનાં છે તે કાર્યોની સૂચી મેં આ બીજા પત્રમાં કરી રાખી છે, તો તેનો આવતી કાલે મધ્યાહ્ન સુધીમાં અમલ કરી નાખશો; કારણ કે, નહિ તો અમુક અપરાધીઓ કદાચિત્ એક બે દિવસમાં જ પલાયન કરી જશે અને જો તેમ થશે તો આપણાથી તેમને તેમના ભયાનક અપરાધોનો ઉચિત દંડ કદાચિત્ નહિ જ આપી શકાય."

"આપ માતુશ્રીની સર્વ આજ્ઞાઓ આ પુત્રને શિરસાવંદ્ય છે; કારણ કે, આપ શ્રીમતીને હું સાક્ષાત્ લક્ષ્મીદેવી જ માનું છું અને તેથી આપ શ્રીમતીની ભક્તિભાવથી સેવા કરવી એને જ મારો ધર્મ પ્રમાણું છું. મારા ચામડાની મોજડીઓ સીવડાવીને જો હું આપનાં ચરણોમાં પહેરાવું, તો પણ આપ દેવીના ઋણભારથી હું મુકત થઇ શકું તેમ નથી. આજે અમો ત્રણે વ્યક્તિયો જીવતી હોઇને આ પ્રતિષ્ઠાને ભોગવી રહ્યાં છીએ એ કેવળ આપ શ્રીમતીની અનુકંપા તથા દયાશીલતાનો જ પ્રતાપ છે." પ્રતાપસિંહે સજલ નયનો તથા સદ્‌ગદિત કંઠથી પોતાની કૃતજ્ઞતાનો પરિચય કરાવ્યો.

આજના આ વાર્તાલાપનો આટલેથી જ અંત આવી ગયો.

* * * * *

સવારમાં આઠ વાગ્યામાં જ પ્રતાપસિંહે રાજ્યના પ્રધાન સચિવ (દીવાન) તથા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ મી. લીલાપુરિયાને પોતાની પાસે બોલાવ્યા અને મહારાણીશ્રીનું આજ્ઞાપત્ર તેમને બતાવી દીધું એટલે તેમણે પ્રતાપ-સિંહને એસિસ્ટંટ રીજન્ટ તરીકે સ્વીકારીને તેની આજ્ઞા અનુસાર વર્ત-વાની કબૂલાત આપી દીધી. ત્યાર પછી પ્રતાપસિંહે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ મી. લીલાપુરિયાના હાથમાં એક આજ્ઞાપત્ર આપીને કહ્યું કે: "આ આજ્ઞાપત્રમાં જે અપરાધીઓનાં નામો લખેલાં છે તેમના રૂપિયા એક એક લાખના જામિન આજે સાંઝ સુધીમાં જ લઇ લેવાના છે અને તેઓ કોઈ પણ માર્ગે ભૂમંડલામાંથી પલાયન ન કરી જાય એનો પ્રબંધ તમારે અત્યારથી જ કરી દેવાનો છે. જો એ આરોપીઓ જામિન ન આપી શકે, તો એમનાં ઘરોપર સખ્ત પહેરા ગોઠવી દઇને એમનાં પોતાનાં ઘરોમાં જ એમને નજર કયદ કરી રાખશો અને વખતસર મને ખબર આપી દેજો એટલે આવતી કાલે બીજી યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે."

મિસ્ટર લીલાપુરિયાએ એસિસ્ટંટ રીજન્ટની આ આજ્ઞાને કોઇ પણ

પ્રકારના વિરોધ વિના શિરસાવંદ્ય કરી લીધી. અહીં એ વાર્તાને જણાવી દેવાની આવશ્યકતા છે કે એ અપરાધીઓની નામાવલીમાં લાવણ્યસિંહજી, સાધનદાસભાઇ તથા ગિરિરાજદાસભાઇ વકીલ સાહેબ આદિકનાં નામો અગ્રભાગે વિરાજતાં હોવાથી તેમનાં પાપોના ઘડા પણ કાંઠા સુધી ભરાઇને ફૂટી જવાની અણીપર આવી લાગેલા હોવાનું પ્રત્યક્ષ અનુમાન કરી શકાતું હતું. બનાવ એવો બન્યો કે જે વેળાયે તેમના માટે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહબને આવા પ્રકારની આજ્ઞા અપાતી હતી તે જ વેળાયે એ ભૂમંડલાના જીવતા પ્લેગો સાધનદાસભાઇની બેઠકમાં એકત્ર થઇને એક દિવસમાં ભૂમંડલામાંથી પલાયન કરી જવાની જ પરસ્પર મંત્રણા કરી રહ્યા હતા. ભલા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ મી. લીલાપુરિયાનો તો એમના પ્રતિ પ્રથમથી જ તિરસ્કાર હતો અને એમના બધા ભેદોને તેઓ જાણતા હતા એટલે રાજમહાલયમાંથી પોતાના બંગલામાં આવી ત્યાં તે સર્વનાં ઘરોપર પહેરો ભરવામાટે સિપાહીઓને રવાના કરી સર્વથી પ્રથમ સ્વાભાવિક જ તેઓ સાધનદાસભાઇની બેઠકમાં આવી લાગ્યા અને તેમણે ત્યાં આવીને તેમને જ્યારે રીજન્ટનો હુકમ સંભળાવ્યો ત્યારે તેમની આંખો ભયથી ફાટી ગઇ અને તેઓ જાણે પોતાના કાળને જ જોઇ રહ્યા હોયની! તેવી રીતે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ મી. લીલાપુરિયાને જોઇ રહ્યા! તેમને જામિન અને તે પણ લાખ લાખ રૂપિયાના જામિન ભૂમંડલામાંથી મળી શકે એવી ભલાઇ તેમણે કોઇની સાથે કરી જ ન હોતી એટલે જામિન આપવાની તો તેમણે હા જ ન પાડી તેમ જ એક ગિરિરાજદાસ વકીલ વિના બીજા બન્ને બિલ્લૂઓની પાસે પૂરા લાખ લાખ રૂપિયા રોકડા અથવા ઘરેણાંના રૂપમાં નીકળી શકે તેવી સ્થિતિ પણ ન હોતી એટલે ગિરિરાજદાસ તો રૂપિયા એક લાખ રોકડા જામિન તરીકે મૂકીને છૂટો થઇ ગયો; પરંતુ લાવણ્યસિંહ તથા સાધનદાસને નજરકયદી થવું પડયું. તેમને ઘરમાંથી બહાર નીકળવાનો પણ હુકમ ન હોતો અને જે કાંઇ આવશ્યક વસ્તુઓ જોઇતી હોય તે પૈસા આપતાં પહેરેગીર સિપાહીઓ બજારમાંથી તેમને લાવી આપતા હતા.

* * * *

પ્રતાપસિંહના ભૂમંડલામાં થયેલા આગમન પછી ત્રીજે દિવસે રાતે આઠ વાગ્યાની ટ્રેનમાં આનન્દશંકરભાઇ પોતાના સમસ્ત કુટુંબ તથા વસન્તકુમારી સહિત ભૂમંડલા સ્ટેશનપર આવી લાગ્યા. તેમને સ્ટેશનપર સત્કારવામાટે તથા સ્ટેશનપરથી રાજમહાલયમાં લઇ જવામાટે પ્રતાપસિંહ સ્ટેશનપર હાજર થઇ ગયો હતો અને રાજ્યની ચાર મૉટરોને સ્ટેશનના

કમ્પાર્ટમેન્ટમાં તૈયાર રાખવામાં આવી હતી. તેઓ સર્વ સુખરૂપ રાજમહાલયમાં આવી લાગ્યાં અને ત્યાં તેમના માટે બ્રાહ્મણ રસોઇયાની તૈયાર કરેલી રસોઇ તૈયાર હોવાથી સ્નાન કરી જમી જૂઠીને પ્રતાપસિંહ સાથે અડધો કલાક વાતચીત કરીને નિદ્રાધીન થઇ ગયાં; કારણ કે, મહારાણીશ્રીએ પ્રતાપસિંહદ્વારા આનન્દશંકરભાઇને પ્રથમથી જ એવો સંદેશ કહાવી દીધો હતો કે: "તમો સર્વ થાકયાં પાકયાં હોવાથી રાતે જમીને આરામ ફર્માવજો. આપણે આવતી કાલે નીરાંતે વાર્તાલાપ કરીશું."

* * * *

જે દિવસે આનન્દશંકરભાઇ ભૂમંડલામાં આવ્યા તે દિવસે રાત્રિના સમયમાં ગિરિરાજદાસભાઇએ પોતાના કુટુંબ સહિત ભૂમંડલામાંથી લાખ રૂપિયાપર પૂળો મૂકી પોતાની બાકી બચેલી જંગમ સંપત્તિને લઇને પલાયન કરી જવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેના પર સી. આઇ. ડી. ખાતાની પૂરેપૂરી દેખરેખ હોવાથી પોલિસ સુપરિન્ટેન્ડેન્ટને એની વખતસર ખબર મળી જતાં તેમણે તેની પાસે આવીને ખુલ્લા શબ્દોમાં ચેતવણી આપી દીધી હતી કે: "તમોને રાજધાનીમાં હાલ તરત છૂટા ફરવા દેવામાટે જ એક લાખ રૂપિયા જામિનગીરી તરીકે લેવામાં આવ્યા છે; અહીંથી પલાયન કરી જવાનો અવકાશ આપવામાટે એ જામિનગીરી લેવામાં નથી આવી. હવે પછી જો આવો પ્રયત્ન બીજી વાર કરશો, તો તમારા એ લાખ રૂપિયા પણ જપ્ત કરવામાં આવશે ને તમોને પકડીને જેલમાં બેસી દેવામાં આવશે; પછી તો જેવી તમારી ઇચ્છા." ગિરિરાજદાસભાઇ ડાહ્યા કાગડા હોવા છતાં બન્ને પગે બંધાઇ ગયા હતા એ ભેદ મોડો મોડો પણ તેમના જાણવામાં આવી ગયો અને તેથી ભાગ્યપર આધાર રાખીને તે શ્રીમાને પલાયન કરીને રાજદંડના ભયમાંથી છટકી જવાની આશાને સર્વથા તિલાંજલિ સમર્પી દીધી.

* * * * *

બીજે દિવસે મહારાણીશ્રીએ આનન્દશંકરભાઇને તેમના કુટુંબ સહિત પોતાની પાસે બોલાવ્યા. એ વેળાયે પ્રતાપસિંહ, તેની પત્ની વસન્તકુમારી, સંગ્રામસિંહ અને તેની પત્ની કુસુમકુમારી આદિક પણ ત્યાં વિરાજેલાં હતાં. એ સમયે સવારના નવ વાગવા આવ્યા હતા. વાર્તાલાપમાં કોઇ પણ પ્રકારનો ભંગ ન થાય અને સમય વ્યર્થ ન જાય એટલામાટે ચાહ નાસ્તા પછીના આ સમયને આ સંમેલનમાટે નિયત કરવામાં આવ્યો હતો, એટલે મહારાણીશ્રીએ ચાહ કે દૂધ ઇત્યાદિક અતિથિયોને પાવાનો

વિવેક ન દર્શાવતાં આરંભમાં જ આનન્દશંકરભાઇને સંબોધીને એ પ્રશ્ન પૂછ્યો કેઃ—

"આપ તો જાણે કુટુંબ સહિત આવી ગયા અને વસન્તકુમારી પણ આવી ગઇ; પરંતુ કલ્યાણી, તેની માતા, તેનો ભ્રાતા તથા તેની ભોજાઇ આદિ પણ ભૂમંડલામાં આવ્યાં છે કે કેમ ? ઊતાવળમાં હું તેમનાં નામો તારમાં લખાવતાં ભૂલી ગઇ હતી તેથી તેમનાં મનમાં માઠું તો નથી લાગ્યું ? જો તેઓ ન આવ્યાં હોય તો તેમને અત્યારે જલ્દી આવવાનો બીજો તાર કરાવી દઇએ; કારણ કે, હવે તેમનામાટે અહીં ભય જેવું કાંઇ રહ્યું જ નથી."

"તેઓ બધાં અમારી સાથે જ આવવાનાં હતાં; પરંતુ બનાવ એવો બન્યો કે અમો બધાં ત્યાંથી રવાના થવાનાં હતાં તે જ દિવસે બપોરે કલ્યાણીને આભડછેટ આવી ગઇ અને પાંચેક વાગ્યાના શુમારે તેની ભાભીની પણ એ જ દશા થઇ એટલે નિરુપાય થઇને તેમને ચારેક દિવસ ત્યાં રોકાઇ રહેવું પડયું છે. તેઓ બહુધા પરમ દિવસે મુંબઇથી રવાના થઇને ચોથે દિવસે અહીં આવી લાગશે." આનન્દશંકરભાઇએ કલ્યાણી આદિકના તત્કાળ ન આવી શકવાનું કારણ દર્શાવીને તેમના આગમનનો દિવસ પણ જણાવી દીધો.

"વારૂ, ત્યારે હવે પ્રતાપસિંહજીને જે ભેદથી અત્યારસુધી અજ્ઞ રાખવામાં આવ્યા છે તે ભેદનો હવે આપ જ એમના સમક્ષ પ્રકાશ કરી દ્યો; કારણ કે, હવે એ વાર્તાને એમનાથી અજ્ઞાત રાખી શકાય તેમ નથી અને તે એટલામાટે કે સર્વથી વિશેષ ભાર એમના જ શિરપર આવી પડવાનો છે એટલે એ ભાર એમનાથી ઊપાડી શકાશે કે કેમ એનો અત્યારથી જ એમનાથી સંપૂર્ણ વિચાર કરી શકાય અને તે અવસર આવી લાગતાં એઓ આશ્ચર્યસ્તંભિત ન થઇ જાય." મહારાણીશ્રી આનન્દકુમારી બા સાહેબે અમુક ગુપ્ત વાર્તા પ્રતાપસિંહજીને જણાવી દેવાની આનંદશંકરભાઇને માર્મિક સૂચના આપતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"રાજમાતાની આ સુચના યથાર્થ છે; હવે એ વાર્તા પ્રતાપસિંહજી બહાદુરને જણાવવી જ જોઇએ." આવી રીતે મહારાણીશ્રીની સુચના પ્રતિ પોતાની સમ્મતિ દર્શાવીને આનન્દશંકરભાઇ પ્રતાપસિંહને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યા કે; "પ્રિન્સ પ્રતાપસિંહજી, આપ શ્રીમાન્ સદ્ગત મહારાજાધિરાજ શ્રી ઇશ્વરસિંહજી બહાદુરના નિકટના ભાયાતોમાંના એક ભાયાત છો એ વાર્તા તો આપથી અજ્ઞાત ન જ હોવી જોઇએ."

"પૂજ્ય મુરબ્બી, હું અહીં મહારાજાશ્રીની મૉટરનો એક કૉમન ક્લીનર હતો અને મુંબઇમાં પણ આપ શ્રીમાન્‌નો આશ્રિત હોઇને આપની મૉટરના હાંકનાર શૉફર તરીકે આપની નોકરી કરતો હતો છતાં અહીં પૂજ્ય રાજમાતાએ મને બોલાવીને તરત રાજપ્રતિનિધિના અધિકારો આપી દીધા છે અને અત્યારે આપ શ્રીમાન્ આ ત્રણ ટકાના ક્લીનર તથા શૉફરને 'પ્રિન્સ પ્રતાપસિંહજી'ના વિશેષણ તથા 'આપ શ્રીમાન્' જેવા સંબોધનથી સંબોધી રહ્યા છો એ દૃશ્યને જોઇને હું તો આશ્ચર્યના સમુદ્રમાં નિમજ્જિત થઇ ગયો છું. આ સર્વ ગોડબંગાલ છે શું, એ કૃપા કરીને જણાવશો ?" પ્રતાપસિંહ પોતાના આશ્ચર્યને દર્શાવતો કહેવા લાગ્યો.

"પ્રિન્સ પ્રતાપસિંહજી, પુરુષના ભાગ્યની આડું પાંદડું હોય છે તે ખસી જતાં પુરુષના ભાગ્યનો કયારે ને કઇ વેળાયે ઉદય થશે એ ભેદ બ્રહ્માથી પણ નથી જાણી શકાતો, તો પછી ક્ષુદ્ર તથા પામર મનુષ્યથી તો કયાંથી જ જાણી શકાય વારૂ ? આ તો મહારાજાશ્રીએ આત્મહત્યા કરી નાખી; પરંતુ જો તેઓ શ્રીમાન્ જીવિત હોત તો પણ બ્રિટિશ ગવર્ન્મેન્ટે તેમને અલ્પ કાળમાં જ પદભ્રષ્ટ કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધેલો હોવાથી અને પૂજ્ય રાજમાતાની ઇચ્છા અનુસાર અપુત્ર મહારાજાના ઉત્તરાધિકારી તરીકે આપ શ્રીમાન્‌ને સ્વીકારીને આપ શ્રીમાન્‌ના રાજ્યાભિષેકની બ્રિટિશ સરકારે સંપૂર્ણ સંમતિ આપી દીધેલી હોવાથી હવે આ ભૂમંડલા રાજ્યના સ્વતંત્ર સત્તાધીશ સ્વામી આપ શ્રીમાન્ જ છો અને થોડા દિવસમાં જ નામદાર ગવર્નર સાહેબ પોતે અહીં પધારીને આપ શ્રીમાન્‌નો રાજ્યાભિષેક કરવાના છે, એટલે હવે આપ શ્રીમાન્ ક્લીનર કે શૉફર પ્રતાપસિંહજી નથી; કિન્તુ આ ભૂંડલા રાજ્યની પ્રજાના કર્તા હર્તા તથા ભાગ્યવિધાતા મહારાજાધિરાજ ગોબ્રાહ્મણપ્રતિપાલ અખંડપ્રૌઢપ્રતાપ પ્રતાપસિંહજી બહાદુર છો અને તેટલામાટે આજથી પોતાની એ પદવીના ગૌરવને જાળવીને જ આપ શ્રીમાને વર્તવાનું છે. આપ શ્રીમાન્‌ના રાજ્યાભિષેકની વ્યવસ્થા ઘણા દિવસ પૂર્વે નિશ્ચિત થઇ ગયેલી હોવા છતાં મહારાજા જીવિત હોવાથી અને પદભ્રષ્ટ થયેલા ન હોવાથી એ વ્યવસ્થાની વાર્તા આપ શ્રીમાન્‌થી બુદ્ધિપૂર્વક અજ્ઞાત રાખવામાં આવી હતી. હવે એ વાર્તાને અજ્ઞાત રાખવાનું કાંઇ પણ કારણ રહેલું ન હોવાથી આજે એ વાર્તાનો પ્રકાશ કરી દેવામાં આવ્યો છે."

"હવે હું સારી રીતે જાણી શકું છું કે આ સર્વ આ દેવીતુલ્ય મહાદયાળુ રાજમાતાની દયાળુતા તથા કૃપાળુતાનું જ મધુર ફળ છે અને

આપ શ્રીમાન્‌ના મારા પ્રતિના પક્ષપાતનું પણ આંશિક પરિણામ છે; નહિ તો આ કલીનર પ્રતાપને કિંગ થવાનો અથવા રંકને રાજા થવાનો અવસર પ્રાપ્ત થાય એ ઘટનાને કોઈ પણ મનુષ્ય એક સત્ય, શક્ય તથા સંભવનીય ઘટના તરીકે સ્વીકારી શકે જ નહિ. આ વાર્તાના શ્રવણથી અત્યારે જેવી રીતે હું પોતે આશ્ચર્યસ્તંભિત થઈ ગયો છું તેવી જ રીતે આ વાર્તા જ્યારે પ્રજાના જાણવામાં આવશે ત્યારે પ્રજા પણ અવશ્ય આશ્ચર્યસ્તંભિત થઈ જશે." આ ઉદ્‌ગારો કાઢીને પ્રતાપસિંહ રાજમાતાને સંબોધીને કહેવા લાગ્યો કે: "પરંતુ, પૂજ્ય માતુશ્રી, રાજ્યને ચલાવી શકાય તેવું કોઈ પણ પ્રકારનું શિક્ષણ મને મળ્યું નથી અને હું જન્મથી ગરીબીમાં જ ઊછર્યો છું, તો આ રાજપદવીને મારાથી શિરપર ધારણ કરી શકાશે ખરી? આ ભાર મારાથી ઊપાડી શકાશે ખરો? કયાંક એવું ન થાય કે મારાથી આ વધારે પડતા ભારને ન ઊપાડી શકાય અને આપ દેવીને અપયશની પ્રાપ્તિ ન થાય!"

"વત્સ પ્રતાપસિંહજી, નવાનગરના પ્રાતઃસ્મરણીય તથા પુણ્યશ્લોક જામ વિભાજી રાજકુમાર કૉલેજમાં ન હોતા ભણ્યા; માત્ર અમુક દસ્તાવેજ ઉપર પોતાના હસ્તાક્ષર કરી આપવામાં જ તેમના સમસ્ત શિક્ષણની ઇતિશ્રી થયેલી હતી અને મનુષ્ય તરીકે તેમનામાં કેટલીક ન્યૂનતાઓ પણ અવશ્ય હતી જ; પરંતુ તેમનામાં એ ન્યૂનતાઓ કરતાં પ્રજાપાલકતા, દાનશીલતા ગુણગ્રાહકતા, પરોપકારિતા, અનુકંપા, દયા, નિષ્પક્ષપાત ન્યાયશીલતા, ધર્મપરાયણતા તથા નીતિમત્તા આદિક સદ્‌ગુણોની વિશેષતા અતિશય અધિક પરિમાણમાં હોવાથી આજે પણ નવાનગરની પ્રજા તેમને અષ્ટોપ્રહર સંભારી રહી છે અને તેમના ગુણોની ગાથાને મુક્ત કંઠે ગાઈ રહી છે. એથી વિપરીત આજકાલના ઘણા ય રાજાઓ કેવળ રાજકુમાર કૉલેજમાં જ નહિ, પણ વિલાયતની કૉલેજમાં રહીને સુશિક્ષિત થઈ આવેલા હોવા છતાં અને વિલાયતની યુનિવર્સિટીઓની મોટી મોટી ડિગ્રીઓથી વિભૂષિત હોવા છતાં આ સર્વ સદ્‌ગુણોનો એમનામાં અભાવ હોવાથી અને એમનામાં બહુધા પ્રજારક્ષકતાને બદલે પ્રજાભક્ષકતાનો ગુણ જ અધિક પરિમાણમાં પ્રકાશિત થયેલો હોવાથી એ આજકાલના કહેવાતા સુશિક્ષિત, ક્રિકેટકુશળ, પોલોપટુ, શિકારબહાદુર, અન્યાયપરાયણ, અત્યાચારી તથા પૈસાના પૂજારી અને આસુરી લાલસાના ગુલામ રાજાઓ પ્રજામાટે આશીર્વાદરૂપ થવાને બદલે અભિશાપરૂપ જ થઈ પડયા છે અને તેથી પ્રજા એવા પ્રજાભક્ષક રાજાઓના વિનાશને જ ઇશ્વર પાસેથી અષ્ટોપ્રહર યાચી રહી છે. આજકાલના

રાજાઓમાં પણ કેટલાક રાજાઓ જેમને આદર્શ તથા પ્રજાપાલક રાજા કહી શકાય તેવા છે; પરંતુ તેઓ અપવાદરૂપ છે અને અધિક સંખ્યા તો આવા નાલાયક રાજાઓની જ જોવામાં આવ્યા કરે છે. આથી મારા કથનનું એ તાત્પર્ય નથી કે રાજાઓને રાજોચિત શિક્ષણની આવશ્યકતા છે જ નહિ; કિન્તુ મારા કથનનું તાત્પર્ય એ જ છે કે જો આવા રાજોચિત સદ્‌ગુણોનો રાજામાં અભાવ હોય તો કેવળ આજકાલના કોરા શિક્ષણથી રાજાનો કશો શુક્રવાર નથી જ થતો; હા, એ સદ્‌ગુણોની સાથે જો ઉત્તમ શિક્ષણ પણ આવી મળ્યું હોય, તો તે સુવર્ણ સાથે સુગંધના સંયોગ સમાન થઇ પડે છે, એની કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. તમો સર્વથા અશિક્ષિત તો નથી જ અને પોતાના જ્ઞાનને વધારવાની તમારી આકાંક્ષા પણ છે; એટલે આ સદ્‌ગુણોને ધારણ કરીને સાથે સાથે પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરતા રહેશો, તો તમો રાજા તરીકેની પોતાની કાર્યકીર્તિને અવશ્ય સફળ તથા યશસ્વિની કરી શકશો એવો મારો દૃઢ વિશ્વાસ છે અને તેથી જ તમારા રાજ્યાભિષેકની આ વ્યવસ્થા કરવામાં આવી છે.” મહારાણીશ્રીએ અત્યંત ગંભીરતાથી આ વિચારો દર્શાવ્યા.

“જ્યારે આપ પૂજ્ય માતુશ્રીની એવી જ ઇચ્છા છે અને નામદાર બ્રિટિશ સરકારે પણ આપની એ ઇચ્છાને કોઇ પણ પ્રકારના વિરોધ વિના સ્વીકારી લઇને મારા રાજ્યાભિષેકમાટે પોતાની સંમતિ આપી દીધી છે; તો હવે આ વિધાનને વિધાતાના વિધાન તરીકે માની લઇને મારે પણ માન આપવું જ જોઇએ. છતાં પણ આપનાં ચરણોમાં મારી એટલી અંતઃકરણપૂર્વક નમ્ર અભ્યર્થના છે કે આપ ઇન્દોરનાં રાજનીતિપટુ પ્રાતઃસ્મરણીયા મહારાણી અહલ્યાબાઇ હોલકરીનુનાં અવતાર હોવાથી આ અસહ્ય રાજ્યકાર્યના ભારને વહન કરવાના મારા સાહસને અવિચલ રાખવામાટે મારા પરામર્શદાત્રી તરીકે જો મારા શિરપર રહેશો, તો જ મારાથી મસ્તકપર રાજમુકુટ તથા હસ્તમાં રાજદંડને ધારણ કરીને રાજસિંહાસનપર વિરાજી શકાશે. અર્થાત્ સત્તાધીશ તો આપ જ રહેશો અને આપના એક આજ્ઞાધારક સેવક છતાં નામધારી રાજા તરીકે હું રાજ્યશકટને આપના દર્શાવેલા માર્ગમાં ચલાવતો રહીશ. આપના પોતાના પુત્ર કરતાં પણ હું આપની આજ્ઞાનું અધિક પાલન કરતો રહીશ એ આપ નિશ્ચયપૂર્વક માની લેશો. અત્યારે આનાથી અધિક મારાથી શું કહી શકાય તેમ છે?” અંતે પ્રતાપસિંહે સદ્‌ગદિત કંઠથી આ કૃતજ્ઞતાદર્શક ઉદ્‌ગારો કાઢીને મહારાણીશ્રીની આજ્ઞાને મસ્તક ઉપર ધારણ કરી લીધી.

હવે મહારાણીશ્રી આનન્દશંકરભાઇને સંબોધીને કહેવા લાગ્યાં કે: "આનન્દશંકરભાઇ, રાજા કરતાં પણુ રાજ્યશકટને દક્ષતાપૂર્વક સરળ માર્ગમાં ચલાવવામાટે રાજા તથા પ્રજા ઉભયના હિતના રક્ષક, રાજભક્ત તથા પ્રજાપ્રિય બુદ્ધિમાન્ અમાત્ય, સચિવ અથવા દીવાનની સર્વથી પ્રથમ આવશ્યકતા હોય છે એ તો આપ જાણો જ છો; કારણ કે, રાજાની કીર્તિનો આધાર પણુ બહુધા ઉત્તમ અમાત્ય ઉપર જ રહેલો હોય છે. આપે જન્મભૂમિને ત્યજી મુંબઇમાં ઘણો કાળ વીતાડયો છે, ભાગ્યમાં હતી તેટલી લક્ષ્મીને પણુ પ્રાપ્ત કરી લીધી છે તેમ જ પર્યાપ્ત પરિમાણુમાં કીર્તિને પણુ મેળવી લીધી છે; મહારાજાના દુર્ગુણોના કારણુથી જ આપ ભૂમંડલામાં ન હોતા આવતા; નહિ તો વારંવાર ભૂમંડલામાં રહેવાની અને જન્મભૂમિમાં જ ઉત્તરાવસ્થાને વીતાડવાની આપની ઇચ્છા થયા કરતી હતી એમ આપના પોતાના મુખથી જ મુંબઇમાં અનેક વાર મારા સાંભળવામાં આવ્યું છે; હવે જન્મભૂમિમાં આવીને વસવાનો સમય આપનામાટે આવી લાગ્યો છે તો મારો આપને એ જ આગ્રહ છે કે સ્વર્ગીય મહારાજાના હસ્તથી અસ્તવ્યસ્ત, છિન્નવિચ્છિન્ન, ધનહીન તથા કલંકિત થઇ ગયેલા ભૂમંડલા રાજ્યને પુનરપિ સુવ્યવસ્થિત, નિષ્કલંક તથા સુસંપન્ન કરવામાટે આપ જેવા સુદક્ષ અમાત્યની જ આવશ્યકતા હોવાથી આપ મુંબઇના મોહને ત્યજી દઇને પોતાની જન્મભૂમિમાં સ્થાયી નિવાસ કરવાના નિશ્ચય ઉપર આવી જાઓ અને અમાત્યની પદવીને વધારે નહિ તો ઓછામાં ઓછાં પાંચ વર્ષમાટે સ્વીકારી લઇને ભૂમંડલારાજ્યરૂપ શકટને સરળ માર્ગમાં ચાલતું કરી દો. પગાર આપ જે માગશો તે આપવામાં આવશે અને અમો આપનાં આજન્મ ઋણી રહીશું"

મહારાણીના આ આગ્રહનો આનન્દશંકરભાઇથી અનાદર ન કરી શકાયો અને તેમણે અમાત્ય પદવીને સ્વીકારીને રાજ્યના કલ્યાણુ તથા ઉત્કર્ષના જેટલા પણુ કરી શકાય તેટલા પ્રયત્નો કરવાનું મહારાણીશ્રીને વચન આપીને કહ્યું કે: "માતા, જ્યારે આપનો મારામાં આટલો વિશ્વાસ તથા સદ્ભાવ છે ત્યારે આ શરીર તથા પ્રાણુ આપનાં જ છે એમ જ આપે માનવાનું છે. લક્ષ્મી તથા સત્તાના લોભથી અમાત્યપદને હું સ્વીકારતો જ નથી એટલે પગાર ઓછો મળશે કે વધારે મળશે એની મને ચિન્તા જ નથી. જો મારી જન્મભૂમિની, રાજકુટુંબની તથા પ્રજાની મારાથી યત્કિંચિત પણુ સેવા કરી શકાશે અને મારી તે સેવા જો યથાસ્થિતની થશે તો તેને જ હું મારા પરિશ્રમના પર્યાપ્ત ફળ તરીકે સ્વીકારી લઇશ."

"વારૂ ત્યારે મારી આ ચિન્તા પણ ઓછી થઇ ગઇ." મહારાણીએ ગંભીરતાથી કહેવા લાગ્યાં: "હવે એક બીજી વાત. સ્વર્ગીય મહારાજાના અત્યાચારોથી કંટાળીને જે પ્રજાજનો ભૂમંડલા રાજ્યને ત્યજી ગયા છે અને અન્ય દેશી રાજ્યો તથા બ્રિટિશ રાજ્યમાં જઇ વસ્યા છે તે સર્વને પણ પ્રતાપસિંહજીના રાજ્યાભિષેકપ્રસંગે ભૂમંડલામાં બોલાવી લેવામાં આવે, મનાવી લેવામાં આવે, તેમની છીનવી લેવાયલી જમીનો તથા જાગીરો તેની આજ સૂધીની પેદાશ સુદ્ધાં પાછી આપી દેવામાં આવે અને ભવિષ્યમાં પણ અમુક સમય પર્યન્ત રાજકર આપવાના ભારથી તેમને મુક્ત કરવામાં આવે તો વધારે સારૂં, એવી મારી તીવ્ર ઇચ્છા હોવાથી જો કરી શકાય તો આ પ્રબંધ પણ આપે કરી નાખવાનો છે."

"હું પોતે જ આ વ્યવસ્થાના સંબંધમાં આપને પ્રાર્થના કરવાનો હતો; પરંતુ તે પૂર્વે આપે જ આ ઇચ્છા દર્શાવી દીધી છે તો હવે એ સર્વ વ્યવસ્થા બહુધા આઠ કે પંદર દિવસમાં જ થઇ જશે અને જન્મભૂમિનો મોહ અદ્ભુત હોવાથી તેમ જ આપની દયાલુતામાં સર્વનો અનન્ય વિશ્વાસ હોવાથી આપનું નામ સાંભળતાંની સાથે જ રાજ્યને ત્યજી ગયેલા સર્વ પ્રજાજનો આનન્દથી પાછા અહીં આવી લાગશે." આનન્દશંકરભાઇએ ગંભીરતાથી કહ્યું.

"વારૂ ત્યારે જે નિરપરાધી યુવકોને સ્વર્ગીય મહારાજાએ સાધનદાસ, ગિરિરાજદાસ, લાવણ્યસિંહ તથા શિવજીવન આદિક દુષ્ટ જનોની સહાયતાથી બનાવટી કેસ ઊભો કરાવીને જેલમાં નખાવી દીધા છે તે દુષ્ટ જનો ઉપર કેસ કયારે ચલાવવો અને નિરપરાધી યુવકોને છૂટા કયારે કરવા એના સંબંધમાં આપે કાંઇ વિચાર કર્યો છે ખરો? કારણ કે, એ દુષ્ટ જનોને નજરકયદી તરીકે રાખવામાં આવ્યા છે એ વાત તો આપના જાણવામાં આવેલી હોવી જ જોઇએ. એ જ પ્રમાણે રાજ્યમાં આવી ભરાયલા લાંચિયા, અન્યાયી તથા અત્યાચારી અધિકારીઓને ચૂંટી કાઢીને તેમની ઉપર પણ કેસ ચલાવવાની અથવા તો તેમને રાજ્યની નોકરીમાંથી કાઢી નાખીને વિદાય કરી દેવાની પણ મારી પ્રબળ ઇચ્છા છે તો એના સંબંધમાં આપની જે ઇચ્છા હોય તે બે ચાર દિવસમાં વિચાર કરીને મને તથા પ્રતાપસિંહજીને આપ જણાવશો એટલે તદનુસાર આપણે વ્યવસ્થા કરી નાખીશું. રાજ્યાભિષેકમહોત્સવથી પૂર્વે જ રાજ્યમાંનો આવો બધો ય કચરો પૂંજો નીકળી જાય તો વધારે સારૂં અને એ નીચ અધિકારીઓનાં સ્થાનોને ઉત્તમ અધિકારીઓ વડે ભરી દેવામાં આવે, તો ઠીક." મહારાણીએ પોતાની અન્ય ઇચ્છાઓને વ્યક્ત કરતાં આ ઉદ્ગારો કાઢ્યા.

"સાધનદાસ, ગિરિરાજદાસ, લાવણ્યસિંહ તથા શિવજીવન ઉપર તો કેસ ચલાવવાનો જ છે અને મારી તો હવે એ જ ઇચ્છા કે આપ હવે રાજમાતા હોવાથી અને અત્યારના યુગમાં પડદાપ્રણાલીને પાળવાની આવશ્યકતા ન હોવાથી આપ પોતે જ ન્યાયાસનપર વિરાજીને રીજન્ટ તરીકે એ કેસનો ફેસલો સંભળાવી દો કે જેથી આપની પણ કાંઇક નામના થઇ જાય. નિરપરાધી યુવકોને પણ રીજન્સીના સમયમાં જ મુક્તિ મળી જાય તો સારૂં કે જેથી એ શ્રેય પણ આપને જ મળે. સાધનદાસ આદિક ઉપરના કેસમાં રાજ્ય તરફના કાઉન્સેલ તરીકે હું જ અપીયર થઇશ અને જો આપની ઇચ્છા હશે તો છેવટનું જજમેન્ટ પણ હું જ લખીને આપને તૈયાર કરી આપીશ. માત્ર આપને એ જજમેન્ટ કોર્ટમાં વાંચી સંભળાવવાનો જ પરિશ્રમ લેવો પડશે. એમને અપરાધી તરીકે સાબિત કરનારા પૂરાવા સજ્જડ હોવાથી અને આપણા ભલા પોલિસ કમીશનર મિસ્ટર લીલાપુરિયા એ બદમાશોની બદમાશીને સારી રીતે જાણતા હોવાથી આમાં આપણને કશી પણ ખોટી રમત તો રમવી પડે તેમ છે જ નહિ. માત્ર એ કેસમાં સ્વર્ગીય મહારાજાનો પોતાનો હાથ હતો એ વાત બહાર ન આવે એટલી જ સંભાળ આપણે રાખવી પડશે અને તેમ છતાં પણ આરોપીઓ જો મહારાજાના ભેદનો પ્રકાશ કરશે તો તેમને અનેક યુક્તિયોથી ખોટા સાબિત કરી શકાશે. બીજા અધિકારીઓ ઉપર કેસ ચલાવવા કે તેમને એમના એમ રાજ્યમાંથી હાંકી કાઢવા એનો નિશ્ચય આપણે પછી નીરાંતે કરીશું." આનન્દશંકરભાઇએ પોતાના વિચારોને દર્શાવ્યા.

"ત્યારે જ્યાં સૂધી આ કેસનો નિકાલ ન થઇ જાય ત્યાં સૂધી આપને અમાત્ય તરીકે જાહેર તો ન જ કરવા ને? કારણ કે, નહિ તો આપથી રાજ્ય તરફના કાઉન્સેલ તરીકે આ કેસ નહિ ચલાવી શકાય." મહારાણીએ કહ્યું.

હાલ તરત ભૂમંડલાના મુખ્ય પબ્લિક પ્રોસિક્યૂટર અથવા ઍડવોકેટ જનરલ તરીકે મારી નીમણૂક કરી દો અને રાજ્યભિષેકને દિવસે જ નવીન મહારાજા તરફથી મને અમાત્યની પદવી તથા અમાત્યનો પોશાક દર્બારમાં મળે એવી વ્યવસ્થા કરો એટલે આ બધાં ય કાર્યો સિદ્ધ થઇ જશે. પરંતુ આપ ન્યાયાધીશના આસન પર વિરાજશો ખરાં ને?" આનન્દશંકરભાઇએ જિજ્ઞાસા દર્શાવી.

"અવશ્ય વિરાજીશ. ચિરંજીવી પ્રતાપસિંહજીએ મને અહલ્યાબાઇ હોલકરીણની ઉપમા આપી છે તો હવે મારે અહલ્યાબાઇનું અધિક નહિ

તો અલ્પ સ્વલ્પ અનુકરણ તો કરવું જ જોઇએ. જજમેન્ટ પણ હું પોતે જ લખીશ. માત્ર કાયદાની બારીકીથી કાંઇ સુધારો કરવો હોય તો તે જ આપ કરી આપજો." મહારાણીએ આ શબ્દોના ઉચ્ચારથી પોતાના નૈતિક બળનો સંપૂર્ણ પરિચય કરાવી દીધો.

એ પછી મધ્યાહ્ન ભોજનનો સમય થતાં સર્વ જમવામાટે ઊઠ્યાં અને હાલ તરત આ વાર્તાલાપનો આટલેથી જ અંત આવી ગયો.

---

## પ્રકરણ ૪૦ મું.

### યશોધ્વજનું આરોપણ

હવે પછીની કેટલીક ઘટનાઓને વિસ્તારપૂર્વક વર્ણવવાની આવશ્યકતા નથી. ગત પ્રકરણમાં કરાયલી મંત્રણા અનુસાર એક સપ્તાહ જેટલા અલ્પ સમયમાં જ લાવણ્યસિંહ, સાધનદાસ, ગિરિરાજદાસ, શિવજીવન તથા એવા જ બીજા બે ત્રણ લોહીચૂસણિયા અધિકારીઓ ઉપર સ્વર્ગવાસી મહારાજાને ખોટી ખબરો આપી ઉશ્કેરી કેટલાક નિરપરાધી નાગરિકોને ખોટા -બનાવટી-કેસ ઊભા કરીને જેલમાં નખાવવાના, મહારાજાના નામથી પ્રજા પાસેથી ધમકાવી ડરાવીને નાણાંની મોટી મોટી રકમો કઢાવવાના, આવાં કાળાં કર્મોની સિદ્ધિમાટે ખોટા દસ્તાવેજો બનાવવાના તથા એવા જ બીજા અમુક અપરાધો મૂકીને કેસ કરી દેવામાં આવ્યો હતો અને એ કેસને જે ન્યાયાધીશે એમની સાથે મળીને પેલા દેશભક્તોને અકારણ ભયાનક શિક્ષા કરી હતી તે જ ન્યાયાધીશ સમક્ષ ચલાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો. એ ઉપરાંત જેલમાં પડેલા નિર્દોષ યુવકોદ્વારા હુજૂર કોર્ટમાં એક અપીલ કરાવવામાં આવી હતી અને તેમાં તેમના પરના ખોટા કેસને ઊભો કરવાનો આરોપ લાવણ્યસિંહ, સાધનદાસ, ગિરિરાજદાસ તથા શિવજીવન ઉપર જ મૂકવામાં આવ્યો હતો. આ અપીલ મહારાણીશ્રી પોતે સાંભળવાનાં હતાં અને પૂર્વે જણાવ્યા પ્રમાણે એનો નિર્ણય પણ પોતે જ આપવાનાં હતાં. મહારાણી પોતે જ ન્યાયધીશ તરીકે ન્યાયાસન પર વિરાજીને એ કેસનો નિર્ણય આપવાનાં હતાં એ વાર્તા જ્યારે પ્રજાના જાણવામાં આવી ત્યારે ભૂમંડલાની પ્રજાના હૃદયમાં મહારાણીશ્રીના સંબંધમાં જે પૂજ્યભાવ વસી રહ્યો હતો તે અતિશય વધી ગયો અને પાપાત્માઓનાં પાપોના ઘડાને ફૂટી જવાની અણીપર આવી લાગેલો જોઇને પ્રજાના આનન્દનો અવધિ થઇ ગયો. પેલા નિર્દોષ યુવકોની અપીલ હુજૂર કોર્ટમાં ઍડવોકેટ જનરલ આનન્દશંકર

ભાઇની અનુમતિથી દાખલ થતાંની સાથે જ કાયદા પ્રમાણે તેમને એક એક હજાર રૂપિયાના નામમાત્રના જામિન લઇને તત્કાળ છોડી મૂકવામાં આવ્યા અને હવે બધો ય રંગ બદલાઇ ગયેલો હોવાથી તેમનો કેસ ચલાવવામાટે અનેક વકીલો તૈયાર થઇ ગયા; પરંતુ હવે તો એ કેસ ઍડવોકેટ જનરલ પોતે જ ચલાવવાના હોવાથી તે વકીલોની કશી પણ આવશ્યકતા રહી જ ન હોતી. આ બન્ને કેસમાં અનેક બળવાન્ પૂરાવાથી એ બદમાશોની નાનાવિધ બદમાશીઓ સાબિત થઇ જતાં જે ન્યાયાધીશે એક વાર તેમનો ભયાનક પક્ષપાત કરીને ન્યાયદેવતાના કંઠપર અન્યાયની કૃપાણીને ચલાવી દીધી હતી તે જ ન્યાયાધીશે તેમને ભયંકર ટીકા કરીને ત્રણ ત્રણ વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની શિક્ષા સંભળાવી દીધી અને અપીલમાં મહારાણીશ્રીએ તેમને ચાર ચાર વર્ષના સપરિશ્રમ કરાગૃહવાસની શિક્ષા સંભળાવીને તેમની સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિને જપ્ત કરી લેવાનો હુકમ પણ ફર્માવી દીધો. માત્ર તેમણે પોતાની દયાળુતાને અનુસરીને તેમનાં કુટુંબોના નિવાસ માટે ગૃહોની તેમ જ નિર્વાહમાટે અમુક પગારોની વ્યવસ્થા કરી આપી; માત્ર એટલું જ નહિ, પણ તેમની જપ્ત કરેલી સંપત્તિનો અર્ધ ભાગ તેમના ષડ્યંત્રોના પરિણામે જ જે યુવકોને કારાગૃહવાસનાં કષ્ટો ભોગવવાં પડયાં હતાં તે યુવકોને તેમને ભોગવવી પડેલી નુકસાનીના બદલા તરીકે આપીને અત્યંત માયાળુતાથી એવા શબ્દો ઉચ્ચાર્યા કે: "જો તમારી ઇચ્છા હોય તો આ નાણુંનો તમો પોતાનાં સુખોમાટે ઉપયોગ કરજો અને નહિ તો કોઇ દેશોદ્ધાર કિંવા પરોપકારના કાર્યમાં આ રકમનો સદ્વ્યય કરજો અને રાજ્યની જે કાંઇ પણ ન્યૂનતા હોય તે રાજ્યને સદ્ભાવથી જણાવતા રહેજો." આ અપીલના પ્રસંગે ઍડવૉકેટ જનરલ તરીકે આનન્દશંકરભાઇએ કરેલા ભાષણ અથવા આર્ગ્યૂમેન્ટ તેમ જ મહારાણીશ્રીના જજમેન્ટનો એવો તો અદ્ભુત પ્રભાવ જનતાના હૃદયમાં પડી ગયો કે તેઓ મહારાણીશ્રીને સાક્ષાત્ ન્યાયદેવતાના અવતાર તથા આનન્દશંકરભાઇને ન્યાય તથા ધર્મના રક્ષક તરીકે જ માનવા લાગ્યા. મહારાણીશ્રીના જજમેન્ટને સાંભળવામાટે બ્રિટિશ રેસિડેંટ કૉફ્મેન સાહેબ પણ કોર્ટમાં પધાર્યા હતા અને મહારાણીશ્રીની બુદ્ધિમત્તાને જોઇને આશ્ચર્યમુગ્ધ થતાં ભારતીય હિન્દુ નારીજાતિમાટે તેમના હૃદયમાં એક પ્રકારની પૂજ્ય ભાવના સ્વાભાવિક જ ઉત્પન્ન થઇ ગઇ હતી. રેસિડેંટદ્વારા મહારાણીશ્રીની ન્યાયપરાયણતાના સમાચાર નામદાર ગવર્નર સાહેબને મળતાં તે નામદારે મહારાણીશ્રી ઉપર પ્રશંસાપત્ર લખીને તેમના પ્રતિ પોતાનો સંપૂર્ણ સંતોષ દર્શાવ્યો હતો.

આપણી નવલકથાની નાયિકા બાલવિધવા કલ્યાણી, તેની માતા, તેની ભોજાઇ તથા તેનો ભ્રાતા આદિ ક્યારનાં ય મુંબઇથી ભૂમંડલામાં આવી ગયાં હતાં અને તેઓ જો કે પોતાના ગૃહમાં જ આવીને રહ્યાં હતાં; છતાં હવે મહારાણી સાથે તેમ જ આનન્દશંકરભાઇ તથા તેમનાં કૌટુંબિક જનો સાથે તેમનો ગાઢ સમ્બંધ થઇ ગયેલો હોવાથી તેઓ નિત્ય રાજમહાલયમાં આવતાં હતાં અને તેમનો અડધો દિવસ અને કોઇ કોઇ વાર તો આખો દિવસ રાજમહાલયમાં જ વીતી જતો હતો. કલ્યાણીના ભ્રાતાને, તે પ્રથમથી જ રાજ્યનો નોકર હોવાથી તેનું ભૂમંડલામાં આગમન થયા પછી બે ચાર દિવસમાં જ મહારાણીશ્રીએ દીવાનની ઑફ્રિસના હેડ કલાર્ક તરીકે આગળ કરતાં ત્રણુ ગણા પગારથી નીમી દીધો હતો અને તે એટલામાટે કે જ્યારે આનન્દશંકરભાઇ દીવાન તરીકે નીમાઇ જાય ત્યારે તેઓ તેના સંબંધી હોવાથી તેને કોઇ પણ જાતની અડચણ ન આવે અને તેને તેની યોગ્યતા અનુસાર પગાર વધવાનો લાભ પણ મળતો રહે. એ ઉપરાંત તે સમયમાં પ્રતાપસિંહના રાજ્યાભિષેકની તૈયારીઓ ચાલી રહેલી હોવાથી તે અવસરે ભૂમંડલામાં આવનારા હિન્દુ અતિથિયોના ભોજનપ્રબંધ અથવા રસોડાની દેખરેખનો ભાર પણ તેના માથાપર એટલામાટે નાખવામાં આવ્યો હતો કે તેના હસ્તથી કાર્ય દક્ષતાપૂર્વક પાર પડી જતાં એ નિમિત્તથી ઇનામ તરીકે સારી રકમ આપી શકાય અને સ્વર્ગીય મહારાજાના અત્યાચારથી તેને તથા તેનાં કૌટુંબિક જનોને ભોગવવાં પડેલાં કષ્ટોને તેના હૃદયમાંથી ભૂલાવી દેવાનો સંતોષદાયક પ્રયત્ન કરી શકાય.

* * * * *

રાજ્યમાંથી સ્વર્ગીય મહારાજાના નાનાવિધ અત્યાચારોથી પીડાઇને ચાલ્યા ગયેલા પ્રજાજનો આનન્દશંકરભાઇના આવ્હાનને માન આપીને ભૂમંડલામાં આવી લાગ્યા હતા, અને તેમનામાં મુંચાણાના ખેડુતો તથા પટેલોનો પણ સમાવેશ થતો હતો. અમુક કારણુવશાત્ પેલી જાગીરદાર વિધવાને મહારાણીશ્રી મુંબઇમાં જ મૂકી આવ્યાં હતાં તેને પણ હવે ત્યાં રાખવાની આવશ્યકતા ન હોવાથી બોલાવી લેવામાં આવી હતી અને કાયદાસર અથવા સ્વર્ગીય મહારાજાના શબ્દમાં કહેવામાં આવે તો 'ધોરણુસર' તેની પાસે અરજી કરાવીને તેની જાગીર તેને પાછી સોંપી દેવામાં આવી હતી તેમ જ તેની જાગીરને જપ્ત કર્યા પછીની આવક પણ હિસાબ કરીને વ્યાજ સહિત આપી દેવાનો મહારાણીશ્રીએ દીવાન સાહેબને હુકમ ફર્માવી દીધો હતો. તે જાગીરદાર વિધવા મહારાણીશ્રીને અનંત આશીર્વાદો આપતી

પોતાની જાગીરનો કબ્જો લઇને મહારાણીશ્રીના આગ્રહથી રાજ્યાભિષેકના ઉત્સવમાં તેના પુત્રથી જાગીરદાર તરીકે ભાગ લઇ શકાય અને રાજભક્તિનો પરિચય કરાવી શકાય એટલામાટે પાછી રાજધાનીમાં આવી લાગી હતી અને રાજમહાલયમાં મહારાણીશ્રીની અતિથિ તરીકે જ રહી હતી. આ સર્વ ઉદારતાઓના પરિણામે સ્વર્ગીય મહારાજાએ પોતાના અત્યાચારોથી પોતાની અપકીર્તિના દુર્ગંધને જેટલા પરિમાણમાં વિસ્તારી દીધો હતો તેથી સહસ્ર-ગુણ અધિક પરિમાણમાં મહારાણીશ્રીએ અત્યંત અલ્પ સમયમાં જ પોતાની સત્કીર્તિના સુગંધને વિસ્તારી દીધો; માત્ર એટલું જ નહિ, પણ બ્રિટિશ રાજ્યમાં પ્રકાશિત થતાં વર્તમાનપત્રો પણ મહારાણીશ્રીની સહસ્ર મુખથી પ્રશંસા કરવા મંડી ગયાં. મુંચાણાના પટેલો તથા ખેડુતોને પણ તેમની જપ્ત કરવામાં આવેલી જાગીરો, જમીનો તથા રહેવાની જગ્યાઓ આદિક પાછી આપીને તેમને જે નુકસાન ભોગવવું પડયું હતું તે પણ વ્યાજ સહિત ભરપાઇ કરી આપવાનાં વચનો આપી દેવામાં આવ્યાં હતાં અને પાંચ પાંચ વર્ષ-ને માટે તેમને કર આપવાના ભારથી પણ મુક્ત કરી દેવાની ઉદારતા દર્શાવવામાં આવી હતી. પ્રતાપસિંહજીના રાજ્યાભિષેકના અવસરે કોઇ પણ પ્રજાજનના હૃદયમાં લેશમાત્ર પણ અસંતોષનો અંશ ન દેખાય અને સર્વત્ર આનંદ તથા સંતોષનો જ અધિકાર રહ્યા કરે એટલામાટે આનંદ-શંકરભાઇના પરામર્શથી આ સર્વ કાર્યો મહારાણીશ્રીએ પોતાની રીજન્સીના કાળમાં જ કરી નાખ્યાં હતાં અને યશની કદાપિ નષ્ટ ન થનારી શાશ્વત કમાણી કરી લીધી હતી. આ સમસ્ત વ્યવસ્થાઓમાં લગભગ બે માસ જેટલો સમય વીતી ગયો અને ત્યારપછી હિન્દુશાસ્ત્રની વ્યવસ્થા અનુસાર મહારાણીશ્રી આનંદકુમારી બા સાહેબે પ્રતાપસિંહને દત્તક લેવાનો વિધિ પણ સાધારણ ધામધૂમથી કરી નાખ્યો. પ્રતાપસિંહને રાજ્યાધિકાર આપ-વાની વાર્તા પ્રકાશિત થતાં સ્વર્ગીય મહારાજાના બીજા કેટલાક ભાયાતોએ જો કે પોતાના અધિકારને દર્શાવીને પોતાના વિરોધને પ્રકાશિત કર્યો હતો; પણ બ્રિટિશ સરકારે તેમના વિરોધ પ્રતિ લક્ષ ન આપીને પ્રતાપસિંહના અધિકારને જ માન્ય રાખ્યો હતો એટલે પછી તેઓ પોતાની મેળે જ ટાઢા થઇ ગયા હતા. સમયને વીતતાં વાર નથી લાગતી એટલે પ્રતાપસિંહ-ના રાજ્યાભિષેકનો અવસર જેમ જેમ દિવસો વીતતા હતા તેમ તેમ નિકટમાં આવતો જતો હતો.

---

# પ્રકરણ ૪૧ મું

## કલ્યાણીનો અંતિમ નિશ્ચય

પ્રતાપસિંહના રાજ્યાભિષેકનો અવસર તો પંજાબ મેલની ઝડપથી નિકટમાં આવતો જતો હતો; પરંતુ સ્વ. મહારાજા ઈશ્વરસિંહજીએ પ્રથમથી જ રાજ્યની તીજોરીનાં તળીયાંને લગભગ ઝાટકીને સાફ કરી રાખેલું હોવાથી જો બહુ જ કરકસરથી ખર્ચ કરવામાં આવે, તો પણ અત્યારના સમયને અનુસરીને રૂપીયા સાતેક લાખની રકમ વિના ગાડું ગબડી શકે તેમ હતું નહિ એટલે એની મહારાણીશ્રીના હૃદયમાં અતિશય ચિન્તા થઈ પડી. મહારાણીશ્રીની એ ચિન્તા આનન્દશંકરભાઈના જાણવામાં આવતાં તેમણે પોતે બે લાખની રકમ રાજ્યને ઉછીની આપી દીધી અને હવે તેમનામાં તથા મહારાણીશ્રીમાં ભૂમંડલાની પ્રજાનો સંપૂર્ણ વિશ્વાસ બંધાઈ ગયેલો હોવાથી અને ભૂમંડલાના કેટલાક મુંબઈનિવાસી હિન્દુ વ્યાપારીઓ દશ દશ ને વીસ વીસ લાખના આસામીઓ હોવાથી આનન્દશંકરભાઈએ તેમની પાસેથી માગણી કરતાં તેમણે રૂપિયા આઠ લાખની રકમ તત્કાળ રાજ્યને સાધારણ વ્યાજથી ધીરી દીધી એટલે મહારાણીશ્રીની આ ચિન્તાનો અંત આવી ગયો. જો આ વ્યવસ્થા ન થઈ હોત, તો મહારાણીશ્રીએ પોતાના ઝવેરાતને આનન્દશંકરભાઈદ્વારા મુંબઈ મોકલીને વેચાવી નાખવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો અને પોતાનો એ નિશ્ચય તેમણે આનન્દશંકરભાઈને જણાવી દીધો હતો; પરંતુ આ વ્યવસ્થા થતાં ઝવેરાતને વેચવાનો પ્રસંગ અટકી ગયો; માત્ર એટલુંજ નહિ, પણ બીજા કેટલાક વ્યાપારીઓએ જો નાણાંની વિશેષ આવશ્યકતા જણાય તો બીજી પણ ચાર પાંચ લાખની રકમ ધીરવાની પોતાની ઇચ્છા દર્શાવી દીધી. આ સર્વ મહારાણીશ્રીની પ્રજાવત્સલતા તથા માયાળુતાનો જ પ્રભાવ હતો. મહારાજાને કોઈ ત્રાંબાની રાતી પાઈ પણ ધીરવાની ઇચ્છા ધરાવતું ન હોતું અને મહારાણીશ્રીને માગતાંની સાથે લાખો રૂપીયા આવી મળ્યા હતા એટલે એથી એ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થઈ ગઈ કે મહારાજા ઈશ્વરસિંહજી તે વર્ગમાંના હતા કે જેઓ ત્રાંબિયાના તેરના ભાવથી વેચાય છે અને મહારાણીશ્રી તે વર્ગમાંનાં હતાં કે જેમના મૂલ્ય લાખોના હિસાબથી અંકાય છે. માણસે માણસે ફેર તે આનું નામ.

જે જે રાજ્યોમાં રાજ્યાભિષેકના અવસરે પધારવામાટે પ્રતિનિધિ મંડળદ્વારા આમંત્રણો મોકલવાનાં હતાં તે તે રાજ્યોમાં યથાસમય ભિન્ન

ભિન્ન પ્રતિનિધિમંડળોને મોકલી દેવામાં આવ્યાં હતાં અને જ્યાં જ્યાં નવીન મહારાજાએ પોતે જ આમંત્રણ આપવામાટે જવાની અનિવાર્ય આવશ્યકતા હતી ત્યાં ત્યાં નવીન મહારાજા પ્રતાપસિંહજી પોતે આનન્દશંકરભાઇને સાથે લઇને અમુક મહારાજાઓને તેમના સમક્ષ ઉપસ્થિત થઇ રાજ્યાભિષેકના અવસરે પધારવાનાં આગ્રહપૂર્વક આમંત્રણો આપી આવ્યા હતા.

*　　*　　*　　*　　*

ભૂમંડલામાં રાજ્યાભિષેકની ધમધોકાર તૈયારીઓ ચાલી રહી હતી અને રાજ્યાભિષેકમાં હવે કેવળ પંદર દિવસ જેટલો જ અવકાશ રહ્યો હતો. આનન્દશંકરભાઇનાં પોતાના બાપદાદાનાં બે ત્રણ મકાનો ભૂમંડલામાં હોઇને તે ભાડે આપેલાં હોવાથી તેમનામાંના એક વિશાળ મકાનને ખાલી કરાવીને એકાદ મહિનાથી તેઓ પોતાના મકાનમાં રહેવા લાગ્યા હતા અને ભૂમંડલામાં સોમવારને રજાના દિવસ તરીકે પાળવાની પ્રથા હોવાથી તે દિવસે બાલવિધવા કલ્યાણી તથા તેનાં સર્વ કૌટુંબિક જનોને આનન્દશંકરભાઇ જમવામાટે પોતાને ત્યાં જ બોલાવતા હતા. આજે સોમવારનો દિવસ હતો અને માધ્યાહ્ન ભોજન કર્યા પછી સર્વ જનો વાર્તાલાપ કરતાં બેઠાં હતાં એવામાં વાતપરથી વાત નીકળતાં આનન્દશંકરભાઇએ બાલવિધવા કલ્યાણીને સંબોધીને ગંભીરતાથી કહ્યું કેઃ—

"બહેન કલ્યાણી, મુંબઇમાં એક વાર વિધવાવિવાહના સંબંધમાં આપણો વાર્તાલાપ થયો હતો અને તેં કેટલાંક ધર્મશાસ્ત્રો વાંચવામાટે માગ્યાં હતાં એનું તો તને સ્મરણ હોવું જ જોઇએ. ત્યાર પછી કેટલાંક આવશ્યક નવીન કાર્યો ઉત્પન્ન થતાં આપણાથી એ વિષયનો બીજી વાર ઊહાપોહ કરી શકાયો નથી. આજે એક વિશિષ્ટ કારણથી તારા મુખથી એ વાર્તાને હું જાણી લેવા માગું છું કે અમુક પરિસ્થિતિઓમાં વિધવાઓનાં પુનર્લગ્નના સંબંધમાં આપણાં હિન્દુધર્મશાસ્ત્રોની સંપૂર્ણ સંમતિ છે એવો તારો નિશ્ચય થઇ શકયો છે કે કેમ અને જો તારો એવો નિશ્ચય થઇ શકયો હોય તો તું પોતે પુનર્લગ્ન કરવાના નિશ્ચય પર આવી છો કે કેમ? કારણ કે, જો તું પોતે પુનર્લગ્ન કરવાના નિશ્ચય ઉપર આવી હોય, તો આપણી જ જ્ઞાતિનો વિલાયતથી ડૉકટરની ઊંચામાં ઊંચી પરીક્ષામાં પાસ થઇ આવેલો એક મહાબુદ્ધિમાન્ તથા સાધનસંપન્ન યુવક વિધુર થયેલો હોવાથી તારી સાથે પુનર્લગ્ન કરવાની ઇચ્છા ધરાવે છે તો રાજ્યાભિષેકના અવસર સાથે આપણે તારા પુનર્લગ્નના શુભ અવસરને પણ ઊજવી નાખીએ."

"પૂજ્ય વડિલ, આપ મારા લાભની આટલી બધી ચિન્તા રાખતા રહો છો અને મારા પ્રતિ આટલી બધી લાગણી ધરાવો છો એમાટે આપ પૂજ્ય વડિલનો હું જેટલો પણ આભાર માનું તેટલો ઓછો જ છે; તેમજ આપણી જ્ઞાતિના ને વિલાયતથી ડૉક્ટરની ઊંચામાં ઊંચી પરીક્ષામાં પાસ થઇ આવેલા યુવકને આપણી જ્ઞાતિની એકને બદલે એકવીસ કુમારિકા કન્યાઓ બે પાંચ હજારના હુંડા સહિત મળવાનો સંપૂર્ણ સંભવ હોવા છતાં તેઓ સાચા સુધારક તરીકે એ લાભને લત્તાપ્રહાર કરીને રૂઢિના વિઘાતક બંધનને તોડી મારી સાથે પુનર્લગ્ન કરવાની અપૂર્વ નૈતિક બલદર્શિની ઇચ્છાને દર્શાવી રહ્યા છે એમાટે તેમને પણ સહસ્રાવધિ ધન્યવાદ ઘટે છે. તેમની આ કૃપામાટે હું તેમનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અસ્તુ. હવે આપણે ધર્મશાસ્ત્રોના વિષય ઉપર આવીએ. મુંબઇના તે દિવસના આપણા વાર્તાલાપ પછી ધર્મશાસ્ત્રોના પરિશીલનકાર્યને મેં ચાલૂ જ રાખ્યું છે અને મારા અત્યાર સૂધીના પરિશીલનથી મારો એ જ નિશ્ચય થયો છે કે અમુક પ્રકારની પરિસ્થિતિમાં જો હિન્દુ વિધવા પુનર્લગ્ન કરે તો તેમાટે આપણાં ધર્મશાસ્ત્રોની સંપૂર્ણ સંમતિ છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. જે કોઇ પણ પંડિતંમન્યો 'વિધવા વિવાહ શાસ્ત્રસંમત નથી!' એવા આશયનો કંઠશોષ કરતા હોય તેઓ મારી માન્યતા અનુસાર તો એક પ્રકારનો પ્રલાપ જ કરી રહ્યા છે અથવા તો પોતાના અજ્ઞાનનું જ ભયાનક પ્રદર્શન કરાવી રહ્યા છે. છતાં પણ વિધવાએ વિવાહ કરવો જ જોઇએ એવા પ્રકારનો ધર્મશાસ્ત્રોનો આગ્રહ પણ જોવામાં નથી આવતો. કુમારિકાના વિવાહના સંબંધમાં આપણાં ધર્મશાસ્ત્રોનો જે આગ્રહ જોવામાં આવે છે તેના શતાંશ ભાગ જેટલો આગ્રહ વિધવાના વિવાહના સંબંધમાં નથી દેખાતો એટલે એથી એટલી વાર્તા તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે વિધવાએ વિવાહ કરવો કિંવા ન કરવો એનો આધાર વિધવાની પોતાની ઇચ્છા ઉપર જ રહેલો હોવાથી વિધવાપુનર્લગ્ન એક ઐચ્છિક વિષય છે; આવશ્યક કર્તવ્ય નથી. આ મારી માન્યતા આપ વડિલને યથાર્થ જણાય છે ખરી કે કેમ?" બાલવિધવા કલ્યાણીએ આનન્દશંકરભાઇ તથા તેની સાથે પુનર્લગ્ન કરવાની ઇચ્છા દર્શાવનાર યુવક પ્રતિ કૃતજ્ઞતા દર્શાવીને પુનર્લગ્ન–વિધવાવિવાહ–ના સંબંધમાં પોતાના આવા પ્રકારના વિચારો ગંભીરતાથી દર્શાવ્યા.

"તારી આ માન્યતા અક્ષરશઃ યથાર્થ છે; વિધવાવિવાહ શાસ્ત્ર સંમત હોવા છતાં આવશ્યક કર્તવ્ય નથી; કિન્તુ ઐચ્છિક વિષય છે અને

ધર્મશાસ્ત્રો કોઇ પણ વિષયમાં બળાત્કાર કરતાં જ નથી એટલે આવા વિષયો તો ઐચ્છિક વિષયો જ હોઇ શકે એ સ્વાભાવિક છે. કુમારિકાના વિવાહના સંબંધમાં પણ ધર્મશાસ્ત્રોનો તમો કહો છો તેવો કઠોર આગ્રહ નથી; કારણ કે, આપણાં ધર્મશાસ્ત્રકારોએ જો કુમારિકાઓની પણ આજન્મ બ્રહ્મચારિણી રહેવાની ઇચ્છા હોય તો કુમારિકાઓને પણ અવિવાહિતા રહેવાની સ્વતંત્રતા સમર્પેલી છે અને તેથી જ સ્ત્રીઓના 'બ્રહ્મવાદિની' વર્ગ તથા'સદ્યોવધૂ' એવા બે વર્ગ પાડવામાં આવ્યા છે. જેને આપણા હિન્દુઓ અત્યારે 'કલ્પાન્તર' નામથી ઓળખે છે તે મનુસ્મૃતિથી પૂર્વવતી કાળમાં હિન્દુ કન્યાઓનો ઉપનયન સંસ્કાર પણ કરવામાં આવતો હતો અને ત્યાર પછી વેદપઠન કરવું કિંવા સંસારમાં પ્રવેશ કરવો, અર્થાત્ આજન્મ અવિવાહિતા અવસ્થામાં રહેવું કિંવા અખંડસૌભાગ્યવતીના પદને સ્વીકારવું એનો આધાર તેમની ઇચ્છાપર જ રહેતો હતો. જે કુમારિકાઓ વેદવિદ્યાના અભ્યાસમાં જ પોતાના જીવનને વીતાડવાનો નિશ્ચય કરીને અવિવાહિતા રહેતી હતી તેમને 'બ્રહ્મવાદિની' નામથી ઓળખવામાં આવતી હતી. ગાર્ગી તથા વાચક્નવી આદિક આર્યનારીઓ એ જ વર્ગની હતી કે જેઓ ઇતિહાસમાં પ્રખ્યાત છે. જે સ્ત્રીઓ વિદ્યાર્જનમાં જીવન ન વીતાડતાં સંસારમાં પ્રવેશતી હતી એટલે કે વિવાહ કરી લઇને ગૃહસ્થાઓ થતી હતી તેમને 'સદ્યોવધૂ' નામથી ઓળખવામાં આવતી હતી. અર્થાત્ આપણાં ધર્મશાસ્ત્રોએ વિવાહના સંબંધમાં કદાપિ બળાત્કાર કર્યો જ નથી." આનન્દશંકરભાઇએ ગંભીરતાથી આ ઉદ્ગારો કાઢ્યા.

"એક વાર મારા લગ્નનો વિધિ થઇ ચૂકેલો હોવાથી હવે જો કે 'બ્રહ્મવાદિની'ની પદવીને ધારણ કરવાની મારી યોગ્યતા નથી રહી; તો પણ અદ્યાપિ એક આદર્શ વિધવા તરીકે બ્રહ્મચર્યયુક્ત જીવનને વીતાડવાનો મારો અધિકાર અવિચલ હોવાથી મેં મારા મનમાં મારા એ અધિકારને વ્યવહારમાં યોજવાનો જ અંતિમ નિશ્ચય કરી લીધો છે અને આજે કેટલાક દિવસથી મારા આ આર્ય વિધવા તરીકેના જીવનને મારાથી કેવી રીતે અધિક ઉપયુક્ત કરી શકાય અને હિન્દુસમાજની સેવાના કાર્યમાં નિયુક્ત કરી શકાય એનો જ હું એકાગ્રતાથી વિચાર કરી રહી છું. જો હિન્દુસમાજ પાસેથી મારી ઇચ્છા અનુસાર મને યોગ્ય તથા આવશ્યક આશ્રય મળી જાય, તો આ આપણી જન્મભૂમિ ભૂમંડલમાં એક આદર્શ હિન્દુવિધવાશ્રમ ખોલવાની મારી પ્રબળ આકાંક્ષા છે. એ આશ્રમમાં હિન્દુજાતિની અનાથ તથા નિરાધાર વિધવાઓને આશ્રય મળવા ઉપરાંત જેના

યોગે તેઓ પોતાના જીવનને નિષ્કલંક તથા ચારિત્ર્યશીલ બનાવી શકે તેવા પ્રકારનાં ધાર્મિક તથા નૈતિક શિક્ષણો તેમને મળતાં રહે અને તેઓ નવરી બેસીને નખ્ખોદ વાળતી અટકી જાય એટલામાટે તેમને નાનાવિધ સ્ત્રીજાતિસુલભ ઉદ્યોગોનું શિક્ષણ આપીને તેમની પાસે અમુક પ્રકારનાં કાર્યો પણ કરાવવામાં આવે એવા પ્રકારના મનોરથો મારા હૃદયમાં ઉદ્ભવી રહ્યા છે. જો મારા જીવનમાં મારો આ અભિલાષ પૂર્ણ થશે અને મારા હસ્તથી આ શુભતમ કાર્યનો આરંભ થઇ જશે, તો મારા વૈધવ્યની હું સંપૂર્ણ સાર્થકતા થયેલી માની લઇશ; કારણ કે, મારી માન્યતા અનુસાર આર્યવિધવાના વૈધવ્યની સાર્થકતા સમાજકલ્યાણ વિષયક પ્રયત્ન તથા સમાજસેવામાં જ સમાયલી છે અને અત્યારે સમાજમાટે ભારરૂપ મનાતી હિન્દુવિધવાઓનાં જીવનને સમાજના આદરને પાત્ર થાય તેવાં આદર્શ બનાવી દેવાં એના જેવી અન્ય કોઇ પણ સમાજસેવા છે જ નહિ. જો મારા જીવનની સાર્થકતા થયેલી જોવાના જ આપ મુરબ્બીના અભિલાષ હોય, તો મને મારા આ મનોરથની સિદ્ધિનાં સાધનોને મેળવી આપો. એથી આપનો કેવળ મારા ઉપર જ નહિ, કિન્તુ સમસ્ત હિન્દુજાતિ ઉપર શાશ્વત ઉપકાર થશે અને એનો બદલો આપને પરમેશ્વર આપશે." કલ્યાણીએ પોતાના અભિલાષ તથા મનોરથોને વ્યક્ત કરી બતાવ્યા.

"જો પોતાના ચંચલ મનનો તારાથી એટલી સીમા પર્યન્ત નિગ્રહ કરી શકાય અને અખંડ બ્રહ્મચર્યના પાલનપૂર્વક આવા પ્રકારની સમાજસેવા કરી શકાય તેમ હોય, તો તને તારા આ અભિલાષ તથા મનોરથની સિદ્ધિનાં સાધનો હું વિપુલ પરિમાણમાં મેળવી આપીશ. પૂજ્ય રાજમાતા પણ આ શુભ કાર્યમાં તને જોઇતી સહાયતા આપવાની ઉદારતા આવશ્ય દર્શાવશે અને રાજમાતાની સહાયતાથી આ કાર્ય અલ્પ કાળમાં સિદ્ધ થઇને ઉન્નતિના માર્ગે ચડી જશે. આપણા આ પ્રદેશમાં પોરબંદરમાં શેઠ ભાણજી લવજી (ભાણા લવા) લીલાધરે નાણાંની મોટી રકમ ખર્ચીને આવા પ્રકારના એક હિન્દુમહિલાશ્રમની સ્થાપના કરેલી છે; છતાં આવા પ્રકારના અન્યાન્ય બે ચાર આશ્રમોની અનિવાર્ય આવશ્યકતા છે એટલામાટે જો ભૂમંડલામાં પણ આવા એક આદર્શ હિન્દુવિધવાશ્રમની સ્થાપના થઇ જાય અને એ વિધવાશ્રમને મહારાજા રાણા સાહેબ શ્રી. નટવરસિંહજી ન્યાયાવતાર પ્રમાણે આપણા નવીન મહારાજા, રાજમાતાની પ્રેરણાથી, કાંઇક આર્થિક તથા કાંઇક અન્ય પ્રકારની સહાયતા આપવાની ઉદારતા દર્શાવી દે; તો ભૂમંડલા પણ એવી એક સંસ્થાને ધરાવવાના ભાગ્યને

પ્રાપ્ત કરી શકે એ નિર્વિવાદ છે. ઠીક છે; સારાં કાર્યોને સિદ્ધ કરનાર પરમાત્મા હોવાથી આ કાર્યની સફળતાનો ભાર પરમેશ્વરના શિર પર નાખીને હું મારાથી કરી શકાશે તેટલા પ્રયત્ન કરીશ અને જો ઇશ્વરની ઇચ્છા છે તો મહારાજા પ્રતાપસિંહજીના રાજ્યાભિષેકોત્સવની નિર્વિઘ્ન પરિસમાપ્તિ થઇ ગયા પછી અલ્પકાળમાં જ આ સંસ્થા અસ્તિત્વમાં આવી જાય તેવો પ્રબંધ કરી નાખીશ. તારા પવિત્ર વિચાર તથા મહાપવિત્ર મનોરથમાટે હું તને અંતઃકરણપૂર્વક કોટિશઃ ધન્યવાદ આપું છું અને પરમાત્મા સર્વ હિન્દુ વિધવાઓના હૃદયમાં તારા જેવા પવિત્ર વિચારો તથા મનોરથોને પ્રકટાવતો રહે એ જ પરમાત્મા પાસેથી યાચું છું.'' આનન્દશંકરભાઇએ બાલવિધવા કલ્યાણીને તેના મહાપવિત્ર મનોરથની સિદ્ધિ વિષયક આશા બંધાવતાં ઉભરાઇ જતા પૂજ્ય ભાવથી આ ઉદ્ગારો કાઢયા.

''હું પણ પરમાત્મા પાસેથી એ જ માગી રહી છું કે પરમાત્મા આપને ઉદ્દંડ આયુષ્ય, અખંડ આરોગ્ય તથા અગાધ સંપત્તિ સમર્પતો રહે અને આપના હસ્તથી આવાં સાર્વજનિક હિતનાં કાર્યો વિપુલ પરિમાણમાં સંપાદિત તથા સિદ્ધ થતાં રહે.'' કલ્યાણીએ પોતાની ભદ્ર ભાવનાને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવી.

''મારા મનમાં એવી બીક રહ્યા કરતી હતી કે આપણાં ધર્મશાસ્ત્રોની અમુક પરિસ્થિતિયોમાં વિધવા વિવાહમાટે સંપૂર્ણ સંમતિ હોવાથી અને મારી કલ્યાણી જો બીજી વાર વિવાહ કરી લે, તો રૂઢિ ભલે એનો તિરસ્કાર કરે, પણ શાસ્ત્રો તો એનો સત્કાર કરનારાં જ હોવાથી જો કલ્યાણી પુનર્લગ્ન કરવાને તૈયાર થઇ જશે અને આપની સંમતિ તથા સહાયતાથી એને સારો વર પણ મળી જશે; તો સમાજમાં અમારી સ્થિતિ ઘણી જ કઢંગી તથા કફોડી થઇ પડશે. પરંતુ અમારા કુળમાં આ કલ્યાણી એક અમૂલ્ય નારીરત્ન હોવાથી અને માતૃકુળની પવિત્રતાનો ઉત્તરાધિકાર સંપૂર્ણ પરિમાણમાં એને મળેલો હોવાથી એના મનમાં પુનર્લગ્નનો વિચારજ ન ઉદ્ભવ્યો અને પુનર્લગ્નના અભિલાષને બદલે એણે આવા સમાજસેવા વિષયક મહાપવિત્ર અભિલાષને દર્શાવી અમારી પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખી એમાટે એને જેટલા પણ ધન્યવાદો આપવામાં આવે તેટલા ઓછા જ થવાનો સંભવ છે. હું પણ વિધવા છું એટલે જો આપના પ્રયત્નથી આવા પ્રકારના વિધવાશ્રમની ભૂમંડળામાં સ્થાપના થઇ જશે, તો હું મારી કલ્યાણી જેટલી ભણેલી ગણેલી ને વિદુષી ન હોવા છતાં પણ કલ્યાણીની આજ્ઞા અનુસાર એ સંસ્થામાં રહીને આશ્રમની મારાથી કરી શકાશે તેટલી

સેવા કરતી રહીશ અને મારા જીવનના છેલ્લા દિવસોને સાર્થક કરી બતાવીશ." અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને બેસી રહેલી કલ્યાણીની માતાએ હવે પોતાના મુખને ખોલીને પોતાના આવા પ્રકારના ઉન્નત મનોભાવોને પ્રકટ કરી બતાવ્યા.

"પૂજ્ય બહેન, તમારી આ ઉન્નત આકાંક્ષામાટે તમોને પણ ધન્યવાદ ઘટે છે; પ્રભુ કરશે, તો તમારી આ આકાંક્ષાની સફળતાનો અવસર સત્વર જ આવી લાગશે. મને લાગે છે કે સ્વર્ગીય મહારાજા પ્રશ્વરસિંહજીના રાજત્વકાળમાં નિન્દાયલા ભૂમંડલા રાજ્યની યશોઘોષણાના દિવસો હવે નિકટમાં આવતા જાય છે અને તેથી જ ચારે તર્ફના આવા વિશુદ્ધ વાતાવરણનો પ્રચાર થવા લાગ્યો છે. આ સર્વ રાજ્યની ઉન્નતિ તથા વિજયશાળિતાનાં જ પૂર્વચિહ્નો છે." આનન્દશંકરભાઇએ કલ્યાણીની માતાને પણ અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપ્યો અને તે સાથે રાજભક્તિનો પણ પરિચય કરાવી દીધો.

આનન્દશંકરભાઇએ બીજે દિવસે આપણી નવલકથાની નાયિકા બાલવિધવા કલ્યાણીની હિન્દુવિધવાશ્રમની સંસ્થાપના વિષયક પવિત્ર આકાંક્ષાની કથા મહારાણી શ્રી આનન્દકુમારી બા સાહેબને કહી સંભળાવી એટલે એ કથા સાંભળતાંની સાથે જ કલ્યાણીની ભૂરિ ભૂરિ પ્રશંસા કરીને વિધવા મહારાણી કહેવા લાગ્યાં કે : "હું પોતે પણ વિધવા છું. આ વિચાર મારા હૃદયમાં કેમ ન ઉદ્ભવ્યો એનું જ અત્યારે મારાં મનમાં આશ્ચર્ય થયા કરે છે. આ રાજ્યાભિષેકોત્સવની નિર્વિઘ્ન સમપ્તિ થઇ ગયા પછી સર્વથી પ્રથમ એ સંસ્થાને અસ્તિત્વમાં લાવવાના કાર્યમાં જ હું પ્રવૃત્ત થઇશ અને આ રાજમહાલયના નિવાસ તથા વૈભવવિલાસને તિલાંજલિ સમર્પી હું પોતે એ વિધવાશ્રમમાં રહીને એ વિધવાશ્રમને એક આદર્શથી આદર્શ સંસ્થા તરીકે ખ્યાતિમાં લાવી બતાવીશ, ત્યારે જ મારા સ્ત્રી તરીકેના અવતારની મને સંપૂર્ણ સાર્થકતા થયેલી દેખાશે. મેં પડદાપ્રણાલીનો તો પરિત્યાગ કરી જ દીધો છે એટલે હવે મારાથી આવી સાર્વજનિક હિતવર્ધિની સંસ્થાની કોઇ પણ પ્રકારના સંકોચ વિના યથેચ્છ તથા સંપૂર્ણ સેવા કરી સકાશે, એમાટે હું પરમેશ્વરનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હું પણ કલ્યાણીને કહીશ અને તમો પણ કલ્યાણીને કહી દેજો કે એ સંસ્થા પ્રભુ કરશે, તો અવશ્ય અસ્તિત્વમાં આવશે એટલામાટે એ સંસ્થાનાં નિયમો આદિના એક કાચા ખરડાને તૈયાર કરવાના કાર્યમાં તે અત્યારથી જ લાગી જાય અને એ ખરડાને તૈયાર

કરવામાટે સારા ય હિન્દુસ્થાનની એવી અન્ય સંસ્થાઓના નિયમો આદિક શીઘ્રતર મંગાવી લે."

મહારાણીશ્રી આનન્દકુમારી બા સાહેબના આ વિચારો જ્યારે આનન્દશંકરભાઇએ કલ્યાણીને કહી સંભળાવ્યા ત્યારે કલ્યાણીના હર્ષનો અવધિ થઇ ગયો અને એ ચાર દિવસમાં જ મહારાણીશ્રીને મળીને તેણે એ સંસ્થાના નિયમો આદિક તૈયાર કરવાના કાર્યને ઉત્સાહપૂર્વક આરંભી દીધું. દિવસ જલના પ્રવાહ પ્રમાણે વીતવા લાગ્યા અને અંતે રાજ્યાભિષેકનો અવસર પણ આવી લાગ્યો.

---

## પ્રકરણ ૪૨ મું

### નવીન રાજાનો રાજ્યાભિષેક અથવા રામરાજ્યસમારંભ

ભૂમંડલા રાજધાની ઇન્દ્રપુરીના સ્વરૂપને ધારણ કરીને રાજ્યાભિષેક પ્રસંગના કારણથી મહારાણીશ્રી આનન્દકુમારી બા સાહેબના આમંત્રણને માન આપીને પધારેલા અનેક દેશી રાજ્યકર્તાઓ. તેમના નાના મોટા રાજકર્માચારીઓ, બ્રિટિશ સામ્રાજ્યના કેટલાક નામાંકિત તથા પદવીધર નાગરિકો, રાજા તથા પ્રજા ઉભયના કલ્યાણને અબાધ્ય રાખીને હિન્દુસ્થાનમાં સ્વરાજ્ય સ્થાપના વિષયક નિષ્કામ પ્રયત્ન કરનાર કેટલાક અગ્રગણ્ય દેશનાયકો કિંવા દેશસેવકો અને અન્યાન્ય અતિથિજનોવડે ઉભરાઇ જવા લાગી હતી. આ પ્રસંગે અન્યાન્ય પાડોશી રાજ્યોના નામાંકિત વ્યાપારીઓને પણ આગ્રહપૂર્વક નોતરવામાં આવ્યા હતા અને એ સર્વ અતિથિઓનાં નિવાસ ખાનપાન તથા સેવા શુશ્રૂષાનો એવો તો ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો હતો કે પ્રબંધની એ ઉત્તમતાને જોઇને સર્વ અતિથિયો મહારાણીશ્રી આનન્દકુમારી બા સાહેબ તથા માન્યવર આનન્દશંકરભાઇની બુદ્ધિમત્તા તથા કાર્યદક્ષતાની સહસ્ર મુખથી પ્રશંસા કરી રહ્યા હતા. જે અમુક રાજાઓ અભિમાન અથવા એવા જ અન્યાન્ય ગુપ્ત કારણોથી પોતે આ અવસરે જાણી જોઇને ભૂમંડલામાં ન હોતા આવ્યા તે રાજાઓએ પણ આ પ્રસંગે ભૂમંડલામાં એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ તેમ જ મુંબઇના નામદાર ગવર્નર સાહેબ પોતે પધારવાના હોવાથી પ્રકૃતિની અસ્વસ્થાને પોતાના ન આવી શકવાના કારણ તરીકે દર્શાવીને પોતાના આભ્યંતર વિરોધને પ્રકાશિત થતો અટકાવવામાટે પોતાના રાજકર્માચારીઓને પ્રતિનિધિ તરીકે મોકલી આપ્યા હતા. ભૂમંડલાના નાગરિકોના હૃદયનો ઉત્સાહ ઉભરાઇ જતો હોવાથી નાગરિકોએ પોતપોતાની શક્તિ તથા યોગ્યતા અનુસાર પોતપોતાનાં નિવાસગૃહો તથા

પોતાની દૂકાનો આદિકને પ્રથમથી જ રંગરોગાન કરાવી ધ્વજા તથા તોરણો આદિકથી એવાં તો શૃંગારી દીધાં હતાં કે એથી બાહ્ય જનોથી ભૂમંડલાના નાગરિકોના ઉત્સાહની તત્કાળ યથાર્થ કલ્પના કરી શકાતી હતી. પ્રતાપસિંહજીના રાજ્યાભિષેકમાટે જે દિવસ નિયત કરવામાં આવ્યો હતો તેને આગલે દિવસે મુંબઇના નામદાર ગવર્નર સાહેબ તથા એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ પણ ભૂમંડલામાં આવી લાગ્યા અને તેમને તેમના સ્ટાફ સાથે તેમના ઊતારા તરીકે પ્રથમથી જ નિયત કરાયલા ‘વસન્તોદ્યાન’ માંના મહાલય અથવા બંગલામાં લઇ જવામાં આવ્યા. નવીન મહારાજા પોતે પણ તેમના સ્વાગતમાટે રેલ્વે સ્ટેશન પર હાજર રહ્યા હતા અને તેથી નામદાર ગવર્નર સાહેબ તેમના પર અતિશય પ્રસન્ન થયા હતા. નામદાર ગવર્નર સાહેબ, એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ. તેમની સાથે પધારેલી તેમની યૂરોપીયન પત્નીઓ તથા અન્યાન્ય યૂરોપીયન અતિથિયોના ખાનપાનાદિકની વ્યવસ્થાનું કાર્ય મુંબઇના એક મોટામા મોટા યૂરોપીયન હોટલના માલિકને કૉન્ટ્રૅક્ટ કરીને સોંપવામાં આવ્યું હતું એટલે તેમના ખાનપાનાદિકની વ્યવસ્થામાં બહુધા કોઇ પણ પ્રકારની ત્રુટિ થવાનો સંભવ હતો જ નહિ. રાજપૂત આદિક આમિષભોજીઓમાટે તેમ જ ઉચ્ચ વર્ણના નિરામિષભોજી હિન્દુઓમાટે આમિષ તથા નિરામિષ જૂદા જૂદા આઠથી દશ રસોડાની જૂદી જૂદી વ્યવસ્થા કરવામાં આવી હતી અને નિયત કરાયલા દિવસોમાં તે રસોડામાં જે કોઇ પણ જમવા જાય તેને જમવા દેવાની છૂટ અપાયલી હતી. અતિથિયોના મનોરંજનમાટે યૂ. પી. ના કેટલાંક નામાંકિત ગવૈયાઓ તથા ગાયિકાઓને પણ બોલાવવામાં આવ્યાં હતાં અને મુંબઇની એક ગુજરાતી નાટકો ભજવતી નામાંકિત નાટક મંડળીને પણ આવવા જવાના બધા ખર્ચ ઉપરાંત દશ દિવસના રૂપિયા વીસ હજાર આપીને બોલાવવામાં આવી હતી. જો કે મહારાણી આનન્દકુમારી બા સાહેબ, આનન્દશંકરભાઇ તથા પ્રતાપસિંહજી પોતે આવા પ્રકારના નિરર્થક ખર્ચ ન કરવાના જ પક્ષપાતી હતાં; છતાં પણ તેમની નિન્દા ન થાય અને લોકો તેમની કંજૂસમાં ગણના ન કરી નાખે એટલામાટે પ્રચલિત રૂઢિને માન આપીને પોતાની ઇચ્છાથી વિરુદ્ધ, ન છૂટકે, આ સર્વ ખર્ચ તેમને કરવા પડયા હતા. રાજ્યાભિષેકને દિવસે ઉષઃકાળથી આરંભીને પ્રભાતમાં આઠ વાગ્યા સુધીમાં પ્રતાપસિંહજીએ કુલાચાર પ્રમાણે રાજ્યાભિષેક પ્રસંગે કરવાના સર્વ ધાર્મિક તથા રૂઢિપ્રધાન

વિધિયોને એટલામાટે આટોપી લીધા કે નવ વાગે રાજ્યાભિષેકના ભવ્ય દરબારમાં તેમને હાજર થવાનું હતું અને સવા નવ વાગે નામદાર ગવર્નર સાહેબ આદિક દરબારમાં પધારવાના હોવાથી તેમના સ્વાગતમાટે ત્યાં તેમની વિદ્યમાનતાની આવશ્યકતા અનિવાર્ય હતી.

* * * *

જેમાં લગભગ બે હજાર મનુષ્યોના સુખપૂર્વક બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી તે રાજમહાલયના સુવિશાળ સભાભવનમાં નિમંત્રિત પ્રતિષ્ઠિત નાગરિકો તથા અમુક નાગરિકાઓ આઠ વાગ્યાથી આવવાનો આરંભ કરીને પોતપોતાની નિયત કરાયલી કુરસીઓ ઉપર વિરાજી ગયાં હતાં. સિંહદ્વારની સામે ફર્શથી બે ફીટ ઉંચી એક રંગભૂમિ અથવા પ્લૅટફૉર્મ તૈયાર કરીને અગ્રભાગમાં વચ્ચે એક સુવર્ણ સિંહાસન નવીન મહારાજામાટે તથા તેની આસપાસ સુવર્ણનાં ચતુષ્પાદ આસનો નામદાર ગવર્નર સાહેબ તથા એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલમાટે ગોઠવવામાં આવ્યાં હતાં. સિંહાસનના પશ્ચાદ્ભાગમાં નિમંત્રિત રાજા મહારાજાઓમાટે તેમની પદવી અનુસાર તેમનાં નામોના કાર્ડ બાંધીને ઉત્તમ મખમલમંડિત વિશાળ કુરસીઓ ગોઠવવામાં આવી હતી. રંગભૂમિની નીચે અગ્રભાગમાં સ્ત્રીઓના બેસવાનો પ્રબંધ કરાવેલો હતો અને રંગભૂમિની સામે વચ્ચે દ્વાર પર્યન્ત ચાર ફીટ પહોળાઇનો માર્ગ રાખીને સર્વ સામાન્ય અતિથિયો અથવા નિમંત્રિત સજ્જનોના બેસવામાટે કુરસીઓની લાંબી ને લાંબી આઠ આઠ પંક્તિયો ગોઠવવામાં આવી હતી. સમસ્ત સભાભવનના ફર્શને તેમ જ રંગભૂમિને મોટા મૂલ્યના ઈરાની ગાલીચાવડે અચ્છાદિત કરવામાં આવ્યાં હતાં; રાજભવનની ચકચકતી દીવાલો ભૂમંડલના ભૂતકાળમાં થઇ ગયેલા કેટલાક આદર્શ રાજ્યકર્તાઓની મનુષ્યના કદની કુશળ ચિત્રકારોની ચિત્રકળાની પ્રદર્શનરૂપિણી રંગીન પ્રતિમાઓવડે તથા નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો વડે શોભી રહી હતી. દીવાલો ઉપર કલાપૂર્વક ગોઠવીને ટાંગવામાં આવેલાં એ શસ્ત્રાસ્ત્રોમાં પ્રાચીન કાળથી આરંભીને અત્યારસુધીનાં બહુધા સર્વ નાનાં મોટાં તથા વિવિધ પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોનો સમાવેશ થતો હતો. બરાબર નવના ટકોરા થતાં જ નવીન મહારાજા સોનેરી તથા રૂપેરી સાજવાળા ચાર ઘોડાની ચાંદીની ગાડીમાં રાજમાતા તથા આનન્દશંકરભાઇ સહિત પધાર્યા અને તે જ વેળાયે તોપોના ધડાકા થવા લાગ્યા. ચોબદારે નેકી પુકારતાં સભાભવનમાં પ્રથમથી જ આવીને વિરાજેલાં સર્વ સ્ત્રીપુરુષો પોતપોતાનાં આસનો ઉપરથી ઊઠીને ઉભાં થઇ ગયાં અને નવીન મહારા-

જાએ સભાભવનમાં પ્રવેશ કરતાંની સાથે જ તેમણે તેમને તાળીઓની ગંભીર ગર્જનાથી વધાવી લીધા. નવીન મહારાજા પોતાના આસનપર વિરાજતાં ચારણ દેવતાએ તેમના ગુણગાનપૂર્વક છંદોબદ્ધ આશીર્વાદ આપવાના શુભ કાર્યને આરંભી દીધું. ચારણ દેવતાનો છન્દોબદ્ધ આશીર્વાદ એટલે પૂછવાનું જ શું હોય ? પંદર મિનિટ તો જોતજોતાંમાં વીતી ગઇ અને ગવર્નર સાહેબ તથા એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ આદિક બ્રિટિશ-રાજપ્રતિનિધિયો પણ આવી લાગ્યા. નવીન મહારાજા પોતે ઊઠીને ઠેઠ નીચે તેમના સ્વાગતમાટે ગયા અને તેમને અતિશય માન તથા આદરપૂર્વક સભાભવનમાં લઇ આવ્યા. તત્ર ભવાન્ સમ્રાટ્ રાજરાજેશ્વરના એ ભારતીય શાસક પ્રતિનિધિયોનો પણ સભાસદોએ ઉત્થાન તથા કરતલધ્વનિ વડે યોગ્ય સત્કાર કર્યો અને નવીન મહારાજા સમ્રાટ્ના એ પ્રતિનિધિયોને તેમનાં આસનોપર બેસાડ્યા પછી પોતે પોતાના આસનપર વિરાજ્યા. સભામાં સર્વત્ર મૌનજન્ય શાંતિનો અધિકાર વ્યાપી ગયો. કન્યાશાળાની બાળાઓ સમ્રાટ્ના પ્રતિનિધિયોના જે સત્કારસંગીતને કંઠસ્થ કરી આવી હતી તે સંગીતને તેમણે હાર્મોનિયમના સ્વરો સાથે પોતાના સુકોમળ તથા મંજુલ કંઠસ્વરને મેળવીને તાલબદ્ધતાથી આકર્ષક સ્વરૂપમાં ગાઇ સંભળાવ્યું. એ સંગીત તથા એના અંગ્રેજી અનુવાદ છપાવીને પ્રથમથી જ તૈયાર રખાયલાં હોઇને એ રાજપ્રતિનિધિયોને અપાયલાં હોવાથી તેમ જ નામદાર ગવર્નર સાહેબ તથા એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ ગુજરાતી ભાષા સારી રીતે સમજતા હોવાથી બાળાઓના એ સત્કારસંગીતના શ્રવણથી એટલામાટે અતિશય પ્રસન્ન થયા કે એ સંગીતમાં તેમના સત્કાર ઉપરાંત તત્ર ભવાન્ સમ્રાટ્ની પણ પર્યાપ્ત ગુણગાથા હોઇને સમ્રાટ્ પ્રતિ સંપૂર્ણ રાજભક્તિ દર્શાવવામાં આવી હતી. એ સત્કારસંગીતની સમાપ્તિ થતાં જ નામદાર ગવર્નર સાહેબ પોતાના આસન ઉપરથી ઊઠીને ઊભા થઇ ગયા અને આ પ્રસંગે વાંચી સંભળાવવામાટે પોતાનું જે ભાષણ તેઓ લખી ટાઇપ કરાવીને પોતાની સાથે લેતા આવ્યા હતા તે ભાષણને પોતાના સર્વથી સાંભળી શકાય તેવા બુલન્દ તથા મધુર ધ્વનિથી વાંચવાનો તેમણે તત્કાળ આરંભ કરી દીધો. નામદાર ગવર્નર સાહેબના એ અંગ્રેજી ભાષામાં લખાયલા ભાષણનો ગુજરાતી ભાવાર્થ અહીં પાઠકો તથા પાઠિકાઓની જાણમાટે આપવામાં આવે છેઃ—

"ભુમંડલાના નવીન મહારાજાધિરાજ શ્રી પ્રતાપસિંહજી બહાદુર, તત્ર ભવાન્ સમ્રાટ્ શ્રી પંચમ જ્યોર્જ મહારાજા અથવા રાજરાજેશ્વરના

મુંબઇ ઇલાકાના ગવર્નર–પ્રધાન શાસક–તરીકે આજે આ ભૂમંડલા રાજ્ય અથવા સંસ્થાનનો સ્વતંત્ર અધિકાર આપના હસ્તમાં સમર્પતાં મારા હૃદયમાં એટલામાટે અતિશય હર્ષ થાય છે કે: 'આ નવીન રાજાના હસ્તથી આ રાજ્યશકટ ન્યાય તથા ધર્મના સરળ માર્ગમાં જ ચાલશે અને પ્રજાને સર્વ પ્રકારનાં સુખો પ્રાપ્ત થશે !' એમ મારો આત્મા મને દૃઢતાપૂર્વક કહી રહ્યો છે; છતાં પણ મારા કર્તવ્યનો વિચાર કરીને આ પ્રસંગે હું આપ નામદારના એક હિતેચ્છુ તરીકે આપ નામદારને જે કેટલીક યોગ્ય સૂચના આપવા માગું છું તે મારી સૂચનાઓનું લક્ષપૂર્વક શ્રવણ કરી લેશો અને તદનુસાર વર્તવાનો પ્રયત્ન કરતા રહેશો તો તે વર્તન આપ નામદારને એક આદર્શ રાજ્યકર્તા તરીકે સિદ્ધ કરી બતાવશે અને તે વર્તનદ્વારા આપ નામદાર અમર કીર્તિને પ્રાપ્ત કરી શકશો એવો મારો દૃઢ વિશ્વાસ છે."

"અત્યારનો યુગ તે પ્રજાતંત્રનો યુગ હોવાથી હવે આ યુગમાં પ્રજાના બળની વર્તમાનકાલિક બલાઢ્યથી બલાઢ્ય સમ્રાટોથી પણ જ્યાં ઉપેક્ષા કિંવા અવહેલના નથી કરી શકાતી ત્યાં આ ભારતવર્ષના સાંસ્થાનિકો અથવા દેશી રાજાઓથી પ્રજાના બળની ઉપેક્ષા અથવા અવહેલના કરી શકાય એ સર્વથા અશક્ય તથા અસંભવનીય ઘટના છે. નામદાર બ્રિટિશ સરકાર પણ પ્રજાની સ્વરાજ્ય કિંવા પ્રજાતંત્ર વિષયક યોગ્ય યાચનાઓને સ્વીકારવાની બુદ્ધિમત્તા, યુગધર્મ અનુસાર, દર્શાવી રહી છે એટલે બ્રિટિશ સરકારના રક્ષિત રાજા મહારાજાઓએ પણ એ બુદ્ધિમત્તા દર્શાવવી જ જોઇએ; તેમણે એ બુદ્ધિમત્તા દર્શાવવી જ પડશે; કારણ કે, આ વિશ્વના કોઇ પણ રાજ્ય કિંવા સામ્રાજ્યની સ્થિરતા કિંવા ચિરસ્થાયિતાનો આધાર પ્રજાના સંતોષ તથા પ્રજાની અનુકંપા કિંવા સહાનુભૂતિ ઉપર જ રહેલો છે; બળના પ્રયોગ, અન્યાય કિંવા અત્યાચારથી રાજ્ય કિંવા સામ્રાજ્યને ચિરસ્થાયી કદાપિ નથી જ કરી શકાતું એ સિદ્ધાન્તને સર્વ રાજ્યકર્તાઓએ નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે. હિન્દુસ્થાનના હિન્દુ તથા મુસ્લિમ રાજ્યકર્તાઓ–રાજા, મહારાજા તથા નવ્વાબો–પોતાના વિશ્વ વિષયક જ્ઞાનને વધારવામાટે તથા બીજા દેશોમાં જે કાંઇ પણ ઉત્તમ વ્યવસ્થા જોવામાં આવે તે ઉત્તમ વ્યવસ્થાને પોતાના રાજ્યમાં અગ્રસ્થાન આપવામાટે જો પોતાના જીવનકાળમાં એક અથવા બે વાર યૂરોપ, અમેરિકા તથા આ વિશાળ વિશ્વના અન્યાન્ય દેશોમાં પ્રવાસ કરી આવે, તો એવા ઉચિત તથા સકારણ પ્રવાસનો હું વિરોધી નથી. પરંતુ જ્યારથી ભાગ્યવશાત્

ભારતવર્ષમાં બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના થયા પછી બ્રિટિશ સામ્રાજ્ય-સત્તા સાથે ભારતવર્ષનો સંબંધ બંધાયો છે ત્યારથી અત્યાર સુધીમાં કેવળ આવા ઉત્તમ આશયથી જ યૂરોપ, અમેરિકા તથા અન્યાન્ય દેશોમાં પ્રવાસ કરનારા તરીકે આપણાથી કેટલાક દેશી રાજ્યકર્તાઓને ગણાવી શકાય તેમ છે વારૂ? આજે અંગ્રેજો ઉપર એવા આક્ષેપો કરવામાં આવે છે કે ઇંગ્લેંડથી હિન્દુસ્થાનમાં શાસક તરીકે આવતા અંગ્રેજ રાજકર્મચારીઓને જે પગાર તથા પેન્શન આદિક આપવામાં આવે છે તે પગાર તથા પેન્શન તરીકે અપાતી કરોડો રૂપિયાની રકમ તે રાજકર્મચારીઓ પોતાની નોકરીની મુદ્દત પૂરી કરીને પોતાના દેશમાં ચાલ્યા જતા હોવાથી અને ત્યાં જ ચિરનિવાસ કરતા હોવાથી હિન્દુસ્થાનમાંથી સદાનેમાટે ચાલી જાય છે અને હિન્દુસ્થાન દેશ દરિદ્રતા તથા બુભુક્ષાની ગર્તામાં દિવસાનુદિવસ વધારે ને વધારે ઊંડો ઊતરતો જાય છે. આ આક્ષેપોમાં વાસ્તવિકતા કિંવા સત્યાંશનો સર્વથા અભાવ છે એમ કહેવાનો મારો લેશમાત્ર પણ આશય નથી; છતાં પણ અંગ્રેજો પાસે એટલો બચાવ તો અવશ્ય છે કે ઇંગ્લેંડ તેમની જન્મભૂમિ છે અને જો તેઓ પોતાની નોકરીની મુદ્દત પૂરી થતાં પોતાની સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિમાં રહેવાનું જ વધારે પસન્દ કરતા હોય, તો તેમનું એ કાર્ય સર્વથા સ્વાભાવિક હોઇને એક દૃષ્ટિથી તેમના પ્રતિ આદરભાવને જ ઉત્પન્ન કરનારૂં છે એમ કોઇ પણ નિષ્પાક્ષપાત મનુષ્ય કહી શકે તેમ છે. પરંતુ ભારતવર્ષના જે કેટલાક દેશી રાજાઓ-આ ભરતભૂમિ જ તેમની જન્મભૂમિ હોવા છતાં, તેઓ આ ભરતભૂમિમાં જ જન્મીને તથા ભરતભૂમિમાં જ ઊછરીને મોટા થયેલા હોવા છતાં-કોઇ પણ પ્રકારના ઉત્તમ આશય કિંવા અનિવાર્ય પ્રબળ કારણ વિના વર્ષના આઠથી દશ મહિના જેટલો કાળ યૂરોપમાં જ વીતાડતા રહે છે; પોતાની પ્રજા-ને પોતાના લોહીચૂસાણિયા રાજકર્મચારીઓની દયાના આધારે છોડી દે છે; પ્રજા પાસેથી કર આદિકના રૂપમાં મેળવેલાં જે નાણાંનો પ્રજા-નાં હિત તથા ઉત્કર્ષનાં કાર્યોમાં જ વ્યય થવો જોઇએ તે નાણાંનો યૂરોપ તથા અમેરિકામાં વસીને મદિરાપાન, વ્યભિચાર, ઘોડાની રેસ, જુગાર તથા એવા અન્યાન્ય નાનાવિધ દુરાચારોના પોષણ તથા સેવનમાં જ દુરુપયોગ કરતા રહે છે અને જ્યારે ત્યાં નાણાં ખૂટી જાય છે, ખીસાં બિલ્કુલ ખાલી થાય છે તથા નામદાર 'નાદાર' જેવા થઇ જાય છે ત્યારે પ્રજા ઉપર નવા નવા કરો નાખીને પ્રજાને લૂટવામાટે જ બે મહિનામાટે સ્વદેશમાં પધારે

છે ને પ્રજાને નાના પ્રકારે લૂટીને પાછા યૂરોપના પંથે પ્રયાણ કરી જાય છે તે રાજા મહારાજાઓ પાસે તેમના આ યૂરોપ અમેરિકાના પ્રવાસ તથા સ્થાયી નિવાસનો કાંઇ પણ બચાવ છે ખરો કે? આવા કેટલાક રાજા મહારાજાઓએ યૂરોપમાં વસીને કેવા કેવા નામોશીભરેલા ધંધા કર્યા છે અને અનીતિનાં કાર્યોમાં કરોડો રૂપિયાની હોળી કરી નાખી છે એ ભેદ હિન્દુસ્થાનની પ્રજાથી લેશમાત્ર પણ અજાણ્યો ન હોવાથી એનું આ પ્રસંગે અધિક વિવેચન કરવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા નથી. કેટલાક રાજા મહારાજાઓ પોતાના સ્થાયી યૂરોપનિવાસનું એવું નિમિત્ત દર્શાવે છે કે: 'હિન્દુસ્થાનમાં અમારી તબીયત સારી રહેતી ન હોવાથી તબીયતના કારણથી અમારે નિરુપાય થઇને યૂરોપમાં નિવાસ કરવો પડે છે.' પરંતુ આ નિમિત્ત સર્વથા અસત્ય, અવાસ્તવિક તથા એક જૂઠાણાને ઢાંકવામાટે કરેલો બીજા જૂઠાણા સમાન છે એ કોઇ પણ કહી શકે તેમ છે; કારણ કે, કોઇ પણ મનુષ્ય કિંવા અન્ય પ્રાણીને પોતાના દેશ અથવા પોતાની જન્મભૂમિના હવાપાણી જેટલાં અનુકૂળ તથા લાભદાયક થઇ શકે છે તેટલાં અન્ય દેશનાં હવાપાણી કદાપિ અનુકૂળ તથા લાભદાયક નથી જ થઇ શકતાં; પછી ભલેને પોતાનો દેશ નરકતુલ્ય હોય ને અન્ય દેશ સ્વર્ગની સ્પર્ધા કરી શકનારો હોય. આ મારો અભિપ્રાય નથી, પણ સારામાં સારા ડૉક્ટરો કિંવા શારીરશાસ્ત્રવેત્તાઓનો અભિપ્રાય છે. પોતાની જન્મભૂમિ ગમે તેવી હોય છતાં પણ પ્રત્યેક દેશમાં ને પ્રત્યેક કાળમાં તેને સ્વર્ગથી પણ ગરીયસી તરીકે ઓળખવામાં આવે છે તે એટલા જ માટે કે પ્રત્યેક દેશ તેના નિવાસીઓમાટે સ્વર્ગની આવશ્યકતાને પૂર્ણ કરનારો જ હોય છે. સારાંશ કે, આપ નામદાર યૂરોપ અમેરિકાના આવા પ્રકારના પ્રવાસ તથા નિવાસના મોહમાં કદાપિ ન પડશો અને એવા અન્ય દેશી રાજાઓ પ્રમાણે સ્વદેશ તથા પરદેશમાં નિન્દા તથા તિરસ્કારને પાત્ર ન થશો.

"હવે એક બીજી વાત. આવા દુરાચારી રાજા મહારાજાઓની દુરાચારલીલાને તત્ર ભવાન્ સમ્રાટ્ના હિન્દુસ્થાનવાસી પ્રતિનિધિ શાસકો સારી રીતે જાણતા હોવાથી તે પ્રતિનિધિ શાસકો-ગવર્નર, ગવર્નર જનરલ તથા એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ કિંવા પોલિટિકલ એજન્ટ આદિક-કોઇ પણ રાજનૈતિક અથવા અન્ય કારણથી તેમના રાજ્યમાં આવે છે ત્યારે પોતાના દુરાચારોને છુપાવવામાટે અને વૈભવ વિલાસ કિંવા મોજશોકના ઉપભોગમાં આત્મવિસ્મૃત થતાં તેમને અન્ય આવશ્યક વિષયોનું સ્મરણ જ ન થઇ શકે એટલામાટે એ રાજા મહારાજાઓ તેમના સ્વાગત, સત્કાર તથા

આદરાતિથ્યમાં હજારો નહિ, પણ લાખો રૂપિયાની બે ચાર કે છ દિવસમાં અકારણ હોળી કરી બતાવે છે તેમ જ રાજ્યાભિષેક, લગ્ન તથા પુત્રજન્મ આદિક અનેક અવસરોમાં પણ આંખો મીચીને નાણાંનો દુર્વ્યય કરતા રહે છે અને તેમની ગરીબડી પ્રજા નિઃશ્વાસો નાખતી, વેઠ કરતી અને બિલકુલ ભૂખી અથવા અડધી ભૂખી રહીને રડી રડીને લોહીનાં આંસૂ સારતી રહે છે. આ માર્ગે ચાલતા રહેવાથી જ અનેક દેશી રાજ્યો પાયમાલીને ચીલે ચડી ચૂક્યાં છે; છતાં હજી પણ અનેક દેશી રાજાઓની આંખો નથી ઊઘડતી અને સાન ઠેકાણે નથી આવતી એ આશ્ચર્યનો વિષય છે! મારે અત્યંત દુઃખ તથા ખેદપૂર્વક કહેવું પડે છે કે ભૂમંડલાના સ્વર્ગીય મહારાજા ઇશ્વરસિંહજી પણ આવા અક્ષમ્ય પ્રમાદો કરીને પોતાની પાછળ કેવળ પોતાની અપકીર્તિ વિના બીજું કાંઇ પણ મૂકી ગયા નથી એટલામાટે નવીન મહારાજાને મારી એ જ નમ્ર સૂચના છે કે આ દુર્ગુણોથી અલિપ્ત રહેવામાં જ એમનું કલ્યાણ છે. જો કે અત્યારના રાજ્યાભિષેકના પ્રસંગે આટલી જ આવકવાળાં બીજાં દેશી રાજ્યો કરતાં ઓછો ખર્ચ કરવામાં આવ્યો છે એમાટે હું રાજવિધવા માતુશ્રી આનન્દકુમારી બા સાહેબ, નામદાર મહારાજા તથા આજથી જેમને આ રાજ્યના દીવાન તરીકે નીમવામાં આવ્યા છે તે ઑનરેબલ આનન્દશંકરભાઇને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું; છતાં પણ મારી પોતાની માન્યતા અનુસાર આ રાજ્યાભિષેકના પ્રસંગને જો એઓ ધારત તો આના કરતાં અડધા ખર્ચથી જ નિર્વિઘ્ન સમાપ્ત કરી શકત. અસ્તુ. ભવિષ્યમાં આ વિષયનો એઓ વિચાર કરશે, તો પણ પ્રજાને અતિશય લાભ પહોંચાડી શકશે. પ્રજાકલ્યાણ, ચારિત્ર્યશીલતા અને નિષ્પક્ષપાતિની ન્યાયપરાયણતા એ જ રાજાની ઉન્નતિ, પ્રજાપ્રિયતા તથા ચિરસ્થાયિતાનાં મુખ્ય સાધનો છે એ સૂત્રને નવીન મહારાજાએ નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે."

નામદાર ગવર્નર સાહેબ કંઠશોષ થતાં તેમના માટે ટેબલપર તૈયાર રખાયલા શીતલ જલનું કિંચિત્ પાન કરીને પોતાના ભાષણને આગળ વાંચતા બોલવા લાગ્યા કે: "ન્યાયના સંબંધમાં મારે એ જ કહેવાનું છે કે મનુષ્યમાત્ર પ્રમાદને પાત્ર હોવાથી અને સંપૂર્ણ નિષ્પક્ષપાત ન્યાયદાતા તો કેવળ પરમાત્મા જ હોવાથી માનવ રાજ્યકર્તા તથા તેમના માનવ ન્યાયાધિકારીઓના હસ્તથી ન્યાયના કાર્યમાં ઘણીક વાર અપવાદરૂપ પ્રમાદ થઇ જાય એ સ્વાભાવિક છે. પરંતુ મનુષ્યના ન્યૂનતાજન્ય પ્રમાદના કારણથી કોઇને કોઇ વાર અન્યાય અપાઇ જાય અને ન્યાયાસન પર વિરાજેલા ન્યાયાધીશો ધનના લોભ; ધર્મોન્માદ, ધર્માંધતા

કિંવા ધાર્મિક તથા જાતીય (કોમી) ભેદભાવથી પ્રેરાઇ જાણી જોઇને (બુદ્ધિપૂર્વક) પ્રજાને ભયાનક અન્યાય આપવા માંડે, એમાં અવની તથા આકાશ જેટલો અંતરાય રહેલો છે. આજકાલ અમુક મુસ્લિમ દેશી રાજ્યમાં ધર્માંધતા તથા જાતીય ભેદભાવના કારણથી હિન્દુઓને ભયાનક અન્યાય અપાયાની ખેદવર્ધિની ઘટનાઓ ઘટવા માંડી છે અને એ ઘટનાઓ હિન્દુસ્થાનની રાજનૈતિક ઉન્નતિના માર્ગમાં ભયાનક બાધા નાખી રહી છે. થોડા દિવસની વાત પર આ પ્રદેશની એક મુસ્લિમ રિયાસતમાં કોઇ એક મુસ્લિમ છોકરાનું ખૂન થઇ જતાં મુસલ્માનોએ તે ખૂન કોઇ દેવીને માનવ બલિદાન આપવાના ઉદ્દેશથી હિન્દુઓએ જ કર્યું હતું એવો હિન્દુઓ ઉપર આરોપ મૂકીને તેમને પકડાવી દીધા હતા; મુસ્લિમ મૅજીસ્ટ્રેટે તેમને અપરાધી ઠરાવીને સેશન્સ કમિટ કરી દીધા હતા અને મુસ્લિમ સેશન્શ જજ્જે તે હિન્દુ આરોપીઓને સાધારણ નહિ, પણ ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવાની શિક્ષા ફર્માવી દીધી હતી. આ મુસ્લિમ રિયાસતમાં આજે કેટલાક સમયથી મુસ્લમાનો ભયાનક ષડ્યંત્રો રચી રહેલા હોવાથી અને એ મુસ્લિમ રિયાસતમાં હિન્દુઓની સંખ્યા પંચોતેર ટકાથી પણ વધારે હોવાથી આ ભયાનક અન્યાયના સંબંધમાં જ્યારે હિન્દુઓએ અતિશય કોલાહલ કરી મૂક્યો ત્યારે રાજ્યના દીવાન સાહેબને રાજ્યકર્તાની આજ્ઞાથી હિન્દુ તથા મુસલ્માન ઉભય જાતિઓથી ભિન્ન તટસ્થ યૂરોપીયન ન્યાયાધીશની નીમણુક કરીને એ કેસને ફરીથી ચલાવવાની વ્યવસ્થા કરવી પડી. એ અંગ્રેજ ન્યાયાધીશને હુજૂર અદાલતની સર્વ સત્તાઓ આપવામાં આવી હતી એટલે એ અંગ્રેજ ન્યાયાધીશના નિર્ણયને અમાન્ય રાખવાનો અધિકાર નવ્વાબ સાહબના હાથમાં પણ રહ્યો ન હોતો. નિષ્પક્ષપાત તથા તટસ્થ અંગ્રેજ ન્યાયમૂર્તિએ એ કેસની અપીલ સાંભળીને પોતાનો જે નિર્ણય આપ્યો હતો તે આ હતો:-

'The result is that I am unable to accept as trustworthy the evidence of any of the material witnesses of the prosecution. This view is in direct opposition to the view taken by learned Sessions judge...... ..In my opinion a dispassionate and critical consideration of evidence must lead to the conclusion at which I have arrived and I am constrained to remark that the learned Sessions judge appears to have approached the case in an attitude of which

the opening sentences of his judgement are sufficiantly indicative...... .....This I can only characterise as an entire perversion of the most elementary principles of criminal justice'"*

"અહીં વિચાર એ જ કરવાનો છે કે જો હિન્દુ પ્રજાના કોલાહલથી ભયભીત થઇને તેમ જ બ્રિટિશ સરકારના પ્રશ્નોનાં સંતોષકારક ઉત્તરો આપવાની ઉત્તરદાયિતાના વિચારથી સાશંક થઇને એ મુસ્લિમ રાજ્યકર્તાએ આ કેસની તટસ્થ અંગ્રેજ ન્યાયાધીશદ્વારા તપાસ ન કરાવી હોત, તો બિચારા નિર્દોષ હિન્દુઓ મુસલ્માનોના ષડ્યંત્રના ભોગ થઇને ફાંસીને લાકડે લટકી જાત ખરા કે નહિ? આ કેસનો અહીં કિંચિત્ ઉલ્લેખ મેં એ આશયથી જ કર્યો છે કે ન્યાયની આવી હત્યા આપ નામદારના રાજ્યમાં ન થવા પામે એની બરાબર સંભાળ રાખજો અને ન્યાયના કાર્યમાં ધાર્મિક તથા અન્ય પ્રકારના મતભેદોને લેશમાત્ર પણ મહત્ત્વ આપશો નહિ. અત્યારે પ્રસંગવશાત્ મારે એ સત્યનો પ્રકાશ પણ કરવો જ જોઇએ કે કોઇ પણ હિન્દુ દેશી રાજ્યમાં અત્યાર સુધીમાં મુસલ્માન, ક્રિશ્ચિયન્ કે અન્ય કોઇ પણ વિધર્મીઓને ધાર્મિક ભિન્નતાના કારણથી આવા કિંવા અન્ય પ્રકારના અન્યાયો અપાયાની કિંવા તેમનાપર ધાર્મિક અત્યાચારો કરાયાની વાર્તા મારા સાંભળવામાં નથી આવી અને એમાટે હું હિન્દુ દેશી રાજાઓને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. હિન્દુઓની આ ધાર્મિક સાહષ્ણુતાને જોઇ તથા અનુભવીને મહાન્ મુગલ શહનશાહ અકબરના દરબારના અણુ-

* આનો ભાવાર્થ એવો થાય છે કે: "આ તપાસનું પરિણામ એ છે કે આ કેસમાં વાદી પક્ષના મહત્ત્વના સાક્ષીઓમાંના એક પણ સાક્ષીને હું વિશ્વાસપાત્ર સાક્ષી તરીકે નથી જ સ્વીકારી શકતો. મારો આ અભિપ્રાય વિદ્વાન્ સેશન્સ જજના અભિપ્રાયથી સર્વથા વિપરીત દિશામાં જાય છે.... મારા પોતાના અભિપ્રાય અનુસાર પૂરાવાઓની નિષ્પક્ષપાતિની તથા સૂક્ષ્મ સમીક્ષા આપણને એ જ નિર્ણય ઉપર લાવી મૂકે છે કે જે નિર્ણય ઉપર હું અત્યારે આવી લાગ્યો છું અને તેથી મારે નિરુપાયવશાત્ એ શબ્દો ઉચ્ચારવા પડે છે કે વિદ્વાન્ સેશન્સ જજજે આ અભિયોગના સંબંધમાં જે મનોદશા દર્શાવી છે તે મનોદશાના વાસ્તવિક સ્વરૂપને તેમના જજમેન્ટના આરંભનાં ત્રણ વાક્યો સંપૂર્ણતઃ પ્રકાશિત કરી રહ્યાં છે.... આના સંબંધમાં મારાથી એટલું જ કહી શકાય તેમ છે કે (આ નિર્ણય) ફોજદારી ન્યાયનાં પ્રાથમિક તત્ત્વોથી સર્વથા વિપરીત કિંવા વિરુદ્ધ છે."

ફઝ્જલ જેવા મુસ્લિમ વિદ્વદ્દને પોતાના 'આઇને અકબરી' નામક ગ્રંથમાં હિન્દુઓની જે મુક્ત કંઠે પ્રશંસા કરી છે તેનું મને અત્યારે અચાનક સ્મરણ થઇ આવે છે. તે પ્રશંસા આ છે:–

'Summarily, the Hindus are religious, affable, courteous to strangers, cheerful, enamoured of knowledge, fond of inflicting austerities upon themselves, lovers of justice, given to retirement, able in business, admirers of truth, grateful, and of unbounded fidelity. Their character shines brightest in adversity. Their soldiers know not what it is to fly from the field of battle (meaning of course the Kshatriya, or military cast). They have great respect for their rulers, and make no acconut of their lives, when they can devote them to the service of God. If any person in distress flies to them for protection, although he be a stranger, they take him by the hand, and will defend him at the expence of their property, reputation, and life.' (Ayeen Akbery, edit. 1800; Vol. II. 322 and 324.)*

* આનો ભાવાર્થ એવો થાય છે કે: "હિન્દુઓના સંબંધમાં સંક્ષેપમાં જે કહેવાનું છે તે એટલું જ કે: હિન્દુઓ ધાર્મિક અથવા ધર્મનિષ્ઠ છે, સુશીલ કિંવા મધુરભાષી છે, અતિથિ અભ્યાગતનો આદરસત્કાર કરનારા છે, નિરંતર પ્રસન્ન રહેનારા છે, જ્ઞાનના પિપાસુ છે, ન્યાયના પ્રેમી છે, એકાંતિકતાને ઇચ્છનારા છે, ઉત્તમ વ્યવસાયી કિંવા વ્યાપારી છે, સત્યના પ્રશંસક છે, કૃતજ્ઞ કિંવા ઉપકારને જાણનારા છે અને અસીમ પ્રભુભકત કિંવા ઇશ્વરનિષ્ઠ છે. જ્યારે તેઓ કોઇ સંકટ કિંવા વિપરીત પરિસ્થિતિમાં આવી પડે છે ત્યારે તેમના ચારિત્ર્યની જ્યોતિ અત્યંત ઉજ્જવલ થઇ જાય છે. તેમના સૈનિકોના મસ્તિષ્કમાં યુદ્ધભૂમિમાંથી પલાયન કરવાની કલ્પના માત્ર પણ નથી હોતી (આ કથન ક્ષત્રિયોના સંબંધમાં કરાયલું છે એ સ્પષ્ટ છે). તેઓ પોતાના રાજ્યકર્તાઓ પ્રતિ અતિશય પૂજ્યભાવ ધરાવે છે અને જ્યારે પરમેશ્વરની સેવામાં જીવનને સમર્પવાનો અવસર આવી લાગે છે ત્યારે તેઓ પોતાનાં ક્ષણભંગુર જીવનનાં કાંઇ પણ મૂલ્ય નથી

"મારો આપ નામદારને એ જ આશીર્વાદ છે કે એક હિન્દુ રાજ્યકર્તા તરીકેના પોતાના નાનાવિધ સદ્ગુણોના યોગે આપ પોતાના આદર્શ હિન્દુત્વને ઉજ્જવલ તથા કીર્તિભાજન કરતા રહો અને આપના વિરોધીઓને પણ આપની નિન્દા કરવાનો અવસર કદાપિ પ્રાપ્ત ન થાય. આવા પ્રકારનો આશીર્વાદ હું એક વિશિષ્ટ આશયથી આપી રહ્યો છું. મુંબઇ ઇલાકાના એક વિશાળ સંસ્થાનના જાણીતા જ્ઞાનવૃદ્ધ તથા વયોવૃદ્ધ હિન્દુ રાજ્યકર્તાને અમારા ગોરા વિલાયતનો મોહ એટલી સીમા પર્યન્ત લાગી ગયો છે કે તેઓ નામદાર પોતાની રાજભક્ત પ્રજાને પોતાના રાજકર્મચારીઓની દયાના આધારપર સબડતા છોડી દઇને વર્ષના આઠ કે દશ માસ જેટલો સમય યૂરોપમાં જ વીતાડતા રહે છે. અત્યાર સૂધી તેઓ શ્રીમાનના એ પ્રતિવાર્ષિક યૂરોપપ્રવાસ તથા યૂરોપનિવાસનાં બે પ્રધાન કારણો દર્શાવવામાં આવતાં હતાં: અર્થાત્ તેઓ શ્રીમાન્ પોતાના આરોગ્યની રક્ષા તથા સુધરેલા સુસભ્ય પાશ્ચાત્ય દેશોના અનુભવની પ્રાપ્તિમાટે જ પ્રતિવર્ષ યૂરોપની યાત્રા કરીને યૂરોપમાં વસે છે એમ કહેવામાં આવતું હતું; પરંતુ હમણાં થોડા દિવસની વાત ઉપર એક સમયના એ સુધારક તથા પ્રજાપ્રિય હિન્દુ રાજ્યકર્તાના રાજ્યમાં મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે રહી ચૂકેલા તથા એક્ઝિક્યૂટિવ કાઉન્સિલના સભ્ય તરીકેની પદવીને શોભાવી ચૂકેલા એક પ્રતિષ્ઠિત યૂરોપિયન્ મહાશયે એ નામદાર મહારાજાનું અંગ્રેજી ભાષામાં જીવનચરિત્ર લખ્યું છે અને તેમાં એ નામદારના સતત યૂરોપનિવાસનું એક ત્રીજુંજ કારણ દર્શાવવામાં આવ્યું છે. તેઓ એક સ્થળે લખે છે કે:-

"Like all virile men, His Highness delight in ladies' society which brings him into contact with the female point of view. And in Europe where the women are as free as men, he was able to

---

આંકતાં. જો કોઇ પણ સંકટગ્રસ્ત મનુષ્ય (પછી ભલેને તે મનુષ્ય તેમનાથી સર્વથા અજ્ઞાત હોય, વિધર્મી હોય કિંવા વિદેશી હોય) તેમની પાસે આશ્રય અથવા રક્ષણ મેળવવામાટે દોડી આવે છે; તો તેને તેની ઇચ્છાનુસાર અનુરાગપૂર્વક આશ્રય આપીને તેઓ પોતાનાં ધન, પ્રતિષ્ઠા તથા જીવનના ભોગે પણ તેનું રક્ષણ અવશ્ય કરી બતાવે છે."

'આઇને અકબરી'નો અંગ્રેજી અનુવાદ; ઇ. સ. ૧૮૦૦ની આવૃત્તિ ભાગ ૨ જો, પૃષ્ઠ ૩૨૨ થી ૩૨૪.

gratify his taste for feminine society to the full."*

"આ લેખક મહાશય એક સમયના એ નામદાર મહારાજાના મિત્ર તથા આશ્રિત હોવાથી એમણે આ પૅરેગ્રાફ અતિશય સંભાળથી તથા યથાશક્ય સુસભ્ય શબ્દોમાં લખ્યો છે; છતાં પણ આ પૅરેગ્રાફને હું તો એ નામદાર મહારાજાધિરાજના યૂરોપનિવાસને ઝાંખ લગાડનારા કારણના પ્રકાશક તરીકે જ ઓળખું છું અને જે કોઇ પણ વ્યકિત અંગ્રેજી ભાષાના અમુક શબ્દોના મર્મને બરાબર સમજી શકતી હશે તે વ્યકિત એ પૅરેગ્રાફનો તે જ અર્થ અથવા આશય સમજવાની છે કે જે અર્થ તથા આશય મારા સમજવામાં આવ્યો છે એવો મારો પોતાનો દૃઢ વિશ્વાસ છે. આ વિષયનો અહીં આટલો ઉલ્લેખ કરવામાં મારો એ જ આશય સમાયલો છે કે ભવિષ્યમાં જ્યારે આપ નામદારના જીવનચરિત્રને અંગ્રેજી અથવા ગુજરાતી ભાષામાં લિપિબદ્ધ કરવાનો કોઇ અંગ્રેજ અથવા દેશી લેખકને આવા પ્રકારનો અવસર પ્રાપ્ત થાય ત્યારે આપ નામદારના સંબંધમાં તે લેખકને આવા પ્રકારના માર્મિક કટાક્ષો કરવાનો લેશમાત્ર પણ અવકાશ ન મળી શકે એનો અત્યારથી જ આપ નામદારે સંપૂર્ણ વિચાર કરી રાખવાનો છે. અત્યારના પ્રસંગે આથી વિશેષ કાંઇ પણ કહેવાની આવશ્યકતા હું નથી જોતો."

આવી રીતે પોતાના ભાષણના વાચનની સમાપ્તિ કરીને નામદાર ગવર્નર સાહેબ કરતલધ્વનિના માન સહિત પોતાના આસન ઉપર વિરાજ્યા અને નવીન મહારાજા પ્રતાપસિંહજી એ ભાષણના ઉત્તર તરીકે પોતાના ભાષણને વાંચવા લાગ્યા:

---

*આનો ભાવાર્થ એવો થાય છે કે: "અન્ય સર્વ વીર્યશાળી પુરુષો પ્રમાણે નામદાર મહારાજા પણ સુન્દરીઓની સંગતિમાં એક પ્રકારના આહ્લાદને અનુભવતા રહે છે અને તેના યોગે એ નામદાર મહારાજાધિરાજ નારીજાતિના વિશિષ્ટ દૃષ્ટિબિન્દુના સંસર્ગને પ્રાપ્ત કરી શકે છે. યૂરોપમાં સ્ત્રીઓ પુરુષો જેટલીજ સ્વતંત્ર હોવાથી એ નામદાર મહારાજાધિરાજ નારીજાતિના સંસર્ગ વિષયક પોતાની વિશિષ્ટ લાલાયિતતાને પર્યાપ્ત પરિમાણમાં સંતોષી શક્યા છે."

અમોને તો જણાય છે કે અદ્યાપિ એ નામદાર મહારાજાનો યૂરોપનિવાસ વિષયક મોહ લેશમાત્ર પણ ન્યૂન થયેલો ન હોવાથી એ નામદાર મહારાજા નારીજાતિના સંસર્ગ વિષયક પોતાની વિશિષ્ટ લાલાયિતતાને હજી પર્યાપ્ત પરિમાણમાં નથી સંતોષી શક્યા; ક્યારે સંતોષી શકશે તે પરમાત્મા જાણે ને તેમનો પોતાનો આત્મા જાણે!

"તત્ર ભવાન્ સમ્રાટ શ્રી પંચમ જ્યૉર્જ રાજરાજેશ્વરના મુંબઇ ઇલાકાના નામદાર પ્રતિનિધિ મહાશય, સર્વથી પ્રથમ તો હું પરમેશ્વરનાં ચરણોમાં એ જ પ્રાર્થના કરૂં છું કે બ્રિટિશ સામ્રાજ્ય સાથેના અમો દેશી રાજ્યકર્તાઓના મૈત્રીસંબંધને પરમાત્મા અવિચળ રાખે અને સામ્રાજ્ય-સત્તા તથા દેશી રાજ્યો વચ્ચે કોઇ પણ પ્રકારના પારસ્પરિક અસંતોષને ઉત્પન્ન કરનારાં કારણો કદાપિ ઉપસ્થિત ન થાય. પોતાના રાજ્યાભિષેકના અવસરે બહુધા સર્વ રાજ્યકર્તાઓ ધર્મ, નીતિ, ન્યાય તથા નિષ્પક્ષપાત આદિકના પાલનની પ્રતિજ્ઞાઓ કરીને પ્રજાને મોટી મોટી આશાઓ આપ્યા કરે છે; પરંતુ પછીથી તે રાજ્યકર્તાઓથી કાં તો પોતાનાં એ વચનોનું પાલન નથી જ કરી શકાતું અને કાં તો અતિશય અલ્પ પરિમાણમાં, નહિવત્, પાલન કરી શકાય છે એટલામાટે હું કેવળ એટલા શબ્દો ઉચ્ચારવાનું જ ઉચિત માનું છું. કે હું પણ અનેક ન્યૂનતાઓથી ભરેલો એક સામાન્ય મનુષ્ય હોવાથી અને રાજ્યકર્તાના જીવનનો માર્ગ માનવામાં આવે છે તેવો પુષ્પમય હોવાને બદલે વિષમ તથા કંટકમય હોવાથી પરમાત્મા મને સદ્બુદ્ધિ સમર્પે; પરમાત્માની કૃપાથી મારા હસ્તે ધર્મ, નીતિ, નિષ્પક્ષપાત ન્યાય તથા સદાચાર આદિકના યથાશકય આધક પાલનદ્વારા મારી પ્રજાનું કલ્યાણ થતું રહે અને આ રાજ્યના ભાવી ઇતિહાસલેખકને, કદાચિત્ પ્રજાના આ સેવકનો દેવકોટિમાં સમાવેશ કરવાનો અવસર પ્રાપ્ત ન થાય, તો પણ એક નિષ્કલંક મનુષ્ય વ્યક્તિ તરીકે ઓળખાવવાનો અવસર તો અવશ્ય પ્રાપ્ત થઇ જાય! મારી પોતાની તો એવી જ માન્યતા છે કે દેવત્વની પ્રાપ્તિ અનાયાસ કરી શકાય છે; પરંતુ મનુષ્યત્વની પ્રાપ્તિમાટે અવિશ્રાંત પરિશ્રમ કિંવા પ્રયાસ કરવા પડે છે, અને તેથી જો મારા હૃદયમાં પોતાને એક આદર્શ તથા ઉત્તમ મનુષ્ય તરીકે સિદ્ધ કરી બતાવવાની પ્રબળ આકાંક્ષા વસી રહી હોય તો તે સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક છે.

"નામદાર ગવર્નર સાહેબ, આપ શ્રીમાને અત્યારના મારા રાજ્યાભિષેકના પ્રસંગને પોતાની પધરામણીથી દીપાવવાનો જે પરિશ્રમ લીધો છે તેમાટે હું આપ નામદારનો તેટલો ઉપકાર નથી માનતો કે જેટલો ઉપકાર આપ નામદારના શ્રીમુખમાંથી નીકળેલા અમૂલ્ય તથા અક્ષરશઃ સત્ય ઉપદેશમાટે માનું છું; કારણ કે, જેનાં પોતાના હૃદયમાં ખરેખરી લાગણી વસી રહેલી હોય છે તેના મુખમાંથી જ આવા અમૂલ્ય ઉપદેશો બહિર્ગત થઇ શકે છે. અમારી ગુજરાતી ભાષામાં એક એવા આશયની કહેવત છે કે: "કડવા બોલી માવડી, મીઠા બોલા લોક!" અર્થાત્

માતાના હૃદયમાં પુત્રમાટે અવર્ણનીય આત્મીયતા વસી રહેલી હોવાથી પુત્રને તેના કલ્યાણમાટે માતા ઘણીક વાર અતિશય કઠોર શબ્દોમાં યોગ્ય ઉપદેશ આપતી રહે છે અને અન્ય જનોના હૃદયમાં એવી આત્મીયતાનો અભાવ હોવાથી અન્ય જનો તો મીઠા શબ્દો જ બોલતા રહે છે. પરંતુ રોગને હરી લેનાર કડવાં ઓસડિયાં હોય છે અને શાકર આદિક ગળ્યા પદાર્થો તો રોગને વધારનારા તેમ જ ઘણીક વાર મૃત્યુના માર્ગમાં ઘસડી જનારા જ હોય છે એ કોણ નથી જાણતું વારૂ ? ખરેખર તત્રભવાન્ સમ્રાટ્ના ભારતીય ગૌરાંગ વરિષ્ટ શાસકો તો આવા સત્યવાદી તથા રાજ્યકર્તાઓના વાસ્તવિક હિતૈષી જ હોવા જોઇએ. અસ્તુ.

"સમસ્ત વિશ્વને સંસ્કૃતિ સમર્પનાર આ પ્રાચીનતમ તથા પવિત્રતમ ભારતવર્ષ નામક દેશમાં રાજ્યકર્તાઓ પ્રતિ જેટલો ને જેવો પૂજ્યભાવ દર્શાવવામાં આવ્યો છે તેટલો ને તેવો પૂજ્યભાવ રાજ્યકર્તાઓ પ્રતિ અન્ય કોઇ પણ દેશમાં કોઇ પણ સમયમાં દર્શાવવામાં આવ્યો હોય એવો ઉલ્લેખ આપણને અન્ય કોઇ પણ દેશના ઇતિહાસમાં નથી જ મળી શકતો. શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને રાજાને 'नराणां च नराधिपः' એ વાક્યથી ઇશ્વરના સમકક્ષ તરીકે ઓળખાવી દીધો છે અને સંસ્કૃત ભાષાના નરેશ, નરેન્દ્ર તથા નરાધિપ આદિક શબ્દો પણ રાજાની એ ઇશ્વરપદવીને જ વ્યક્ત કરી રહ્યા છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ. પરંતુ કોઇ પણ પદવી જેટલી મોટી હોય છે તેટલી જ તેની ઉત્તરદાયિતા પણ મોટી હોય છે. ડબ્લ્યુ. સોમરવિલ નામક એક પાશ્ચાત્ય કવિયે રાજસત્તાની જે વ્યાખ્યા કરી છે તે આ છે:-

'The power of kings (if rightly understood)
Is but a grant from Heaven of doing good.'

અર્થાત્ 'જો 'રાજસત્તા' શબ્દના વાસ્તવિક અર્થને સમજી લેવામાં આવે તો એ શબ્દનો એ જ અર્થ થાય છે કે રાજસત્તા તે રાજા નામક માનવવ્યક્તિને પ્રજાનું કલ્યાણ કરવામાટે પરમાત્મા પાસેથી મળેલા અધિકારદાન વિના બીજું કાંઇ પણ નથી.' પરંતુ જ્યારે રાજા 'રાજસત્તા'ના એ વાસ્તવિક અર્થની અવહેલના કિંવા ઉપેક્ષા કરીને પરમાત્મા પાસેથી પ્રજાના કલ્યાણમાટે પ્રાપ્ત થયેલા એ અધિકારનો પ્રજાના અકલ્યાણમાં જ દુરુપયોગ કરવા માંડે છે ત્યારે પછી તેના 'નરેશત્વ'નો પણ લોપ થઇ જાય છે અને કર્તવ્યભ્રષ્ટ રાજાને પોતાની એ કર્તવ્યભ્રષ્ટતાનાં અનેક વાર અતિશય માઠાં પરિણામો ભોગવવાં પડે છે એનાં

વિશ્વના વર્તમાન ઇતિહાસમાં તો અસંખ્ય ઉદાહરણો વિદ્યમાન છે; પરંતુ ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસમાં પણ એના ઉદાહરણોનો સર્વથા અભાવ નથી. જ્યારે વેન રાજાએ પોતાની રાજસત્તાના સમયમાં તાત્કાલિક ધાર્મિક-વિધિયોને અટકાવી દઇને પોતાને જ યજ્ઞભોક્તા દેવ તરીકે સિદ્ધ કરવાના પ્રયત્નો કરી પોતાની પ્રજા ઉપર અસહ્ય અત્યાચારો કરવા માંડયા હતા ત્યારે પછી અત્યંત શાંતપ્રકૃતિ આપણા પ્રાચીન આર્યઋષિયોયે જ તેની હત્યા કરી નાખી હતી; કિન્તુ રાજાના અભાવે દેશમાં અરાજકતા વ્યાપી જતાં અને ચોર તથા લુટારા આદિકનો ઉપદ્રવ વધી જતાં તે ઋષિયોએ તેના જ પૃથુ નામક ધર્મપરાયણ તથા કર્તવ્યશીલ પુત્રનો રાજ્યાભિષેક કર્યો હતો એ કથા મહાભારત, વિષ્ણુપુરાણ, શ્રીમદ્ભાગવત તથા હરિવંશ આદિક પુરાતન ગ્રંથોમાં વર્ણવાયલી છે. આ કથા જેવી રીતે રાજાના અત્યાચારનો નિષેધ કરનારી છે તેવી જ રીતે કોઇ પણ સ્વરૂપમાં કોઇ પણ પ્રકારની રાજસત્તાની આવશ્યકતાને પણ સિદ્ધ કરનારી છે. આના સંબંધમાં સર જે. ડેન્હામ નામક એક પાશ્ચાત્ય કવિના તટસ્થ વિચારો રાજા તથા પ્રજા ઉભયમાટે જાણી રાખવા યોગ્ય છે. એ પાશ્ચાત્ય કવિ કહે છે કે:-

"Thus Kings, by grasping more than they could hold,
First made their subjects by oppression bold;
And popular sway, by forcing kings to give
More than was fit for subjects to receive,
Ran to the same extremes; and one excess
Made both, by striving to be greater, less."
Sir J. Denham.—Cooper's Hill. 343.

અર્થાત્: "પોતાથી જેની સુવ્યવસ્થા કરી શકાય તેના કરતાં અધિક ભૂમિને આવી રીતે રાજાઓએ અધિકૃત કરી લીધી હતી અને પોતાની પ્રજાને તે રાજ્યકર્તાઓએ જ પ્રથમ દમનનીતિ તથા અત્યાચારો કરીને નિર્ભય બનાવી દીધી; (કારણ કે, અકારણ પ્રજા ઉપર બળ કિંવા પશુબળનો પ્રયોગ કરવાથી જ્યારે રાજાઓના અત્યાચારો અસહ્ય થઇ પડે છે ત્યારે પછી પ્રજાઓ પણ મરવા કે મારવાનો નિશ્ચય કરીને પોતાના મનુષ્ય તરીકેના અધિકારોને મેળવવામાટે રાજસત્તાની સામે થઇ જાય છે અને એ સર્વથા એક સ્વાભાવિક ઘટના છે). એટલે રાજ્યકર્તાઓની એ અકારણ દમનનીતિનું પરિણામ એ થયું કે પ્રજાએ એકત્ર બળથી રાજસત્તાનો વિરોધ

કરીને તેમને જેટલા અધિકારોની ન્યાયપુરઃસર પ્રાપ્તિ થવી જોઇતી હતી તેના કરતાં પણ અતિશય અધિક અધિકારો આપવાની રાજાઓને ફરજ પાડી દીધી; અત્યાચાર કિંવા બળાત્કારની જે સીમાઓ ઉપર રાજ્યકર્તાઓ પહોંચી ગયા હતા તે સીમાઓ ઉપર પ્રજાઓ પણ પહોંચી ગઇ અને એ અતિશયતાનું પરિણામ એ થયું જે રાજ્યકર્તાઓ તથા પ્રજાજનો બન્ને અયોગ્ય અધિકારની પ્રાપ્તીદ્વારા મહત્તર થવાની આકાંક્ષા ધરાવતા હતા તેઓ આવા પ્રયત્નોથી મહત્તર થવાને બદલે હીનતા કિંવા અધોગતિની ગર્તામાં ગબડી પડયા."

"આ કવિનો આભ્યંતર આશય છે તે એ જ કે રાજ્યકર્તાઓમાટે રાજ્યવિસ્તારની અતિશય લાલસા તથા અકારણ દમનનીતિ જેવી વિઘાતક થઇ પડે છે તેવી જ રીતે રાજસત્તાને નષ્ટ કરી નાખવાની તથા જે અધિકારોને સામાન્ય જનતાથી કદાપિ સુરક્ષિત રાખી શકાય તથા વ્યવહારમાં યોજી શકાય તેમ છે જ નહિ તેવા અપરિમિત અધિકારોને પ્રાપ્ત કરી લેવાની લાલસા પ્રજાજનોમાટે પણ તેટલી જ કિંબહુના તેથી પણ અધિક પરિમાણમાં વિઘાતક થઇ પડે છે. અર્થાત્ જેટલી અત્યાચારિણી રાજસત્તા વિઘાતક છે તેટલીજ અનિયંત્રિત પ્રજાસત્તા કિંવા અરાજકતા પણ વિઘાતક છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી મારી પોતાની માન્યતા તો નથી જ. ઉદાહરણ તરીકે રશિયાના ઝારની અપરિમિત અત્યાચારિણી રાજસત્તા જેટલી સીમા પર્યંત રાજા તથા પ્રજા ઉભયમાટે વિઘાતક થઇ પડી હતી તેટલી જ સીમા પર્યંત અત્યારનું બોલ્શેવિક નામક સ્વચ્છન્દ પ્રજાતંત્ર પણ રશિયામાટે વિઘાતક થઇ પડવાનો સંપૂર્ણ સંભવ દૃષ્ટિગોચર થવા માંડયો છે એટલામાટે 'અતિ સર્વત્ર વર્જયેત્' એ આપણો પુરાતન ભારતીય સાર્વકાલિક આર્ય સિદ્ધાંત જ આજે દેશમાં અનુકરણીય તથા અનુસરણીય સિદ્ધ થયેલો પ્રત્યક્ષ દેખાઇ આવે છે.

"મારી પ્રજાને મારા પોતાના સંબંધમાં કોઇ પણ પ્રકારના અસંતોષને દર્શાવવાનું કારણ ન મળે એટલામાટે જ્યારથી મારા રાજ્યાભિષેકની વાર્તા મારા જાણવામાં આવી છે ત્યારથી મેં પ્રજાની સંમતિથી રાજ્યતંત્રને ચલાવવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે અને 'રાજ્યપ્રબંધક પ્રજાસમિતિ' નામક એક સંસ્થાને ગ્રેટબ્રિટનની પાર્લામેન્ટ નામક સંસ્થાના ધોરણને અનુસરીને સ્થાપી દેવાની યોજના પણ ઘડી રાખી છે. એ સમિતિનો જો પ્રજા ચૂંટશે તો હું પણ એક સભ્ય રહીશ, એ સમિતિ મારા માટે તથા મારા કુટુંબમાટે જે કાંઇ પણ નિયત માસિક વેતન

બાંધી આપશે તેટલાથી જ પ્રજાના એક સેવક તરીકે હું મારો તથા મારા કુટુંબનો નિર્વાહ ચલાવતો રહીશ અને રાજ્યની સર્વ ઉપજ પ્રજાહિતનાં કાર્યોમાં એ સમિતિના હસ્તથીજ વપરાતી રહેશે. અત્યારે મારી રાજસત્તાનો હું માત્ર એટલો જ ઉપયોગ કરૂં છું કે આ રાજ્યમાં મનુષ્યજીવનની જે અનેક આવશ્યક વસ્તુઓના ઇજારા આપવાની મહાવિઘાતક પદ્ધતિને સ્થાપી દેવામાં આવી છે તે પદ્ધતિને આજથી જ પ્રજાના કલ્યાણમાટે બંધ કરવામાં આવે છે; સદ્‌ભાગ્યવશાત્ એ ઇજારાઓની મુદત પણ ચાર પાંચ દિવસમાં જ પૂરી થાય છે એટલે ઇજારદારને આ પ્રબંધથી કશી પણ આર્થિક હાનિ થવાનો સંભવ નથી; છતાં જો ઇજારદારો પોતાને થયેલી આર્થિક હાનિનાં પ્રમાણો રજૂ કરશે તો તેમને થયેલી હાનિ રાજકોષમાંથી ભરપાઇ કરી આપવામાં આવશે. જેમને રાજા, મહારાજા તથા સમ્રાટોના પણ અન્નદાતા કહી શકાય તેમ છે તે કૃષિકારો અથવા ખેડુતો ઉપર આજકાલ અનેક રાજ્યોમાં નાનાવિધ કરોનો એટલો બધો ભાર નાખી દેવામાં આવ્યો છે કે સારા માઠા અવસરમાટે પાંચ પૈસા બચાવી શકવાની વાત તો દૂર રહી, પણ જગતના અન્નદાતા એ ખેડુતોને પ્રાણાન્તક પરિશ્રમ કરવા છતાં બાર માસ પર્યન્ત બે વાર પેટ ભરીને ખાવાનું પણ મળી શકતું નથી; તેમનાં સ્ત્રીપુત્રાદિક પણ ભૂખનાં દુઃખ વેઠીને કંગાલ જીવન જીવ્યાં કરે છે અને અંગ ઢાંકવામાટે તેમને પૂરાં વસ્ત્રો પણ નથી મળી શકતાં. આ સમસ્ત પરિસ્થિતિને લક્ષમાં લઇને અત્યાર સુધી એ ખેડુતો ઉપર અત્યાર સુધીના નિયમ અનુસાર જે રૂપિયા દશ લાખની લગભગનું લેણું પડે છે તે રાજ્યના લેણાની રકમ આજે સદન્તર માફ કરી દેવામાં આવે છે અને તેમની ઉપરના જે કેટલાક અમાનુષ કરો કાઢી નાખવાનો નિશ્ચય કરવામાં આવ્યો છે તે કરોની નામાવલી એક સપ્તાહમાં જ પ્રકટ કરવામાં આવશે અને મારો દૃઢ વિશ્વાસ છે કે એ કરો નીકળી જતાં ખેડુતો ઉપરથી કરનો ભાર લગભગ પચાસ ટકા જેટલો ઓછો થઇ જશે અને બે વર્ષમાં-જ ખેડુતોની અધોગતિ ઉન્નતિના શિખરપર આરોહણ કરતી જોવામાં આવશે. મારા રાજ્યમાં એક પણ પુરુષ વ્યક્તિ કિંવા નારી વ્યકિત અશિક્ષિત કિંવા નિરક્ષર ન રહેવી જોઇએ એવી મારી પરમ ઇચ્છા હોવાથી એક સો ઘરની વસતીવાળા પ્રત્યેક ગ્રામમાં પ્રાથમિક શાળાની સ્થાપના કરીને તે શાળામાં ગુજરાતી પાંચમા ધોરણ સુધીના સામાન્ય શિક્ષણ ઉપરાંત બાળકો તથા બાલિકાઓને સર્વસાધારણ ધાર્મિક તથા નૈતિક શિક્ષણ તેમ જ અમુક સીમા પર્યન્ત કૃષિવિદ્યાનું શિક્ષણ પણ મળ્યા કરે એવો પ્રબંધ હું

"રાજ્યપ્રબંધક સમિતિ' દ્વારા કરાવવા ઇચ્છું છું અને એની સાથે પ્રજાના આરોગ્યની રક્ષા તથા વૃદ્ધિની પણ યોગ્ય વ્યવસ્થા કરવાનું વચન આપું છું. હું આશા રાખું છું કે મારી રાજભક્ત તથા રાજનિષ્ઠ પ્રજા મારા પ્રતિ સહાનુભૂતિ દર્શાવીને મારા રાજ્યકર્તા તરીકેના માર્ગને સુલભ કરી આપવાની ઉદારતા દર્શાવશે અને મનુષ્યમાત્ર પ્રમાદને પાત્ર હોવાથી જો મારો કોઇ પણ પ્રમાદ પ્રજાના જોવામાં આવે તો પ્રજા તે પ્રમાદ મને બતાવી આપશે કે જેથી મારી ભૂલને સત્વર મારાથી સુધારી શકાય અને રાજા તથા પ્રજા વચ્ચે અકારણ ગેરસમજૂતી ઊભી ન થઇ જાય. પરમાત્મા રાજા તથા પ્રજા ઉભયનું કલ્યાણ કરે અને મારા હસ્તથી રાજા તરીકેનાં કર્તવ્યોનું નિરંતર યથાસ્થિત પાલન થતું રહે એ અંતિમ ભદ્રભાવના સહિત હું મારા વક્તવ્યની સમાપ્તિ કરૂં છું."

નવીન મહારાજાની આ ભદ્ર ભાવના, નમ્રતા તથા અલૌકિક ઉદારતાયુક્ત પ્રજાભક્તિને અવલોકીને સભામંડપમાં વિરાજેલા ભૂમંડલા રાજ્યના પ્રજાજનો કિંવા નાગરિકોના આનન્દ તથા હર્ષનો અવધિ થઇ ગયો અને તેમણે પંદર મિનિટ સુધી ગગનભેદક કરતલધ્વનિ કરીને પોતાના એ આનન્દ તથા હર્ષને વ્યક્ત કરી બતાવ્યો. 'મહારાજાનો જયજયકાર હો!' 'ધર્મરાજના અવતાર મહારાજા પ્રતાપસિંહજીનો પ્રતાપભાનુ અખંડ તપો!' 'દીનબંધુ નરેન્દ્રની રાજસત્તા અમર રહો!' 'ન્યાયાવતાર ભૂપેન્દ્રના શત્રુઓ નષ્ટ થઇ જાઓ!' ઇત્યાદિ ભદ્રભાવદર્શક ધ્વનિયો પણ જનમંડળમાંની ભિન્ન ભિન્ન વ્યક્તિયોના મુખમાંથી બહિર્ગત થવા લાગ્યા.

જ્યારે પંદરેક મિનિટ પછી પ્રજામંડળમાં (સભામાં) પુનરપિ શાંતિનો અધિકાર વ્યાપી ગયો ત્યારે નવીન મહારાજા કહેવા લાગ્યા કે: "રાજ્યને સુવ્યવસ્થિત સ્વરૂપમાં ચલાવવામાટે જેને અત્યારે 'દીવાન' નામથી ઓળખવામાં આવે છે તે અમાત્ય અથવા સચિવની અનિવાર્ય આવશ્યકતા હોય છે અને રાજ્યની સુવ્યવસ્થા તથા નાનાવિધ ઉન્નતિયોનો આધાર અમાત્યની પોતાની યોગ્યતા ઉપર જ રહેલો હોય છે. રાજનીતિવિશારદ અને અર્થશાસ્ત્રના નિર્માતા ચાણક્યદેવની એવી આજ્ઞા છે કે કોઇ પણ રાજાએ પોતાના રાજ્યના જ બુદ્ધિમાન્, કુલીન તથા રાજનીતિજ્ઞ પુરુષને અમાત્ય તરીકે નીમવો જોઇએ. મહાશય આનન્દશંકરભાઇ આ ભૂમંડલા રાજ્યના જ નિવાસી છે: કુલીન, સુશિક્ષિત બુદ્ધિમાન્ તથા રાજનીતિજ્ઞ હોવાથી બ્રિટિશ સરકારદ્વારા પ્રતિષ્ઠાને મેળવી ચૂકયા છે અને

મુંબઇમાં વસીને પણ ભૂમંડલાનાં રાજા તથા પ્રજા ઉભયની નાનાવિધ યોગ્ય સેવાઓ કરતા રહ્યા છે એ વાર્તા ભૂમંડલાની પ્રજાથી અજાણી નથી અને હોય પણ નહિ. એમને નથી ધનનો લોભ કે નથી પ્રતિષ્ઠાની બુભુક્ષા; છતાં આ રાજ્યનૌકાને અવનતિના તોફાની સમુદ્રમાંથી હંકારી જઇને ઉન્નતિના તીરપ્રાંતમાં પહોંચાડવાના શુભ આશયથી એમણે આ રાજ્યના અમાત્યપદને અમુક સમય પર્યન્ત સ્વીકારવાની હા પાડી છે તો હું નામદાર ગવર્નર સાહેબને પ્રાર્થના કરૂં છું કે એઓ શ્રીમાન્ એમને પોશાક અર્પીને એમને જનતા સમક્ષ આ રાજ્યના અમાત્ય તરીકે વ્યક્ત કરી દેવાની ઉદારતા દર્શાવે."

નવીન મહારાજાની પ્રાર્થનાને માન આપીને નામદાર ગવર્નર સાહેબે આનન્દશંકરભાઇને તેમની અતિશય પ્રશંસા કરીને પોશાક સમર્પી ભૂમંડલાના પ્રધાન અમાત્ય (પ્રાઇમ મિનિસ્ટર અથવા વઝીરે આજમ) તરીકે વ્યક્ત કરી દીધા અને આનન્દશંકરભાઇએ કૃતજ્ઞતાયુક્ત નમ્રતા દર્શાવીને એ પદવીનો આનન્દપૂર્વક સ્વીકાર કરી લીધો. એ પ્રસંગે આનન્દશંકર ભાઇએ પોતાના જે વિચારોને વ્યક્ત કરી બતાવ્યા તે વિચારોએ રાજા તથા પ્રજા ઉભયના હૃદયમાં તેમના સંબંધમાં વસી રહેલા માન, આદર તથા પૂજ્યભાવમાં શતગુણ વૃદ્ધિ કરી દીધી અને તેમની એ નિયતિ પ્રતિ નાગરિકોએ પોતાની પૂર્ણ સંમતિ દર્શાવી દીધી.

એ પછી ભૂમંડલા રાજકુટુંબનાં ભાયાતો, દેશી તથા વિદેશી વ્યાપારીઓ, રાજ્યનાં અન્યાન્ય નગરોના નાગરિકો તથા નાનાવિધ મંડળો જે ભિન્ન ભિન્ન માનપત્રો કિંવા પ્રશંસાપત્રો નવીન મહારાજાને સમર્પવામાટે પ્રથમથી જ તૈયાર કરીને લઇ આવ્યા હતા તે માનપત્રો તથા પ્રશંસાપત્રોના વાચન તથા સ્વીકારના વિધિમાં કેટલોક સમય વીતી ગયો. એ સર્વ વિધિયો સમાપ્ત થયા પછી આદર્શ રાજવિધવા કિંવા રાજમાતા આનન્દકુમારી બા સાહેબ પોતાના આસનપરથી ઊઠીને રંગમંચના અગ્રભાગમાં દંડાયમાન થઇ અતિશય ગંભીર ભાવ તથા ગંભીર વાણીથી કહેવા લાગ્યાં કે:—

"મારા ભૂમંડલાનિવાસી પુત્રતુલ્ય નાગરિકો તથા મારી ભૂમંડલા નિવાસિની પુત્રીતુલ્યા નાગરિકાઓ, જો કે નવીન મહારાજાને ભવિષ્યમાં રાજ્યચાલનના સંબંધમાં જ્યારે પણ આવશ્યકતા હોય ત્યારે યોગ્ય પરામર્શ આપવાનું કાર્ય તો મારા દેહમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી મારે કરવાનું જ છે; છતાં પણ આજે નવીન મહારાજાના આ રાજ્યાભિષેકની નિર્વિઘ્ન સમાપ્તિએ મને રાજ્યચાલનના ભાર કિંવા ઉત્તરદાયિત્વથી બહુ અંશે મુક્ત કરી દીધી છે અને તેથી મારા અવશિષ્ટ આયુષ્યને સમાજ-

સેવા કિંવા પરોપકારના કાર્યમાં વીતાડીને કાંઇક સાર્થક કરી લેવાનો મારા મનમાં મેં દૃઢ નિશ્ચય કરી લીધો છે. નારીના હસ્તથી નારીજાતિની સેવા થાય એ અધિક ઉચિત હોવાથી અને આપણી સુવિશાળ હિન્દુજાતિની ઉચ્ચવર્ણું વિધવાઓની સ્થિતિ અતિશય શોચનીય હોવાથી મારી પાસે મારૂં જે કાંઇ પણ સ્રીધન બાકી રહેલું છે તે મારા સ્રીધનના યોગે આ ભૂમંડલા નગરના બાહ્ય ભાગમાં જે આગાર અત્યારે વસન્તોદ્યાનના નામથી ઓળખાય છે તે જ આગારમાં એક આદર્શ હિન્દુવિધવાશ્રમ અલ્પ સમયમાં જ ખોલવાનો અને હું પોતે પણ વિધવા હોવાથી એક સામાન્ય હિન્દુ વિધવા પ્રમાણે તે વિધવાશ્રમમાં જ અષ્ટોપ્રહર વસીને મારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત હિન્દુ વિધવાઓની સેવા કરવાનો ઉચિત પ્રબંધ અત્યાર પૂર્વેજ કરી દેવામાં આવ્યો છે. નવીન મહારાજાએ વસન્તોદ્યાન જેવા આગારનો વિધવાશ્રમ તરીકે સદાનેમાટે ઉપયોગ કરવા દેવાની અને વિધવાશ્રમના નિભાવમાટે વાર્ષિક રૂપિયા છ હજાર આપતા રહેવાની જે ઉદારતા દર્શાવી છે તે ઉદારતામાટે મારે મારા આ દત્તક પુત્ર નવીન મહારાજાનો અત્યંત ઉચિત શબ્દોમાં ઉપકાર માનવો જ જોઇએ અને તે એટલામાટે કે અત્યારના વિલક્ષણ યુગમાં રાજ્યની પ્રાપ્તિ થયા પછી અને રાજસત્તા તથા રાજકોષ હસ્તમાં આવી ગયા પછી આવી ઉદારતા દર્શાવવાની વાર્તા તો દૂર રહી; પણ આજકાલના કેટલાક રાજ્યકર્તાઓ જેમની કૃપા, પ્રીતિ તથા અનુકંપાયુક્ત ઉદારતાથી તેમને રાજ્યની પ્રાપ્તિ થયેલી હોય છે ને પોતાની ઉપકારિકા વિધવા રાણીઓના સર્વ ઉપકારોને નિમિષમાત્રમાં ભૂલી જઇને તેમની પાસેના સ્રીધનને પણ લૂટી લે છે; તેમના રાજમાતા તરીકેના અધિકારોની હત્યા કરી નાખે છે; તે વિધવા રાણીઓને કંગાલ કરી નાખીને રૂપિયા સો કે બસેંનો માસિક પગાર તેમના નિર્વાહમાટે બાંધી આપી દાસીઓ કરતાં પણ તેમની અધિક દયાજનક દારુણ દુર્દશા કરી નાખે છે અને હાલતાં ને ચાલતાં તે નિરાધાર વયોવૃદ્ધ રાજવિધવાઓનાં ભયાનક અપમાન કરતા રહે છે. આ પરિસ્થિતિને દર્શાવનારા દૃષ્ટાન્તો એકથી અધિક સંખ્યામાં આપણા આ પ્રદેશમાં જ અને આ વર્તમાન કાળમાં જ વિદ્યમાન હોવાથી અને એ દૃષ્ટાંતો આ પ્રદેશના લોકોના જાણવામાં હોવાથી એમના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

“એક રાજવિધવા તથા રાજમાતા તરીકેની મારી પદવી અનુસાર મારા નિર્વાહ તથા નિવાસનો સર્વ યોગ્ય પ્રબંધ કરી આપવા

માટે નવીન રાજા બંધાયલા હોવાથી એમણે મને માસિક રૂપિયા દશ હજાર તથા મારા નિવાસમાટે રાજમહાલયનો અમુક વિભાગ આપવાની ઇચ્છા દર્શાવી હતી; પરંતુ મારા વિધવા તરીકેના જીવનની અલ્પસંખ્ય આવશ્યકતાઓને પહોંચી વળવામાટે આટલા બધા માસિક પગારની લેશમાત્ર પણ આવશ્યતા ન હોવાથી અને મારે હવે સ્થાયી નિવાસ તો વિધવાશ્રમમાં જ કરવાનો હોવાથી મેં એ વેતન તથા નિવાસાલયનો મારી ઇચ્છાથી જ અસ્વીકાર કર્યો છે અને જો એમની ઇચ્છા હોય તો એ રકમ વિધવાશ્રમના લાભમાટે રિઝર્વ્ડ ફંડ તરીકે એકમાં રાખી દેવાની સૂચના મેં એમને આપી દીધી છે. એ સૂચનાને એમણે સ્વીકારી લીધી છે. હિન્દુ વિધવાશ્રમના સંસ્થાપન તથા સંચાલનની આવા પ્રકારની વ્યવસ્થા થઇ ગયેલી હોવાથી પ્રથમ મારી પ્રજા પાસેથી એ વિધવાશ્રમમાટે આર્થિક સહાયતાને મેળવવાની જે મારી ઇચ્છા હતી તે ઇચ્છાને વ્યક્ત કરવાની હવે આવશ્યકતા રહી નથી; કારણ કે, જે ધન વિધવાશ્રમને રાજકોષમાંથી મળવાનું છે તે પણ પ્રજાનું જ ધન છે, તો પછી કારણ વિના પ્રજાને અત્યારના વિષમ સમયમાં અધિક પરિશ્રમ શામાટે આપવો જોઇએ ? મારો એવો દૃઢ વિશ્વાસ છે કે જો ભવિષ્યમાં એ સંસ્થાને નાણાંની આવશ્યકતા પડશે, તો ભૂમંડલા રાજ્યનાં સાધનસંપન્ન નાગરિકો તથા નાગરિકાઓ સંસ્થાને જોઇતાં નાણાં આપીને પોતાની ઉદારતાનો તત્કાળ પરિચય કરાવી દેશે અને એટલામાટે જ હું અત્યારે તેમને અકારણ પરિશ્રમ આપવા નથી ઇચ્છતી. મારી પ્રજાના નારીસમાજ પાસેથી એટલી આશા હું અવશ્ય રાખું છું કે જે હિન્દુ નારીઓને દુર્ભાગ્યવશાત્ વૈધવ્યની પ્રાપ્તિ થયેલી હોય તે હિન્દુ વિધવાઓ એ સંસ્થાને પોતાની નાનાવિધ સેવાઓ તથા સહાનુભૂતિદ્વારા અવશ્ય યોગ્ય સહાયતા આપતી રહેશે અને એ સંસ્થાનો, જો યોગ્ય જણાય તો, નિરંતર લાભ લેતી રહેશે. મારે એક બીજી વાર્તા જણાવવાની છે કે જે બાલવિધવા કલ્યાણીને એક કિંવા અન્ય કારણવશાત્ ભૂમંડલાની પ્રજા સારી રીતે ઓળખે છે અને જેના સદ્‌ગુણો સંપૂર્ણ પરિમાણમાં ભૂમંડલાની પ્રજાના જાણવામાં આવી ચૂકયા છે તે આદર્શ વિપ્ર બાલવિધવા કલ્યાણી જ આ હિન્દુ વિધવાશ્રમની સંસ્થાપના વિષયક કલ્પના કિંવા ઇચ્છાની આદ્યજનની હોવાથી અને મારા હૃદયમાં પણ જીવનના સદુપયોગની આ આકાંક્ષાને એણે જ જાગ્રત કરેલી હોવાથી એ સંસ્થાને અસ્તિત્વમાં લાવવાનું પ્રથમ શ્રેય જો કોઇ પણ વ્યક્તિને આપવામાં આવે, તો તે શ્રેય એ બાલવિધવા દેવી

કલ્યાણીને જ આપવુ જોઇએ. એ તરુણી વિધવાએ પોતાના જીવનની અન્ય સર્વ વિકારમયી લાલસાઓ તથા આકાંક્ષાઓને તિલાંજલિ સમર્પી દઇને એ વિધવાશ્રમની નિઃસ્વાર્થ અને વિશુદ્ધ સેવામાં જ પોતાના અવશિષ્ટ જીવનને સમર્પી દેવાની પ્રચંડ પ્રતિજ્ઞા કરી લીધી છે અને એ પ્રતિજ્ઞાદ્વારા પોતાના બ્રાહ્મણત્વને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યું છે. આ આત્મસમર્પણમાટે હું એ વિકારવૈરિણી વિશુદ્ધ હિન્દુ વિધવાને અંતઃકરણપૂર્વક સહસ્ર મુખથી ધન્યવાદ આપું છું. મારો રાજા તથા પ્રજા ઉભયને આશીર્વાદ છે કે રાજાદ્વારા પ્રજાનું અને પ્રજાદ્વારા રાજાનું અખંડ કલ્યાણ થતું રહે અને અપયશભાગી ભૂમંડલા રાજ્ય યશોભાગિતા તથા ઉત્કર્ષના માર્ગમાં વેગપૂર્વક અગ્રગામી થવાના અવસરને સત્વર પ્રાપ્ત કરી બતાવે.''

રાજવિધવા મહારાણીના આ ઉદ્ગારોએ ભૂમંડલાનાં નાગરિકો તથા નાગરિકાઓનાં હૃદયોમાં એક પ્રકારનો અદ્ભુત પ્રભાવ પાડી દીધો અને મહારાણીશ્રીની ઇચ્છા ન હોવા છતાં પણ ભૂમંડલાના કેટલાક ધનાઢ્ય નાગરિકોએ યથાશક્તિ હજારો રૂપિયાની રકમો એ વિધવાશ્રમના લાભમાટે ભરી આપી કે જે રકમનો એકંદર સરવાળો રૂપિયા બે લાખનો થઇ ગયો. પ્રજાના અતિશય આગ્રહથી મહારાણી આનન્દકુમારી બા સાહેબને એ રકમનો અનિચ્છાપૂર્વક પણ સ્વીકાર કરવો જ પડ્યો. આ વેળાયે મધ્યાહ્ન પછી લગભગ એક વાગ્યાનો સમય થવા આવેલો હોવાથી બ્રાહ્મણો, કવિજનો તથા ચારણો આદિનાં આશીર્વાદાત્મક કાવ્યોના શ્રવણ સહિત સભાનું વિસર્જન કરવામાં આવ્યું અને મધ્યાહ્નભોજનમાટે નવીન મહારાજા તથા નિમંત્રિત અતિથિજનોના પ્રયાણ પછી અન્ય સર્વ જનો પોતપોતાનાં નિવાસસ્થાનો પ્રતિ જવાને ત્યાંથી પ્રયાણ કરી ગયાં અને માર્ગમાં તેઓ નવીન મહારાજા તથા રાજમાતાના દેવત્વની જ ગાથા ગાતાં રહ્યાં.

---

## પ્રકરણ ૪૩ મું

## અંતિમ ઉપસંહાર

સમયને વીતી જતાં વિલંબ નથી થતો. ભૂમંડલાના નવીન મહારાજા પ્રતાપસિંહજીના રાજ્યાભિષેકોત્સવની સમાપ્તિને એક સપ્તાહ જેટલો સમય વીતી ગયો હતો અને અન્ય પ્રદેશોમાંનાં એ અવસરે ભૂમંડલાનગરમાં પધારેલાં સર્વ સ્ત્રીપુરુષ અતિથિજનો પોતપોતાનાં સ્થાનો પ્રતિ જવાને રવાના થઇ ગયાં હતાં. રાજવિધવા મહારાણી આનન્દકુમારી બા સાહેબ તથા કલ્યાણીએ સ્વ. મહારાજાના વસન્તોદ્યાન નામક સુવિશાળ

તથા મનોહર મહાલયમાં હિન્દુ અનાથ વિધવાશ્રમને સ્થાપવાની પ્રવૃત્તિયોને વેગપૂર્વક આરંભી દીધી હતી. એવામાં ભૂમંડલાના રાજમહાલયમાં એક દિવસ પ્રભાતકાળમાં એક મહાશોકકારિણી તથા હૃદયવિદારિણી ઘટના ઘટેલી રાજમહાલયનાં નિવાસિજનોના જોવામાં આવી અને તે ઘટનાએ સર્વ જનોનાં હૃદયોને નિરાશ તથા વિદીર્ણ કરી નાખ્યાં. આ નવલકથાનાં પાઠકો તથા પાઠિકાઓ જે રાજપૂત રમણીના સતીત્વ કિંવા પાતિવ્રત્યનો સ્વ. મહારાજા ઇશ્વરસિંહજીએ તેમ જ મુંબઇમાં ત્યારપછી ફાંસીને લાકડે લટકી ગયેલા તેમના શયતાનખસલત શૉફર વાલજીએ બળાત્કારથી ભંગ કરી નાખ્યો હતો અને જે રાજપૂત રમણીએ પોતાના પતિદેવ સંગ્રામસિંહજી તથા પોતાના બંધુ નવીન મહારાજા પ્રતાપસિંહજી સમક્ષ મહારાજા ઇશ્વરસિંહજી તથા શૉફર વાલજીની હત્યાથી પ્રતિહિંસાની પૂર્તિને જોઇ લઇને આત્મહત્યાદ્વારા પોતાના ભ્રષ્ટ જીવનનો અંત કરી નાખવાની પ્રતિજ્ઞા કરી હતી તે ઓજસ્વિની રાજપૂત રમણીને તથા તેની એ પ્રતિજ્ઞાને સર્વથા ભૂલી તો નહિ જ ગયાં હોય; માત્ર એટલું જ નહિ, પણ શૉફર વાલજીના ફાંસીથી થયેલા મૃત્યુની વાર્તા સાંભળવા છતાં અને પોતાના પતિ તથા બંધુના હસ્તથી પિશાચપતિતુલ્ય પૃથ્વીપતિ મહારાજા ઇશ્વરસિંહજીની હત્યાને પોતાનાં નેત્રોથી જોવા છતાં પણ તે કુસુમકુમારીએ પોતાના જીવનવિસર્જનદ્વારા પોતાની પ્રતિજ્ઞાની પૂર્તિ કેમ ને શા કારણથી નહિ કરી હોય, એ પ્રશ્ન કિંવા સંશય પણ અમારાં પાઠકો તથા પાઠિકાઓના હૃદયમાં કોઇ કોઇ વાર ઉદ્ભવ્યા કરતો હશે. અર્થાત્ એ જ રાજપૂત રમણી કુસુમકુમારી કે જે નિત્ય પ્રભાતમાં અરુણોદયથી પૂર્વે શય્યાને ત્યજી દઇને પોતાના સર્વ પ્રાતર્વિધિયોથી મુક્ત થઇ પ્રફુલ્લતાપૂર્વક ઇતસ્તતઃ સંચરતી સર્વના જોવામાં આવ્યા કરતી હતી તે કુસુમકુમારી એ દિવસે પ્રભાત પછી અર્ધ પ્રહર જેટલો સમય વીતી જવા છતાં જ્યારે રાજમહાલયમાં કોઇના પણ જોવામાં ન આવી અને રાજમાતાએ નિત્યના નિયમ અનુસાર ચાહ નાસ્તાની વેળાયે તેનું સ્મરણ કર્યું ત્યારે એક દાસી તેને બોલાવી લાવવામાટે તેના શયનમંદિરની દિશામાં દોડી ગઇ. શયનમંદિરનાં દ્વાર અંદરથી વાસેલાં ન હોવાથી દાસીના હસ્તનો સ્પર્શ થતાં જ ઊઘડી ગયાં અને કુસુમકુમારી જાણે ગાઢ નિદ્રાને આધીન થયેલી હોય ની ! તેવી રીતે પોતાની શય્યામાં પડેલી તે દાસીના જોવામાં આવી. પ્રથમ તો દાસીએ એમ જ માની લીધું કેઃ 'પ્રકૃતિની અસ્વસ્થતાના કારણથી એઓ શય્યામાં પડી રહ્યાં હશે; એટલે જાગીને ચાહ નાસ્તો લીધાથી અથવા તો ઓષધિના

સેવનથી એમની અસ્વસ્થતાનો અંત આવી જશે.' આવી માન્યતાથી તે દાસીએ શય્યા પાસે જઇને જગાડવાના આશયથી કુસુમકુમારીના શરીરને સ્પર્શ કર્યો; પરંતુ કુસુમકુમારીનો દેહ તેને હિમવત્ શીતલ જણાયો અને અધિક નિરીક્ષણ કરતાં શય્યામાં પડેલી કુસુમકુમારી તે જીવિત કુસુમ-કુમારી નહિ, પણ કુસુમકુમારીની નિર્જીવ કિંવા મૃત્યુને આધીન થયેલી નિષ્પંદ કાયા જ પડેલી હતી એવો તેનો દૃઢ નિશ્ચય થઇ ગયો. દાસીએ ત્યાંથી દોડી જઇને આ સમાચાર રાજમાતાને સંભળાવ્યા અને એ સમાચાર સાંભળીને રાજમાતા ચાર પાંચ દાસીઓ તથા રાણી વસન્તકુમારી સહિત કુસુમકુમારીના શયનમંદિરમાં આવી લાગ્યાં. પ્રત્યક્ષ અવલોકનથી તે સર્વનો પણ એ જ નિશ્ચય થઇ ગયો કે કુસુમકુમારીના પ્રાણ શરીરમાંથી ક્યારના ય પ્રયાણ કરી ગયા હતા. કુસુમકુમારીની પ્રતિજ્ઞાની કથા તેના પતિ તથા પ્રતાપસિંહદ્વારા રાજમાતાના સાંભળવામાં આવેલી હોવાથી તેમના મનમાં એવો સંશય ઉદ્ભવ્યો કે: 'પોતાની પ્રતિજ્ઞાના પાલનમાટે કુસુમકુમારીએ આત્મહત્યા તો નહિ કરી હોય ? જો એણે આત્મહત્યા કરી હશે, તો કાંઇક પત્ર આદિક એ અવશ્ય લખીને રાખતી ગઇ હશે'. આવા પ્રકારના સંશયથી રાજમાતાએ તપાસ કરાવતાં કુસુમકુમારીની શય્યાની ચાદર નીચેથી પરબી-ડિયામાં બંધ કરેલો એક કાગળ નીકળી આવ્યો; રાજમાતાનો સંશય કાંઇક દૃઢ થયો અને તે પરબીડિયાને ફાડીને તેમાંના કાગળને બહાર કાઢી ઉઘા-ડીને વાંચતાં રાજમાતાને પોતાનો સંશય સોએ સોળ આના સત્ય સિદ્ધ થયેલો દેખાયો. તે કાગળમાં કુસુમકુમારીએ આ વૃત્તાન્ત લખ્યો હતો:—

"મારા પૂજ્ય પતિદેવ રાજપૂતકુલ દિવાકર શ્રીમાન્ સંગ્રામસિંહજીનાં પવિત્ર શ્રીચરણોમાં: ભૂમંડલાના નરકવાસી મહારાજા ઇશ્વરસિંહ તથા તેના નૌકર વાલજીના હસ્તથી મારા સતીત્વનો કિંવા મારી પ્રાણપ્રિયા પવિત્રતાનો નાશ થયા પછી જ્યારે આપના તથા મારા બંધુ પ્રતાપસિંહજીના હસ્તથી વૈજનાથના ખંડીયેરમાંથી મારો ઉદ્ધાર થયો તે વેળાયે મેં જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞાનું આપને અવશ્ય સ્મરણ હોવું જ જોઇએ. મહારાજાની વસન્તોદ્યાનમાં હત્યા કરીને જ્યારે આપણે ઘેર પહોંચ્યાં હતાં ત્યારે તે જ દિવસે અથવા તો બીજે દિવસે મારા જીવનના વિસર્જન વડે મારી પ્રતિ-જ્ઞાને પૂર્ણ કરી બતાવવાની મારી ઇચ્છા હતી; પરંતુ એટલામાં મારા ભ્રાતા પ્રતાપસિંહજીનો રાજ્યાભિષેક થવાની વાર્તા સાંભળવામાં આવી અને આપણા માટે અહીં ભૂમંડલામાં આવવાનો ન ધારેલો અવસર ઉપસ્થિત થઇ ગયો એટલે મારા મૃત્યુથી મારા બંધુના મંગળ કાર્યમાં કોઇ પણ

પ્રકારની બાધા ન આવી પડે અને મારાથી પણ મારા બંધુના અકલ્પનીય ઉત્કર્ષનો સાક્ષાત્કાર કરી શકાય એટલામાટે મારે મારી એ પ્રતિજ્ઞાના પાલનને અત્યાર સુધી અનિચ્છાપૂર્વક મુલ્તવી રાખવું પડયું હતું. પરમાત્માની પરમકૃપા તથા પરમકરુણાથી મારા બંધુના રાજ્યાભિષેકનો અવસર નિર્વિઘ્ન તથા આનન્દપૂર્વક સમાપ્ત થઇ ગયો છે અને તે ઘટનાને આજે એક સપ્તાહ જેટલો સમય વીતેલો હોઇને આપ પણ રાજ્યના કાર્યમાટે ચાર દિવસને માટે અહીંથી અન્યત્ર ચાલ્યા ગયા છો એટલે પરમાત્માએ મારી પ્રતિજ્ઞાના પાલનનો મને અનન્ય અવસર મેળવી આપ્યો છે. પ્રાણેશ, મારો દેહ બળાત્કારે ભ્રષ્ટ થયેલો હોવાથી અને મારો આત્મા સર્વથા નિરપરાધી હોવાથી જો કે આપ મને પવિત્ર જ માનો છો અને મારામાં પૂર્વવત્ અખંડ અનુરાગ રાખ્યા કરો છો; છતાં પણ મારો આત્મા મને એમ જ કહ્યા કરે છે કે: 'તારો આ અપવિત્ર દેહ હવે તારા પતિના ઉપયોગનો નથી રહ્યો અને તેથી એ અપવિત્ર દેહને ત્યજી દેવામાં જ તારૂં ઐહિક તથા પારલૌકિક કલ્યાણ સમાયલું છે!' અર્થાત્ મારા આત્માના આ નાદને અનુસરીને મારા ભ્રષ્ટ થયેલા ભૌતિક દેહને ત્યજી દઇને પરલોકમાં પ્રયાણ કરી જવાનો મેં આજે મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે, એટલે જ્યારે મારી આ પત્રિકા આપના હસ્તમાં આવશે ત્યારે તો મારા આ અપવિત્ર દેહના અગ્નિસંસ્કારને પણ કદાચિત્ ત્રણ ચાર દિવસ વીતી ગયા હશે અને મારા મૃત્યુની ઘટના તે એક ભૂતકાલિક ઘટના થઇ ગઇ હશે.

"પરંતુ, પ્રાણેશ, જો મારામાં આપનો સત્ય તથા નિષ્કપટ અનુરાગ હોય, તો મૃત્યુ પૂર્વે મારા હૃદયમાં રમી રહેલી મારી એક ઇચ્છાને મારા મૃત્યુ પછી આપ અવશ્ય પૂર્ણ કરી બતાવશો. મારી આપનાં પવિત્ર ચરણોમાં એ જ અંતિમ પ્રાર્થના છે કે મારા મૃત્યુ પછી આપ કદાપિ વિધુરાવસ્થામાં રહેશો નહિ; કોઇ પણ કુલીન તથા સુયોગ્ય રાજપૂત કુમારિકા સાથે સત્વર લગ્નસંબંધ કરી લેજો; તે મારી સપત્નીને મારી જ સજીવન પ્રતિમારૂપિણી માનજો અને આપણા વંશની વૃદ્ધિ કરીને પિતૃઋણથી સત્વર મુક્ત થવાની ઉત્કૃષ્ટ ભાવનાને નિમેષમાત્રને માટે પણ હૃદયમાંથી વિલુપ્ત થવા દેશો નહિ. જ્યારે મારી સપત્નીના ઉદરથી ઉત્પન્ન થયેલા આપણા કુલદીપક પુત્રના હસ્તથી પિંડદાનની પ્રાપ્તિ થશે ત્યારે જ મારા આત્માની વાસ્તવિક સદ્ગતિ થશે એ વાર્તાને કદાપિ ભૂલી જશો નહિ અને મારા મૃત્યુથી હૃદયમાં કોઇ પણ પ્રકારનો આઘાત થવા દેશો નહિ; કિન્તુ એક પ્રકારના અભિમાનજન્ય આનન્દને જ અનુભવતા રહેશો. આથી વિશેષ

મારે હવે કાંઇ પણ કહેવાનું નથી. આપ નિરંતર સુખી રહો અને આપને ઉદ્દંડ આયુષ્ય, અખંડ આરોગ્ય, વિપુલ સંતતિ તથા કુબેરતુલ્ય સંપત્તિની પ્રાપ્તિ થાય એ જ આપની અર્ધાંગીનો આપને અંતિમ આશીર્વાદ છે. મારા બંધુ પ્રતાપસિંહને પણ મારો એ જ આશીર્વાદ કહી સંભળાવશો અને રાજમાતા આનંદકુમારી દેવીને મારા અંતિમ પ્રણામ વંચાવશો. સ્વર્ગમાં આપની પ્રતીક્ષામાં જ હું મારા સમયને વીતાડતી રહીશ; કારણ કે, મારા સર્વ ભાવી અવતારોમાં મને આપના પત્નીપદની પ્રાપ્તિ થતી રહે એ જ મારો એકમાત્ર પ્રચંડ અભિલાષ છે. પરમાત્મા મારા એ પ્રચંડ અભિલાષને પૂર્ણ કરો. આપને એ ભેદ પણ અંતે મારે જણાવવો જોઇએ કે મૃત્યુથી પૂર્વે શારીરિક વેદના ન ભોગવવી પડે એટલામાટે મેં કડવી બદામમાંથી નીકળતું 'હાઇડ્રોસેનિક ઍસિડ' નામક વિષ ખાઇને આત્મહત્યા કરી છે. એ વિષ અચાનક મારા હાથમાં આવી ગયું હતું અને તેને આજના દિવસમાટે મેં મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય જાણીને જાળવી રાખ્યું હતું. આપની ચરણસેવિકા અર્ધાંગી કુસુમકુમારીના અંતિમ પ્રણામ સ્વીકારશો અને જો આત્માની અમરતામાં આપનો વિશ્વાસ હોય તો આત્માનુરાગને અવશ્ય અખંડ રાખવાની ઉદારતા દર્શાવશો. પ્રણામ, પતિદેવ, આપનાં શ્રીચરણોમાં આ કિંકરી કુસુમકુમારીના વારંવાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ ! ! !"

સંગ્રામસિંહ ભૂમંડલાથી ત્રણ કલાક જેટલા માર્ગ ઉપર હોવાથી તત્કાળ તેના પર એવા આશયનો તાર રાજમાતાની આજ્ઞાથી કરી દેવામાં આવ્યો કે : "તમો એકદમ અહીં આવો. જો રેલ્વે ટ્રેનનો ટાઇમ ન હોય, તો મૉટરમાં રવાના થાઓ." આ તારના પરિણામે સંગ્રામસિંહ ચાર કલાકમાં ભૂમંડલામાં આવી લાગ્યો. એટલા સમયમાં કુસુમકુમારીની સ્મશાનયાત્રાની સર્વ તૈયારીઓ રાજમાતાએ કરાવી રાખી હતી; માત્ર સંગ્રામસિંહથી પોતાની પવિત્રહૃદયા પત્નીના અંતિમ મુખદર્શનનો લાભ લઇ શકાય એટલામાટે જ કુસુમકુમારીના મૃત દેહને ત્યાં રાખી મૂકવામાં આવ્યો હતો. સગ્રામસિંહે કુસુમકુમારીની આત્મહત્યાની કથા ભગ્ન હૃદયથી સાંભળી, તેના શોકનો અવધિ થઇ ગયો અને કુસુમકુમારીના અંતિમ પત્રને વાંચતાં તેનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુધારાનું વહન થવા લાગ્યું. અંતે દિવસના લગભગ ચાર કે સાડા ચાર વાગ્યાના શુમારે કુસુમકુમારીના શબને સ્મશાન–ભૂમિમાં લઇ જવામાં આવ્યું. સતીની સ્મશાનયાત્રામાં સહસ્રાવધિ મનુષ્યોનો સમુદાય વિદ્યમાન હતો. તેના મૃત દેહનો ચંદન કાષ્ઠની ચિતામાં પધરાવીને

અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો અને તેની ચિતાના સ્થાનમાં તેના સ્મારક તરીકે, યોગ્ય સમયે, એક શિવાલય બંધાવીને રાજમાતાએ તે શિવાલયના અગ્રભાગમાં તેના નામનો શિલાલેખ પણ જડાવી દીધો. સંગ્રામસિંહનું હૃદય સંસારથી વિરક્ત થઇ ગયેલું હોવાથી લગ્ન કરીને નવીન ગૃહસ્થાશ્રમને માંડવાની તેની ઇચ્છા ન હોવા છતાં પણ કુસુમકુમારીની ઇચ્છા તથા રાજમાતાના આગ્રહને માન આપીને તેને લગ્ન કરવું જ પડ્યું. રાજમાતા આનન્દકુમારી બા સાહેબના પિતૃપક્ષના એક નિકટવતી સંબંધીની ઉત્તમ ચારિત્ર્યશીલા વિવાહયોગ્ય કન્યા સાથે, કુસુમકુમારીના મૃત્યુની ઘટનાથી ૭ માસ જેટલા કાલાવધિ પશ્ચાત્, તેનો લગ્ન સંબંધ થઇ ગયો. સંગ્રામસિંહના આ દ્વિતીય વારના લગ્નની સર્વ વ્યવસ્થા રાજમાતાએ જ કરી હતી. એ નવીન પત્નીથી સંગ્રામસિંહને એક વર્ષમાં જ પુત્રરત્નની પ્રાપ્તિ થતાં એ પુત્રને સર્વ જનો કુસુમકુમારીના આશીર્વાદના ફળસ્વરૂપ જ માનવા લાગ્યાં અને તેથી તેનું નામ પણ કુસુમકુમાર રાખવામાં આવ્યું.

* * * *

એ એક વર્ષના કાલાવધિમાં નવીન મહારાજા પ્રતાપસિંહજીએ રાજ્યાભિષેકના પ્રસંગે આપેલાં પોતાનાં વચનોને યથાશક્ય અધિક પરિમાણુમાં પાળી બતાવેલાં હોવાથી અને પોતાના રાજ્યને પોણો સો ટકા પ્રજાતંત્રનું સ્વરૂપ આપી દીધેલું હોવાથી ભૂમંડલાની પ્રજા એ નવીન મહારાજા, આવા દેવતુલ્ય પુરુષને દત્તક કરી લેનાર રાજમાતા આનંદકુમારી બા સાહેબ તથા મુખ્ય અમાત્ય આનન્દશંકરભાઇ આદિકના શિરપર અષ્ટોપ્રહર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવી રહી હતી; માત્ર એટલું જ નહિ, પણ ભૂમંડલા રાજ્યની આ રામરાજ્યતુલ્ય કીર્તિથી આકર્ષાઇને અન્યાય રાજ્યોના કૃષિકારો તથા વ્યાપારીઓ પણ વિપુલ સંખ્યામાં ભૂમંડલા રાજ્યમાં આવીને સ્થાયી નિવાસ કરવા લાગી ગયા હતા.

ગંગાસ્વરૂપા મહારાણી આનન્દકુમારી બા સાહેબ તથા બાલવિધવા કલ્યાણીના શુભ આશય તથા એકત્ર પ્રયત્નથી અસ્તિત્વમાં આવેલા હિન્દુવિધવાશ્રમની કીર્તિ એક વર્ષના અલ્પ કાલાવધિમાં સર્વત્ર પ્રસરી જતાં ભૂમંડલા રાજ્ય તેમ જ અન્યાન્ય રાજ્યોની ઉચ્ચ વર્ણની અનેક હિન્દુ વિધવાઓ પોતાનાં આપ્ત તથા આત્મીય જનોની સંમતિથી એ વિધવાશ્રમમાં આવીને વસવા લાગી હતી. પેલી જાગીરદાર રાજપૂત વિધવા તથા સ્વર્ગવાસી મહારાજા ઇશ્વરસિંહજીએ તેમ જ તેમના પિશાચકર્મા અધિકારીએ

જેની પવિત્રતા તથા લક્ષ્મીને લૂટી હતી અને જે પેલા ઉસ્તાદોના ઉસ્તાદ શેઠ બીજલભાઇ સાથે નટવરબંદરપ્રતિ પલાયન કરી ગઇ હતી તે રત્તાપરવાસિની હિન્દુ વિધવા ઝવેરબાઇ રાજમાતાસંસ્થાપિત એ વિધવાશ્રમમાં આવીને પોતાના જીવનને પરોપકારમાં વીતાડવા લાગી હતી. ઝવેરબાઇને સ્વ. મહારાજાએ લૂટી લીધેલી તેની મિલ્કત નવીન મહારાજા પ્રતાપસિંહજીએ પાછી આપી દીધી હતી અને ઝવેરબાઇએ તે મિલ્કત પોતાના પરલોકવાસી પતિના નામથી વિધવાશ્રમને ભેટ તરીકે આપવાની અવર્ણનીય ઉદારતા દર્શાવી હતી; માત્ર એટલું જ નહિ, પણ સ્વ. મહારાજાના આપેલા પાંચ હજાર રૂપિયા તેની પાસે પડયા હતા તે પણ વિધવાશ્રમને જ આપી દીધા; કારણ કે, નટવરબંદરમાં શ્રી રામોપમ મહારાજા કૃષ્ણસિંહજીએ તેના યોગક્ષેમની સર્વ વ્યવસ્થા કરી આપેલી હોવાથી એ રકમ તેની પાસે જેમની તેમ અનામત પડી રહી હતી અને તે રકમ નટવરબંદરની બૅંકમાં ફિકસ્ડ ડિપોઝિટ તરીકે રખાયલી હોવાથી તેમાં વ્યાજનો કાંઇક વધારો પણ થયો હતો. બાલવિધવા કલ્યાણીની વિધવા માતાએ પણ વિધવાશ્રમને પોતાનું અવશિષ્ટ જીવન સમર્પીને પોતાના વચનનું પરિપૂર્ણ પાલન કરી બતાવ્યું હતું. રાજમાતાનો સ્થાયી નિવાસ હવે વિધવાશ્રમમાં જ હતો; માત્ર નિત્ય સંધ્યા સમયે તેઓ મહારાજા પ્રતાપસિંહજી તથા રાણી વસન્તકુમારીને મળવાના નિમિત્તથી પગે ચાલતાં એટલામાટે રાજમહાલયમાં જતાં હતાં કે તેમને મળી પણ શકાય, જો આવશ્યકતા હોય તો કાંઇક રાજનૈતિક પરામર્શ પણ આપી શકાય અને એ નિમિત્તથી કાંઇક શારીરિક વ્યાયામ થતાં આરોગ્ય પણ સુરક્ષિત રહે. તેઓ જ્યારે રાજમહાલયમાં જતાં હતાં ત્યારે કલ્યાણી, જાગીરદાર વિધવા તથા બીજી પણ બે ત્રણ વિધવાઓને સાથે લઇને જ જતાં હતાં અને એ પવિત્ર વિધવાસમિતિ જ્યારે રાજધાનીના બજાર તથા રાજમાર્ગમાંથી પસાર થતી હતી ત્યારે જાણે પરમપૂજ્યા દેવીઓનો સમુદાય જ ચાલ્યો જતો હોયની ! એવો જ લોકોને ભાસ થતો હતો અને હૃદયમાં એક પ્રકારના નૈસર્ગિક પૂજ્યભાવનો ઉદ્‌ભવ થતાં ભુમંડલાનાં નાગરિકો તથા નાગરિકાઓ ઉભય હસ્તોને જોડી જોડીને તેમને પ્રણામ કરી પોતાના હૃદયસ્થ પૂજ્યભાવને વ્યક્ત કર્યા કરતાં હતાં. આ ઘટનાથી 'મનુષ્ય નથી પૂજાતાં, પણ મનુષ્યના ગુણો જ પૂજાય છે' એ ન્યાયની સંપૂર્ણ સાર્થકતા તથા ત્રિકાલાબાધ્યતા અનુભવી શકાતી હતી.

આપણે પરમકરુણાસિંધુ પરમાત્મા પાસેથી એ જ યાચના કરીશું કે તે ભારતવર્ષના સર્વ રાજ્યકર્તાઓને સદ્બુદ્ધિ સમર્પે અને તે સદ્બુદ્ધિના પરિણામે તે રાજ્યકર્તાઓ ભૂમંડલા રાજ્યના નવીન નરેન્દ્ર મહારાજા પ્રતાપસિંહ પ્રમાણે પોતાને રાજાધિરાજ રામચંદ્ર સમાન પ્રજાપાલક તથા પોતાના રાજ્યને 'રામરાજ્ય' તરીકે સિદ્ધ કરી બતાવીને ભારતવર્ષના આ વીસમી સદીના ઇતિહાસમાં પોતાનાં નામો તથા કામોને સુવર્ણાક્ષરથી લખાવતા રહે તેમ જ બાલવિધવા કલ્યાણી તથા રાજમાતા આનન્દકુમારી બા સાહેબ જેવી આદર્શ હિન્દુ મહિલાઓ આર્યવર્તમાં સ્થળે સ્થળે ઉત્પન્ન થઇને હિન્દુ જાતિના પ્રાચીનકાળથી અખંડ ચાલતા આવેલા અલૌકિક ગૌરવની નિરંતર રક્ષા તથા અભિવૃદ્ધિ કરતી રહે!!! ૐ શાંતિ:



